# સમર્પણ

સૌરાષ્ટ્ર
કેસરી
પુનીતાત્મા સ્વર્ગાસીન
ગુરુદેવ
શ્રી પ્રાણલાલજી
મહારાજ
સાહેબ!

સૂર્યના કિરણો પ્રાપ્ત કરી વિકસિત બનેલ નાનકડું
પંકજ સૂર્યને શું અર્પે ? છતાં પણ સૂર્યથી જ પ્રાપ્ત
સુગંધીનો રસથાળ અર્પી પોતાને કૃત્યકૃત્ય નથી
માનતું ? જીવન-પુષ્પના વિકાસમાં સૂર્યસમા પૂ.
ગુરુદેવ પ્રાણલાલજી મ. તથા અવરાયેલા નિજ
આત્મગુણોના શોધન માટે જાગૃત કરી દિશા
સૂચન કરનાર મમ ગુરુણીમૈયા ભાવયોગિ
ની બ્ર. પૂ. લીલમબાઈ મ. ને તેમની જ
પ્રતિકૃતિ અર્પતા ધન્યતા
અનુભવું છું.

—વૈ. ભદ્રા






# ધર્મપ્રેમી સુશ્રાવક પ્રેમજી હીરજી ગાલા

## [ સંક્ષિપ્ત પરિચય ]

આગમપ્રકાશન કાર્ય એમની પ્રેરણા તથા મોટી રકમની મદદ મળતાંજ શરૂ કરવામાં આવેલ છે.

પ્રેમજીભાઇ વિશે ટૂંક પરિચય :—

કચ્છમા કાડાગર ગામના એ રહીશ છે. માતા-પિતાના ધાર્મિક સંસ્કારો એમને બાળપણથી જ છે. તેઓને "ધર્મનો રંગ હાડહાડની મીંજાએ લાગ્યો છે" એ પ્રકારના શ્રાવક છે. ધર્મ-રંગથી રંગાયેલ હોવાને કારણે તેમને આગમોનો પણ સારો અભ્યાસ છે.

તેઓએ ઘણા વર્ષોથી આજીવન બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કરેલ છે. ઘણા વર્ષોથી ચઉવિહાર વ્રત પાળે છે. તેમના ધર્મપત્ની પણ ખૂબજ ધાર્મિક વૃત્તિવાળા છે. બન્ને પતિ-પત્ની અનેક તપશ્ચર્યાઓ કરતા હોય છે.

ગૃહસ્થાશ્રમ પાળતા છતા છેલ્લા સત્તર વર્ષથી નિવૃત્ત જીવન ગાળી રહ્યા છે

પ્રભુ મહાવીરનાં ઉચ્ચ ઉપદેશો અને આગમોની પ્રસિદ્ધિની તેમની ઉત્કટ ઇચ્છા થતાં ઘાટકોપરમા ચાલતી "શ્રમણી વિદ્યાપીઠ" માં આવ્યા.

ત્યા તેઓ પૂજ્ય મહાસતીજી પ્રાણકુવર બાઈ મ, પૂ. મુક્તાબાઈ મ., તથા પૂ. બા. લીલમબાઇ મ. ના પરિચયમાં આવ્યા, અને આગમોને લગતી ચર્ચા થઈ. પરિણામે વિદ્યાપીઠના-સાધ્વી વિદ્યાર્થી ગણ જો આગમોનો ગુજરાતી અનુવાદ કરી આપે તો તેનું પ્રકાશન કરવા તથા તેનું ખર્ચ પોતે ભોગવશે એવી ભાવના વ્યકત કરી.

વિદ્યાપીઠના અધિષ્ઠાતા પં. શોભાચંદ્રજી ભારિલ્લ તથા શ્રાવક શ્રી દુર્લભજીભાઇ ખેતાણી સાથેના વિચારવિનિમયમાં નિર્ણય થયો કે ઉકત ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવું. જન્મભૂમિ પ્રેસમાં પ્રથમ "આચારાગ સૂત્ર" પ્રગટ થઈ ચુકયું છે.

ત્યાર પછી બીજા સૂત્રો પણ પ્રકાશિત થયેલ છે, જેમકે સૂત્રકૃતાંગ, ઉપાસકદશાંગ, વિપાક, ઔપપાતિક, અન્તગડ, અનુત્તરોપપાતિક, નન્દી અને અનુયોગદ્વાર આપના હાથમા છે.

આ પ્રકાશન ઉપકારક નિવડશે એવી આશા છે. અનુવાદકે અનુવાદ કરતી વેળાએ ભાવ જાળવી રાખવા પૂરો પ્રયત્ન અને કાળજી રાખેલ છે.

હકીકતમા દાનવીર પ્રેમજીભાઇનો અમો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

જેચંદ જમનાદાસ તેજાણી
હરજીવનદાસ રૂગનાથ ગાંધી
હીંમતલાલ ભગવાનજી શેઠ
ચીમનલાલ દામોદરદાસ વોરા
નરોત્તમદાસ જીવનલાલ લાખાણી

શ્રમણી વિદ્યાપીઠ
ઘાટકોપર.

## —: પ્રાસંગિક :—



પતંગમાટે દીપક, ચકોરમાટે ચાંદ, લોખંડમાટે લોહચુંબક આકર્ષણકેન્દ્ર છે; તેવીજ રીતે ભવ્યભાવિક મુમુક્ષોઓમાટે 'શ્રમણી વિદ્યાપીઠ' આકર્ષણ કેન્દ્ર છે. મારા જીવન ઉત્થાનનું, ચારિત્ર–ઘડતરનું અને મારામાં કંઈક અંશે જ્ઞાનની જ્યોત પ્રગટી હોય તો તેનું મૂળ 'વિદ્યાપીઠ' જ છે. અતિવિસ્તૃત જૈનસાહિત્યના ગહન અભ્યાસમાટે જિજ્ઞાસુ, સમપ્રયોજનવાળી બ્હેનો પોતાના માતા પિતા અને નાનકડા કુટુંબનો ત્યાગ કરી, એક કુટુંબ ભાવનાથી સાથે રહે છે. સાથે ભોજન કરે છે અને અધ્યયન પણ સાથેજ કરે છે. અમારા પુણ્યબળે પિતાતુલ્ય પૂ. પંડિતજી શોભાચંદ્ર ભારિલ્લ સાહેબનો સંયોગ અને ગુરુણી મૈયાનું સાન્નિધ્ય પ્રાપ્ત થતાં બીજ રૂપ એવા અમે અંકુરમાં પરિણત થવા પ્રયત્નશીલ બન્યાં, પરંતુ પૂ. પંડિતજી તો અમને વિરાટ સર્વકળાસંપન્ન વટવૃક્ષ બનાવવા ઇચ્છતા હતા. અમે અધ્યયનજ કરીએ તે તેઓને પસંદ ન હતું. તેઓ અમને લેખનકળામાં પણ પ્રવીણ બનાવવા ઇચ્છતા હતા તેઓની અભિલાષા હતી કે અમે પ્રકાશન યોગ્ય કંઈક લખાણ કરીએ.

આ દરમ્યાન જ પ્રેમજીભાઈએ ૩૨ આગમોનો ગુજરાતી અનુવાદ પ્રકાશિત કરવાની ઇચ્છા વ્યક્ત કરી. સોનામાં સુગંધ ભળવારૂપ આ વાત જાણી પૂ પંડિતજીએ આ કાર્ય કરવા અમને આશીર્વાદ આપ્યા.

બીજી બાજુ આગમોનું અધ્યયન કરતાં અમને અલૌકિક આનંદની પ્રાપ્તિ થતી. આત્માના નિજ ગુણ (જ્ઞાન) ને વર્ણવતું શાસ્ત્ર છે "નંદીસૂત્ર" અન્ય દ્રવ્યોથી આત્મદ્રવ્યને અલગ પાડનાર વિશિષ્ટ ગુણ છે ચૈતન્ય. આ ચૈતન્યનો બોધરૂપ વ્યાપાર તે ઉપયોગ. તેમા પણ સાકારોપયોગ જ્ઞાનનું વિશદ અને તલસ્પર્શી વર્ણન 'નંદીસૂત્ર' માં છે. વિખૂટા પડી ગયેલા બાળકનો ભેટો થતાં માતૃહૃદયને, અખૂટ ધનરાશિ પ્રાપ્ત થતા કંજૂસને, મીઠા મધુરા સંગીતનું શ્રવણ થતાં હરણને, મોરલીના નાદથી સર્પને, મેઘ ગર્જનાથી મયૂરને, સૂર્યના ઉદયથી ચક્રવાકયુગલને જે આનંદ થાય છે તે કરતાં અનંતગણો અધિક આનંદ જીવને અવરાયેલા નિજ જ્ઞાનગુણના વાસ્તવિક સ્વરૂપનો બોધ થતાં થાય છે.

જ્ઞાનનું સત્ય સ્વરૂપ સમજાતા અને આવરણનું ભાન જાગૃત થતા, જીવ પુરુષાર્થ ભણી, આવરણને ફગાવી, કૈવલ્ય પ્રકાશને પ્રાપ્ત કરવા આગેકૂચ કરે છે. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એવં ધ્યાતા ધ્યાન અને ધ્યેયને એકાકાર કરી નિજ શાશ્વત આવાસને પ્રાપ્ત કરાવનાર છે 'નંદીસૂત્ર'

હું 'નંદીસૂત્ર' નો અભ્યાસ કરતી હતી ત્યારે થયા કરતું કે આ સિધ્ધાંતનો ગુજરાતી અનુવાદ થાય તો મારા જેવી અનેક વિદ્યાર્થિની બહેનોને ઉપયોગી થાય, પરંતુ આ કાર્ય હું કરી શકીશ, એવી આત્મશ્રધ્ધા તે સમયે ન હતી. આ કાર્ય માટે શ્રધ્ધા સીંચનાર મારી ગુરુણી બા. બ્ર. પૂ લીલમબાઇ મ. છે. તેમની પ્રેરણા અને કૃપાથીજ હું અનુવાદ કાર્ય કરવામાં પ્રયત્નશીલ બની. આ કાર્ય દરમ્યાન પણ હું જ્યારે જ્યારે હતાશ બની જતી ત્યારે માર્ગદર્શન, પ્રેરણા અને નૂતન ઉત્સાહ અર્પી આગેકૂચ કરાવનાર પણ તેઓજ છે. જો એમના આશીર્વાદ પ્રાપ્ત થયા ન હોત તો

કદાચ મારો આ કાર્યમાં પ્રવેશ જ ન થયો હોત. અથવા તો અધવચ્ચેજ કાર્ય વીરમી ગયું હોત. તેમાં લેશ પણ અતિશયોક્તિ નથીજ.

નંદીસૂત્રના અનુવાદ પછી 'અનુયોગદ્વાર સૂત્ર' નો અનુવાદ પણ તેઓશ્રીની પ્રેરણાથી પૂર્ણ થયેલ છે.

અનુયોગ એટલે ભગવાને જે અર્થરૂપ પ્રવચનની પ્રરૂપણા કરી છે તેને અનુકૂળ કથન. અનુયોગ સૂત્ર અલગ સિધ્ધાંત છે. તેમ કહેવા કરતાં તે સર્વશાસ્ત્ર અન્તર્ગત છે, તેમ કહેવું વધુ ઉચિત ગણાય. જેમ કોઈ નગરમા આગમન-નિર્ગમન-માટે એકપણ દરવાજો ન હોય તો તે નગરજ ન કહેવાય. જો એકજ દ્વાર હોય તો અતિ મુશ્કેલીથી પ્રવેશ અને નિર્ગમન થાય. અને જો બે કે ત્રણ દરવાજા હોય તો પણ પ્રવેશ-નિર્ગમનમા અવ્યવસ્થાજ રહે. પરંતુ જો ચારે દિશાઓમાં દરવાજા હોય તો સુવિધાપૂર્વક પ્રવેશ-નિર્ગમ થાય અને નગરનો સુંદર વિકાસ થાય. તેવીજ રીતે શાસ્ત્રરૂપ નગરમાં પ્રવેશ માટે ઉપક્રમ, નિક્ષેપ, અનુગમ, અને નયરૂપ ચાર દ્વાર છે. આ ચાર દ્વાર વિગેર શાસ્ત્ર સુખ પૂર્વક જ્ઞાનના વિષય ન બને. તેમજ તેનું વાસ્તવિક રહસ્ય જાણી ન શકાય. આ ચારમાંથી એક, બે કે ત્રણ દ્વાર જ હોય તો પણ શાસ્ત્રનું વાસ્તવિક જ્ઞાન ન થઈ શકે. પરંતુ આ ચાર દ્વારની સહાયતાવડે અલ્પ સમયમાં શાસ્ત્રનો વિશદ બોધ થઇ જાય છે.

ઉપક્રમ એટલે ઉત્થાનિકા. વ્યાખ્યેય વસ્તુના નામનું કથન કરવું, તેને નિક્ષેપ કરવા યોગ્ય બનાવવું. નામાદિ દ્વારા શાસ્ત્રનું નિરૂપણ કરવુ તે નિક્ષેપ છે. નામાદિ ભેદથી નિરૂપિત શાસ્ત્રનું અનુકૂળ જ્ઞાન હોવું અને અનુકૂળ કથન કરવું તે અનુગમ અને અનંત ધર્માત્મક વસ્તુના એક અંશની પ્રતીતિ કરાવે તે નય. શાસ્ત્રના અર્થો વિવિધ નયોની અપેક્ષાએ જ્યારે સમજાય છે ત્યારેજ શ્રુતજ્ઞાનમાં સંપૂર્ણતા આવે છે. અનુયોગના આ ચાર ભેદોનો આશ્રય લેવાથી સહજ રીતે શાસ્ત્રનો બોધ થઇ જાય છે. આવા મહત્ત્વના ગ્રંથમાં પૂ મહાસતીજી તથા પૂ. પંડિતજીના સહકારને કારણે હું ચંચુપાત કરી શકી છું.

મારી અસંસ્કૃત ભાષાને સંસ્કારિતાના બીબામા ઢાળનાર બા. બ્ર. પૂ. મહાસતીજી અને પૂ. પંડિતજીની હું ખૂબ-ખૂબ આભારી છું. આ કાર્યમાં સહકાર આપનાર મારી ગુરુબ્હેનોનો પણ આ પ્રસગે આભાર માનું છું. 'નંદીસૂત્ર' નો અનુવાદ પૂ આત્મારામજી મ. ના 'નંદીસૂત્ર' ના આધારે અને 'અનુયોગદ્વારસૂત્ર' નો અનુવાદ પૂ. ઘાસીલાલજી મ ના 'અનુયોગદ્વાર સૂત્ર' ના આધારે કરેલ છે. આ પ્રસંગે હું તેઓની ખૂબ-ખૂબ આભારી છું.

—વિ. ભદ્રા.

# બે બોલ

" પ્રેમ જિનાગમ પ્રકાશન " વૈધાનિક દૃષ્ટિએ એક સ્વતંત્ર પ્રકાશન સંસ્થા છે, તથાપિ શ્રમણી વિદ્યાપીઠ ઘાટકોપર સાથે એનો ઘનિષ્ઠ સંબંધ છે. વિદ્યાપીઠમાં અધ્યયન કરનાર મહાસતીઓ અને વિરક્તા બેનો જ આગમોનો અનુવાદ કરે છે અને વિદ્યાપીઠનાજ પંડિતશ્રી શોભાચન્દ્રજી ભારિલ્લના સમ્પાદન અને નિરીક્ષણમાં પ્રકાશનનું કાર્ય સમ્પન્ન થાય છે. આ પ્રકાશન સમગ્ર જૈન સમાજ માટે અતીવ ઉપકારક અને ઉપાદેય છે. અત્યાર સુધીમાં આ સંસ્થાએ આચારાંગ, સૂત્રકૃતાંગ, ઉપાસકદશાંગ, વિપાક, ઔપપાતિક, અન્તકૃત્ અને અનુત્તરોપપાતિક સૂત્રો પ્રકાશિત કર્યા છે.

પ્રસ્તુત પુસ્તકમા નન્દી અને અનુયોગદ્વાર, આ બે સૂત્રો પ્રસિદ્ધ કરાય છે. તે સંબંધે કાંઈક લખવાનો મને આગ્રહ કરવામાં આવેલ છે આ આગ્રહને માન આપી બે બોલ લખાય છે.

## ૧—નન્દી

જૈન ધર્મ એ આત્મવાદી ધર્મ છે. આત્મધર્મનું અપૂર્વ કથન કરી શાસ્ત્રકારોએ જૈન ધર્મની પરમ પ્રભાવના કરી છે. જૈન આગમ સૂત્રો એ તીર્થંકર ભગવંતોની વાણી છે. જૈન ધર્મના અંતિમ તીર્થંકર શ્રમણ ભગવંત મહાવીર હતા પ્રભુએ જે વાણી ફરમાવેલી છે તે વાણીને ગૌતમાદિ ગણધરોએ સૂત્રરૂપે ગુંથેલી છે।

આત્માની વિવિધ શક્તિઓનું કથન જૈન આગમોમાં જોવા મળે છે ૩૨ આગમ સૂત્રોમાં શ્રી નંદીસૂત્રને ચાર મૂળ સૂત્રમાનું એક કહેવામાં આવે છે. નંદીસૂત્ર એટલે જ્ઞાનનો અમૂલ્ય ખજાનો।

નંદીસૂત્રમા જ્ઞાન, જ્ઞાનના ભેદો, જ્ઞાનના પ્રભેદોનું વિસ્તૃત વર્ણન છે. જ્ઞાન એ આત્માનો અસાધારણ ગુણ છે જ્ઞાન એટલે જાણવુ. લોક જડ અને ચેતનથી ભરેલો છે. તેને જાણવા માટે જ્ઞાનની જરૂર છે.

સૂત્રના પ્રારંભમાં અર્હંત મહાવીર સ્વામીની સ્તુતિ પછી શ્રી સંઘની અનેક ઉપમાઓ દ્વારા અતીવ ભાવપૂર્ણ અને હૃદયગ્રાહી સ્તુતિ કરવામાં આવી છે.

नगर–रह–चक्क–पउमे, चंदे–सूरे–समुद्द–मेरुम्मि ।
जो उवमिज्जइ सययं, तं संघ गुणायरं वंदे ॥

નગર, રથ, ચક્ર, પદ્મ, ચંદ્ર, સૂર્ય, સમુદ્ર અને મેરૂની ઉપમાઓથી જે સદા ઉપમિત છે એવા અક્ષય ગુણનિધિ શ્રી સંઘને હું સ્તુતિ પૂર્વક વંદન કરૂં છું. ચતુર્વિધ શ્રીસંઘની યોગ્યતા અને પૂજ્યતા કેવી હોય તેના માટે અનેક ઉપમાઓ વડે સુંદર વર્ણન કરવામા આવેલું છે.

પ્રાયઃ પ્રત્યેક ક્ષેત્રોમા જૈન ધર્માવલંબીઓના સંગઠન રૂપ શ્રીસંઘની સ્થાપના કરવામાં આવેલી હોય છે. જેને સાધારણ વ્યવહારમાં પણ સંઘ તરીકે ઓળખવામાં આવે છે.

આવા પ્રત્યેક સંઘોમા બંધારણીય વ્યવસ્થા હોય છે. આવા સંઘો જૈન ધર્મના વિકાસ માટે અનેકવિધ મંગળ પ્રવૃત્તિઓ કરે છે. સંઘ સંચાલન માટે તેના ટ્રસ્ટીઓ અને કાર્યવાહક બોર્ડ પણ હોય છે.

ભૂત કાળમાં વ્યક્તિની યોગ્યતાનુસાર સંઘના નેતા તરીકે તેનો સ્વીકાર કરવામાં આવતો હતો. આજે અર્થપ્રધાન યુગમાં લોકશાહીના વાદે વ્યક્તિના ગુણધર્મોની પ્રધાનતા છોડી મતદાન યોજનાએ પ્રવેશ કર્યો છે. શાસ્ત્રોમાં સંઘધર્મ અને સંઘપતિની અનેક યોગ્યતા માટે સુંદર કથન જાણવા મળે છે. અખિલ વિશ્વના જૈન સંઘો આવા નંદીસૂત્ર ના ગુણ યોગ્ય આચાર સંહિતાવંત બની સેવા કરે તો શાસન ઉપર ઘણો ઉપકાર થાય !

તીર્થંકર, ગણધર તથા ઉત્તરવર્તી આચાર્યોની શૃંખલા એક પટ્ટાવલીના રૂપમાં આપી છે. તેના ગુણગાનની ૫૦ ગાથાઓ સાહિત્યની અમૂલ્ય નિધિ છે. લગભગ ૨૭ મી પાટ ઉપર શ્રી 'દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ' ની સ્તુતિ કરીને પટ્ટાવલી સમાપ્ત કરવામા આવેલ છે આ ગાથાઓમાં શ્રીસઘનુ જે પ્રકારે વર્ણન કરવામાં આવેલ છે તે પરથી તેનું મહત્ત્વ સિદ્ધ થાય છે.

જિનવાણીના શ્રવણની યોગ્યતાના સુપાત્રો કેવા હોય ? આ પ્રશ્નના ઉત્તરમા ચૌદ પ્રકારની ઉપમાઓ સાથે શ્રોતાનુ વર્ણન પણ સમજવા જેવું છે. શ્રોતાઓના સમૂહને પરિષદ્ કહેવાય છે. આવી ત્રિપ્રકારી પરિષદનો વિચાર કરતા વર્તમાન કાલીન ધર્મપરિષદોને જીજ્ઞાસા ગુણયુક્ત બનાવવાની ખાસ જરૂર છે.

જ્ઞાનના ભેદ-પ્રભેદો, બુધ્ધિના પ્રકારો, દ્વાદશાંગ સૂત્ર ( ગણિપિટક ) માં વીરવાણીના જ્ઞાનનિધિનુ સુવિસ્તૃત વર્ણન આપણા સૌને માટે ગૌરવયુક્ત છે.

દ્વાદશાંગીની આરાધના સંસારને તરવાનું કારણ છે અને તેની વિરાધના તે સંસારના પરિભ્ર-મણનું કારણ છે. આજના વૈજ્ઞાનિક યુગમાં આશ્ચર્યકારી શોધોએ, જિનકથિત ઘણી વાર્તાનું સમાધાન કર્યું છે અને ચંદ્રલોક, મંગળ, બુધાદિ ગૃહમંડળની વાતોથી વિચારણીય અનેક સમસ્યાઓ જન્મ પણ પામી છે. આવી સમસ્યાઓનું સમાધાન, આપણા જ્ઞાનસ્થવિર પૂજ્યપાદ મહાપુરૂષો પાસેથી અવશ્ય મેળવી લેવું જોઇએ.

પરિશિષ્ટોમાં આવેલા ચૌદ પ્રકારના શ્રોતાઓના કથાનકો, ચાર બુધ્ધિના દ્દષ્ટાંતો ખૂબજ રોચક અને ઉપદેશાત્મક છે. જેનાથી સામાન્ય લોકો સદુપદેશ મેળવી આત્મશ્રેય કરી શકે તેમ છે. રોહકની ઔત્પત્તિકી બુધ્ધિ તો ખરેખર ચમત્કારી પ્રયોગ જ હોય તેવું લાગે છે. રોહકની વાતો ઉપરથી સમજી શકાય છે કે બુધ્ધિ અને ઉમરને શું સંબંધ છે ? આવી બુધ્ધિ કોને મળે ? જેણે જ્ઞાનારાધના કરી હોય તે જ બુધ્ધિના નિધાન અભયકુમાર જેવા મંત્રી અને ગૌતમસ્વામી જેવા ગણધર બને છે.

પાંચ જ્ઞાનોના વર્ણનથી એ તારવી શકાય છે કે આત્માનો સમ્યક્ પુરૂષાર્થ શું કામ કરી શકે છે ? ખરેખર આપણો આત્મા તો જ્ઞાનનો સાગર છે. જો ધારે તો સમગ્ર જ્ઞાનની પ્રાપ્તિવડે સિધ્ધત્વને સાધી શકે !

નંદીસૂત્ર આત્માની અનંત શક્તિઓના પ્રાકટ્યની ચાવી છે. નંદી એ તો સદાનંદી સાધનાનું ઉત્તમોત્તમ સાધન છે. વિદ્યાર્થીની કુમારી ભદ્રાબેને આવા જ્ઞાનનિધિ સમ નંદીસૂત્રનો અનુવાદ કરી આગમજ્ઞાનની પ્રભાવનાનો ઉત્તમ લાભ મેળવેલ છે. અનુવાદ શૈલી સરલ અને રોચક છે. સામાન્ય જનો પણ નંદીનો સ્વાધ્યાય કરી આનંદ મેળવી શકે તેવી સુંદરતા પ્રગટાવેલી છે. પ્રેમ જિનાગમ પ્રકાશન સમિતિ ઘાટકોપરનો પ્રકાશન પુરૂષાર્થ પણ પ્રશંસનીય છે. આવા આગમોનો સ્વાધ્યાય કરી ભવ્યાત્માઓ જિનવાણીના પરમ ઉપાસક બની આત્મશ્રેય કરે એજ મનીષા.

## ૨–અનુયોગદ્વાર

અનુયોગ એટલે શું ? युज्यते संबध्यते भगवदुक्तार्थेन सहेति योगः, कथनलक्षणो व्यापारः, अनुरूपोऽनुकूलो वा योगः अनुयोगः ।' ભગવાન્ મહાવીરે અર્થરૂપ જે પ્રવચનની પ્રરૂપણા કરી છે, તેને અનુકૂળ અથવા તેની અનુસાર વકતાઓદ્વારા પ્રવચનનુ જે કથન કરાય છે, તેનું નામ અનુયોગ છે. અનુયોગ ચાર પ્રકારના છે ૧ ચરણકરણાનુયોગ ૨ ધર્મકથાનુયોગ ૩ ગણિતાનુયોગ ૪ દ્રવ્યાનુયોગ

જે પ્રકારે ગણધર સુધર્માસ્વામીએ પોતાના શિષ્ય જંબૂસ્વામીની સમક્ષ ભગવદુકત અર્થને અનુરૂપ કથન કરવારૂપ અનુયોગનું ઉપક્રમ આદિ ચાર દ્વારોનો આશ્રય લઈને કથન કર્યું છે, એ જ પ્રમાણે અન્ય આચાર્યોએ પણ શિષ્યોના હિતને લક્ષ્યમાં રાખી સૂત્રાર્થનુ કથન કરવારૂપ અનુયોગ કરવો જોઈએ. આચાર્યોએ તો શિષ્યોને માટે સમસ્ત આગમોનો અનુયોગ કરવો જોઈએ પરતુ આ સૂત્રમા આવશ્યકનો અનુયોગ પ્રસ્તુત કરવામાં આવ્યો છે. કારણ કે આવશ્યકનો અનુયોગ કરવાને સમર્થ હોય એવા આચાર્ય અથવા મુનિજન સમસ્ત આગમોનો અનુયોગ કરવામા સમર્થ બની જાય છે. તેથી અનુયોગની વિધિ જાણવાની ઈચ્છાવાળા મુનિરાજોએ આ અનુયાગદ્વાર સૂત્રનું અધ્યયન અવશ્ય કરવુ જોઈએ આ સૂત્રનો અન્તર્ભાવ (સમાવેશ) દ્રવ્યાનુયોગમા થયો છે રાજસ્થાનના પંડિતવર્ય પૂજ્યશ્રી કન્હૈયાલાલજી મહારાજ સાહેબ [કમલ] આગમ સૂત્રોનું ચાર અનુયોગોમા વર્ગીકરણ કરી પરમ પુરૂષાર્થ દ્વારા પ્રકાશન કરાવી રહ્યા છે. ગણિતાનુયોગનુ પ્રકાશન તો થઈ ચુકયુ છે. હવે આપણા માટે આગમોમા પૃથક પૃથક રીતે સમાયેલા અનુયોગને ચુંટવાનો પુરૂષાર્થ કરવો નહિ પડે શ્વેતામ્બર આગમ સૂત્રોમા ઘણાં એવા સૂત્રો છે કે જેમાં ચારે અનુયોગ ભર્યા છે જેથી સમગ્ર વિષયને પ્રાપ્ત કરવા ઘણો ઘણો પુરૂષાર્થ કરવો પડે છે. અનુયોગ પ્રકાશનથી આ કાર્ય ઘણું સરલ બની જશે.

આ વ્યાખ્યાનરૂપ અનુયોગના દ્વારોનું પ્રતિપાદન કરનાર જે સૂત્ર આગમ છે તેનું નામ અનુયોગદ્વાર સૂત્ર છે. અનુયોગના ચાર દ્વાર છે. ૧ ઉપક્રમ ૨ નિક્ષેપ ૩ અનુગમ ૪ નય.

ઉપક્રમ – વ્યાખ્યેય વસ્તુના નામનુ કથન કરવુ એટલે કે વ્યાચિખ્યાસિત–વ્યાખ્યાથી યુક્ત કરવાની ઈચ્છાના વિષયરૂપ બનેલ શાસ્ત્રને તે તે રૂપે પ્રતિપાદન કરવાની શૈલી વડે ન્યાસ દેશમા લાવવું, તેને નિક્ષેપની યોગ્યતા વાળુ બનાવવુ તેનું નામ ઉપક્રમ છે.

નિક્ષેપ – ઉપક્રાંત – ઉપક્રમના અંતર્ગતભેદોની અપેક્ષાએ વિચારાયેલી વસ્તુનો જ નિક્ષેપ થાય છે, અનુપક્રાંતનો થતો નથી જે ઉપક્રમિત અને વ્યાચિખ્યાસિત છે, એવા પ્રકારના આવશ્યક આદિ શાસ્ત્રનું નામ સ્થાપના આદિ ભેદોથી નિરૂપણ કરવું તેનુ નામ નિક્ષેપ છે.

અનુગમ – નામાદિના ભેદથી નિરૂપિત શાસ્ત્રનું અનુકૂળ જ્ઞાન હોવું અને તેના અર્થનુ અનુકૂળ કથન કરવું તેનું નામ અનુગમ છે

નય – અનેક ધર્માત્મક અર્થાત્ અનેક ધર્મના સ્વભાવ વાળી વસ્તુની જે એકાંશના અવલંબનથી પ્રતીતિ કરાવે છે તેનુ નામ નય છે.

જેમકે કોઇ નગરમાં પ્રવેશ કરવા માટે એકજ દ્વાર હોય તો જનાર કે આવનારને ઘણું મુશ્કેલ પડે છે. સામસામે બે દિશામાં બે દ્વાર હોય તો કંઇક સરલ બને છે. છતાં અન્ય દિશાવાળાને કઠિન તો છે. ત્રણ દ્વાર હોય તો વધારે સરલ રીતે પ્રવેશ અને નિર્ગમ કરી શકે છે. પરંતુ ચાર દ્વાર હોય તો પછી કહેવાનું શું ? સૌ મનુષ્યો અને પ્રાણીઓને ગમનાગમનમાં સુવિધા થાય. તેવી રીતે આવશ્યક રૂપ નગરમાં પ્રવેશ કરવા માટે ઉપક્રમાદિ ચારે દ્વારોની પરમ આવશ્યકતા રહે છે કેવળ એક ઉપક્રમ દ્વારથી જ અથવા ઉપક્રમ અને નિક્ષેપ બે દ્વારોથી કે અનુગમ રૂપ ત્રણ દ્વારોથી તેનો અર્થ જાણી શકાતો નહી જ્યારે ભેદ પ્રભેદ સહિત આ ઉપક્રમ આદિ ચારે દ્વારોનો તેમાં સદ્ભાવ હોય છે ત્યારે તેઓની સહાયતાથી ઘણા થોડા સમયમાજ અને સરળતાથી વાસ્તવિક રૂપે શાસ્ત્રના અર્થનો બોધ થઈ જાય છે. જેથી તે શાસ્ત્ર શાશ્વત સુખપ્રદ પણ થઇ જાય છે. તેથી સૂત્રકારે પૂર્વોકત ઉપક્રમ આદિ ચાર દ્વારોને અનુલક્ષી છ પ્રકારના આવશ્યકોનું પ્રતિપાદન કરવા અર્થે આ સૂત્રને પ્રસ્તુત કર્યું છે.

આ શાસ્ત્રમા પ્રવૃત્તિ કરવા માટે ચાર બાબતોની આવશ્યકતા રહે છે. તે ચારને અનુબંધચતુષ્ટય કહે છે. ૧ વિષય ૨ પ્રયોજન ૩ સબંધ અને ૪ અધિકારી

આ શાસ્ત્રનો જે અભિધેય છે. તેનુ નામ જ વિષય છે તે વિષય ઉપક્રમાદિ ચાર અનુયોગ દ્વાર રૂપ જ છે. પ્રયોજન એટલે ફળ. તે પ્રયોજન બે પ્રકારનુ હોય છે ૧ અનંતર-સાક્ષાત્ અને ૨ પારમ્પરિક. વાચનારા અને શ્રવણ કરનારા ભવ્ય જીવોનું તેના દ્વારા કલ્યાણ થાય, એવી ભાવના શાસ્ત્રકારના હૃદયમાં હોય છે. તે ગ્રન્થકર્તાની અપેક્ષાએ તેનું સાક્ષાત્ પ્રયોજન છે. તેનું અધ્યયન કરવાથી કે શ્રવણ કરવાથી જે બોધ થાય છે, તે તેમની અપેક્ષાએ તેનું સાક્ષાત પ્રયોજન ગણાય છે. શાસ્ત્રકર્તાને, અધ્યયન કરનારને અને શ્રવણ કરનારને જે પરમ પદની પ્રાપ્તિ થાય છે, એજ તેનું પરમ્પરા પ્રયોજન ગણાય છે શાસ્ત્રનો અને વિષયનો પ્રતિબોધ્ય–પ્રતિબોધક ભાવરૂપ સબંધ હોય છે. વિષય પ્રતિબોધ્ય અને શાસ્ત્ર તેનુ પ્રતિબોધક હોય છે. જિનાજ્ઞાનું આરાધન કરનાર જીવ તેનો અધિકારી ગણાય છે

શ્રમણી વિદ્યાપીઠની વિદ્યાર્થીની કુમારી ભદ્રાબેને આ આગમના અનુવાદની જવાબદારી સ્વીકારી એક ભગીરથ કાર્ય કરેલ છે આ શાસ્ત્રને સમજવું ઘણું કઠીન છે. ગભીર અર્થ અને ભાવથી ભરેલા આ આગમના અનુવાદ બદલ બેનશ્રીને ધન્યવાદ ઘટે છે. પ્રેમ જિનાગમ પ્રકાશન સમિતિના પ્રેરક પંડિત શ્રી શોભાચંદ્રજી ભારિલ્લજી આ અનુવાદ શૈલીની સુન્દરતામા અનેક પ્રકારેણ સહયોગી રહ્યા છે જેનાથી આગમની શુદ્ધિ, અર્થ અને ભાવની ગભીરતા જળવાઈ રહી છે. પંડિતશ્રીની આગમપ્રતિની અનન્ય શ્રદ્ધા એજ આ અનુવાદનું દર્શન છે. ખરેખર પંડીતશ્રીએ શ્રમણી વિદ્યાપીઠ અને આગમ પ્રકાશન માટે અતિપરિશ્રમ કરી પરમોપકાર કરેલ છે. જે સદાને માટે ચિર સ્મરણીય બની રહેશે. પ્રકાશન નિમિત્તે સમિતિને અભિનદન છે.

અનુયોગદ્વાર સૂત્રને આદ્યાન્ત વાંચી સમજીને અભિપ્રાય આપવો મારા માટે કઠિન કાર્ય હતું. છતા શાસ્ત્રની પ્રસ્તાવનાના આધારે બે બોલ લખી આપ્યા છે. સ્વાધ્યાયી સાધકો માટેના સરલ અનુવાદ માટે સમિતિએ અનન્ય ભાવ સાથે વિનંતિ કરેલી. જેના ફલસ્વરૂપે બે બોલ લખાયા છે. તે અમારૂં સૌભાગ્ય છે.

આત્મીય શકિતની અમૂલ્ય નિધિસમ આ અનુયોગદ્વારનું જ્ઞાન મેળવી સૌ આત્મા શ્રધ્ધાવાન્ બની રહો એ જ મગલ મનીષા.

તા ૧૬-૬-૭૭
મલાડ

ગિરીશચંદ્રજી મહારાજ

## ....વિષયસૂચી ....

# નન્દીસૂત્ર

# અનુયોગદ્વાર

# શુદ્ધિપત્રક.

| પે | કો. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૨૯ | ૧ | ૧૩ | निक्खते | निक्खंते |
| ૧૩૦ | ,, | ૩ | क | किं |
| ,, | ,, | ૮ | ,, | ,, |
| ,, | ,, | ૧૪ | रगसरिसे | रागसरिसे |
| ૧૩૧ | ,, | ૩ | पंरंगगोयम | पंडुरंगगोयम |
| ૧૩૪ | ,, | ૫ | — | तं |
| ૧૩૮ | ,, | ૨ | भासुयं | भावसुयं |
| ,, | ,, | ૧૦ | अप्पडियहवर— | अप्पडिहयवर- |
| ૧૩૯ | ,, | ૧૧ | प | पयं |
| ૧૪૧ | ,, | ૨૧ | स्वदत्ते | उववत्ते |
| ૧૬૦ | ,, | ૨ | अणत | अणंत |
| ૧૬૩ | ,, | ૧૬ | षओए | पओयणं |
| ૧૬૬ | ,, | ૧૩-૧૪ | असंखेज्जइज्जेसु | असंखेज्जेसु |
| ૧૭૯ | ,, | ૧૨ | ुव्वापुणुव्वी | पुव्वाणुपुव्वी |
| ૧૮૧ | ,, | ૪ | — | अणाणुपुव्वी |
| ,, | ૨ | ૨૧ | ग्रैवेयाक | ग्रैवेयक |
| ૧૮૨ | ,, | ૩૦ | क्षेत्रापूतुर्वी | क्षेत्रानुपूर्वी |
| ૧૮૯ | ,, | ૮ | — काल | ओवणिहियाकाल |
| ,, | ,, | ૨૪ | पंग्गलपरि— | पोग्गलपरि— |
| ૧૯૦ | ,, | ૧ | पच्छाणु व्वी | पच्छाणुपुव्वी |
| ૨૦૮ | ૧ | ૪ | सजोगा | सजोगी |
| ૨૦૯ | ૨ | ૨૪ | નાજ્ઞકાવરણવાળા | જ્ઞાનાવરણવાળા |
| ૨૧૯ | ૧ | ૨૧ | —यखओवस— | खइयखओवस |
| ૨૨૧ | ,, | ૫ | उदएात्त | उदएन्ति |
| ,, | ,, | ૧૨ | खओवसमयिपा | खओवसमियपो |
| ૨૨૪ | ,, | ૧૫ | सुदूदुत्तर | सुदूढुत्तर |
| ૨૩૦ | ૨ | ૩ | नीते | तेनी |
| ૨૩૨ | ૧ | ૫ | अमाइवाइए | अमाइवाहए |
| ૨૪૦ | ૧ | ૨૫ | भद्दइया | भद्दवया |
| ૨૪૯ | ૨ | ૪ | કુણીકરાજા | કુણીકરાજા |
| ૨૫૦ | ,, | ૨૦ | प्रदेशतिष्पन्ते | प्रदेशनिष्पन्न |
| ૨૫૫ | ,, | ૯ | गिप्फाओ | निप्फाओ |
| ૨૫૯ | ૨ | ૧૭ | धनांगुल | घनांगुल |
| ,, | ,, | ૨૭ | ,, | ,, |
| ૨૬૧ | ,, | ,, | तेना | — |
| ૨૬૫ | ,, | ૧૦ | અસંખ્યાતમા | સંખ્યાતમા.. |
| ૨૬૮ | ,, | ૨૧ | અંગ | અંગુ— |
| ૨૭૪ | ૧ | ૧૮ | असंज्जखे॰ | असंखे० |
| ૨૭૮ | ૧ | ૬ | त | तं |
| ૨૮૧ | ,, | ૨૪ | —म एगे— | से एगे तुडिए, चउरासीइं तुडियसयसहस्साइं से एगे |
| ૨૮૨ | ૨ | ૧૦ | પલ્યોપત્ર | પલ્યોપમ |
| ,, | ,, | ૧૧ | ,, | ,, |
| ૨૮૫ | ૨ | ૨ | વ્યાવ રિક | વ્યાવહારિક |
| ૨૮૮ | ,, | ૨૦ | તેકલીજ | નેટલીજ |
| ૨૮૯ | ૧ | ૨ | अतोमुहुत्तूणोइ | अंतोमुहुत्तूणाइ |
| ,, | ,, | ૩ | वइयाणपि | काइयाणपि |
| ૨૯૧ | ૨ | ૮ | ન્થૂન | ન્યૂન |
| ૨૯૩ | ૧ | ૯ | गब्भवक्कतिय— | गब्भवक्कंतिय |
| ૨૯૫ | ,, | ૧૬ | उक्कामणं | उक्कोसेणं |
| ,, | ,, | ૨૨ | तिरिक्खजाणियाणं | तिरिक्खजोणियाणं |
| ૨૯૭ | ,, | ૭ | भते | भंते |
| ૩૦૦ | ૨ | ૨૧ | ઈશાનકલ્પમા | ઈશાનકલ્પમા |
| ૩૦૨ | ,, | ૧૫ | ગૌમમ ! | ગૌતમ ! |
| ૩૨૪ | ૧ | ૧૪ | वेउव्वियसरीरष | वेउव्वियसरीरा |
| ૩૩૩ | ,, | ૧ | किंचिसाहम्मोवणिए ? | किंचिसाहम्मोवणिए ? |
| ૩૪૨ | ૨ | ૩૩ | પ્રેદેશ | પ્રદેશ |
| ૩૪૨ | ૧ | ૩૩ | सिथ | सिय |
| ૩૪૫ | ૧ | ૨ | संखप्पमा— | संखप्पमाणे |
| ,, | ,, | ,, | णेपण्णत्तो | पण्णत्ते |
| ,, | ૨ | ૨૦ | અવિક્લ | અવિકલ |
| ૩૪૮ | ,, | ૩ | દ્રવશખતું | દ્રવ્યશખતું |
| ,, | ,, | ૪ | દ્રવ્યશંખતું | દ્રવ્યસંખતું |
| ,, | ૧ | ૧૦ | पुखरेहिं | पुरवरेहिं |
| ,, | ૨ | ૨૪ | બીજે | બીજો |
| ૩૪૯ | ૧ | ૧૧ | ઉષમાનભૂત | ઉપમાનભૂત |
| ૩૫૨ | ૧ | ૫ | कि | किं |
| ૩૫૪ | ૨ | ૨ | પૂર્વકપિત | પૂર્વકલ્પિત |
| ૩૫૯ | ૧ | ૧૮ | बरसमयवत्तव्वया | परसमयवत्तव्वया |
| ૩૬૨ | ૧ | ૧૫ | पण्णत्त | पण्णत्तो |
| ,, | ૨ | ૧૯ | સમયખાદિરૂપ | સમય આદિ રૂપ |
| ૩૬૩ | ,, | ૩૫ | તદુસમવતારની | તદુભયસમવતારની |
| ૩૭૧ | ,, | ૨૭ | ભવ્યશરીર— | ભવ્યશરીર વ્યતિરિક્ત |
| ૩૭૫ | ,, | ૪ | અયશસ્ત | અપ્રશસ્ત |

# નન્દી સૂત્ર

## અર્હન્તસ્તુતિ

१. जयइ जगजीवजोणी
वियाणओ जगगुरू जगाणंदो ।
जगणाहो जगबंधू,
जयइ जगप्पियामहो भयवं ।

૧. સંસારના સમસ્ત પ્રાણીઓના ઉત્પત્તિસ્થાનો (યોનીઓ) ને જાણનાર, જગતના ગુરુ, (ભવ્ય) જીવોને આનંદ આપનાર, જગન્નાથ (સ્થાવર-જંગમ પ્રાણીઓના નાથ), સમસ્ત જગતના બંધુ, લોકના પિતામહ (સંસારી આત્માઓનો પિતા ધર્મ, તે ધર્મના પ્રવર્ત્તક હોવાથી પિતાના પિતા), જિનેશ્વર ભગવાન સદા જયશીલ છે. (અર્થાત્ તેઓને જીતવામાં કોઈ બાકી રહ્યું નથી.)

## મહાવીરસ્તુતિ

२. जयइ सुयाणं पभवो,
तित्थयराणं अपच्छिमो जयइ ।
जयइ गुरु लोगाणं,
जयइ महप्पा महावीरो ।

૨. સમસ્ત શ્રુતજ્ઞાનના મૂળસ્ત્રોત, વર્ત્તમાન અવસર્પિણી કાળના ૨૪ તીર્થંકરોમાં અંતીમ, અને પ્રાણીમાત્રના ગુરુ (ભાવાન્ધકારના વિનાશક) મહાત્મા મહાવીર સદા જયવંત છે.

३. भद्दं सव्वजगुज्जोयगस्स,
भद्दं जिणस्स वीरस्स ।
भद्दं सुरासुरनमंसियस्स,
भद्दं धुयरयस्स ।

૩. વિશ્વને જ્ઞાનાલોકથી આલોકિત કરનાર, રાગ-દ્વેષ રૂપ કર્મ-શત્રુઓ ઉપર વિજય મેળવનાર, તથા દેવ-દાનવો દ્વારા વન્દિત, કર્મરજથી સદા મુક્ત બનેલા ભગવાન મહાવીરનું સદા કલ્યાણ થાઓ.

## સંઘનગરસ્તુતિ

४. गुणभवणगहण ! सुयरयणभरिय !
दंसणविसुद्धरत्थागा ।
संघनगर ! भद्दं ते,
अखंड-चारित्त-पागारा ।

૪. ગુણ અર્થાત્ પિણ્ડવિશુદ્ધિ, સમિતિ, ભાવના અને તપ રૂપ ભવ્ય ભવનોથી વ્યાપ્ત, શ્રુત-શાસ્ત્ર રૂપ રત્નોથી પરિપૂર્ણ, વિશુદ્ધ સમ્યક્ત્વરૂપ રાજપથથી યુક્ત, નિરતિચાર ચારિત્રરૂપ કિલ્લાવાળા હે સંઘ-નગર ! તારું કલ્યાણ થાઓ.

## સંઘ-ચક્રસ્તુતિ

५. संजमतवतुंबारयस्स,
नमो सम्मत्तपारियल्लस्स ।
अप्पडिचक्कस्स जओ,
होउ सया संघचक्कस्स ।

૫. (સત્તર પ્રકારનો) સંયમ જેની નાભિ છે, બાહ્ય અને આભ્યન્તર તપ જેના આરા છે, સમ્યક્ત્વ જેની પરિધિ છે એવા સંઘરૂપી ચક્રને નમસ્કાર હો ! જેની કોઈ તુલના કરી શકતું નથી એવા સંઘચક્રનો સદા જય હો !

## સંઘ-રથસ્તુતિ

६. भद्दं सीलपडागूसियस्स,
तवनियमतुरयजुत्तस्स ।
संघरहस्स भगवओ,
सज्झायसुनंदिघोसस्स ।

૬. અઢાર હજાર શીલાંગ રૂપ ધ્વજા જેના ઉપર ફરફરી રહી છે, જેમાં તપ અને સંયમરૂપ સુંદર અશ્વયુગલ જોડાયેલ છે, જેમાંથી પાંચ પ્રકારના સ્વાધ્યાયનો મંગળમય મધુર ધ્વનિ નિકળી રહેલ છે એવા ભગવાન સંઘરથનું કલ્યાણ થાઓ. [અહિયા સંઘને સુમાર્ગગામી હોવાના કારણે રથથી ઉપમિત કરેલ છે. ]

## સંઘ-પદ્મસ્તુતિ

७. कम्मरयजलोहविणिग्गयस्स,
सुयरयणदीहनालस्स ।
पंचमहव्वयथिरकन्नियस्स,
गुणकेसरालस्स ।

८. सावगजणमहुअरिपरिवुडस्स,
जिणसूरतेयवुद्धस्स ।
संघपउमस्स भद्दं !
समणगणसहस्सपत्तस्स ।

૭,૮. જે સંઘ રૂપ પદ્મ કર્મરજ-કાદવ તથા જળ-પ્રવાહ બન્નેથી બહાર નીકળેલ છે, જેનો આધાર શ્રુતરત્નમય દીર્ઘ નાલ છે, જેની પંચ મહાવ્રત રૂપ સ્થિર કર્ણિકાઓ છે, ઉત્તર ગુણરૂપ જેની પરાગ છે, શ્રાવકગણરૂપ ભ્રમરોથી ઘેરાયેલ છે, જિનેશ્વર રૂપ સૂર્યના કેવળજ્ઞાનના તેજથી વિકાસ પામેલો છે અને શ્રમણગણ રૂપ હજારો પત્રોથી સુશોભિત છે એવા શ્રી સંઘપદ્મનું સદા કલ્યાણ હો !

## સંઘ-ચંદ્રસ્તુતિ

९. तवसंजममयलंछण !
अकिरियराहुमुहदुद्धरिस ! निच्चं ।
जय संघचंद !
निम्मल-सम्मत्तविसुद्धजोण्हागा !

૯. તપ અને સંયમ રૂપ મૃગલાંછનથી યુક્ત, અક્રિયાવાદી રુપ રાહુના મુખથી દુર્દ્ધર્ષ, નિરતિચાર સમ્યક્ત્વરુપ સ્વચ્છ ચાંદનીથી સુશોભિત, સંઘચંદ્ર ! સદા જયને પ્રાપ્ત થાઓ.

## સંઘ-સૂર્યસ્તુતિ

१०. परतित्थियगहपहनासगस्स,
तवतेयदित्तलेसस्स ।
णाणुज्जोयस्स जए,
भद्दं ! दमसंघसूरस्स ॥

૧૦. એકાંતવાદને ગ્રહણ કરનાર પરવાદી રૂપ ગ્રહોની પ્રભાને નષ્ટ કરનાર, તપતેજથી દેદીપ્યમાન, સમ્યગ્જ્ઞાન રૂપ પ્રકાશથી યુક્ત, ઉપશમ પ્રધાન સંઘસૂર્યનું કલ્યાણ હો.

## સંઘ-સમુદ્રસ્તુતિ

११. भद्दं ! धिइवेलापरिगयस्स,
सज्झायजोगमगरस्स ।
अक्खोहस्स भगवओ,
संघसमुद्दस्स रुंदस्स ॥

૧૧. જે મૂળગુણ તથા ઉત્તર ગુણના વિષયમાં વધતા આત્મિક પરિણામ રૂપ ભરતીથી વ્યાપ્ત છે, જેમાં સ્વાધ્યાય અને શુભ યોગ રૂપ કર્મવિદારણ કરવામાં મહા શક્તિશાળી મગર છે, પરિષહ અને ઉપસર્ગ થવા પર પણ જે ક્ષોભ પામતો નથી, તથા જે સમગ્ર ઐશ્વર્યથી સંપન્ન તેમજ અતિવિશાળ છે એવા ભગવાન્ સંઘસમુદ્ર નું સદા કલ્યાણ હો !

## સંઘ-મહામંદરસ્તુતિ

१२. सम्मद्दंसणवरवइर-
दढरूढगाढावगाढपेढस्स ।
धम्मवररयणमंडिय-
चामीयरमेहलागस्स ॥

૧૨. સમ્યગ્દર્શન રૂપ દૃઢ, શંકાદિ દૂષણ ન હોવાથી રુઢ, વિશુદ્ધયામાન અધ્યવસાયો ને કારણે ગાઢ, નવ તત્ત્વ અને ષડ્દ્રવ્યમાં નિમગ્ન હોવાથી અવગાઢ એવી શ્રેષ્ઠ વજ્રમય જેની ભૂપીઠિકા છે, ઉત્તર ગુણ-રત્નોથી સુશોભિત શ્રેષ્ઠ ધર્મ-મૂળગુણ રૂપ જેની સુવર્ણ મેખલા છે એવો સંઘ મેરુ—

१३. नियमूसियकणय ।
सिलायलुज्जलजलंत-चित्तकूडस्स ।
नंदणवणमणहर-
सुरभिसीलगंधुद्धुमायस्स ॥

૧૩. નિયમરૂપ કનકમય શિલાતલ યુક્ત, અશુભ-વૃત્તિઓના ત્યાગથી નિર્મળ થયેલ ચિત્તરૂપ ઉંચા ફૂટવાળા, શીલ-સૌરભથી સુરભિત; સન્તોષ રૂપ મનોહર નંદનવન જેમાં છે એવો સંઘ-મેરુ—

१४. जीवदया-सुन्दर-
कंदरुद्दरिय-मुणिवरमइंदइन्नस्स ।

૧૪ જેમાં સ્વ-પર કલ્યાણ રૂપ જીવદયા એજ કંદરાઓ છે, જે કુદાર્શનિક રૂપ મૃગોને

## ઉપસંહાર

१९. नगर-रह-चक्क-पउमे
चंदे सूरे समुद्दमेरुम्मि ।
जो उवमिज्जइ सययं,
तं संघगुणायरं वंदे ॥

૧૯. નગર, રથ, ચક્ર, પદ્મ, ચંદ્ર, સૂર્ય, સમુદ્ર, અને મેરુની ઉપમાઓથી જે સદા ઉપમિત છે એવા અક્ષય ગુણનિધિ શ્રીસંઘને હું સ્તુતિપૂર્વક વંદન કરૂં છું.

## ચતુર્વિંશતિ તીર્થંકરોની સ્તુતિ

२०. वंदे उसभमजियं,
संभवमभिनंदणसुमइसुप्पभसुपासं ।
ससिपुप्फदंत-सीयल–
सिज्जंस वासुपुज्जं च ॥

२१. विमलमणंत य धम्मं,
संतिंकुंथुं अरं च मल्लिं च ।
मुणिसुव्वय-नमि-नेमिं,
पासंतह वद्धमाणं च ॥

૨૦,૨૧. ઋષભનાથ, અજિતનાથ, સંભવનાથ, અભિનંદન, સુમતિનાથ, પદ્મપ્રભ, ચંદ્રપ્રભો, પુષ્પદંત, સુવિધિનાથ, શીતળનાથ, શ્રેયાંસનાથ, વાસુપૂજ્ય, વિમળનાથ, અનંતનાથ, ધર્મનાથ, શાંતિનાથ, કુંથુનાથ, અરનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રત, નેમિનાથ, અરિષ્ટનેમિ, પાર્શ્વનાથ, અને વર્દ્ધમાન-શ્રમણ ભગવાન મહાવીરને વંદન કરૂં છું.

## ગણધરાવલિ

२२. पढमित्थ इन्दभूई,
बीए पुण होइ अग्गिभूइ त्ति ।
तइए य वाउभूई,
तओ वियत्ते सुहम्मे य ॥

२३. मंडियमोरियपुत्ते,
अकंपिये चेव अयलभाया य ।
मेयज्जे य पहासे,
गणहरा हुंति वीरस्स ॥

૨૨,૨૩. (૧) પ્રથમ ઈંદ્રભૂતિ જેમનું અપર નામ ગૌતમ છે, (૨) બીજા અગ્નિભૂતિ, (૩) ત્રીજા વાયુભૂતિ, ત્યારપછી (૪) વ્યક્ત (૫) સુધર્મા (૬) મંડિતપુત્ર (૭) મૌર્યપુત્ર (૮) અકમ્પિત (૯) અચલભ્રાતા (૧૦) મેતાર્ય અને (૧૧) પ્રભાસ, આ અગીયાર ભગવાન મહાવીરના ગણધરો (ગણ-વ્યવસ્થાપક) હતા.

## વીરશાસનનો મહિમા

२४. निव्वुइपहसासणयं,
जयइ सया सव्वभावदेसणयं ।

૨૪. સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રરૂપ નિર્વાણપથના પ્રદર્શક, જીવ–અજીવ આદિ સર્વ પદાર્થોના

कुसमयमयनासणयं,
जिणिंदवर- वीरसासणयं ॥

પ્રતિપાદક, અને કુદર્શનીઓનાં અભિમાનના મર્દક, જિનેન્દ્રભગવાન મહાવીરનુ શાસન-પ્રવચન સદા જયવન્ત હો.

## યુગપ્રધાન સ્થવિરાવલિ

२५. सुहम्मं अग्गिवेसाणं,
जंबूनामं च कासवं ।
पभवं कच्चायणं वंदे,
वच्छं सिज्जंभवं तहा ॥

૨૫. ભગવાન મહાવીરના પંચમ ગણધર અગ્નિ-વેશ્યાનગોત્રી સુધર્માસ્વામી, કાશ્યપગોત્રી શ્રી જંબૂસ્વામી, કાત્યાયન ગોત્રીય પ્રભવ-સ્વામી, તથા વત્સગોત્રીય શય્યભવને વંદન કરૂં છું.

२६. जसभद्दं तुंगियं वंदे,
संभूयं चेव माढरं ।
भद्दबाहुं च पाइन्नं,
थूलभद्दं च गोयमं ॥

૨૬. તુંગિક–ગોત્રીય યશોભદ્ર, માઢર ગોત્રીય સંભૂતવિજયને પ્રાચીન ગોત્રીય ભદ્રબાહુ તથા ગૌતમ ગોત્રીય સ્થૂલાભદ્રને વંદન કરૂં છું.

२७. एलावच्चसगोत्तं, वंदामि
महागिरिं सुहत्थिं च ।
तत्तो कोसियगोत्तं,
बहुलस्स सरिव्वयं वंदे ॥

૨૭. એલાપત્યગોત્રીય આચાર્ય મહાગિરિ અને સુહસ્તિને વંદન કરૂં છું. તત્પશ્ચાત્ કૌશિક-ગોત્રીય બહુલમુનિ અને તેના સમાનવયવાળા બલિસ્સહને વંદન કરૂં છું.

२८. हारियगुत्तं साइं च,
वंदिमो हारियं च सामज्जं ।
वंदे कोसियगोत्तं,
संडिल्लं अज्जजीयधरं ॥

૨૮. હારીત ગોત્રીય સ્વાતિને, હારીત ગોત્રીય શ્યામાર્યને વંદન કરૂં છું, કૌશિક ગોત્રી શાણ્ડિલ્ય તથા આર્યજીતધરને વંદન કરૂં છું.

२९. तिसमुद्दखायकित्तिं,
दीवसमुद्देसु गहियपेयालं ।
वंदे अज्जसमुद्दं,
अक्खुभियसमुद्दगंभीरं ॥

૨૯. ત્રણ સમુદ્રો પર્યન્ત પ્રખ્યાત કીર્તિવાળા, વિવિધ દ્વીપ અને સમુદ્રોમાં પ્રામાણિકતા પ્રાપ્ત કરનાર અથવા 'દ્વીપસાગર-પ્રજ્ઞપ્તિ' ના વિશિષ્ટ વિદ્વાન્, ક્ષોભરહિત સમુદ્રની જેમ ગંભીર આર્યસમુદ્રને વંદન કરૂં છું.

३०. भणगं करगं झरगं,
पभावगं णाणदंसणगुणाणं ।
वंदामि अज्जमंगुं

૩૦. કાલિક સૂત્રનું અધ્યયન કરનાર, તદનુસાર ક્રિયા–કાણ્ડ કરનાર, ધર્મ–ધ્યાનના ધ્યાતા, જ્ઞાન, દર્શન, અને ચારિત્ર આદિ ગુણોને

सुयसागरपारगं धीरं ॥

દિપાવનાર, તથા શ્રુતસાગરના પારગામી, ધૈર્ય આદિ ગુણોથી સમ્પન્ન એવા આર્યમંગુને વંદન કરૂં છું.

३१. वंदामि अज्जधम्मं,
तत्तो वंदे य भद्दगुत्तं च ।
तत्तो य अज्जवइरं,
तवनियमगुणेहिं वइरसमं ॥

૩૧. આર્ય ધર્માચાર્યને અને આર્ય શ્રી ભદ્રગુપ્તને વંદન કરૂં છું, ત્યાર પછી તપ–નિયમ આદિ ગુણોથી સમ્પન્ન, વજ્રસમાન દૃઢ આચાર્ય શ્રી આર્યવજ્ર સ્વામીને વંદન કરૂં છું.

३२. वंदामि अज्जरक्खियखमणे,
रक्खियचरित्तसव्वस्से ।
रयणकरंडगभूओ,
अणुओगो रक्खिओ जेहिं ॥

૩૨. જેઓએ પોતાના તથા બધા સંયમી મુનિઓના સર્વસ્વ સમાન ચારિત્ર-સંયમની રક્ષા કરી છે, તેમજ જેઓએ રત્નોની પેટી સદૃશ અનુયોગની રક્ષા કરી છે તે તપસ્વીરાજ આચાર્ય આર્યરક્ષિતને વંદન કરૂં છું.

३३. नाणम्मि दंसणम्मि य,
तवविणए णिच्चकालमुज्जुत्तं ।
अज्जं नंदिलखमणं,
सिरसा वंदे पसन्नमणं ॥

૩૩. જેઓ જ્ઞાન, દર્શન તપ, વિનયાદિ ગુણોમાં સર્વદા અપ્રમાદી હતા, રાગ–દ્વેષ ન હોવાથી પ્રસન્ન ચિત્તવાળા હતા, એવા આર્ય નંદિલ ક્ષપણકને મસ્તક નમાવી વંદન કરૂં છું.

३४. वड्ढउ वायगवंसो,
जसवंसो अज्ज- नागहत्थीणं ।
वागरण - करण - भंगिय -
कम्मप्पयडि-प्पहाणाणं ॥

૩૪. વ્યાકરણ અથવા પ્રશ્નવ્યાકરણમાં નિષ્ણાત, પિણ્ડવિશુદ્ધિ આદિ તથા ભંગોના જ્ઞાતા, કર્મ પ્રકૃતિની પ્રરૂપણા કરવામાં પ્રધાન એવા આર્ય નાગહસ્તીનો વાચકવંશ યશવંશની જેમ વૃદ્ધિ પામો.

३५. जच्चंजणधाउसमप्पहाणं,
मुद्दियकुवलयनिहाणं ।
वड्ढउ वायगवंसो,
रेवइनक्खत्तनामाणं ॥

૩૫. ઉત્તમ જાતિના અંજન ધાતુ તુલ્ય પ્રભાથી યુકત, પાકેલ દ્રાક્ષ અને નીલકમળ અથવા નીલમણિ સમાન કાંતિથી યુકત, આર્ય રેવતિ-નક્ષત્રનો વાચક વંશ વૃદ્ધિ પામો.

३६. अयलपुरा णिक्खते,
कालियसुय-आणुओगिए धीरे ।
बंभद्दीवग-सीहे,
वायगपयमुत्तम पत्ते ॥

૩૬. જે અચલપુરમાં દીક્ષિત થયા અને કાલિક શ્રુતની વ્યાખ્યા કરવામાં નિપુણ તથા ધીર હતા, એવા ઊત્તમ વાચક પદને પ્રાપ્ત થયેલા બ્રહ્મદ્વીપક શાખાના સિંહાચાર્યને વંદન કરૂં છું.

३७. जेसिं इमो अणुओगो,
पयरइ अज्जावि अड्ढ भरहम्मि ।
बहुनयरनिग्गयजसे,
ते वंदे खंदिलायरिए ॥

૩૭. જેમનો આ ( વર્તમાનમા ઉપલબ્ધ ) અનુયોગ આજેપણ અર્ધ ભરત ક્ષેત્રમાં પ્રચલિત છે તથા ઘણા નગરોમા જેની યશોગાથા ગવાય છે, તે સ્કન્દિલાચાર્યને વદન કરૂં છુ.

३८. तत्तो हिमवंतमहंत-विक्कमे
धिइ परक्कममणंते ।
सज्झायमणंतधरे,
हिमवंते वंदिमो सिरसा ॥

૩૮. શ્રીસ્કન્દિલાચાર્ય પશ્ચાત્ હિમવાન પર્વતની જેમ મહાન, વિક્રમશાળી, અનંત ધૈર્ય અને પરાક્રમવાળા અનંત સ્વાધ્યાયને ધારણ કરનાર હિમવાન્ આચાર્યને મસ્તકવડે વદન કરૂ છું.

३९. कालियसुयअणुओगस्स,
धारए धारए य पुव्वाणं ।
हिमवंतखमासमणे,
वंदे णागज्जुणायरिए ॥

૩૯. કાલિક શ્રુત સબંધી અનુયોગના જ્ઞાતા, ઉત્પાદ આદિ પૂર્વોના ધારક, હિમવાન ક્ષમાશ્રમણ સદશ શ્રી નાગાર્જુનાચાર્યને વંદન કરૂં છું.

४०. मिउ-मद्दव-संपन्ने,
आणुपुव्वि वायगत्तणं पत्ते ।
ओह-सुय-समायारे,
नागज्जुणवायए वंदे ॥

૪૦. મૃદુ–કોમળ, આર્જવ ભાવોથી સંપન્ન, ક્રમથી વાચક પદને પ્રાપ્ત થયેલ, ઓઘ શ્રુત-ઉત્સર્ગ વિધિનું સમાચરણ કરનાર નાગાર્જુન વાચકને નમન કરું છું.

४१. गोविंदाणं पि नमो,
अणुओगे विउल- धारणिंदाणं ।
णिच्चं खंतिदयाणं,
परूवणे दुल्लभिंदाणं ॥

૪૧. અનુયોગ સંબંધી વિપુલ ધારણા કરનારાઓમાં ઇન્દ્રની સમાન, ક્ષમા દયા આદિ ગુણોની પ્રરૂપણા કરવામા ઇન્દ્રને પણ દુર્લભ એવા ગુણસંપન્ન ગોવિન્દ આચાર્યને નમસ્કાર હો.

४२. तत्तो य भूयदिन्नं,
निच्चं तवसंजमे अनिव्विण्णं ।
पंडियजणसम्माणं,
वंदामो संजमविहिन्नुं ॥

૪૨. તત્પશ્ચાત્ તપ અને સંયમમાં ખેદ રહિત, પંડિત જનોમાં સન્માનનીય, સંયમવિધિના વિશેષજ્ઞ એવા ભૂતદિન્ન (ભૂતદત્ત) આચાર્યને વંદન કરૂ છું.

४३. वरकणगतविय-चंपग-विमउल-
वरकमल-गब्भसरिवन्ने ।
भवियजण-हियय-दइए,

૪૩,૪૪,૪૫. તપાવેલ ઉત્તમ જાતિનું સુવર્ણ, ચંપક પુષ્પ અને વિકસિત ઉત્તમ કમળના ગર્ભ સમાન પીત વર્ણથી યુક્ત ભવ્ય પ્રાણીઓના

दयागुणविसारए धीरे ॥

હ્રુદય-વલ્લભ, લોકોના હ્રુદયમાં દયા ગુણ ઉત્પન્ન કરવામા નિષ્ણાત, ધીર, તત્કાલીન

४४. अड्ढभरहप्पहाणे,
बहुविहसज्झायसुमुणियपहाणे ।
अणुओगियवरवसभे,
नाइल-कुल वंस-नंदिकरे ॥

४५. भूयहियप्पगब्भे,
वंदेऽहं भूयदिन्नमायरिए ।
भवभयवुच्छेयकरे,
सीसे नागज्जुणरिसीणं ॥

દક્ષિણાર્ધ ભરતક્ષેત્રમાં યુગપ્રધાન, બહુવિધ સ્વાધ્યાયના પરમ વિજ્ઞાતા, અનેક શ્રેષ્ઠ મુનિવરોને સ્વાધ્યાય આદિમા પ્રવૃત્ત કરાવનારા, નાગેન્દ્રકુળ તથા વંશને પ્રસન્ન કરનારા, પ્રાણીમાત્રને હિતોપદેશ આપવામા સમર્થ, ભવ-ભયના નાશક, નાગાર્જુન-ઋષિના સુશિષ્ય આચાર્ય ભૂતદિન્ન ને વંદન કરુ છુ

४६. सुमुणियनिच्चानिच्चं,
सुमुणियसुत्तत्थधारय वंदे ।
सब्भावुब्भावणया,
तत्थ लोहिच्चणामाणं ॥

૪૬. નિત્યાનિત્ય રુપથી વસ્તુતત્ત્વને સમ્યક્તયા જાણનારા, સુવિજ્ઞાત સૂત્રાર્થના ધારક, યથાવસ્થિત ભાવોના સમ્યક્ પ્રરૂપક લોહિત્યાચાર્યને વદન કરું છુ.

४७. अत्थमहत्थवखाणिं,
सुसमण-वक्खाण-कहण-निव्वाणिं ।
पयईए महुरवाणिं,
पयओ पणमामि दूसगणिं ॥

૪૭. શાસ્ત્રોના અર્થ અને મહાર્થની ખાણ સમાન અર્થાત્ ભાષા, વિભાષા, વાર્તિકાદિથી અનુયોગની વ્યાખ્યા કરવામાં કુશળ, મૂળોત્તર ગુણોથી સંપન્ન, સાધુઓને આગમોની વાચના અર્થાત્ જ્ઞાનદાન દેવામાં અને શિષ્યોદ્વારા પૂછેલા પ્રશ્નોના ઉત્તર આપવામાં સમાધિનો અનુભવ કરનાર તથા પ્રકૃતિથીજ મધુરભાષી, એવા દૂષ્યગણી આચાર્યને સન્માનપૂર્વક પ્રણામ કરું છું.

४८. तवनियमसच्चसंजम -
विणयज्जवखंतिमद्दवरयाणं ।
सीलगुणगद्दियाणं,
अणुओगजुगप्पहाणाणं ॥

४९. सुकुमालकोमलतले,
तेसिं पणमामि लक्खणपसत्थे ।
पाए पावयणीणं,

૪૮,૪૯. તપ, નિયમ, સત્ય, સંયમ, વિનય, આર્જવ-સરળતા, ક્ષમા, માર્દવ-નમ્રતા આદિ શ્રમણધર્મોમા સંલીન, શીલાદિ ગુણોથી વિખ્યાત અને તત્કાલીન યુગમાં અનુયોગની વ્યાખ્યા કરવામાં યુગપ્રધાન આદિ વિશેષતાઓથી યુક્ત, યુગપ્રધાન પ્રવચનકારોના પ્રશસ્ત લક્ષણોપેત, સુકુમાર સુંદર તળવાળા, સેંકડો પ્રતીચ્છકો (અન્યગણોથી અધ્યયન કરવા આવેલા

पडिच्छयसएहिं पणिवइए ॥

શિષ્યો) દ્વારા પ્રણામ કરાયેલ (દૃષ્યગણીના) ચરણોમાં હું પ્રણામ કરુ છું.

५०. जे अन्ने भगवते,
कालिय-सुय-आणुओगिए धीरे ।
ते पणमिऊण सिरसा,
नाणस्स परूवणं वोच्छं ॥

૫૦. આ યુગપ્રધાન આચાર્યો સિવાય અન્ય જે કાલિક શ્રુત તથા અનુયોગના જ્ઞાતા, ધીર, આચાર્ય ભગવંતો થયા છે તેમને પ્રણામ કરીને(હું દેવવાચક) જ્ઞાનની પ્રરૂપણા કરીશ.

## શ્રોતાના ચઉદ દૃષ્ટાન્ત

५१. सेल १ घण २ कुडग ३ चालणि ४, परिपुण्णग ५ हंस ६ महिस ७ मेसे ८ य । मसग ९ जलूग १० विराली ११ जाहग १२ गो १३ भेरी १४ आभीरी ॥

૫૧ (૧) શૈલ– ઘસાયેલો ગોળ પત્થર અને પુષ્કરાવર્ત મેઘ (૨) કુટક– ઘડો (૩) ચાલણી (૪) પરિપૂર્ણક (૫) હંસ (૬) ભેંસ (૭) બકરી (૮) મશક (૯) જળો (૧૦) બિલાડી (૧૧) શેળો– ઉંદર જેવું પ્રાણી (૧૨) ગાય (૧૩) ભેરી (૧૪) આહીર દંપતી, તેમની સમાન શ્રોતાજન હોય છે *

## ત્રણ પ્રકારની પરિષદ્

५२. सा समासओ तिविहा पन्नत्ता, तंजहा–
जाणिया, अजाणिया, दुव्वियड्ढा ।
जाणिया जहा—
खीरमिव जहा हंसा,
जे घुट्टंति इह गुरुगुणसमिद्धा ।
दोसे य विवज्जंती,
तं जाणसु जाणियं परिसं ॥

૫૨. તે પરિષદ્ [ શ્રોતાઓનો સમૂહ ] સંક્ષેપથી ત્રણ પ્રકારની કહી છે. જેમકે (૧) જ્ઞાયિકા પરિષદ્ (૨) અજ્ઞાયિકા પરિષદ્ (૩) દુર્વિદગ્ધા પરિષદ્ જેમ—

જેવી રીતે ઉત્તમ જાતિના હંસ પાણી છોડીને દૂધ પીએ છે તેવી રીતે જે પરિષદ્‌માં ગુણસંપન્ન વ્યક્તિ હોય છે, તેઓ દોષ છોડી ગુણગ્રહણ કરે છે તેને હે શિષ્ય ! તું જ્ઞાયિકા (સમ્યગ્ જ્ઞાનવાળી) પરિષદ્ જાણ.

५३. अजाणिया जहा—
जा होइ पगइमहुरा,
मिय-छावय-सीहकुक्कुडयभूआ ।
रयणमिव असंठविया,
अजाणिया सा भवे परिसा ॥

૫૩. જે શ્રોતા મૃગ, સિંહ અને કૂકડાના અબોધ બચ્ચાઓની જેમ સરળ, સ્વભાવથીજ મધુર હોય, અસંસ્કૃત રત્નોની જેમ સસ્કારહીન હોય તેવા અનભિજ્ઞ શ્રોતાઓની સભા અજ્ઞાયિકા પરિષદ્ કહેવાય ( એવા ભદ્રિક જીવોને જેવી શિક્ષા આપવામાં આવે તેવી તે ગ્રહણ કરી શકે છે. )

---

* વિવરણ માટે જુઓ પરિશિષ્ટ 'ક'

५४. दुव्विअड्ढा जहा–
न य कत्थइ निम्माओ,
न य पुच्छइ परिभवस्स दोसेणं ।
वत्थि व्व वायपुण्णो,
फुट्टइ गामिल्लय दुव्वियड्ढो ॥

૫૪. જેવી રીતે કોઈ ગ્રામીણ પંડિત કોઈપણ શાસ્ત્રમાં સંપૂર્ણ ન હોય, અને તિરસ્કારના ભયથી કોઈને પૂછે પણ નહિ અને પોતાની પ્રશંસા સાભળી મિથ્યાભિમાનથી વાયુપૂર્ણ મશકની જેમ ફૂલાયેલ રહે તેવા લોકોની સભાને હે શિષ્ય ! દુર્વિદગ્ધ પરિષદ્ જાણ.

## જ્ઞાનના ભેદપ્રભેદો

५५. नाणं पंचविहं पन्नत्तं, तंजहा–आभिणिबोहियनाणं, सुयनाणं, ओहिनाणं, मणपज्जवनाणं, केवलनाणं ॥

૫૫. જ્ઞાન પાંચ પ્રકારનું પ્રરૂપ્યું છે– [૧] આભિનિબોધિક જ્ઞાન [૨] શ્રુતજ્ઞાન [૩] અવધિજ્ઞાન [૪] મનઃપર્યવજ્ઞાન અને [૫] કેવળજ્ઞાન

५६. तं समासओ दुविहं पण्णत्तं, तंजहा— पच्चक्खं च परोक्खं च ॥

૫૬. તે પાંચે જ્ઞાનો સંક્ષેપમાં બે ભેદોમાં સમાવિષ્ટ થઈ જાય છે. જેમકે— (૧) પ્રત્યક્ષ અને (૨) પરોક્ષ.

५७. से किं तं पच्चक्खं ? पच्चक्खं दुविहं पण्णत्तं, तंजहा – इन्दियपच्चक्खं नोइन्दिय–पच्चक्खं च ॥

૫૭. પ્રશ્ન— ભગવન્ત ! તે પ્રત્યક્ષ જ્ઞાનના કેટલા ભેદ છે ?

ઉત્તર— વત્સ ! તે પ્રત્યક્ષ જ્ઞાનના બે ભેદ છે. (૧) ઇંદ્રિયપ્રત્યક્ષ અને (૨) નોઇંદ્રિય પ્રત્યક્ષ.

५८. से किं तं इन्दियपच्चक्खं ? इन्दियपच्चक्खं पंचविहं पण्णत्तं, तंजहा–सोइन्दिय–पच्चक्खं, चक्खिंदिय–पच्चक्खं, घाणिंदिय – पच्चक्खं, जिब्भिंदिय–पच्चक्खं, फासिंदिय–पच्चक्खं । से त्तं इन्दिय–पच्चक्खं ॥

૫૮. પ્રશ્ન– તે ઇંદ્રિયપ્રત્યક્ષ જ્ઞાન કેટલા પ્રકારનું છે ?

ઉત્તર– ઇંદ્રિયપ્રત્યક્ષ જ્ઞાન પાંચ પ્રકારનુ છે. જેમકે– (૧) શ્રોત્રેન્દ્રિય પ્રત્યક્ષ (૨) ચક્ષુરિન્દ્રિય પ્રત્યક્ષ (૩) ઘ્રાણેન્દ્રિય પ્રત્યક્ષ (૪) જિહ્વેન્દ્રિય પ્રત્યક્ષ અને (૫) સ્પર્શેન્દ્રિય પ્રત્યક્ષ.

५९. से कि तं नोइन्दिय–पच्चक्खं ? नोइन्दियपच्चक्खं तिविहं पण्णत्तं, तजहा–ओहिनाण–पच्चक्खं, मणपज्जवनाण–

૫૯. પ્રશ્ન— નોઇંદ્રિય પ્રત્યક્ષ જ્ઞાન કેટલા પ્રકારનુ છે ?

ઉત્તર— નોઇંદ્રિય પ્રત્યક્ષ જ્ઞાન ત્રણ પ્રકારનું

पच्चक्खं, केवलनाण–पच्चक्खं ॥

છે. [૧] અવધિજ્ઞાન પ્રત્યક્ષ [૨] મનઃ પર્યવ જ્ઞાન પ્રત્યક્ષ [૩] કેવળ જ્ઞાન પ્રત્યક્ષ.

६०. से किं तं ओहिनाणपच्चक्खं ? ओहि–नाण–पच्चक्खं दुविहं पण्णत्तं, तंजहा–भवपच्चइयं च, खाओवसमियं च ।

૬૦. પ્રશ્ન— અવધિજ્ઞાન પ્રત્યક્ષ કેટલા પ્રકારનું છે ?

ઉત્તર— અવધિજ્ઞાન પ્રત્યક્ષ બે પ્રકારનું કહ્યું છે જેમકે [૧] ભવપ્રત્યયિક અને [૨] ક્ષાયોપશમિક.

६१. से किं तं भवपच्चइयं ? भवपच्चइयं दुण्हं, तंजहा–देवाण य नेरइयाण य ।

૬૧. પ્રશ્ન— ભવપ્રત્યયિક– દેવ-નારક ભવરૂપ નિમિત્તથી થવાવાળું જ્ઞાન કેટલા પ્રકારનું છે ?

ઉત્તર— ભવપ્રત્યયિક જ્ઞાન બે પ્રકારનું છે. જેમકે [૧] દેવો ને થનાર અને [૨] નારક જીવોને થનાર.

६२. से किं तं खाओवसमियं ? खाओव-समियं दुण्हं, तंजहा–मणुस्साण य, पंचेंदिय-तिरिक्खजोनियाण य ।

૬૨. પ્રશ્ન— તે ક્ષાયોપશમિક અવધિજ્ઞાન કોને હોય છે ?

ઉત્તર— ક્ષાયોપશમિક અવધિજ્ઞાન બે પ્રકારનાં જીવોને હોય છે. જેમકે મનુષ્યોને અને તિર્યંચ પંચેન્દ્રિયોને.

પ્રશ્ન— ક્ષાયોપશમિક અવધિજ્ઞાન કયા હેતુથી ઉત્પન્ન થાય છે ?

को हेऊ खाओवसमियं ?
खाओवसमियं तयावरणिज्जाणं कम्माणं उदिण्णाणं खएणं, अणुदिण्णाणं उवसमेणं ओहिणाणं समुप्पज्जइ ।

ઉત્તર— અવધિજ્ઞાન ને આવરણ કરનાર ઉદય પ્રાપ્ત કર્મોનો ક્ષય હોવાથી અને સત્તામાં રહેલા કર્મોનો ઉપશમ હોવાથી ક્ષાયોપશમિક અવધિજ્ઞાન ઉત્પન્ન થાય છે.

६३. अहवा–गुणपडिवन्नस्स अणगारस्स ओहिनाणं समुप्पज्जइ, तं समासओ छव्विहं पण्णत्तं, तंजहा–आणुगामियं १. अणाणुगामियं २. वड्ढमाणयं ३. हीयमाणयं ४. पडिवाइयं ५. अप्प-डिवाइयं ६. ।

૬૩ અથવા જ્ઞાનાદિ ગુણોથી સમ્પન્ન અણગારને જે ક્ષાયોપશમિક અવધિજ્ઞાન ઉત્પન્ન થાય છે. તેના સક્ષેપમાં છ ભેદો છે. જેમકે [૧] આનુગામિક ( સાથે ચાલનારુ ) [૨] અનાનુગામિક ( સાથે ન ચાલનારુ ) [૩] વર્દ્ધમાન ( વૃદ્ધિ પામતું ) [૪] હીયમાન ( જેટલું ઉત્પન્ન થયું હોય તેનાથી ઓછું થતું

જનાર ) [૫] પ્રતિપાતિક ( ઉત્પન્ન થઈને નષ્ટ થઇ જનાર ) [૬] અપ્રતિપાતિક ( ન પડનારું— કેવળજ્ઞાનની ઉત્પત્તિ સુધી રહેનારું )

६४. से किं तं आणुगामियं ओहिनाणं ? आणुगामियंओहिनाणं दुविहं पण्णत्तं, तं जहा–अंतगयं च मज्झगयं च ।

૬૪. પ્રશ્ન– તે આનુગામિક અવધિજ્ઞાન કેટલા પ્રકારનું છે ?

ઉત્તર– આનુગામિક અવધિજ્ઞાન બે પ્રકારનું પ્રરૂપ્યુ છે. જેમકે— [૧] અન્તગત- આત્માના પર્યન્તવર્તી પ્રદેશોમાં ઉત્પન્ન થનાર અને એક દિશામાં જાણનાર ) અને [૨] મધ્યગત ( એકજ સાથે સર્વ દિશાઓને પ્રકાશિત કરનાર )

से किं तं अंतगयं ? अंतगयं तिविहं पण्णत्तं, तं जहा–पुरओ अंतगयं, मग्गओ अंतगयं, पासओ अंतगयं ।

પ્રશ્ન— તે અન્તગત કેટલા પ્રકારનું છે ?

ઉત્તર— અન્તગત અવધિજ્ઞાન ત્રણ પ્રકારનું છે— [૧] પુરતઃ અન્તગત ( આગળના ભાગથી થનારું જ્ઞાન ) [૨] માર્ગતઃ અન્તગત ( પાછળના ભાગથી થનારૂં જ્ઞાન ) અને [૩] પાર્શ્વતઃ અન્તગત ( બન્ને બાજુના ભાગથી થનારૂં જ્ઞાન. )

से किं तं पुरओ अंतगयं ? पुरओ अंतगयं से जहानामए केइ पुरिसे–उक्कं वा, चडुलियं वा, अलायं वा, मणिं वा, पईवं वा, जोइं वा, पुरओ काउं पणुल्लेमाणे पणुल्लेमाणे गच्छेज्जा, से त्तं पुरओ अंतगयं ।

પ્રશ્ન— તે પુરતઃ અન્તગત અવધિજ્ઞાન કેવા પ્રકારનું છે ?

ઉત્તર— પુરતઃ અન્તગત આ પ્રમાણે છે— જેમ કોઈ પણ પુરુષ ઉલ્કા, ઘાંસનો પુળો, સળગતું કાષ્ઠ, મણિ, દીપક, અથવા જ્યોતિને આગળ કરીને અનુક્રમથી યથાગતિએ ચાલે અને તે પ્રકાશિત વસ્તુઓ દ્વારા માર્ગમાં રહેલા આગળના પદાર્થોને જુએ છે, તેજ પ્રમાણે અવધિજ્ઞાની પુરતઃ અન્તગત અવધિજ્ઞાનથી આગળના આત્મપ્રદેશોથી પ્રકાશિત થતા પદાર્થોને જોઈ શકે છે અને આ જ્ઞાન સાથેસાથ ચાલે છે.

से किं तं मग्गओ अंतगयं? मग्गओ अंतगय से जहानामए केइ पुरिसे-उक्कं वा, चडुलियं वा, अलायं वा, मणिं वा, पईवं वा, जोइं वा, मग्गओ काउं अणुकड्ढेमाणे अणुकड्ढेमाणे गच्छिज्जा, से त्तं मग्गओ अंतगयं।

પ્રશ્ન— માર્ગતઃ અન્તગત અવધિજ્ઞાન કેવા પ્રકારનુ છે ?

ઉત્તર- માર્ગતઃ અન્તગત અવધિજ્ઞાન આ પ્રમાણે છે- જેમ કોઈ પુરુષ ઉલ્કા, સળગતા તૃણને,સળગતા કાષ્ઠને, મણિ પ્રદીપ અથવા જ્યોતિને પાછળ કરીને ચાલે તો તે ઉલ્કાઆદિથી પાછળના પદાર્થો પ્રકાશિત થાય છે. તેમજ આત્મા પાછળના પ્રદેશોવડે અવધિજ્ઞાનથી જાણે છે - તેને માર્ગતઃ અન્તગત-પૃષ્ઠગામી અવધિજ્ઞાન સમજવુ.

से किं तं पासओ अंतगयं? पासओ अंतगयं से जहानामए केइ पुरिसे-उक्कं वा, चडुलियं वा, अलायं वा, मणिं वा, पईवं वा, जोइं वा, पासओ काउं परिकड्ढेमाणे परिकड्ढेमाणे गच्छिज्जा, से त्तं पासओ अंतगयं, से त्तं अंतगयं।

પ્રશ્ન— પાર્શ્વતઃ અન્તગત અવધિજ્ઞાન કેવા પ્રકારનું છે ?

ઉત્તર— પાર્શ્વતઃ અન્તગત અવધિજ્ઞાન આ પ્રમાણે છે— જેમ કોઇ પુરુષ ઉલ્કા, સળગતું તૃણ, સળગતુ કાષ્ઠ, મણિ, પ્રદીપ અથવા જ્યોતિને બંને બાજુ રાખીને બન્ને-બાજુના ક્ષેત્રને પ્રકાશિત કરતો ચાલે છે. એવીજ રીતે જે અવધિજ્ઞાન બન્ને બાજુના પદાર્થોને પ્રકાશિત કરતું સાથેસાથે ચાલે છે તે પાર્શ્વતો અન્તગત અવધિજ્ઞાન કહેવાય છે. આ અન્તગત અવધિજ્ઞાનનું વર્ણન થયું.

से किं तं मज्झगयं? मज्झगयं से जहानामए केइ पुरिसे उक्कं वा, चडुलियं वा, अलायं वा, मणिं वा, पईवं वा, जोइं वा, मत्थए काउं समुव्वहमाणे समुव्वहमाणे गच्छिज्जा, से त्तं मज्झगयं।

પ્રશ્ન— મધ્યગત અવધિજ્ઞાન કેવા પ્રકારનુ છે ?

ઉત્તર— મધ્યગત અવધિજ્ઞાન આ પ્રમાણે— જેમ કોઇ પુરુષ ઉલ્કા, તૃણના અગ્નિને, કાષ્ઠના અગ્નિને, મણિને, દીપકને અથવા જ્યોતિને મસ્તક પર રાખીને વહન કરતો ચાલે છે અને સર્વ દિશાઓમાં રહેલા પદાર્થોને ઉપરોક્ત પ્રકાશ દ્વારા જોતો ચાલેછે એજ રીતે ચારેય બાજુ પદાર્થોનું જ્ઞાન કરાવતું જે જ્ઞાન જ્ઞાતાની સાથે સાથે ચાલે છે તે જ્ઞાન મધ્યગત અવધિજ્ઞાન કહેવાય છે.

अंतगयस्स मज्झगयस्स य को पइवि-
सेसो ? पुरओ अंतगएणं ओहिनाणेणं पुरओ चेव संखिज्जाणि वा, असंखिज्जाणि वा, जोयणाइं जाणइ, पासइ ।
मग्गओ अंतगएणं ओहिनाणेणं मग्गओ चेव संखिज्जाणि वा, असंखिज्जाणि वा, जोयणाइं जाणइ, पासइ ।

पासओ अंतगएणं ओहिनाणेणं पासओ चेव संखिज्जाणि वा, असंखिज्जाणि वा, जोयणाइं जाणइ, पासइ ।

मज्झगएणं ओहिनाणेणं सव्वओ समंता संखिज्जाणि वा, असंखिज्जाणि वा, जोयणाइं जाणइ पासइ । से त्तं आणुगामियं ओहिनाणं ।

પ્રશ્ન— અન્તગત અને મધ્યગત અવધિજ્ઞાનમા વિશેષતા શું છે ?

ઉત્તર— પુરત: અન્તગત અવધિજ્ઞાનથી જ્ઞાતા આગળની બાજુ સંખ્યાત અથવા અસખ્યાત યોજનોમાં રહેલા દ્રવ્યોને જાણે છે અને સામાન્ય ગ્રાહક આત્મા ( દર્શન ) થી જુએ છે. માર્ગત· અન્તગત અવધિજ્ઞાની અવધિજ્ઞાન દ્વારા પાછળની બાજુ સખ્યાત અથવા અસંખ્યાત યોજનોમાં સ્થિત દ્રવ્યોને વિશેષ રૂપથી જાણે છે અને સામાન્યરૂપથી જુએ છે. પાર્શ્વતઃ અન્તગત અવધિજ્ઞાનથી બને બાજુ સ્થિત દ્રવ્યોને સંખ્યાત અથવા અસખ્યાત યોજનોમાં વિશેષરૂપથી જાણે છે અને સામાન્યરૂપથી જુએ છે મધ્યગત અવધિજ્ઞાનથી સર્વ દિશાઓમાં અને વિદિશાઓમાં સર્વ પ્રદેશોથી, સર્વ વિશુદ્ધ સ્પર્ધકોથી સંખ્યાત અથવા અસંખ્યાત યોજનોમાં સ્થિત દ્રવ્યોને વિશેષ રૂપથી જાણેછે અને સામાન્ય રૂપથી જુએ છે. તે આનુગામિક અવધિજ્ઞાન છે.

६५. से किं तं अणाणुगामियं ओहिनाणं ? अणाणुगामियं ओहिनाणं से जहानामए केइ पुरिसे–एगं महंतं जोइट्ठाणं काउं तस्सेव जोइट्ठाणस्स परिपेरंतेहिं परिपेरंतेहिं परिघोलेमाणे तमेव जोइट्ठाणं पासइ, अन्नत्थगए न जाणइ, न पासइ । एवामेव अणाणुगामियं ओहिनाणं जत्थेव समुप्पज्जइ तत्थेव संखेज्जाणि वा असंखेज्जाणि वा संवद्धाणि वा, असंवद्धाणि वा जोयणाइं जाणइ, पासइ, अन्नत्थ गए ण पासइ । से त्तं अणाणुगामियं ओहिनाणं ।

૬૫. પ્રશ્ન— અનાનુગામિક અવધિજ્ઞાનનુ સ્વરુપ કેવુ છે ?

ઉત્તર— અનાનુગામિક અવધિજ્ઞાન આ પ્રમાણે છે. જેમ કોઇ વ્યક્તિ એક સ્થાનમા અગ્નિ પ્રગટાવી તે અગ્નિની ચારે તરફ પરિભ્રમણ કરતો તે અગ્નિનો જ્યા જ્યા પ્રકાશ હોય ત્યા ત્યાં રહેલા પદાર્થોને જુએ છે પણ જો તે અગ્નિના સ્થાનથી દૂર જાય તો ત્યા અંધકાર હોવાથી ત્યાંના પદાર્થોને જોઈ ન શકે, તેવી રીતે અનાનુગામિક અવધિજ્ઞાન જે ક્ષેત્રમાં ઉત્પન્ન થાય તે ક્ષેત્રથી સંખ્યાત, અસંખ્યાત યોજન સુધી રહેલા સમ્બન્ધિત-નિરંતર અથવા અસમ્બન્ધિત–ત્રુટક ત્રુટક રીતે પદાર્થને જુએ છે. અનાનુગામિક અવધિજ્ઞાન થયું હોય તે ક્ષેત્રથી બીજા ક્ષેત્રમાં જાય તો તે ત્યાંના પદાર્થોને જોતો નથી.

६६. से किं त वड्ढमाणयं ओहिनाणं ? वड्ढमाणय ओहिनाणं पसत्थेसु अज्झवसायट्ठाणेसु वड्ढमाणस्स वड्ढमाणचरित्तस्स, विसुज्झमाणस्स विसुज्झमाणचरित्तस्स सव्वओ समता ओही वड्ढइ ।

૬૬. પ્રશ્ન— વર્દ્ધમાન અવધિજ્ઞાન કેવા પ્રકારનુ છે ?

ઉત્તર—અધ્યવસાયો–વિચારો પ્રશસ્ત હોવા પર તથા તેઓની વિશુદ્ધિ થવાપર અને ચારિત્રની વૃદ્ધિ થવાપર તથા ચારિત્ર વિશુદ્ધયમાન થવાપર જે જ્ઞાન ચારેય દિશાઓ અને વિદિશાઓમાં સર્વ પ્રકારે વધતુ જાય છે તે વર્દ્ધમાન અવધિજ્ઞાન છે.

६७. जावइआ तिसमयाहारगस्स
सुहुमस्स पणगजीवस्स ।
ओगाहणा जहन्ना,
ओहीखित्तं जहन्नं तु ॥

૬૭. ત્રણ સમયના આહારક સૂક્ષ્મ નિગોદીયા જીવની જેટલી જઘન્ય–ઓછામા ઓછી અવગાહના-શરીરની ઉંચાઇ હોય છે, તેટલું જઘન્ય અવધિજ્ઞાનનું ક્ષેત્ર છે

६८. सव्ववहु अगणिजीवा,
निरंतरं जत्तियं भरिज्जंसु ।
खित्तं सव्वदिसागं,
परमोही खेत्त निद्दिट्ठो ।

૬૮ સૂક્ષ્મ, બાદર, પર્યાપ્ત, અપર્યાપ્ત એવા સર્વ અગ્નિકાયના સર્વાધિક જીવોને ( જે અજિતનાથ તીર્થંકરના કાળમાં હોય છે ) અંતરરહિત આકાશપ્રદેશોમાં સૂચીરૂપે સ્થાપિત કરે તે જીવો જેટલા આકાશને વ્યાપ્ત કરે, અવધિજ્ઞાનનું ઉત્કૃષ્ટ ક્ષેત્ર સર્વ દિશાઓમા તીર્થંકરોએ અથવા ગણધરોએ તેટલુ નિર્દેશ્યું છે (તે ક્ષેત્ર સ પૂર્ણ લોકાકાશ અને અલોકાકાશમા પણ સંખ્યાત લોકાકાશ જેટલા ખ ડો પરિમિત હોય છે )

६९. अंगुलमावलियाणं,
भागमसंखिज्ज दोसु संखिज्जा ।
अंगुलमावलियंतो,
आवलिया अंगुलपुहुत्तं ॥

૬૯. જે અવધિજ્ઞાની ક્ષેત્રથી અંગુલના અસંખ્યાતમા ભાગમાં રહેલ રૂપી પદાર્થોને દેખે તે કાળથી આવલિકાનો અસખ્યાતમો ભાગ દેખે (અર્થાત્ આટલા કાલ સમ્બન્ધી ભૂત–ભવિષ્યતના રૂપી પદાર્થોને જૂએ. ) જે ક્ષેત્રથી અ ગુલનો સંખ્યાતમો ભાગ જુએ તે કાળથી આવલિકાનો સંખ્યાતમો ભાગ જુએ. ક્ષેત્રથી અ ગુલપ્રમાણ જુએ તે આવલિકામાં કઇક ન્યૂન જૂએ. પૃથકત્વ ( બેથી નવ ) અંગુલ જૂએ તો સંપૂર્ણ આવલિકા પ્રમાણ કાળ જૂએ.

७०. हत्थम्मि मुहुत्तंतो,
दिवसंतो गाउयम्मि वोद्धव्वो ।
जोयण दिवसपुहुत्तं,
पक्खंतो पन्नवीसाओ ॥

૭૦. ક્ષેત્રથી હસ્તપર્યંત જુએ તો કાળથી મુહૂર્તમા ન્યૂન જુએ, અને જો કાલથી દિવસમાં કંઇક ઓછું દેખે તો ક્ષેત્રથી એક ગાઉ પરિમાણુ દેખે છે એમ જાણવું જોઇએ. જો ક્ષેત્રથી એક યોજન પ્રમાણુ જુએ તો કાલથી દિવસ પૃથક્ત્વ (બેથી નવ દિવસ) જુએ જો ક્ષેત્રથી પચીસ યોજન પર્યન્ત જુએ તો કાળથી પક્ષમાં કઇક ન્યૂન જુએ.

७१. भरहम्मि अद्धमासो,
जंबुदीवम्मि साहियो मासो ।
वासं च मणुयलोए,
वासपुहुत्तं च रुयगम्मि ॥

૭૧. અવધિજ્ઞાની ક્ષેત્રથી જો ભરતક્ષેત્રને જુએ તો કાલથી અર્ધમાસ પરિમિત ભૂત ભવિષ્યત્ કાલ સંબધી રૂપી પદાર્થોને જાણે દેખે છે જો ક્ષેત્ર જંબૂદ્વીપ પરિમાણુ જુએ તો કાળથી કાઇંક અધિક એક માસ જુએ. જો ક્ષેત્રથી મનુષ્યલોક પરિમાણુ (અઢીદ્વીપ) ક્ષેત્રને જુએ તો કાલથી એક વર્ષ પરિમિત ભૂત ભવિષ્યત્‌ને જાણે દેખે. અને જો ક્ષેત્રથી રુચક દ્વીપ સુધી દેખે તો કાલથી પૃથક્ત્વ વર્ષ– બેથી લઇને નવ વર્ષ સુધી ભૂત ભવિષ્યત કાળને જાણે દેખે

७२. संखिज्जम्मि उ काले,
दीवसमुद्दा वि हुंति संखिज्जा ।
कालम्मि असंखिज्जे,
दीवसमुद्दा उ भइयव्वा ॥

૭૨. જો ક્ષેત્રથી સંખ્યાત દ્વીપ–સમુદ્ર પર્યન્ત જાણે જુએ તો કાલથી સખ્યાત કાલને જાણે, પરંતુ કાલથી અસંખ્યાત કાળ જાણતું હોય તો દ્વીપ–સમુદ્રોની ભજના જાણવી જોઇએ અર્થાત્ કોઇ અવધિજ્ઞાન સખ્યાત દ્વીપ–સમુદ્રોને અને કોઈ અસંખ્યાત ને પણુ જાણે છે.

७३. काले चउण्ह वुड्ढी,
कालो भइयव्वु खित्तवुड्ढीए ।
वुड्ढीए दव्वपज्जव,
भइयव्वा खित्तकाला उ ॥

૭૩. અવધિજ્ઞાનમાં કાળની વૃદ્ધિ થવાપર દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ–ચારેયની વૃદ્ધિ થાયછે ક્ષેત્રની વૃદ્ધિ થવા પર કાળની ભજના–વૃદ્ધિ હોય અથવા ન પણુ હોય. દ્રવ્ય અને પર્યાયની વૃદ્ધિ થવાપર ક્ષેત્ર અને કાળ ની ભજના છે.

७४. सुहुमो य होइ कालो,
तत्तो सुहुमयरं हवइ खित्तं ।

૭૪ કાળ સૂક્ષ્મ હોય છે પણુ ક્ષેત્ર તેનાથી પણુ સૂક્ષ્મતર છે કેમકે એક અગુલ પરિમિત

अंगुलसेढीमित्ते,
ओसप्पिणीओ असंखिज्जा ॥
से त्तं वड्ढमाणयं ओहिनाणं ।

શ્રેણીરૂપ ક્ષેત્રમાં આકાશના પ્રદેશોની ગણના કરવામાં આવે તો અસંખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણીઓના સમય પરિમાણ તે પ્રદેશો હોય છે. અર્થાત્ અસંખ્યાત ઉત્સર્પિણી–અવસર્પિણી કાલોના સમયોની જે સંખ્યા હોય તેટલા આકાશપ્રદેશો એક અંગુલ પ્રમાણ આકાશશ્રેણીમાં હોય છે. આ રીતે વર્દ્ધમાન અવધિજ્ઞાનનું વર્ણન છે.

७५. से किं तं हीयमाणयं ओहिनाणं ? हीयमाणयं ओहिनाणं अप्पसत्थेहिं अज्झवसायठाणेहिं वट्टमाणस्स वट्टमाणचरित्तस्स, संकिलिस्समाणस्स संकिलिस्समाणचरित्तस्स सव्वओ समंता ओही परिहायइ । से त्तं हीयमाणयं ओहिनाणं ।

૭૫. પ્રશ્ન— હીયમાન અવધિજ્ઞાન કેવા પ્રકારનું છે ?

ઉત્તર— હીયમાન અવધિજ્ઞાન અપ્રશસ્ત– અશુભ વિચારોમાં વર્તતા અવિરત સમ્યગ્દૃષ્ટિ જીવને તથા વર્તમાન દેશવિરત શ્રાવકને અને સર્વવિરત ચારિત્ર–સાધુને, જ્યારે તે અશુભ વિચારોથી સંકલેશને પ્રાપ્ત હોય છે અને ચારિત્રમાં સંક્લેશ ને પ્રાપ્ત થાય છે ત્યારે ચારે બાજુથી–સર્વ પ્રકારથી અવધિજ્ઞાનની પૂર્વ અવસ્થાથી હાનિ હોય છે. એ પ્રમાણે હીયમાન–હાનિને પ્રાપ્ત થનાર અવધિજ્ઞાન જાણવું.

७६. से किं तं पडिवाइओहिनाणं ? पडिवाइओहिनाणं जहण्णेणं अंगुलस्स असंखिज्जइभागं वा संखिज्जइभागं वा, वालग्गं वा, वालग्गपुहुत्तं वा, लिक्खं वा, लिक्खपुहुत्तं वा, जूयं वा, जूयपुहुत्तं वा, जवं वा जवपुहुत्तं वा, अंगुलं वा, अंगुलपुहुत्तं वा, पायं वा, पायपुहुत्तं वा, विहत्थिं वा, विहत्थिपुहुत्तं वा, रयणिं वा, रयणिपुहुत्तं वा, कुच्छिं वा, कुच्छिपुहुत्तं वा, धणुं वा, धणुपुहुत्तं वा, गाउअं वा, गाउयपुहुत्त वा, जोयणं वा, जोयणपुहुत्तं वा, जोयणसयं वा, जोयणसयपुहुत्तं वा, जोयणसहस्सं वा,

૭૬. પ્રશ્ન— પ્રતિપાતિ અવધિજ્ઞાન કેવા પ્રકારનું છે ?

ઉત્તર– પ્રતિપાતિ અવધિજ્ઞાન–જઘન્ય અંગુલનો અસંખ્યાતમો ભાગ અથવા સંખ્યાતમો ભાગ, બાલાગ્ર અથવા બાલાગ્ર–પૃથકત્વ, લીખ યા લીખપૃથકત્વ, જૂ યા જૂપૃથકત્વ, જવ યા જવપૃથકત્વ, અંગુલ યા અંગુલપૃથકત્વ, પગ યા પગપૃથકત્વ, વિતસ્તિ – ( ૧૨ અંગુલ પરિમાણ ક્ષેત્ર ) યા વિતસ્તિપૃથકત્વ, રત્નિ ( હાથ પરિમાણ ક્ષેત્ર ) યા રત્નિપૃથકત્વ, કુક્ષિ ( બે હાથ પરિમાણ ક્ષેત્ર ) યા કુક્ષિપૃથકત્વ, ધનુષ્ય ( ચાર હાથ પરિમાણ ક્ષેત્ર ) યા ધનુષ્ય–

जोयणसहस्सपुहुत्तं वा, जोयणकोडिं वा जोयणकोडिपुहुत्तं वा, जोयणकोडाकोडिं वा जोयणकोडाकोडिपुहुत्तं वा, जोयणसंखेज्जं वा जोयणसंखेज्जपुहुत्तं वा,जोयणअसंखेज्जं वा, जोयणअसंखेज्ज-पुहुत्तं वा, उक्कोसेणं लोगं वा पासित्ताणं पडिवइज्जा । से त्तं पडिवाइओहिनाणं ।

પૃથકત્વ, કોશ યા કોશપૃથકત્વ, યોજન યા યોજનપૃથકત્વ, યોજનશત યા યોજન શત-પૃથકત્વ, સહસ્ર યોજન યા સહસ્ર યોજન પૃથકત્વ, લાખ યોજન યા લાખયોજન પૃથકત્વ, ક્રોડ યોજન યા ક્રોડયોજન પૃથકત્વ, ક્રોડાક્રોડી યોજન યા ક્રોડાક્રોડી યોજન પૃથકત્વ, સંખ્યાત યોજન યા સંખ્યાતયોજન પૃથકત્વ, અસંખ્યાત યોજન યા અસંખ્યાત યોજનપૃથકત્વ અને વધારેમાં વધારે સંપૂર્ણ લોકને જોઈને જે જ્ઞાન નષ્ટ થઈ જાય છે. તે પ્રતિપાતિ અવધિજ્ઞાન કહેવાય છે.

७७. से किं तं अपडिवाइओहिनाणं ? अपडिवाइओहिनाणं जेणं अलोगस्स एगमवि आगासपएसं जाणइ, पासइ, तेण परं अपडिवाइ ओहिनाणं । से त्तं अपडिवाइओहिनाणं ।

૭૭. પ્રશ્ન— અપ્રતિપાતિ અવધિજ્ઞાન કેવા પ્રકારનું છે ?

ઉત્તર— અપ્રતિપાતિ અવધિજ્ઞાન- જે જ્ઞાનથી જ્ઞાતા અલોકના એકપણ આકાશ-પ્રદેશને વિશિષ્ટ રૂપથી જાણે છે અને સામાન્યરૂપથી જુએ છે તે અપ્રતિપાતી અવધિજ્ઞાન કેવળજ્ઞાનની પ્રાપ્તિ પર્યન્ત રહે છે. તે અપ્રતિપાતિ અવધિજ્ઞાન કહેવાય છે.

७८. तं समासओ चउव्विहं पण्णत्तं, तं जहा- दव्वओ, खित्तओ, कालओ, भावओ । तत्थ दव्वओ णं ओहिनाणी जहन्नेणं अणंताइं रूविदव्वाइं जाणइ, पासइ । उक्कोसेणं सव्वाइं रूविदव्वाइं जाणइ पासइ ।

खित्तओ णं ओहिनाणी जहन्नेणं अंगुलस्स असंखिज्जइभागं जाणइ, पासइ, उक्कोसेणं असंखिज्जाइं अलोगे लोगप्पमाणमित्ताइं खंडाइं जाणइ,पासइ ।

कालओ णं ओहिनाणी जहन्नेणं आव-लियाए असंखिज्जइभागं जाणइ पासइ । उक्कोसेणं असंखिज्जाओ उस्सप्पिणीओ

૭૮. તે અવધિજ્ઞાનને સંક્ષેપથી ચાર પ્રકારે કહ્યુ છે. જેમકે- (૧) દ્રવ્યથી (૨) ક્ષેત્રથી (૩) કાળથી (૪) ભાવથી.

દ્રવ્યથી- અવધિજ્ઞાની જઘન્ય, અનંત રૂપી દ્રવ્યોને જાણે જુએ છે, ઉત્કૃષ્ટ સર્વ રૂપી દ્રવ્યોને જાણે અને જુએ છે.

ક્ષેત્રથી–અવધિજ્ઞાની જઘન્ય અગુલના અસંખ્યાતમા ભાગને જાણે અને જુએ છે, ઉત્કૃષ્ટ અલોકમાં લોકપરિમિત અસંખ્યાત ખડોને જાણે અને જુએ છે.

કાળથી- અવધિજ્ઞાની જઘન્ય આવલિ-કાના અસખ્યાતમાં ભાગમાત્ર કાળને જાણે અને જુએ છે, ઉત્કૃષ્ટ અતીત અને અનાગત

अवसप्पिणीओ अईयमणागयं च कालं जाणइ, पासइ ।

અસંખ્યાત ઉત્સર્પિણીઓ અને અવસર્પિણીઓ પરિમાણ કાળને જાણે અને જુએ છે.

भावओ णं ओहिनाणी जहन्नेणं अणंते भावे जाणइ, पासइ । उक्कोसेण वि अणंते भावे जाणइ, पासइ । सव्वभावाणमणंतभागं जाणइ पासइ ।

ભાવથી– અવધિજ્ઞાની જઘન્ય અનંત ભાવોને જાણે અને જુવે છે, ઉત્કૃષ્ટ પણ અનંત ભાવોને જાણે અને જુએ છે. પરન્તુ સર્વ પર્યાયોના અનન્તમાં ભાગમાત્રને જાણે અને દેખે છે.

७९. ओही भवपच्चइओ, गुणपच्चइओ य वण्णिओ दुविहो ।
तस्स य बहू विगप्पा,
दव्वे खित्ते य काले य ।

૭૯. આ પૂર્વોક્ત અવધિજ્ઞાન–ભવપ્રત્યયિક અને ગુણપ્રત્યયિક એ બે પ્રકારે વર્ણવ્યું છે, અને તેના પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના આધારે ઘણા વિકલ્પો–ભેદો હોયછે.

८०. नेरइयदेवतित्थंकरा य,
ओहिस्सऽबाहिरा हुंति ।
पासंति सव्वओ खलु,
सेसा देसेण पासंति ॥
से त्तं ओहिनाणपच्चक्खं ।

૮૦. નારકી, દેવ, અને તીર્થંકર અવધિજ્ઞાનથી અબાહ્ય અર્થાત્ અવધિજ્ઞાનથી યુક્તજ હોય છે અને સર્વદિશા-વિદિશાઓમાં જુએ છે શેષ અર્થાત્ મનુષ્ય અને તિર્યંચજ દેશથી ( અને સર્વથી પણ ) જુએ છે. આ પ્રમાણે અવધિજ્ઞાનપ્રત્યક્ષનું વર્ણન સમાપ્ત.

## મનઃપર્યવજ્ઞાન.

८१. से किं तं मणपज्जवनाणं ? मणपज्जवनाणे णं भंते ! किं मणुस्साणं उप्पज्जइ अमणुस्साणं ? गोयमा ! मणुस्साणं, नो अमणुस्साणं ।

૮૧. પ્રશ્ન– મનઃપર્યવ જ્ઞાન કેવા પ્રકારનું છે ? હે ભગવન્ ! તે મનઃપર્યવ જ્ઞાન શું મનુષ્યને ઉત્પન્ન થાય છે કે મનુષ્યેતર ( દેવ-નારકી અને તિર્યંચો ) ને ?

ઉત્તર– ગૌતમ ! તે મનઃપર્યવ જ્ઞાન મનુષ્યોનેજ ઉત્પન્ન થાય છે. મનુષ્યેતર પ્રાણીઓને નહીં.

जइ मणुस्साण किं संमुच्छिममणुस्साणं, गब्भवक्कंतियमणुस्साणं ? गोयमा ! नो संमुच्छिममणुस्साणं, गब्भवक्कंतियमणुस्साणं उप्पज्जइ ।

પ્રશ્ન– જો મનુષ્યોને ઉત્પન્ન થાય છે તો શું સંમૂર્છિમ મનુષ્યોને કે ગર્ભજ મનુષ્યોને થાય છે ?

ઉત્તર– ગૌતમ ! સંમૂર્છિમ મનુષ્યોને નહિ. ગર્ભજ મનુષ્યોને ઉત્પન્ન થાય છે

जइ गब्भवक्कतियमणुस्साणं किं कम्मभूमियगब्भवक्कंतियमणुस्साणं, अकम्मभूमियगब्भवक्कंतियमणुस्साणं, अंतरदीवगगब्भवक्कंतियमणुस्साणं ? गोयमा ! कम्मभूमिय-गब्भवक्कंतियमणुस्साणं, नो अकम्मभूमिय-गब्भवक्कंतियमणुस्साणं। नो अंतरदीवगगब्भवक्कंतियमणुस्साणं ।

પ્રશ્ન– જો ગર્ભજ મનુષ્યોને મનઃપર્યવ જ્ઞાન થાય છે તો શું કર્મભૂમિના ગર્ભજ મનુષ્યોને, અકર્મભૂમિના ગર્ભજ મનુષ્યોને કે અન્તરદ્વીપના ગર્ભજ મનુષ્યોને થાયછે ?

ઉત્તર– ગૌતમ ! કર્મભૂમિના ગર્ભજ મનુષ્યોને મનઃપર્યવજ્ઞાન થાયછે, અકર્મ-ભૂમિના અને અન્તરદ્વીપના ગર્ભજ મનુષ્યોને નથી હોતું.

जइ कम्मभूमिय-गब्भवक्कंतियमणुस्साण किं संखिज्जवासाउय-कम्भूमियगब्भवक्कंतियमणुस्साणं असंखिज्जवासाउयकम्मभूमिय-गब्भवक्कंतियमणुस्साणं ? गोयमा ! संखेज्जवासाउयकम्मभूमियगब्भवक्कंतियमणुस्साणं, नो असंखेज्जवासाउयकम्मभूमिय-गब्भवक्कंतियमणुस्साणं ।

પ્રશ્ન– જો કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થાય છે તો શુ સંખ્યાત વર્ષની આયુવાળા કર્મભૂમિના ગર્ભજ મનુષ્યોને અથવા અસંખ્યાત વર્ષની આયુ-વાળા કર્મભૂમિના ગર્ભજ મનુષ્યોને ?

ઉત્તર— ગૌતમ ! સંખ્યાત વર્ષની આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને થાય છે. અસંખ્યાત વર્ષની આયુવાળા કર્મભૂમિના ગર્ભજ મનુષ્યોને નહિ.

जइ संखेज्जवासाउय-कम्मभूमियगब्भवक्कंतियमणुस्साणं, किं पज्जत्तगसंखेज्जवासाउय-कम्मभूमिय-गब्भवक्कंतियमणुस्साणं, अपज्जत्तगसंखेज्जवासाउय-कम्मभूमियगब्भवक्कंतियमणुस्साणं ? गोयमा ! पज्जत्तगसंखेज्जवासाउयकम्मभूमिय-गब्भवक्कंतियमणुस्साणं, नो अपज्जत्तगसंखेज्जवासाउय-कम्मभूमियगब्भवक्कंतियमणुस्साणं ।

પ્રશ્ન– જો સંખ્યાત વર્ષની આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને થાય છે તો શું પર્યાપ્ત સંખ્યાત વર્ષની આયુવાળા કર્મ-ભૂમિજ ગર્ભજ મનુષ્યોને કે અપર્યાપ્ત સંખ્યાત વર્ષની આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને ?

ઉત્તર— ગૌતમ ! પર્યાપ્ત સંખ્યાત વર્ષની આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને થાય છે, અપર્યાપ્ત સંખ્યાત વર્ષની આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને નહિ.

जइ पज्जत्तगसंखेज्जवासाउयकम्मभूमिय-गब्भ-वक्कंतियमणुस्साणं, किं सम्मदिट्ठिपज्जत्तगसंखेज्जावासाउयकम्मभूमियगब्भवक्कंतियमणुस्साणं, मि–

પ્રશ્ન– જો પર્યાપ્ત સંખ્યાત વર્ષના આયુ-વાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને થાય છે તો શુ સમ્યગ્દષ્ટિ પર્યાપ્ત સંખ્યાત વર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને

च्छदिट्ठिपज्जत्तग--संखेज्जवासाउय--कम्मभूमिय-गब्भवक्कंतियमणुस्साणं ? गोयमा ! सम्मदिट्ठीपज्जत्तगसंखेज्जवासाउय-कम्मभूमिय-गब्भवक्कंतिय-मणुस्साणं, नो मिच्छदिट्ठिपज्जत्तगसंखेज्जवासाउय-कम्मभूमिय-गब्भवक्कंतिय-मणुस्साणं, नो सम्मामिच्छदिट्ठिपज्जत्तग-संखेज्जवासाउय-कम्मभूमिय-गब्भवक्कंतियणुस्साणं ।

અથવા મિથ્યાદૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાત વર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને, કે મિશ્રદૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાત વર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને ઉત્પન્ન થાય છે ?

ઉત્તર- ગૌતમ ! સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સખ્યાતવર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને ઉત્પન્ન થાયછે. મિથ્યાદૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાતવર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યો અને મિશ્રદૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાત વર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને થતું નથી.

जइ सम्मदिट्ठिपज्जत्तग-संखेज्जवासाउय-कम्मभूमिय-गब्भवक्कंतियमणुस्साणं, किं संजयसम्मदिट्ठिपज्जत्तग-संखेज्जवासाउय-कम्मभूमियगब्भवक्कंतियमणुस्साणं, असंजयसम्मदिट्ठिपज्जत्तग-संखेज्जवासाउयकम्मभूमिय-गब्भवक्कंतियमणुस्साणं, संजयासंजय-सम्मदिट्ठिपज्जत्तग-संखेज्जवासाउय-कम्मभूमिय-गब्भवक्कंतिय-मणुस्साणं ?गोयमा! संजयसम्मदिट्ठिपज्जत्तग- संखेज्जवासाउय-कम्मभूमिय-गब्भवक्कंतिय-मणुस्साणं, नो असंजयसम्मदिट्ठिपज्जत्तग-संखेज्जवासाउयकम्मभूमिय गब्भवक्कंतिय-मणुस्साणं, नो संजयासंजयसम्मदिट्ठिपज्जत्तगसंखेज्जवासाउय - कम्मभूमियगब्भवक्कंतियमणुस्साणं ।

પ્રશ્ન- જો સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાત વર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને થાય છે તો શું સંયત સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સખ્યાત વર્ષના આયુવાળા કર્મ-ભૂમિજ ગર્ભજ મનુષ્યોને કે અસંયત સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સખ્યાત વર્ષના આયુ-વાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને અથવા સંયતાસંયત ( દેશ વિરત ) સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સખ્યાતવર્ષના આયુવાળા કર્મ-ભૂમિજ ગર્ભજ મનુષ્યોને ઉત્પન્ન થાયછે ?

ઉત્તર- ગૌતમ ! સંયત સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સખ્યાત વર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને ઉત્પન્ન થાય છે. અસંયત અથવા સંયતાસંયત સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાતવર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને નહિ.

जइ संजयसम्मदिट्ठिपज्जत्तग-संखेज्जवासाउयकम्मभूमिय--गब्भवक्कंतिय-मणुस्साणं, किं पमत्तसंजयसम्मदिट्ठिपज्जत्तग-संखेज्जवासाउय-कम्मभूमिय-

પ્રશ્ન- જો સયત સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાત વર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને થાય છે તો શુ પ્રમત્ત સંયત સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાતવર્ષના આયુવાળા

गब्भवक्कंतियमणुस्साणं, अपमत्तसंजयसम्मदिट्ठिपज्जत्तग-संखेज्जवासाउय-कम्मभूमिय – गब्भवक्कंतिय – मणुस्साणं ? गोयमा ! अपमत्तसंजयसम्मदिट्ठिपज्जत्तग–संखेज्जवासाउयकम्मभूमिय—गब्भवक्कंतिय–मणुस्साणं, नो पमत्तसंजयसम्मदिट्ठिपज्जत्तग—संखेज्जवासाउयकम्मभूमिय-गब्भवक्कंतिय-मणुस्सणं ।

કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને કે અપ્રમત્ત સંયત સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાતવર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને થાય છે ?

ઉત્તર– ગૌતમ ! અપ્રમત્ત સંયત સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાત વર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને થાય છે, પ્રમત્ત સંયત સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાત વર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને નથી હોતું.

जइ अपमत्तसंजयसम्मदिट्ठिपज्जत्तग-संखेज्ज-वासाउय-कम्मभूमिय-गब्भवक्कंतिय-मणुस्साणं, किं इड्ढीपत्त–अपमत्तसंजय–सम्मदिट्ठिपज्जत्तगसंखेज्जवासाउय—कम्मभूमिय-गब्भवक्कंतिय–मणुस्साणं, अणिड्ढीपत्त–अपमत्तसंजयसम्मदिट्ठिपज्जत्तग—संखेज्जवासाउय-कम्मभूमियगब्भवक्कंतियमणुस्साणं ? गोयमा ! इड्ढीपत्तअपमत्त - संजयसम्मदिट्ठिपज्जत्तग-संखेज्जवासाउय- कम्मभूमिय-गब्भवक्कंतिय–मणुस्साणं, नो अणिड्ढीपत्त-अपमत्तसंजय-सम्मदिट्ठिपज्जत्तग—संखेज्जवासाउय-कम्मभूमिय–गब्भवक्कंतियमणुस्साणं–मणपज्जवनाणं समुप्पज्जइ ॥

પ્રશ્ન– જો અપ્રમત્ત સંયત સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાત વર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને થાય છે તો શું ઋદ્ધિપ્રાપ્ત– લબ્ધિધારી અપ્રમત્ત સંયત સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાતવર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને કે અનૃદ્ધિપ્રાપ્ત–અલબ્ધિધારી અપ્રમત્ત સંયત સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાતવર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને થાય છે ?

ઉત્તર– ગૌતમ ! ઋદ્ધિપ્રાપ્ત અપ્રમત્ત સંયત સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાતવર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને ઉત્પન્ન થાય છે, અનૃદ્ધિ પ્રાપ્ત અપ્રમત્ત સંયત સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સંખ્યાતવર્ષના આયુવાળા કર્મભૂમિજ ગર્ભજ મનુષ્યોને મનઃપર્યવજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી.

८२. तं च दुविहं उप्पज्जइ, तं जहा— उज्जुमई य, विउलमई य ।

तं समासओ चउव्विहं पन्नत्तं, तंजहा– दव्वओ, खित्तओ, कालओ, भावओ । तत्थ दव्वओ णं— उज्जुमई अणंते अणंतपएसिए खंधे जाणइ, पासइ । ते

૮૨. તે મનઃપર્યવજ્ઞાન બે પ્રકારે ઉત્પન્ન થાય છે, જેમકે– ઋજુમતિ અને વિપુલમતિ. તે સંક્ષેપથી ચાર પ્રકારનું પ્રરૂપ્યુ છે, (૧) દ્રવ્યથી (૨) ક્ષેત્રથી (૩) કાળથી (૪) ભાવથી.

દ્રવ્યથી– ઋજુમતિ અનંતપ્રદેશિક અનંત સ્કંધોને વિશેષ તથા સામાન્યરૂપથી જાણે અને જુએ છે, વિપુલમતિ તેજ સ્કન્ધોને

चेव विउलमई अब्भहियतराए, विउल-तराए, विसुद्धतराए, वितिमिरतराए जाणइ, पासइ । खेत्तओ णं उज्जुमई य जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं— अहे जावइमीसे रयणप्पभाए पुढवीए उवरिमहेट्ठिल्ले खुड्डगपयरे, उड्ढं जाव जोइसस्स उपरिमतले, तिरियं जाव अंतोमणुस्सखित्ते अड्ढाइज्जेसु दीवसमुद्देसु पन्नरससु, कम्मभूमिसु, तीसाए अकम्मभूमिसु, छप्पन्नाए अंतरदीवगेसु सन्निपंचेंदियाणं पज्जत्तयाणं मणोगए भावे जाणइ, पासइ ।

કંઈક અધિકતર, વિપુલતર, વિશુદ્ધ અને નિર્મળરૂપે જાણે અને જુએ છે.

ते चेव विउलमई अड्ढाइज्जेहिमंगुलेहिं अब्भहियतरं, विउलतरं, विसुद्धतरं, वितिमिरतरागं, खेत्तं जाणइ, पासइ ।

ક્ષેત્રથી— ઋજુમતિ જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગમાત્ર ક્ષેત્રને તથા ઉત્કર્ષથી નીચે રત્નપ્રભા પૃથ્વી સંબંધી ઊપરના નીચલા ક્ષુલ્લક પ્રતર સુધી, અને ઉપર જ્યોતિષચક્રના ઉપરના તલ પર્યંત અને ત્રિર્છાલોકમાં મનુષ્યક્ષેત્રની અંદર—અઢીદ્વીપ-સમુદ્રપર્યંત—૧૫ કર્મભૂમિઓ, ૩૦ અકર્મભૂમિઓ, ૫૬ અંતરદ્વીપોમાં રહેતા સંજ્ઞી પંચેન્દ્રિય પર્યાપ્ત જીવોના મનોગત ભાવોને જાણે અને જુએછે વિપુલમતિ તેજ ભાવોને અઢી અંગુલ અધિક ક્ષેત્રને વિપુલતર, વિશુદ્ધતર અને નિર્મલતર—તિમિર રહિત જાણે અને જુએ છે

कालओ णं— उज्जुमई जहन्नेणं पलिओवमस्स असंखिज्जइ भागं, उक्कोसेणं वि पलिओवमस्स असंखिज्जइभागं अतीयमणागयं वा कालं जाणइ, पासइ। तं चेव विउलमई अब्भहियतरागं, विउलतरागं, विसुद्धतरागं, वितिमिरतरागं कालं जाणइ, पासइ ।

કાળથી— ઋજુમતિ જઘન્ય પલ્યોપમના અસંખ્યાતમા ભાગને અને ઉત્કૃષ્ટ પણ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ — ભૂત અને ભવિષ્યકાળને જાણે અને જુએછે. વિપુલમતિ એટલાજ કાળને અધિકતર, વિપુલતર, વિશુદ્ધતર અને નિર્મળ જાણે અને જુએ છે.

भावओ णं— उज्जुमई अणंते भावे जाणइ, पासइ। सव्वभावाणं अणंतभागं जाणइ, पासइ। त चेव विउलमई अब्भहियतरागं, विउलतरागं विसुद्धतरागं, वितिमिरतरागं जाणइ, पासइ ।

ભાવથી—ઋજુમતિ અનંત ભાવોને જાણે અને જુએછે, પરંતુ બધા ભાવોના અનંતમા ભાગને જાણે અને જુએ તેજ ભાવોને વિપુલમતિ કંઈક અધિકતર, વિપુલતર, વિશુદ્ધતર અને નિર્મળરૂપે જાણે અને જુએ છે.

८३. मणपज्जवनाणं पुण,
जणमणपरिचिंतियत्थपागडणं ।
माणुसखित्तनिबद्धं,
गुणपच्चइयं चरित्तवओ ॥६५॥
से त्तं मणपज्जवनाणं ॥

૮૩. મન પર્યવજ્ઞાન મનુષ્યક્ષેત્રમા રહેલા પ્રાણીઓના મનમા ચિંતિત અર્થને પ્રગટ કરવાવાળુ છે, તથા ગુણપ્રત્યય એટલે ક્ષાન્તિ આદિ ગુણો આ જ્ઞાનની પ્રાપ્તિના કારણ છે અને તે ચારિત્રયુક્ત અપ્રમત્ત સંયતનેજ થાય છે આ પ્રમાણે મનઃપર્યવજ્ઞાનની પ્રરૂપણા થાઇ.

## કેવળ જ્ઞાન.

८४. से किं तं केवलनाणं ? केवलनाणं दुविहं पण्णत्तं, तंजहा—भवत्थकेवलनाणं च सिद्धकेवलनाणं च ।

૮૪. પ્રશ્ન— તે કેવળજ્ઞાન કેટલા પ્રકારનું છે

ઉત્તર— ગૌતમ! કેવળજ્ઞાન બે પ્રકારે પ્રરૂપ્યુ છે, જેમકે— ભવસ્થકેવળજ્ઞાન ( અર્હન્તોનું કેવળજ્ઞાન ) અને [૨] સિદ્ધ કેવળજ્ઞાન ( સિદ્ધનુ કેવળજ્ઞાન ).

से किं तं भवत्थकेवलनाणं ? भवत्थकेवलनाणं दुविहं पण्णत्तं, तंजहा— सजोगिभवत्थकेवलनाणं च अजोगिभवत्थकेवलनाणं च ।

પ્રશ્ન— તે ભવસ્થકેવળજ્ઞાન કેટલા પ્રકારનું છે ?

ઉત્તર— ભવસ્થકેવળજ્ઞાન બે પ્રકારે પ્રરૂપ્યુ છે, જેમકે- [૧] સયોગીભવસ્થ કેવળજ્ઞાન અને [૨] અયોગીભવસ્થ કેવળજ્ઞાન.

से किं त्तं सजोगिभवत्थकेवलनाणं ? सजोगिभवत्थकेवलनाणं दुविहं पण्णत्तं, तंजहा— पढमसमयसजोगिभवत्थकेवलनाणं च अपढम-समयसजोगिभवत्थकेवलनाणं च । अहवा— चरमसमयसजोगिभवत्थकेवलनाणं च अचरमसमय-सजोगिभवत्थकेवलनाणं च । से त्तं सजोगिभवत्थ-केवलनाणं ।

પ્રશ્ન— તે સયોગીભવસ્થકેવળજ્ઞાન કેટલા પ્રકારનુ છે ?

ઉત્તર— સયોગીભવસ્થકેવળજ્ઞાન બે પ્રકારનું પ્રરૂપ્યુ છે, જેમકે- પ્રથમ સમય સયોગી ભવસ્થ કેવળજ્ઞાન—જેને ઉત્પન્ન થયા એકજ સમય થયો છે એવા અર્હન્તોનું જ્ઞાન અને [૨] અપ્રથમ સમય સયોગી ભવસ્થ કેવળજ્ઞાન— જેને ઉત્પન્ન થયા એકથી વધારે સમયો થઈ ગયા છે એવા અર્હન્તોનું જ્ઞાન. અથવા બીજી રીતે પણ બે પ્રકારો છે, જેમકે [૧] ચરમ સમય સયોગી ભવસ્થ કેવળજ્ઞાન- સયોગી અવસ્થામાં જેનો છેલ્લો સમય બાકી રહ્યો છે તેનું કેવળજ્ઞાન અને [૨] અચરમ

સમય સયોગી ભવસ્થ કેવળજ્ઞાન- સયોગી અવસ્થામાં જેના અનેક સમયો બાકી રહે છે તેનું કેવળજ્ઞાન.

से किं तं अजोगिभवत्थकेवलनाणं ? अजोगिभवत्थकेवलनाणं दुविहं पन्नत्तं, तंजहा- पढमसमय-अजोगिभवत्थकेवलनाणं च अपढमसमय-अजोगिभवत्थकेवलनाणं च । अहवा— चरमसमय-अजोगिभवत्थकेवलनाणं च अचरमसमय-अजोगिभवत्थकेवलनाणं च । से त्तं अजोगिभवत्थकेवलनाणं, से त्तं भवत्थकेवलनाणं.

પ્રશ્ન- ભગવન્ ! અયોગીભવસ્થકેવળજ્ઞાન કેટલા પ્રકારે છે ?

ઉત્તર- ગૌતમ ! અયોગીભવસ્થ-કેવળજ્ઞાન બે પ્રકારનુ છે, જેમકે— (૧) પ્રથમસમયઅયોગીભવસ્થકેવળજ્ઞાન (૨) અપ્રથમસમયઅયોગીભવસ્થકેવળજ્ઞાન અથવા (૧) ચરમસમયઅયોગીભવસ્થ કેવળજ્ઞાન (૨) અચરમસમયઅયોગી ભવસ્થ કેવળજ્ઞાન.

આ પ્રમાણે અયોગી ભવસ્થ કેવળજ્ઞાનનું વર્ણન પૂર્ણ થયું. આ ભવસ્થ કેવળજ્ઞાન છે.

८५. से किं तं सिद्धकेवलनाणं ? सिद्धकेवलनाणं दुविहं, पण्णत्तं तंजहा-अणन्तरसिद्धकेवलनाणं च परंपरसिद्धकेवलनाणं च ॥

૮૫. પ્રશ્ન- તે સિદ્ધ કેવળજ્ઞાન કેટલા પ્રકારનુ છે ?

ઉત્તર- તે સિદ્ધ કેવળજ્ઞાન બે પ્રકારનું છે, જેમકે- (૧) અનન્તરસિદ્ધકેવળજ્ઞાન અને (૨) પરમ્પરસિદ્ધકેવળજ્ઞાન

८६. से किं तं अणंतरसिद्धकेवलनाणं ? अणन्तरसिद्धकेवलनाणं पन्नरसविहं पण्णत्तं तंजहा-तित्थसिद्धा १ अतित्थसिद्धा २, तित्थयरसिद्धा ३, अतित्थयरसिद्धा ४, सयंबुद्धसिद्धा ५, पत्तेयबुद्धसिद्धा ६, बुद्धबोहियसिद्धा ७, इत्थिलिंगसिद्धा ८, पुरिसलिंगसिद्धा ९, नपुंसगलिंगसिद्धा १०, सलिंगसिद्धा ११, अन्नलिंगसिद्धा १२, गिहिलिंगसिद्धा १३, एगसिद्धा १४, अणेगसिद्धा १५, से त्तं अणंतरसिद्धकेवलनाणं ॥

૮૬. પ્રશ્ન- તે અનન્તરસિદ્ધ કેવળજ્ઞાન કેટલા પ્રકારનું છે ?

ઉત્તર- તે અનન્તરસિદ્ધ કેવળજ્ઞાન ૧૫ પ્રકારનું કહ્યું છે, જેમકે— (૧) તીર્થસિદ્ધ (૨) અતીર્થસિદ્ધ (૩) તીર્થંકરસિદ્ધ (૪) અતીર્થંકર સિદ્ધ (૫) સ્વયંબુદ્ધ સિદ્ધ (૬) પ્રત્યેકબુદ્ધસિદ્ધ (૭) બુદ્ધ બોધિત સિદ્ધ (૮) સ્ત્રીલિંગસિદ્ધ (૯) પુરૂષલિંગસિદ્ધ (૧૦) નપુંસકલિંગ સિદ્ધ (૧૧) સ્વલિંગસિદ્ધ (૧૨) અન્યલિંગસિદ્ધ (૧૩) ગૃહસ્થલિંગ સિદ્ધ (૧૪) એકસિદ્ધ (૧૫) અનેક સિદ્ધનું કેવળજ્ઞાન. આ અનન્તર સિદ્ધ કેવળજ્ઞાન છે.

८७. से किं तं परंपरसिद्धकेवलनाणं ? परंपरसिद्धकेवलनाणं अणेगविहं पण्णत्तं, तंजहा-अपढमसमयसिद्धा, दुसमयसिद्धा, तिसमयसिद्धा, चउसमयसिद्धा, जाव दससमयसिद्धा, संखिज्जसमयसिद्धा असंखिज्जसमयसिद्धा, अणंतसमयसिद्धा, से त्तं परंपरसिद्धकेवलनाणं, से त्तं सिद्धकेवलनाणं ।

૮૭ પ્રશ્ન— તે પરંપર સિદ્ધ કેવળજ્ઞાન કેટલા પ્રકારનુ છે ?

ઉત્તર– પરંપરસિદ્ધકેવળજ્ઞાન અનેક પ્રકારે વર્ણિત છે, જેમકે— અપ્રથમસમય સિદ્ધ, દ્વિસમયસિદ્ધ, ત્રિસમયસિદ્ધ, ચતુ - સમયસિદ્ધ યાવત્ દશસમયસિદ્ધ, સખ્યાત સમયસિદ્ધ, અસંખ્યાતસમયસિદ્ધ અને અનન્તસમયસિદ્ધ, આ પર પરસિદ્ધ કેવળજ્ઞાન છે

तं समासओ चउव्विहं पण्णत्तं, तंजहा–दव्वओ, खित्तओ, कालओ भावओ। तत्थ दव्वओ णं–केवलनाणी सव्वदव्वाइं जाणइ, पासइ ।

તે સક્ષેપથી ચાર પ્રકારનુ છે, જેમકે– દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી.

[૧] દ્રવ્યથી કેવળજ્ઞાની– સર્વદ્રવ્યોને જાણે અને જુએ છે

खित्तओ णं–केवलनाणी सव्वं खित्तं जाणइ, पासइ ।

[૨] ક્ષેત્રથી કેવળજ્ઞાની— સર્વ લોકાલોક ક્ષેત્રને જાણે અને જુએછે.

कालओ णं-केवलनाणी सव्वं कालं जाणइ, पासइ ।

[૩] કાળથી કેવળજ્ઞાની— સર્વકાળ–ભૂત ભવિષ્યત્ અને વર્તમાનને જાણે અને જુએ છે.

भावओ णं-केवलनाणी सव्वे भावे जाणइ, पासइ ।

[૪] ભાવથી કેવળજ્ઞાની– સર્વભાવો-પર્યાયો ને જાણે અને જુએ છે

८८. अह सव्वदव्वपरिणामभावविण्णत्तिकारणमणंतं ।
सासयमप्पडिवाई, एगविहं केवलं नाणं ।

૮૮. કેવળજ્ઞાન સમ્પૂર્ણ દ્રવ્ય, પરિણામ, ઔદયિક આદિ ભાવોને અથવા વર્ણ, ગધ, રસ આદિ ભાવોને જાણવાનુ કારણ છે, તે અન્ત રહિત તથા શાશ્વત –સદાકાળ સ્થાયી અપ્રતિપાતિ છે આવુ આ કેવળજ્ઞાન એકજ પ્રકારનું છે [ સ્વામીભેદથી કેવળજ્ઞાનના અનેક ભેદો કહ્યા છે પણ કેવળજ્ઞાન સ્વરૂપ-થી તો એકજ પ્રકારનું હોય છે ]

८९. केवलनाणेणऽत्थे नाउं जे तत्थ पण्णवणजोगे ।

૮૯. કેવળજ્ઞાન દ્વારા સર્વ પદાર્થોને જાણી તેમાં જે પદાર્થો વર્ણન કરવા યોગ્ય હોય તેઓનું તીર્થંકરદેવ પોતાના પ્રવચનમાં પ્રતિ-

तं भासइ तित्थयरो, वइजोगसुयं हवइ सेसं ॥

પાદન કરેછે, તે વચનયોગ છે અને તે વચન શેષ શ્રુત અર્થાત્ અપ્રધાન-શ્રુત છે.

९०. से त्तं केवलनाणं, से त्तं नोइंदियपच्चक्खं, से त्तं पच्चक्खनाणं ॥

૯૦. આ રીતે કેવળજ્ઞાનનો વિષય સંપૂર્ણ થયો અને નોઇંદ્રિય પ્રત્યક્ષ તથા પ્રત્યક્ષ જ્ઞાનનું પ્રકરણ સંપૂર્ણ થયુ.

## પરોક્ષ જ્ઞાન

९१. से किं त परोक्खनाणं ? परोक्खनाणं दुविहं पन्नत्तं, तंजहा—आभिणिबोहियनाणपरोक्खं च, सुयनाणपरोक्खं च, जत्थ आभिणिबोहियनाणं तत्थ सुयनाणं, जत्थ सुयनाणं तत्थाभिणिबो—हियनाणं, दोऽवि एयाइं अण्णमण्णमणुगयाइं, तहवि पुण इत्थ आयरिया नाणत्तं पण्णवयंति—अभिनिवुज्झइ त्ति आभिणिबोहियनाणं, सुणेइ त्ति सुयं, मइपुव्वं जेणं सुयं, न मई सुयपुव्विया ॥

૯૧. પ્રશ્ન– તે પરોક્ષ જ્ઞાન કેટલા પ્રકારનુ છે?

ઉત્તર–પરોક્ષ જ્ઞાન બે પ્રકારે પ્રતિપાદન કરાયુ છે, જેમકે— આભિનિબોધિક જ્ઞાન પરોક્ષ અને શ્રુતજ્ઞાન પરોક્ષ. જ્યાં આભિનિબોધિક જ્ઞાન હોયછે ત્યા શ્રુતજ્ઞાન હોયછે. અને જ્યાં શ્રુતજ્ઞાન હોય છે ત્યાં આભિનિબોધિક જ્ઞાન હોય છે. આ બંને પરસ્પર અનુગત છે– એક બીજાની સાથેજ રહે છે. તોપણ ( અનુગત હોવા છતાં ) આચાર્યો તેમાં ભેદ પ્રરૂપે છે– સન્મુખ આવેલ પદાર્થને જે જાણે છે તે આભિનિબોધિક જ્ઞાન અને સાંભળી શકાય તે શ્રુતજ્ઞાન. શ્રુતજ્ઞાન મતિપૂર્વક થાય છે, પરંતુ મતિજ્ઞાન શ્રુતપૂર્વક નથી હોતું.

९२. अविसेसिया मई मइनाणं च, मइअन्नाणं च । विसेसिया सम्मदिट्ठिस्स मई मइनाणं मिच्छदिट्ठिस्स मई मइअन्नाणं । अविसेसियं सुयं सुयनाणं च सुयअन्नाणं च । विसेसियं सुयं, सम्मदिट्ठिस्स सुयं सुयनाणं, मिच्छदिट्ठिस्स सुयं सुयअन्नाणं ॥

૯૨. વિશેષતા રહિત ( સામાન્યરુપે ) મતિ, મતિજ્ઞાન અને મતિઅજ્ઞાન બંને પ્રકારે હોય છે પરંતુ વિશેષનો વિચાર કરવાથી સમ્યગ્દૃષ્ટિની મતિ તે મતિજ્ઞાન અને મિથ્યાદૃષ્ટિની મતિ–તે મતિઅજ્ઞાન કહેવાય છે. તેવીજ રીતે વિશેષતા રહિત શ્રુત, શ્રુતજ્ઞાન અને શ્રુત–અજ્ઞાન ઉભયરૂપ હોય છે. વિશેષ દૃષ્ટિએ સમ્યગ્દૃષ્ટિનું શ્રુત, શ્રુત–જ્ઞાન અને મિથ્યાદૃષ્ટિનુ શ્રુત, શ્રુત–અજ્ઞાન હોય છે.

## આભિનિબોધિક જ્ઞાન.

से किं तं आभिणिबोहियनाणं ? आभि-

૯૩ પ્રશ્ન– આભિનિબોધિક જ્ઞાન કેટલા

णिबोहियनाणं दुविहं पण्णत्तं, तंजहा- सुयनिस्सियं च, अस्सुयनिस्सियं च ।

પ્રકારનું છે ?

ઉત્તર- આભિનિબોધિક જ્ઞાન બે પ્રકારનુ છે. (૧) શ્રુતનિશ્રિત અને (૨) અશ્રુતનિશ્રિત.

९४. से किं तं असुयनिस्सियं ? असुयनिस्सियं चउव्विहं पण्णत्तं, तंजहा—

१ उप्पत्तिया २ वेणइया
३ कम्मिया ४ परिणामिया ।

बुद्धी चउव्विहा वुत्ता,
पंचमा नोवलब्भइ ॥

૯૪. પ્રશ્ન- અશ્રુતનિશ્રિત કેટલા પ્રકારનુ છે?

ઉત્તર- અશ્રુતનિશ્રિત ચાર પ્રકારનું છે, જેમકે [૧] ઔત્પત્તિકી (હાજર જવાબી- અકસ્માત્ ઉત્પન્ન થનારી) [૨] વૈનયિકી (વિનયથી ઉત્પન્ન થનારી) [૩] કર્મજા (કર્મ- કાર્ય - અભ્યાસ કરવાથી ઉત્પન્ન થનારી) [૪] પારિણામિકી (વયના પરિપાકથી ઉત્પન્ન થનારી) આ ચાર પ્રકારની બુદ્ધિ શાસ્ત્રકારોએ વર્ણવી છે, આ સિવાય પાચમી બુદ્ધિ ઉપલબ્ધ થતી નથી— અર્થાત્ સર્વ પ્રકારની બુદ્ધિઓનો આ ચાર ભેદોમાજ સમાવેશ થઇ જાય છે.

## ઔત્પત્તિકી બુદ્ધિ

९५. पुव्वमदिट्ठमस्सुयवेइय-तक्खणविसुद्धगहियत्था ।

अव्वाहयफलजोगा, बुद्धी उप्पत्तिया नाम ॥

૯૫. જે બુદ્ધિ પહેલાં સાંભળ્યા વગર, જોયા વગર, જાણ્યા વગર, પદાર્થના વિશુદ્ધ અર્થ - અભિપ્રાયને તત્કાળજ ગ્રહણ કરી શકે છે અને જેનાથી અવ્યાહત ફળ - બાધા રહિત પરિણામનો યોગ થાય છે તે ઔત્પત્તિકી બુદ્ધિ છે.

९६. १ भरहसिल २ सिंढ ३ कुक्कुड, ४ तिल ५ वालुय ६ हत्थि ७ अगड ८ वणसडे ९ पायस १० अइया ११ पत्ते, १२ खाडहिला १३ पंचपिअरो य ॥

૯૬ ઔત્પત્તિકી બુદ્ધિના ઉદાહરણો- (૧) ભરત-શિલા (૨) ઘેટું (૩) કુકડો (૪) તલ (૫) રેતી (૬) હસ્તિ (૭) કૂપ (૮) વન-ખડ (૯) ખીર (૧૦) અતિગ (૧૧) પત્ર (૧૨) ઢેઢગરોળી (૧૩) પાચ પિતા. *

९७, १ भरहसिल २ पणिय ३ रुक्खे, ४ खुड्डग ५ पड ६ सरड ७ काय

૯૭. (૧) ભરત-શિલા (૨) પ્રતિજ્ઞા (૩) વૃક્ષ (૪) અંગૂઠી (૫) પટ-વસ્ત્ર (૬) સરટ-કાકીડો

* આ અને બીજા ઉદાહરણોનુ સ્પષ્ટીકરણ જુઓ પરિશિષ્ટમાં

साहुक्कारफलवई, कम्मसमुत्था हवइ बुद्धी ॥

१ हेरणिए २ करिसए ३ कोलिय, ४ डोवे य ५ मुत्ति ६ घय ७ पवए । ८ तुन्नाए ९ वड्ढइ य, १० पूयइ ११ घड १२ चित्तकारे य ॥

વાથી વિશાળ બનેલી, તેમજ વિદ્વજ્જનોથી સાધુવાદરૂપ ફળ આપનારી, આ રીતે કાર્યના અભ્યાસથી સમુત્પન્ન બુદ્ધિ કર્મજા બુદ્ધિ છે.

કર્મજા બુદ્ધિના ઉદાહરણો– (૧) સુવર્ણકાર (૨) ખેડૂત (૩) વણકર (૪) રસોઇઓ (૫) મણિકાર (૬) ઘી વેચનાર (૭) નટ (૮) દરજી (૯) કડીયો [૧૦] કંદોઇ [૧૧] ઘટ [૧૨] ચિત્રકાર.

# પારિણામિકી બુદ્ધિ.

१००. अणुमाण हेउ-दिट्ठंत, साहिया वयविवाग-परिणामा ।

हियनिस्सेयसफलवई, बुद्धी परिणामिया नाम ॥

१००. અનુમાન, હેતુ, અને દૃષ્ટાંતથી કાર્યસિદ્ધ કરનારી, અવસ્થાના પરિપાકથી પુષ્ટ થનારી, લોકહિત કરનારી, મોક્ષરૂપ ફળ દેનારી બુદ્ધિ પારિણામિકી કહેવાય છે.

१ अभए २ सिट्ठि ३ कुमारे, ४ देवी ५ उदिओदए हवइ राया ।
साहू य नंदिसेणे ६, ७ धणदत्ते ८ सावग ९ अमच्चे ॥
१० खमए ११ अमच्चपुत्ते, १२ चाणक्के १३ चेव थूलभद्दे य ।
नासिक्कसुंदरिनंदे, १४ वइरे १५ परिणामिया बुध्दी
१६ चलणाहण १७ आमंडे १८ मणी १९ य सप्पे २० य खग्गि २१ थूभिंदे ।

परिणामियबुद्धीए एवमाई उदाहरणा ॥
से त्तं अस्सुयनिस्सियं ।

પારિણામિકી બુદ્ધિના ઉદાહરણો– [૧] અભય કુમાર [૨] શ્રેષ્ઠિ [૩] કુમાર [૪] દેવી [૫] ઉદિતોદય રાજા [૬] સાધુ અને નદિષેણ [૭] ધનદત્ત [૮] શ્રાવક [૯] અમાત્ય [૧૦] ક્ષપક ૧૧] અમાત્ય પુત્ર [૧૨] ચાણકય [૧૩] સ્થૂલભદ્ર [૧૪] નાસિકપુરના સુંદરીનદ [૧૫] વજ્રસ્વામી [૧૬] ચરણાહત [૧૭] આમલક [૧૮] મણિ [૧૯] સર્પ [૨૦] ગેંડો [૨૧] સ્તૂપ-ભેદન ઇત્યાદિ પારિણામિકી બુદ્ધિના ઉદાહરણો છે. આ તે અશ્રુતનિશ્રિતાનુ વર્ણન સમાપ્ત થયું

१०१. से किं त सुयनिस्सियं ? सुयनिस्सियं चउव्विहं पण्णत्तं, तंजहा– १ उग्गहे २ ईहा ३ अवाओ ४ धारणा ॥

१०१. પ્રશ્ન— શ્રુતનિશ્રિત મતિજ્ઞાન કેટલા પ્રકારનું છે.

ઉત્તર– તે ચાર પ્રકારનું છે, જેમકે—

સમયો સાથે જોડેછે અર્થાત્ અવ્યકતથી વ્યકતાભિમુખ થઈ જનાર અવગ્રહ ઉપ-ધારણાતા કહેવાય છે.

(૩) શ્રવણાતા– જે અવગ્રહ શ્રોત્રેન્દ્રિય દ્વારા થાય તે શ્રવણાતા કહેવાય છે. એક સમયમાં થનાર સામાન્ય અર્થાવગ્રહ બોધ રૂપ પરિણામ શ્રવણાતા કહેવાય છે. તેનો સીધો સબંધ શ્રોત્રેન્દ્રિય સાથે હોય છે.

(૪) અવલંબનતા– અર્થનું ગ્રહણ કરવું તે, કારણ કે જે અવગ્રહ સામાન્યજ્ઞાનથી વિશેષાભિમુખ તથા ઉત્તરવર્તી ઈહા, અવાય અને ધારણાસુધી પહોંચાડનાર છે તે અવલબનતા કહેવાય છે.

(૫) મેધા– આ સામાન્ય અને વિશેષ બન્નેને ગ્રહણ કરે છે. પહેલા બે ભેદ વ્યંજ-નાવગ્રહથી સબધિત છે ત્રીજો ભેદ કેવળ શ્રોત્રેન્દ્રિયના અવગ્રહથી સંબંધિત છે અને ચોથો, પાંચમો અર્થાવગ્રહ નિયમથી ઈહા, અવાય, ધારણાસુધી પહોંચાડનાર છે

१०६. से किं तं ईहा ? ईहा छव्विहा पण्णत्ता, तंजहा– सोइंदियईहा, चक्खिंदियईहा, घाणिंदियईहा, जिब्भिंदियईहा, फासिं-दियईहा, नोइंदियईहा । तीसे णं इमे एगट्ठिया नाणाघोसा, नाणावंजणा पंच नामधिज्जा भवंति, तंजहा-आभोगणया, मग्गणया, गवेसणया चिंता, वीमंसा, से त्तं ईहा ॥

૧૦૬. પ્રશ્ન– ઇન્દ્રિયના વિષય અને હર્ષ વિષાદ આદિ માનસિક ભાવોના સંબંધમાં નિર્ણય કરવાનેમાટે વિચારરૂપ ઇહા કેટલા પ્રકારની છે ?

ઉત્તર— ઇહા છ પ્રકારની છે– [૧] શ્રોત્રેન્દ્રિય ઇહા, [૨] ચક્ષુરિન્દ્રિય ઇહા, [૩] ઘ્રાણેન્દ્રિય ઇહા, [૪] જિહ્વેન્દ્રિય ઈહા, [૫] સ્પર્શેન્દ્રિય ઈહા, [૬] નોઇન્દ્રિય ઇહા.

તેના એકાર્થક, નાનાઘોષ, અને નાના વ્યંજનવાળા પાંચ નામ છે, તે આ પ્રમાણે

[૧] આભોગનતા— અર્થાવગ્રહ પછી સદ્ભૂત અર્થની વિશેષ વિચારણા કરવી.

[૨] માર્ગણતા– અન્વય–વ્યતિરેકરૂપ ધર્મનું અન્વેષણ કરવું

[૩] વ્યતિરેક– અસદ્ભૂત ધર્મના ત્યાગપૂર્વક અન્યધર્મનુ અન્વેષણ કરવું.

(૪) ચિંતા– સદ્ભૂત પદાર્થનુ વાર વાર ચિંતન કરવુ.

(૫) વિમર્શ– કંઈક સ્પષ્ટ વિચાર કરવો.

१०७. से किं तं अवाए ? अवाए छव्विहे पण्णत्ते, तजहा–सोइंदियअवाए, चक्खिंदियअवाए, घाणिंदियअवाए, जिब्भिंदियअवाए, फासिंदियअवाए, नोइंदियअवाए । तस्स णं इमे एगट्ठिया नाणाघोसा, नाणावंजणा पंच नामधिज्जा भवन्ति । तंजहा-आउट्टणया, पच्चाउट्टणया, अवाए, बुद्धी, विण्णाणे, से त्तं अवाए ॥

૧૦૭ પ્રશ્ન– અવાયમતિજ્ઞાન કેટલા પ્રકારે છે?

ઉત્તર– અવાય છ પ્રકારનું પ્રરૂપ્યુ છે, જેમકે– (૧) શ્રોત્રેન્દ્રિય અવાય (૨) ચક્ષુરિન્દ્રિય અવાય (૩) ઘ્રાણેન્દ્રિય અવાય (૪) જિહ્વેન્દ્રિય અવાય (૫) સ્પર્શેન્દ્રિય અવાય અને (૬) નોઇન્દ્રિય અવાય તેના એકાર્થક નાનાઘોષ અને નાના વ્યંજનવાળા પાંચ નામ છે, જેમકે– (૧) આવર્તનતા– ઇહા પછી નિશ્ચય બોધરૂપ પરિણામથી પદાર્થનુ વિશિષ્ટ જ્ઞાન કરવુ

(૨) પ્રત્યાવર્ત્તનતા– ઇહાદ્વારા અર્થોનુ વિશિષ્ટ જ્ઞાન પ્રાપ્ત કરવુ.

(૩) અવાય– સર્વરીતે પદાર્થનો નિશ્ચય

(૪) બુદ્ધિ– નિશ્ચયાત્મકજ્ઞાન.

(૫) વિજ્ઞાન— વિશિષ્ટતર નિશ્ચય અવસ્થાને પામેલ જ્ઞાનને વિજ્ઞાન કહે છે

१०८. से किं तं धारणा ? धारणा छव्विहा पण्णत्ता, तंजहा– सोइंदियधारणा, चक्खिंदियधारणा, घाणिंदियधारणा, जिब्भिंदियधारणा, फासिंदियधारणा, नोइंदियधारणा । तीसे णं इमे एगट्ठिया नाणाघोसा, नाणावंजणा पंच नामधिज्जा भवंति, तजहा– धरणा, धारणा, ठवणा, पइट्ठा, कोट्ठे । से त्तं धारणा ।

૧૦૮ પ્રશ્ન– ધારણ કેટલા પ્રકારની છે?

ઉત્તર– ધારણાના છ પ્રકાર છે, જેમકે– (૧) શ્રોત્રેન્દ્રિય ધારણા (૨) ચક્ષુરિન્દ્રિય ધારણા (૩) ઘ્રાણેન્દ્રિય ધારણા. (૪) રસનેન્દ્રિય ધારણા. (૫) સ્પર્શેન્દ્રિય ધારણા (૬) નોઇન્દ્રિય ધારણા

તેના પણ નાનાઘોષ અને નાના વ્યજનવાળા એકાર્થક પાંચ નામ છે, જેમકે—

(૧) ધારણા– જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ અસંખ્યાત કાળ વ્યતીત થવા છતાં પણ યોગ્ય નિમિત્ત મળવાપર જે સ્મૃતિ જાગી ઉઠે તે ધારણા

(૨) સાધારણા– જાણેલ અર્થને અવિચ્યુતિપૂર્વક અંતમુહૂર્તસુધી ધારણ કરી રાખવું

(૩) સ્થાપના– નિશ્ચય કરેલ અર્થનું હૃદયમાં સ્થાપન કરવું. એને વાસના પણ કહે છે.

(૪) પ્રતિષ્ઠા— અવાય દ્વારા નિર્ણીત અર્થોને ભેદ–પ્રભેદ સહિત હૃદયમાં સ્થાપન કરવુ.

[૫] કોષ્ઠ– જેમ કોષ્ઠમાં રાખેલ ધાન્ય નષ્ટ ન થાય પણ સુરક્ષિત રહે છે તેવી રીતે હૃદયમાં સૂત્ર અને અર્થને ધારણ કરી રાખવું.

१०९. उग्गहे इक्कसमइए, अंतोमुहुत्तिया ईहा, अंतोमुहुत्तिए अवाए, धारणा संखेज्जं वा कालं, असखेज्जं वा कालं ॥

૧૦૯ અવગ્રહ [ અર્થાવગ્રહ ] જ્ઞાનનો કાળ–પ્રમાણ એક સમય છે, ઇહાનો અંતર્મુહૂર્ત પ્રમાણ સમય છે, અવાયનો પણ અંતર્મુહૂર્ત પ્રમાણ કાળ છે, ધારણાનો કાળ સંખ્યાત–કાળ અથવા યુગલિયાઓની અપેક્ષાથી અસંખ્યાત કાળ પણ છે.

११०. एवं अट्ठावीसइविहस्स आभिणिवोहिय–नाणस्स वजणुग्गहस्स परूवणं करिस्सामि पडिवोहगदिट्ठंतेण, मल्लगदिट्ठंतेण य।

૧૧૦ આ રીતે–ચાર પ્રકારનો વ્યંજનાવગ્રહ, છ પ્રકારે અર્થાવગ્રહ, છ પ્રકારની ઈહા, છ પ્રકારના અવાય, છ પ્રકારની ધારણા, આ અટ્ઠાવીસ પ્રકારના આભિનિબોધિક–મતિજ્ઞાનમાં જે વ્યંજનાવગ્રહ છે તેનુ પ્રતિબોધક અને મલ્લક [શરવલા] ના દૃષ્ટાંતથી પ્રરૂપણા કરીશ

१११. से किं तं पडिवोहगदिट्ठंतेणं ? पडिवोहगदिट्ठंतेणं–से जहानामए केइ पुरिसे कंचि पुरिसं सुत्तं पडिवोहिज्जा, अमुगा अमुग त्ति। तत्थ चोयगे पणवगं

૧૧૧ પ્રશ્ન– પ્રતિબોધકના દૃષ્ટાંતથી વ્યંજનાવગ્રહનું નિરૂપણ કેવી રીતે હોય છે?

ઉત્તર– પ્રતિબોધકના દૃષ્ટાંતથી આ પ્રમાણે છે, જેમકે– કોઈ પુરૂષ કોઈ સૂતેલા

एवं वयासि–किं एगसमयपविट्ठा पुग्गला गहणमागच्छंति, ? दुसमय–पविट्ठा पुग्गला गहणमागच्छंति ? जाव दस–समयपविट्ठा पुग्गला गहणमागच्छंति ? संखिज्जसमयपविट्ठा पुग्गला गहणमा–गच्छंति ? असंखिज्जसमयपविट्ठा पुग्गला गहणमागच्छंति ? एवं वयंतं चोयगं पण्णवए एवं वयासि- नो एगसमयपविट्ठा पुग्गला गहणमागच्छंति, नो दुसमय–पविट्ठा पुग्गला गहणमागच्छंति, जाव नो दससमयपविट्ठा पुग्गला गहणमाग–च्छंति, नो संखिज्जसमयपविट्ठा पुग्गला गहणमागच्छंति, असंखिज्जसमयपविट्ठा पुग्गला गहणमागच्छंति । से त्तं पडि–बोहगदिट्ठंतेणं ।

માનવને "હે અમુક ! હે અમુક !" એવી રીતે અવાજ કરી જગાડે, ત્યારે વચ્ચેજ શિષ્યે પ્રશ્ન કર્યો.

પ્રશ્ન– ભગવન્ ! આમ કહેવાપર શું તે પુરૂષના કાનોમાં એક સમયમાં પ્રવિષ્ટ પુદ્ગલ ગ્રહણ કરવામાં આવે છે કે, બે સમયોમાં પ્રવિષ્ટ પુદ્ગલ ગ્રહણ કરવામાં આવે છે ? યાવત્ દશ સમયમાં યા સંખ્યાત સમયમાં કે અસંખ્યાત સમયમાં પ્રવિષ્ટ પુદ્ગલો ગ્રહણ કરવામાં આવે છે ?

ઉત્તર– આમ પૂછવા પર ગુરુએ શિષ્યને જવાબ આપતા કહ્યું કે– વત્સ ! એક સમયમાં પ્રવિષ્ટ પુદ્ગલો ગ્રહણ કરવામાં આવતા નથી, બે સમયમાં પ્રવિષ્ટ પુદ્ગલો ગ્રહણ કરવામાં આવતા નથી, યાવત્ દશ સમયમાં કે સંખ્યાત સમયમાં પ્રવિષ્ટ પુદ્ગલો પણ ગ્રહણ કરવામાં આવતા નથી, પરંતુ અસં-ખ્યાત સમયમા પ્રવિષ્ટ પુદ્ગલો ગ્રહણ કરવામાં આવે છે. આ રીતે પ્રતિબોધકના દૃષ્ટાંતથી વ્યંજનાવગ્રહનું સ્વરૂપ થયું.

११२. से किं तं मल्लगदिट्ठतेणं ? मल्लगदिट्ठतेणं, से जहानामए केइ पुरिसे अवागसीसाओ मल्लगं गहाय तत्थेगं उदगबिंदुं पक्खे–विज्जा से नट्ठे, अण्णेऽवि पक्खित्ते सेऽवि नट्ठे, एवं पक्खिप्पमाणेसु पक्खिप्पमाणेसु होही से उदगबिंदू, जे णं तं मल्लगं रावेहिइ त्ति, होही से उदगबिंदू, जे णं तंसि मल्लगंसि ठाहिति, होही से उदगबिंदू जे णं तं मल्लगं भरिहिति, होही से उदगबिंदू, जे णं तं मल्लगं पवाहेहिति, एवामेव पक्खिप्पमाणेहिं पक्खिप्पमाणेहिं अणं–तेहिं पुग्गलेहिं जाहे तं वंजणं पूरिय

૧૧૨ પ્રશ્ન– મલ્લકના દૃષ્ટાંતથી વ્યંજનાવ-ગ્રહનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– મલ્લકનું દૃષ્ટાંત– જેવી રીતે કોઇ પુરુષ કુંભારના નિભાડામાંથી મલ્લક [ શરાવલું ] લાવે, તેમાં પાણીનું એક ટીપું નાંખે, તે નષ્ટ થઇ જાયછે. ત્યાર પછી બીજા ઘણાં ટીપાં એક એક કરીને નાંખે તે પણ વિલીન થઈ જાય છે, પરંતુ આવી રીતે નિરન્તર પાણીના ટીપાં નાખતા રહેવાથી તે પાણીના ટીપાં મલ્લકને પ્રથમતો ભીનું કરશે, ત્યાર પછી તેમાં પાણીના ટીપાં ટકી શકશે. આ ક્રમથી પાણીના ટીપાં નાખતા રહેવાથી અંતમાં તે મલ્લક પૂર્ણ ભરાઇ જશે. આ ઉપરાંત તેમાંથી પાણી બહાર નીકળવા

होइ, ताहे 'हुं' ति, करेइ। नो चेव णं जाणइ 'के वेस सद्दाइ?' तओ ईहं पविसइ, तओ जाणइ अमुगे एस सद्दाइ, तओ अवायं पविसइ, तओ से उवगयं हवइ, तओ धारणं पविसइ, तओ णं धारेइ संखिज्जं वा कालं, असंखिज्जं वा कालं।

લાગશે.

આવી રીતે વારંવાર શબ્દપુદ્ગલો પ્રવિષ્ટ થવા પર તે વ્યંજન અનંત પુદ્ગલોથી પૂરિત થઈ જાયછે. અર્થાત્ જ્યારે શબ્દ-પુદ્ગલો દ્રવ્ય-શ્રોત્રમાં પરિણત થઇ જાય છે ત્યારે તે પુરુષ 'હું કાર' કરે છે. પરન્તુ તે નિશ્ચયથી જાણતો નથી કે આ શબ્દ શું છે? ત્યાર બાદ તે ઈહામાં પ્રવેશ કરે છે, ત્યારે તે જાણે છે આ અમુક શબ્દ છે. તત્પશ્ચાત્ અવાયમાં પ્રવેશ કરે છે ત્યારે તે ઉપગત–આત્મજ્ઞાનમાં પરિણત થઇ જાય છે અને નિર્ણય કરે છે કે આ શબ્દ અમુક છે. તત્પ–શ્ચાત્ ધારણામાં પ્રવેશ કરેછે અને સંખ્યાત અસંખ્યાત કાળ પર્યંત તે શબ્દને ધારણ કરી રાખે છે.

११३. से जहानामए केइ पुरिसे अव्वत्तं सद्दं सुणिज्जा, तेणं 'सद्दो' त्ति उग्गहिए, नो चेव णं जाणइ 'के वेस सद्दाइ' ? तओ ईहं पविसइ, तओ जाणइ अमुगे एस सद्दे, तओ अवायं पविसइ, तओ से उवगयं हवइ, तओ धारणं पविसइ, तओ णं धारेइ संखेज्जं वा कालं, असंखेज्जं वा कालं।

૧૧૩ અવગ્રહાદિના છ ઉદાહરણો છે, જેમકે–કોઇ વ્યક્તિ અવ્યકત શબ્દ સાંભળીને 'આ શબ્દ છે' એમ ગ્રહણ કરે પરન્તુ તે નિશ્ચયથી જાણતો નથી કે, 'આ શબ્દ કયો છે' ત્યાર બાદ ઈહામાં પ્રવેશ કરે છે. પશ્ચાત્ તે જાણે છે કે 'આ અમુક શબ્દ છે'. તત્પશ્ચાત્ અવાયમાં પ્રવિષ્ટ થાયછે. તદનંતર તેને ઉપગત થઇ જાયછે. તત્પશ્ચાત્ ધારણામાં પ્રવિષ્ટ થાય છે. ત્યારે તેને સંખ્યાત યા અસંખ્યાત કાળ સુધી ધારણ કરે છે.

११४. से जहानामए केइ पुरिसे अव्वत्त रूवं पासिज्जा, तेणं 'रूव त्ति उग्गहिए, नो चेव णं जाणइ 'के वेस रूव त्ति'? तओ ईहं पविसइ, तओ जाणइ अमुगे एस रूवे, तओ अवायं पविसइ, तओ से उवगयं हवइ, तओ धारणं पविसइ, तओ णं धारेइ संखिज्जं वा कालं, असंखेज्जं वा कालं।

૧૧૪ જેમકે– કોઇ વ્યક્તિએ અસ્પષ્ટ રૂપ જોયું, તેને 'આ કોઇ રૂપ છે' એ રીતે ગ્રહણ કર્યું. પરન્તુ તે જાણતો નથી કે આ કોનું રૂપ છે? તત્પશ્ચાત્ ઇહા-તર્કમાં પ્રવિષ્ટ થાય છે, પછી 'આ અમુક રૂપ છે' આ રીતે જાણે છે. પશ્ચાત્ અવાયમાં પ્રવિષ્ટ થાય છે, ત્યારે તે ઉપગત થઇ જાય છે. પશ્ચાત્ તે ધારણામા પ્રવિષ્ટ થાય છે અને સંખ્યાત યા અસંખ્યાત કાલ પર્યન્ત ધારણા કરી રાખેછે.

११५. से जहानामए केइ पुरिसे अव्वत्तं गंधं अग्घाइज्जा, तेणं 'गध' त्ति उग्गहिए, नो चेव णं जाणइ 'के वेस गंधे त्ति' तओ ईहं पविसइ, तओ जाणइ अमुगे एस गंधे ? तओ अवायं पविसइ, तओ से उवगयं हवइ, तओ धारणं पविसइ, तओ णं धारेइ संखेज्जं वा कालं, असंखेज्जं वा कालं ।

૧૧૫ જેમકે— કોઇ પુરૂષ અવ્યક્ત-અસ્પષ્ટ ગંધને સૂંઘેછે, તેણે 'આ કંઇક ગંધ છે' આ રીતે ગ્રહણ કર્યું પરન્તુ તે જાણતો નથી કે 'આ કોની ગંધ છે ?', તદનતર ઇહામાં પ્રવિષ્ટ થઇને તે જાણે છે કે આ 'અમુક ગંધછે' પશ્ચાત્ અવાયમાં પ્રવિષ્ટ થાયછે ત્યા તે ગંધ ઉપગત થઈ જાય છે, પશ્ચાત્ તે ધારણામાં પ્રવિષ્ટ થાય છે અને સંખ્યાત યા અસંખ્યાત કાલ પર્યંત ધારણ કરી રાખે છે.

११६. से जहानामए केइ पुरिसे अव्वत्तं रसं आसाइज्जा, तेणं 'रसो त्ति उग्गहिए' नो चेव णं जाणइ, 'के वेस रसो त्ति'? तओ ईहं पविसइ, तओ जाणइ अमुगे एस रसे, तओ अवायं पविसइ, तओ से उवगयं हवइ, तओ धारणं पविसइ, तओ णं धारेइ सखिज्जं वा कालं, असंखिज्जं वा काल ।

૧૧૬ જેમકે— કોઇ પુરુષ કોઇ રસનું આસ્વાદ ન કરે છે તેણે 'આ રસ છે' એ રીતે ગ્રહણ કર્યું પરતુ તે જાણતો નથી કે આ 'કયો રસ છે ?' ત્યારે તે ઇહામા પ્રવિષ્ટ થાયછે અને તે જાણે છે કે 'આ અમુક રસ છે' ત્યાર પછી અવાયમા પ્રવિષ્ટ થાયછે ત્યારે તે ઉપગત થઇ જાયછે, ત્યાર બાદ ધારણામા પ્રવિષ્ટ થાયછે અને સંખ્યાત કે અસખ્યાત કાલ પર્યંત ધારણ કરી રાખે છે

११७. से जहानामाए केइ पुरिसे अव्वत्तं फासं पडिसंवेइज्जा, तेणं 'फासे' त्ति उग्गहिए, नो चेव णं जाणइ 'के वेस फासो त्ति' ? तओ ईहं पविसइ, तओ जाणइ अमुगे एस फासे, तओ अवायं पविसइ, तओ से उवगयं हवइ, तओ धारणं पविसइ. तओ णं धारेइ संखेज्जं वा कालं, असंखेज्जं वा कालं ।

૧૧૭ જેમકે- કોઇ પુરુષ અવ્યક્ત સ્પર્શનો સ્પર્શ કરે છે, તેને આ 'કોઇક સ્પર્શ છે' એ રીતે ગ્રહણ કર્યું, પરન્તુ તે જાણતો નથી કે 'આ કયો સ્પર્શ છે ?' ત્યાર બાદ તે ઇહામાં પ્રવિષ્ટ થાય છે અને જાણે છે કે 'આ અમુક સ્પર્શ છે' પશ્ચાત્ અવાયમા પ્રવિષ્ટ થાયછે ત્યારે તે ઉપગત થઈ જાય છે પછી ધારણામાં પ્રવિષ્ટ થાય છે અને સંખ્યાત યા અસંખ્યાત કાલ પર્યન્ત ધારણ કરી રાખે છે

११८. से जहानामए केइ पुरिसे अव्वत्तं सुमिणं पासिज्जा, तेणं 'सुमिणेत्ति' उग्गहिए, नो चेव णं जाणइ 'के वेस सुमिणे त्ति,' तओ ईहं पविसइ, तओ जाणइ अमुगे एस सुमिणे, तओ अवाय पविसइ, तओ

૧૧૮ જેમકે— કોઇ પુરુષે અવ્યક્ત સ્વપ્ન જોયુ, તેને 'આ સ્વપ્નછે' એ રીતે ગ્રહણ કર્યું પરન્તુ તે જાણતો નથી કે 'આ કેવુ સ્વપ્ન છે ?' પશ્ચાત્ ઇહામા પ્રવિષ્ટ થાયછે ત્યા તે જાણેછે કે 'આ અમુક સ્વપ્ન છે'.

से उवगयं हवइ, तओ धारणं पविसइ, तओ णं धारेइ संखेज्जं वा कालं, असंखेज्जं वा कालं । से त्तं मल्लगदिट्ठंतेणं

તદનંતર અવાયમાં પ્રવિષ્ટ થાયછે. ત્યારે તે ઉપગત થાયછે. તત્પશ્ચાત્ ધારણામા પ્રવિષ્ટ થાય છે અને સખ્યાત યા અસંખ્યાત કાલ-પર્યન્ત ધારણ કરી રાખે છે. આ મલ્લક-દૃષ્ટાન્તથી વ્યજનાવગ્રહની પ્રરૂપણા થઈ

११९. तं समासओ चउव्विहं पण्णत्तं, तंजहा—दव्वओ, खित्तओ, कालओ, भावओ । तत्थ—
दव्वओ णं —आभिणिवोहियनाणी आएसेणं सव्वाइं दव्वाइं जाणइ, न पासइ ।
खेत्तओ णं—आभिणिवोहियनाणी आएसेणं सव्वं खेत्तं जाणइ, न पासइ ।
कालओ णं—आभिणिवोहियनाणी आएसेणं सव्वं कालं जाणइ, न पासइ ।
भावओ णं—आभिणिवोहियनाणी आएसेणं सव्वे भावे जाणइ न पासइ ।

११९ તે આભિનિબોધિક -મતિજ્ઞાન સક્ષેપમા ચાર પ્રકારનું પ્રરૂપ્યુ છે, જેમકે- ૧] દ્રવ્યથી [૨] ક્ષેત્રથી [૩] કાળથી અને [૪] ભાવથી.

દ્રવ્યથી મતિજ્ઞાની સામાન્યરીતે સર્વ દ્રવ્યોને જાણેછે પરન્તુ જોતા નથી ક્ષેત્રથી મતિજ્ઞાની સામાન્યત. સર્વક્ષેત્રને જાણે છે પરન્તુ જોતા નથી કાળથી મતિજ્ઞાની સામાન્યત ત્રણે કાળને જાણે છે પરંતુ જોતા નથી ભાવથી મતિજ્ઞાની સામાન્યત· સર્વભાવોને જાણે છે પરતુ જોતા નથી.

१२०. उग्गह ईहाऽवाओ, य धारणा एव हुंति चत्तारि ।
आभिणिवोहियनाणस्स, भेयवत्थू समासेणं ॥

૧૨૦ સંક્ષેપમા આભિનિબોધિક–મતિજ્ઞાનના અવગ્રહ, ઇહા, અવાય અને ધારણા, આ ચાર ભેદો હોય છે.

१२१. अत्थाणं उग्गहणम्मि उग्गहो तह वियालणे ईहा ।
ववसायम्मि अवाओ, धरणं पुण धारणं विंति ॥
उग्गह इक्कं समय, ईहावाया मुहुत्तमद्धं तु ।
कालमसंखं संखं, च धारणा होई नायव्वा ॥

૧૨૧ અર્થોના અવગ્રહણને અવગ્રહ, અર્થોની વિચારણાને ઈહા, અર્થોના નિર્ણયાત્મક જ્ઞાનને અવાય અને ઉપયોગની અવિચ્યુતિ, વાસના અને સ્મૃતિને ધારણા કહે છે

અવગ્રહ ( અર્થાવગ્રહ ) જ્ઞાનના ઉપયોગ-નો કાલપરિમાણ એક સમય, ઇહા અને અવાયના ઉપયોગનો અર્દ્ધમુહૂર્ત પ્રમાણ તથા ધારણાનો કાલપરિમાણ સખ્યાત યા અસખ્યાત કાલ પર્યંત છે. એમ જાણવું જોઇએ

१२२. पुट्ठं सुणेइ सद्दं, रूवं पुण, पासइ अपुट्ठं तु।

गंधं रसं च फासं च, बद्धपुट्ठं वियागरे ॥

૧૨૨ શ્રોત્ર ઇન્દ્રિયદ્વારા સ્પૃષ્ટ થયેલા શબ્દ સંભળાય છે, પરન્તુ રૂપ સ્પર્શ કર્યા વિના જોવાય છે. 'તુ' શબ્દનો પ્રયોગ 'એવકાર'ના અર્થમાં છે. તેથી નિશ્ચય થાય છે કે ચક્ષુરિન્દ્રિય અપ્રાપ્યકારીજ છે. ગંધ, રસ અને સ્પર્શ બદ્ધસ્પૃષ્ટ જણાય છે અર્થાત્ ઘ્રાણ, રસના અને સ્પર્શન ઇન્દ્રિયોથી બદ્ધ અને સ્પૃષ્ટ થયેલા પુદ્ગલો જણાય છે.

१२३. भासा समसेढीओ, सद्दं जं सुणइ मीसियं सुणइ।

वीसेढी पुण सद्दं, सुणेइ नियमा पराघाए ॥

૧૨૩ વક્તા દ્વારા મુકાતા ભાષારૂપ પુદ્ગલ સમૂહને સમશ્રેણિઓમાં સ્થિત શ્રોતા સાંભળે છે તે નિયમથી અન્ય શબ્દોથી મિશ્રિતજ સાંભળે છે. વિશ્રેણિમાં સ્થિત શ્રોતા નિયમથી પરાઘાત થવાપછીજ શબ્દ સાંભળે છે. એટલે વિશ્રેણિમાં સ્થિત શ્રોતા, વક્તાદ્વારા મૂકેલ શબ્દોને નહિ પણ તે શબ્દપુદ્ગલોના સંસર્ગથી શબ્દરૂપે પરિણમેલા બીજા પુદ્ગલોને સાંભળે છે.

१२४. ईहा अपोह वीमंसा, मग्गणा य गवेसणा। सन्ना सई मई पन्ना, सव्वं आभिणिबोहियं ॥

से त्त आभिणिबोहियनाणपरोक्खं से त्त मइनाणं ॥

૧૨૪ ઈહા ( સદર્થ પર્યાલોચન ) અપોહ ( નિશ્ચયાત્મકજ્ઞાન ) વિમર્શ, માર્ગણા (અન્વયધર્મ જ્ઞાનરૂપ), ગવેષણા ( વ્યતિરેક ધર્મ નિશ્ચયરૂપ ), સંજ્ઞા, સ્મૃતિ, મતિ, પ્રજ્ઞા આ સર્વ આભિનિબોધિક જ્ઞાનના પર્યાયવાચી નામો છે.

આ આભિનિબોધિક જ્ઞાન પરોક્ષનુ વિવરણ પૂર્ણ થયું. મતિજ્ઞાનનું પ્રકરણ પણ સંપૂર્ણ થયું.

## શ્રુતજ્ઞાન.

१२५. से किं तं सुयनाणपरोक्खं ? सुयनाणपरोक्खं चोद्दसविहं पण्णत्तं, तंजहा—अक्खरसुयं, १ अणक्खरसुयं, २ सण्णिसुयं, असण्णिसुय, ४ सम्मसुयं, ५ मिच्छासुयं, ६ साइयं, ७ अणाइयं, ८ सपज्जवसियं,

૧૨૫ પ્રશ્ન— પરોક્ષ શ્રુતજ્ઞાનના કેટલા પ્રકાર છે ?

ઉત્તર— પરોક્ષ શ્રુતજ્ઞાન ચૌદ પ્રકારનુ છે, જેમકે- (૧) અક્ષરશ્રુત (૨) અનક્ષરશ્રુત (૩) સંજ્ઞીશ્રુત (૪) અસંજ્ઞીશ્રુત

९ अपज्जवसियं, १० गमियं, ११ अगमियं, १२ अंगपविट्ठं १३ अणंगपविट्ठं १४ ॥

(૫)સમ્યક્ શ્રુત (૬) મિથ્યાશ્રુત (૭) સાદિકશ્રુત (૮) અનાદિક શ્રુત (૯) સપર્યવસિતશ્રુત (૧૦) અપર્યવસિત શ્રુત (૧૧) ગમિક શ્રુત (૧૨) અગમિક શ્રુત (૧૩) અંગપ્રવિષ્ટ શ્રુત (૧૪) અનંગપ્રવિષ્ટ શ્રુત.

१२६. से किं तं अक्खरसुयं ? अक्खरसुयं तिविहं पण्णत्तं, तंजहा—सन्नक्खरं, वंजणक्खरं, लद्धिअक्खरं ।

૧૨૬. પ્રશ્ન– અક્ષરશ્રુતના કેટલા પ્રકાર છે ?

ઉત્તર— અક્ષરશ્રુતની પ્રરૂપણા ત્રણ પ્રકારે છે, જેમકે- (૧) સંજ્ઞા અક્ષર (૨) વ્યંજન અક્ષર (૩) લબ્ધિ અક્ષર.

से किं तं सन्नक्खरं ? सन्नक्खरं अक्खरस्स संठाणागिई, से त्तं सन्नक्खरं ।

પ્રશ્ન– સંજ્ઞા અક્ષરનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– સંજ્ઞા અક્ષર-અક્ષરના સંસ્થાન-આકૃતિને સંજ્ઞા અક્ષર કહે છે. અર્થાત્ લખવામાં આવનાર અક્ષરો સંજ્ઞાક્ષર કહેવાય છે.

से किं तं वंजणक्खरं ? वंजणक्खरं वंजणाभिलावो, से त्तं वंजणक्खरं ।

પ્રશ્ન– વ્યંજન અક્ષરનું સ્વરૂપ કેવુ છે ?

ઉત્તર– અક્ષરોના ઉચ્ચારણને (બોલાતા અક્ષરોને ) વ્યંજનાક્ષર કહે છે.

से किं तं लद्धिअक्खरं ? लद्धिअक्खरं—अक्खरलद्धियस्स लद्धिअक्खरं समुप्पज्जइ, तंजहा—सोइंदियलद्धिअक्खरं, चक्खिंदियलद्धिअक्खरं, घाणिंदियलद्धिअक्खरं, रसणिंदियलद्धिअक्खरं, फासिंदियलद्धिअक्खरं, नोइंदियलद्धिअक्खरं । से त्तं लद्धिअक्खरं, से त्तं अणक्खरसुयं ।

પ્રશ્ન– લબ્ધિઅક્ષરનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– અક્ષર લબ્ધિવાળા જીવને લબ્ધિ–અક્ષર ઉત્પન્ન થાય છે, અર્થાત્ તે ભાવશ્રુતજ્ઞાન હોય છે. જેમકે- શ્રોત્રેન્દ્રિય–લબ્ધિ–અક્ષર, ચક્ષુરિન્દ્રિય–લબ્ધિ–અક્ષર, ઘ્રાણઇંદ્રિય-લબ્ધિ-અક્ષર, રસનેન્દ્રિય-લબ્ધિ-અક્ષર, સ્પર્શેન્દ્રિય-લબ્ધિ-અક્ષર, નોઇંદ્રિય-લબ્ધિ-અક્ષર,આ રીતે અક્ષરશ્રુતનું વર્ણન છે.

१२७. से किं तं अणक्खरसुयं ? अणक्खरसुयं अणेगविहं पण्णत्तं तंजहा–

૧૨૭. પ્રશ્ન–અનક્ષરશ્રુતના કેટલા પ્રકાર છે?

ઉત્તર– અનક્ષરશ્રુત અનેક પ્રકારથી કહ્યું છે, જેમકે—

१२८. ऊससियं नीससियं, निच्छूढं खासियं च छीयं च ।
निस्सिंघियमणुसारं, अणक्खर छेलिया-ईयं । से त्तं अणक्खरसुयं ॥

૧૨૮. ઉચ્છ્વસિત ઉચ્છ્વાસ લેવો, નિઃશ્વસિત નીચે શ્વાસ મૂકવો, થૂંકવું, ખાંસી ખાવી, છીંક આવવી, નિઃસિંઘના નાકથી છીંકવું, અનુસ્વાર યુક્ત ચેષ્ટા કરવી તે અનક્ષર શ્રુત છે.

१२९. से किं तं सण्णिसुयं ? सण्णिसुयं तिविहं पण्णत्तं, तंजहा–कालिओवएसेणं हेऊवएसेणं, दिट्ठिवाओवएसेणं ।

૧૨૯. પ્રશ્ન– સંજ્ઞીશ્રુતના કેટલા પ્રકાર છે?

ઉત્તર– સંજ્ઞી શ્રુત ત્રણ પ્રકારનું પ્રરૂપ્યું છે, જેમકે– ૧) કાલિક-ઉપદેશથી ૨) હેતુવાદ-ઉપદેશથી અને (૩) દૃષ્ટિવાદ-ઉપદેશથી

से किं तं कालिओवएसेणं ? कालिओवएसेणं–जस्स णं अत्थि ईहा, अवोहो, मग्गणा, गवेसणा, चिंता, विमंसा, से णं सण्णीति लब्भइ । जस्स–णं नत्थि ईहा, अवोहो, मग्गणा, गवेसणा, चिंता, विमंसा, से णं अस–ण्णीति लब्भइ । से त्तं कालिओवएसेण ।

પ્રશ્ન– કાલિક ઉપદેશથી સંજ્ઞીશ્રુતનું સ્વરૂપ કેવું છે?

ઉત્તર–કાલિક ઉપદેશથી ઇહા વિચારણા, અપોહ નિશ્ચય, માર્ગણા અન્વય ધર્માન્વેષણ રૂપ, ગવેષણા વ્યતિરેક ધર્મસ્વરૂપ, પર્યાલોચન, ચિંતા– 'શું થયું કે થશે ?' આ પ્રકારનું પર્યાલોચન, વિમર્શ– આ વસ્તુ આરીતે સંઘટિત થાયછે એવો વિચાર, આ પ્રકારની વિચારધારા જે પ્રાણીને હોય તે સંજ્ઞી કહેવાયછે. જે પ્રાણીને ઇહા, અપોહ માર્ગણા ગવેષણા, ચિંતા, વિમર્શ નથી તે અસંજ્ઞી કહેવાય છે. એવા જીવોનું શ્રુત કાલિક-ઉપદેશથી સંજ્ઞી અને અસંજ્ઞીશ્રુત કહેવાયછે.

से किं तं हेऊवएसेण ? हेऊव–एसेणं–जस्स णं अत्थि अभिसंधारण–पुव्विया करणसत्ती, से णं सण्णीति लब्भइ । जस्स णं नत्थि अभिसंधारण-पुव्विया करणसति से णं असण्णीत लब्भइ, से त्तं हेऊवएसेणं ।

પ્રશ્ન– હેતુ ઉપદેશથી સંજ્ઞીશ્રુતનું સ્વરૂપ કેવું છે?

ઉત્તર–જે જીવની અવ્યક્ત કે વ્યક્તરીતે વિજ્ઞાનદ્વારા, આલોચનપૂર્વક ક્રિયા કરવાની શક્તિ પ્રવૃત્તિ છે તે સંજ્ઞી અને જે પ્રાણીની અભિસંધારણપૂર્વિકા કરણશક્તિ-વિચારપૂર્વક ક્રિયા કરવામા પ્રવૃત્તિ હોતી નથી તે અસંજ્ઞી કહેવાય છે. આરીતે હેતૂપદેશથી સંજ્ઞી અને અસંજ્ઞી કહેવાય છે. [ આ અપેક્ષાએ દ્વીન્દ્રિયથી અસંજ્ઞી પંચેન્દ્રિય સુધીના જીવો પણ સંજ્ઞી છે ]

से किं तं दिट्ठिवाओवएसेणं ? दिट्ठिवाओवएसेणं सण्णिसुयस्स खओवसमेण सण्णी लब्भइ, असण्णिसुयस्स खओवसमेण असण्णी लब्भई । से त्तं दिट्ठिवाओवएसेणं, से त्तं सण्णिसुयं । से त्तं असण्णिसुयं ।

પ્રશ્ન– દૃષ્ટિવાદ-ઉપદેશથી સંજ્ઞી શ્રુતનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– દૃષ્ટિવાદ-ઉપદેશની અપેક્ષાએ સંજ્ઞીશ્રુતના ક્ષયોપશમથી સંજ્ઞી અને અસંજ્ઞીશ્રુતના ક્ષયોપશમથી અસંજ્ઞી કહેવાય છે. આરીતે દૃષ્ટિવાદોપદેશથી સંજ્ઞી અને અસંજ્ઞી સમજવા. ( આ અપેક્ષાએ સમ્યગ્દૃષ્ટિ જીવ સંજ્ઞી અને મિથ્યાદૃષ્ટિ જીવ અસંજ્ઞી છે. ) આરીતે સંજ્ઞીશ્રુત અને અસંજ્ઞીશ્રુત પૂર્ણ થયુ.

१३०. से किं तं सम्मसुयं ? सम्मसुय–जं इमं अरिहंतेहिं भगवतेहिं उप्पण्ण-नाणदंसणधरेहिं, तेल्लुक्कनिरिक्खियमहियपूइएहिं, तीयपडुप्पण्णमणागयजाणएहिं, सव्वण्णूहिं सव्वदरिसीहिं पणीयं दुवालसंगं गणिपिडगं, तंजहा-आयारो १,सूयगडो, २, ठाणं, ३, समवाओ, ४, विवाहपण्णत्ती, ५, नायाधम्म–कहाओ, ६, उवासगदसाओ, ७, अंतगडदसाओ, ८, अणुत्तरोववाइयदसाओ, ९, पण्हावागरणाइं, १० विवागसुयं, ११ दिट्ठिवाओ १२ ।

૧૩૦. પ્રશ્ન– સમ્યક્શ્રુત તે શુ છે ?

ઉત્તર– ઉત્પન્ન જ્ઞાન - દર્શનને ધારણ કરનાર, ત્રિલોકદ્વારા આદરપૂર્વક જોવાયેલ, યથાવસ્થિત ઉત્કીર્તિત, ભાવપૂર્વક નમસ્કૃત, અતીત વર્તમાન અને અનાગતને જાણવાવાળા, સર્વજ્ઞ અને સર્વદર્શી અર્હત તીર્થંકર ભગવંતો દ્વારા પ્રણીત– અર્થથી ઉપદિષ્ટ, જે આ દ્વાદશાઙ્ગરૂપ ગણિપિટક છે તે સમ્યક્શ્રુત કહેવાય છે. તે આ પ્રમાણે– (૧) આચારાઙ્ગ (૨) સૂત્રકૃતાઙ્ગ (૩) સ્થાનાઙ્ગ (૪) સમવાયાઙ્ગ (૫) વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ (૬) જ્ઞાતા ધર્મકથાઙ્ગ (૭) ઉપાસક દશાઙ્ગ (૮) અન્તકૃત દશાઙ્ગ (૯) અનુત્તરોપપાતિક દશાઙ્ગ (૧૦) પ્રશ્નવ્યાકરણ (૧૧) વિપાકશ્રુત અને (૧૨) દૃષ્ટિવાદ

इच्चेयं दुवालसंगं गणिपिडगं चोद्दसपुव्विस्स सम्मसुयं, अभिण्णदसपुव्विस्स सम्मसुयं, तेणं परं भिण्णेसु भयणा, से त्तं सम्मसुयं ॥

આરીતે આ દ્વાદશાઙ્ગ ગણિપિટક ચૌદ પૂર્વધારીનું સમ્યક્શ્રુત હોય છે. સંપૂર્ણ દશપૂર્વધારીનુ પણ સમ્યક્શ્રુત હોય છે. તેનાથી ઓછું અર્થાત્ કંઇક ઓછું દશપૂર્વ અને નવ આદિપૂર્વનું જ્ઞાન હોવા પર ભજના છે અર્થાત્ સમ્યક્શ્રુત હોય અથવા ન પણ હોય. આ રીતે સમ્યકશ્રુતનું વર્ણન પૂર્ણ થયુ.

१३१. से किं तं मिच्छासुयं ? मिच्छासुय जं इमं अण्णाणिएहिं मिच्छादिट्ठिएहिं

૧૩૧. પ્રશ્ન– મિથ્યાશ્રુતનુ સ્વરૂપ કેવું છે ?
ઉત્તર– જે અજ્ઞાની મિથ્યાદૃષ્ટિઓદ્વારા

सच्छंदबुद्धिमइविगप्पियं, तंजहा–भारह, रामायणं, भीमासुरुक्खं ( वक्कं ) कोडिल्लय, सगडभद्दियाओ, खोड ( घोडग ) मुहं, कप्पासियं, नागसुहुमं, कणगसत्तरी, वइसेसियं, बुद्धवयणं, तेरासियं, काविलियं, लोगाययं, सट्ठि-तंतं, माढरं, पुराणं, वागरणं, भागवयं, पायंजली, पुस्सदेवयं, लेहं, गणियं, सउणरुयं, नाडयाइं ।

अहवा–बावत्तरिकलाओ, चत्तारि य वेया संगोवंगा, एयाइं मिच्छादिट्ठिस्स मिच्छत्तपरिग्गहियाइं मिच्छासुयं, एयाइं चेव सम्मदिट्ठिस्स, सम्मत्तपरिग्गहियाइं सम्मसुयं, अहवा–मिच्छदिट्ठिस्स वि एयाइं चेव सम्मसुयं, कम्हा ? ' सम्म-त्तहेउत्तणओ । जम्हा ते मिच्छदिट्ठिया तेहिं चेव समएहिं चोइया समाणा केई सपक्खदिट्ठीओ चयंति, से त्तं मिच्छा-सुयं ॥

સ્વચ્છંદ બુદ્ધિ અને મતિદ્વારા કલ્પિત કરેલા (રચિત) છે તે મિથ્યાશ્રુત છે. તે આ પ્રમાણે છે, જેમકે—(૧) ભારત (૨) રામાયણ (૩) ભીમાસુરોક્ત (૪) કૌટિલ્ય (૫) શકટભદ્રિકા (૬) ખોડા-ઘોટક મુખ (૭) કાર્પાસિક (૮) નાગસૂક્ષ્મ (૯) કનક સપ્તતિ (૧૦) વૈશેષિક (૧૧) બુદ્ધવચન (૧૨) ત્રૈરાશિક (૧૩) કાપિલીય (૧૪) લોકાયત (૧૫) ષષ્ઠિતંત્ર (૧૬) માઠર (૧૭) પુરાણ [૧૮] વ્યાકરણ [૧૯] ભાગવત [૨૦] પાતંજલિ [૨૧] પુષ્યદૈવત [૨૨] લેખ [૨૩] ગણિત [૨૪] શકુનિરુત [૨૫] નાટક અથવા બહોતેર કળાઓ અને સાંગોપાઙ્ગ ચારવેદ, આ સર્વને જ્યારે મિથ્યાદૃષ્ટિ મિથ્યાત્વથી ગ્રહણ કરે છે ત્યારે મિથ્યાશ્રુત છે. આજ ગ્રંથોને સમ્યગ્દૃષ્ટિ સમ્યક્રૂપથી ગ્રહણ કરે છે તો સમ્યક્શ્રુત થઇ જાય છે. અથવા મિથ્યા દૃષ્ટિને પણ આ ગ્રંથ સમ્યક્શ્રુત છે. કારણ કે તેના સમ્યક્ત્વમાં હેતુરૂપ બની જાય છે, કોઇ મિથ્યાદૃષ્ટિ તે ગ્રંથોથી પ્રેરિત થઇને [તેમની અયુક્ત-અસંગત પ્રરૂપણા જોઇને] સ્વપક્ષ-મિથ્યાત્વદૃષ્ટિને છોડી દે છે. આ મિથ્યા-શ્રુતનું વર્ણન કર્યું

१३२. से किं तं साइयं सपज्जवसियं, अणाइयं अपज्जवसियं च ? इच्चेइयं दुवालसंगं गणिपिडगं वुच्छित्तिनयट्ठयाए साइयं सपज्जवसियं, अवुच्छित्तिनयट्ठयाए अणाइयं अपज्जवसियं, तं समासओ चउव्विहं पण्णत्तं, तंजहा–दव्वओ, खित्तओ, कालओ, भावओ ।

तत्थ दव्वओ णं–सम्मसुयं एगं पुरिसं पडुच्च साइयं सपज्जवसियं, बहवे पुरिसे य पडुच्च अणाइयं अपज्ज-वसियं । खेत्तओ णं–पंच भरहाइं

૧૩૨. પ્રશ્ન– સાદિ, સપર્યવસિત અને અનાદિ અપર્યવસિત શ્રુતનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– આ દ્વાદશાઙ્ગરૂપ ગણિપિટક [શેઠના રત્નોના ડબ્બાની સમાન આચાર્યની શ્રુતરત્નોની પેટી] પર્યાયાર્થિક નયની અપેક્ષાથી સાદિ અને સાન્ત છે અને દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ અનાદિ અનંત છે.

શ્રુતજ્ઞાન સંક્ષેપમાં ચાર પ્રકારનું કહ્યું છે, જેમકે— દ્રવ્યથી. ક્ષેત્રથી, કાળથી અને ભાવથી.

पंचेरवयाइं पडुच्च साइयं सपज्जवसियं, पंच महाविदेहाइं पडुच्च अणाइयं अपज्जवसियं । कालओ णं–उस्सप्पिणिं ओसप्पिणिं च पडुच्च साइयं सपज्जवसियं, नोउस्सप्पिणिं नोओसप्पिणिं च पडुच्च अणाइयं अपज्जवसियं । भावओ णं–जे जया जिणपन्नत्ता भावा आघविज्जंति, पण्णविज्जंति, परूविज्जंति, दंसिज्जंति, निदंसिज्जंति, उवदंसिज्जंति, तया ते भावे पडुच्च साइयं सपज्जवसियं, खाओवसमियं पुण भावं पडुच्च अणाइयं अपज्जवसियं । अहवा–भवसिद्धियस्स सुयं साइयं सपज्जवसियं अभवसिद्धियस्स सुयं अणाइयं अपज्जवसियं च । सव्वागासपएसग्गं सव्वागासपएसेहिं अणंतगुणियं पज्जवक्खरं निप्फज्जइ । सव्वजीवाणं पि य णं अक्खरस्स अणंतभागो निच्चुग्घाडिओ चिट्ठइ, जइ पुण सोऽवि आवरिज्जा, तेणं जीवो अजीवत्तं पाविज्जा, "सुट्ठुवि मेहसमुदए, होइ पभा चन्दसूराणं" । से त्तं साइयं सपज्जवसियं, से त्तं अणाइयं अपज्जवसियं ॥

દ્રવ્યથી સમ્યક્ શ્રુત, એક પુરુષની અપેક્ષાએ સાદિ-સપર્યવસિત-સાદિ અને સાંત છે. ઘણા પુરુષોની અપેક્ષાએ અનાદિ અપર્યવસિતછે – આદિ અને અંત રહિત છે.

ક્ષેત્રથી સમ્યક્ શ્રુત - પાંચ ભરત, પાંચ ઐરવતની દૃષ્ટિથી સાદિ સાંતછે અને મહાવિદેહની અપેક્ષાએ અનાદિ અનંત છે,

કાલથી સમ્યક્શ્રુત–ઉત્સર્પિણી અને અવસર્પિણીની અપેક્ષાએ સાદિ-સાંત છે, ને નોઉત્સર્પિણી નોઅસર્પિણીની અપેક્ષાએ અનાદિ અનંત છે.

ભાવથી સર્વજ્ઞ– સર્વદર્શી તીર્થંકરોદ્વારા જે પદાર્થ જે સમયે સામાન્યરુપથી કહેવાય છે, નામાદિ ભેદ બતાવીને કથન કરાતા હોય છે, હેતુ-દૃષ્ટાંતના ઉપદર્શનથી જે સ્પષ્ટતર કરાતા હોય છે, ઉપનય અને નિગમનથી જે સ્થાપિત કરાતા હોય છે ત્યારે તે ભાવો-પદાર્થોની અપેક્ષાથી સમ્યક્શ્રુત સાદિ સાંત છે અને ક્ષયોપશમ ભાવની અપેક્ષાએ સમ્યક્શ્રુત અનાદિ અનંત છે. અથવા ભવસિદ્ધિક પ્રાણીનું શ્રુત સાદિ સાંત છે, અભવસિદ્ધિક જીવનું મિથ્યાશ્રુત અનાદિ અનંત છે.

સમસ્ત આકાશના પ્રદેશોને સર્વ આકાશ પ્રદેશોથી અનંતવાર ગુણિત કરવાથી પર્યાય અક્ષર નિષ્પન્ન થાય છે. સર્વ જીવોને અક્ષર–શ્રુતજ્ઞાનનો અનંતમો ભાગ સદૈવ ઉદ્ઘાટિત-ખુલ્લો રહે છે. જો તેના પર પણ આવરણ આવી જાય તો જીવ અજીવ ભાવને પ્રાપ્ત થઈ જાય. કારણ કે ચેતના જીવનું લક્ષણ છે. વાદળોનું ગાઢ આવરણ આવવા છતાં પણ સૂર્ય, ચંદ્રની પ્રભા કાંઇક જણાયજ છે. આ રીતે સાદિ સાંત અને અનાદિ અનંત શ્રુતનું વર્ણન કર્યું.

१३३. से किं तं गमियं ? गमियं दिट्ठिवाओ। से त्तं गमियं।

૧૩૩ પ્રશ્ન- ગમિક શ્રુ।

ઉત્તર— આદિ, મધ્ય અથવા અંતમાં કઇક વિશેષતાથી તેજ સૂત્રને વારંવાર કહેવું તે ગમિકશ્રુત છે. દૃષ્ટિવાદ ગમિકશ્રુત છે, અર્થાત્ આદિમાં, મધ્યમાં કે અંતમાં કંઇક વિશેષતા રાખતા એવા શબ્દોનુ ઉચ્ચારણ વારંવાર આવે. જેમકે-अजयं चरमाणो अ, अजयं चिट्ठमाणो अ વગેરે ગમિકશ્રુત કહેવાય છે.

से किं तं अगमियं ? अगमियं कालिय सुय। से त्तं अगमियं। अहवा त समासओ दुविह पण्णत्तं, तंजहा— अंगपविट्ठं अंगवाहिरं च।

પ્રશ્ન- અગમિક શ્રુતનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર— ગમિકથી વિસદૃશ-આચારાંગ આદિ અગમિકશ્રુત છે. જેમાં એક સરખા પાઠ ન હોય તે અગમિક શ્રુત કહેવાય છે. અથવા દૃષ્ટિવાદ ગમિક શ્રુત છે અને કાલિક સર્વ અગમિક છે, અથવા તે સંક્ષેપમાં બે પ્રકારનું વર્ણવ્યુ છે- (૧) અંગપ્રવિષ્ટ અને (૨) અંગબાહ્ય.

१३४. से किं तं अंगवाहिरं ? अंगवाहिरं दुविह पण्णत्त तंजहा-आवस्सयं च, आवस्स- यवइरित्त च।

૧૩૪. પ્રશ્ન-અંગબાહ્યશ્રુતના કેટલા પ્રકાર છે?

ઉત્તર- અઙ્ગબાહ્ય શ્રુત બે પ્રકારનું કહ્યું છે, જેમકે— આવશ્યક અને આવશ્યકથી ભિન્ન

से किं तं आवस्सयं ? आवस्सयं छव्विहं पण्णत्त, तंजहा—सामाइय, चउवीसत्थओ, वंदणयं, पडिक्कमणं, काउस्सग्गो, पच्चक्खाणं, से त्त आवस्सय।

પ્રશ્ન- તે આવશ્યક શ્રુતનું સ્વરૂપ કેવુ છે?

ઉત્તર- આવશ્યક શ્રુત છ વિભાગોમાં વિભક્ત છે, જેમકે— (૧) સામાયિક (૨) ચતુર્વિંશતિસ્તવ (૩) વંદના (૪) પ્રતિક્રમણ (૫) કાયોત્સર્ગ અને (૬) પ્રત્યાખ્યાન. આ આવશ્યકશ્રુતનું વર્ણન છે.

से किं त आवस्सयवइरित्तं ? आवस्सयवइरित्तं दुविहं पण्णत्तं, तंजहा कालियं च, उक्कालियं च।

– આવશ્યકવ્યાતરિક્ત શ્રુત કેટલા પ્રકારે છે ?

ઉત્તર– આવશ્યકભિન્ન શ્રુતની પ્રરૂપણા બે પ્રકારે છે, જેમકે (૧) કાલિક– જે શ્રુત દિવસ રાત્રિના પહેલા ને ચોથા પહોરમાં ભણાય છે. (૨) ઉત્કાલિક– જેનું અધ્યયન કાલિકથી ભિન્ન કાલમા ( અસ્વાધ્યાય કાલને છોડીને શેષ રાત્રિમાં અને દિનમાં ) ભણી શકાય.

से किं तं उक्कालियं ? उक्कालियं अणेगविहं पण्णत्तं, तं जहा–दसवेयालियं, कप्पियाकप्पियं, चुल्लकप्पसुयं, महाकप्पसुयं, उववाइयं, रायपसेणियं, जीवभिगमो, पण्णवणा, महापण्णवणा, पमायप्पमायं, नन्दी, अणुओगदाराइं, देविंदत्थओ, तंदुलवेयालियं, चन्दाविज्झयं सूरपण्णत्ती, पोरिसिमंडलं, मण्डलपवेसो, विज्जा-चरणविणिच्छओ, गणिविज्जा, झाणविभत्ती, मरणविभत्ती, आयविसोही, वीयरागसुयं, संलेहणासुयं, विहारकप्पो, चरणविही, आउरपच्चक्खाणं, महापच्चक्खाणं, एवमाइ, से त्तं उक्कालियं ।

પ્રશ્ન–ઉત્કાલિક શ્રુતના કેટલા પ્રકાર છે?

ઉત્તર— ઉત્કાલિકશ્રુત અનેક પ્રકારે પ્રરૂપ્યુ છે, જેમકે— (૧) દશવૈકાલિક (૨) કલ્પાકલ્પ (૩) ચૂલ કલ્પશ્રુત (૪) મહાકલ્પ-શ્રુત (૫) ઔપપાતિક (૬) રાજપ્રશ્નીય (૭) જીવાભિગમ (૮) પ્રજ્ઞાપના (૯) મહા–પ્રજ્ઞાપના (૧૦) પ્રમાદાપ્રમાદ (૧૧) નંદી (૧૨) અનુયોગદ્વાર (૧૩) દેવેન્દ્રસ્તવ (૧૪) તંદુલવૈચારિક (૧૫) ચન્દ્ર વેધ્ય (૧૬) સૂર્યપ્રજ્ઞપ્તિ (૧૭) પૌરુષીમંડલ (૧૮) મંડલ-પ્રવેશ (૧૯) વિદ્યાચરણ વિનિશ્ચય (૨૦) ગણિવિદ્યા (૨૧) ધ્યાનવિભકિત (૨૨) મરણ-વિભકિત (૨૩) આત્મવિશોધિ (૨૪) વીતરાગશ્રુત (૨૫) સંલેખનાશ્રુત (૨૬) વિહારકલ્પ (૨૭) ચરણવિધિ (૨૮) આતુર-પ્રત્યાખ્યાન (૨૯) મહાપ્રત્યાખ્યાન ઇત્યાદિ આવી રીતે ઉત્કાલિક શ્રુત છે.

से किं तं कालियं ? कालियं अणेगविहं पण्णत्तं, तंजहा–उत्तरज्झयणाइ, दसाओ, कप्पो, ववहारो, निसीहं, महानिसीहं, इसिभासियाइं, जम्बूदीवपन्नत्ती, दीवसागरपन्नत्ती, चन्दपन्नती, खुड्डियाविमाणप्पविभत्ती, महल्लियाविमाणप्पविभत्ती, अंगचूलिया, वग्गचूलिया, विवाहचूलिया, अरुणोववाए, वरुणोववाए, गरुलोववाए, धरणोववाए,

પ્રશ્ન– કાલિક શ્રુતના કેટલા પ્રકાર છે ?

ઉત્તર– કાલિકશ્રુતના અનેક પ્રકાર છે, જેમકે– (૧) ઉત્તરાધ્યયન (૨) દશાશ્રુતસ્કન્ધ (૩) કલ્પ બૃહત્ કલ્પ (૪) વ્યવહાર (૫) નિશીથ (૬) મહાનિશીથ (૭) ઋષિભાષિત (૮) જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ (૯) દ્વીપસાગર પ્રજ્ઞપ્તિ (૧૦) ચંદ્રપ્રજ્ઞપ્તિ (૧૧) ક્ષુદ્રિકા-વિમાન પ્રવિભકિત (૧૨) મહલ્લિકા વિમાન-પ્રવિભકિત (૧૩) અઙ્ગચૂલિકા (૧૪) વર્ગ–ચૂલિકા (૧૫) વિવાહ ચૂલિકા (૧૬) અરૂણો-

वेसमणोववाए, वेलंधरोववाए, देविंदोववाए, उट्ठाणसुयं, समुट्ठाणसुयं, नागपरियावणियाओ, निरयावलियाओ, कप्पियाओ, कप्पवडंसियाओ, पुप्फियाओ, पुप्फचूलियाओ, वण्हीदसाओ, एवमाइयाइं चउरासीइं पइन्नगसहस्साइं भगवओ अरहओ उसहसामिस्स आइतित्थयरस्स, तहा संखिज्जाइं पइन्नगसहस्साइं मज्झिमगाण जिणवराणं। चोदस पइन्नगसहस्साइं भगवओ वद्धमाणसामिस्स। अहवा-जस्स जत्तिया सीसा उप्पत्तियाए, वेणइयाए, कम्मियाए, पारिणामियाए, चउव्विहाए बुद्धीए उववेया तस्स तत्तियाइं पइण्णगसहस्साइं। पत्तेयबुद्धावि तत्तिया चेव, से त्तं कालियं से त्तं आवस्सयवइरित्तं, से त्तं अणंगपविट्ठं।

પપાત (૧૭) વરૂણોપપાત (૧૮) ગરૂડોપપાત (૧૯) ધરણોપપાત (૨૦) વૈશ્રમણોપપાત (૨૧) વેલન્ધરોપપાત (૨૨) દેવેન્દ્રોપપાત (૨૩) ઉત્થાનશ્રુત (૨૪) સમુત્થાનશ્રુત (૨૫) નાગપરિજ્ઞાપનિકા (૨૬) નિરયાવલિકા (૨૭) કલ્પિકા (૨૮) કલ્પાવતંસિકા (૨૯) પુષ્પિતા (૩૦) પુષ્પચૂલિકા (૩૧) વૃષ્ણિદશા (અંધકવૃષ્ણિદશા) ૨૩ ઈત્યાદિ. ૮૪ હજાર પ્રકીર્ણક આદિ તીર્થંકર ભગવાન્ શ્રી ઋષભ સ્વામીના છે, સંખ્યાત સહસ્ર પ્રકીર્ણક મધ્યમ તીર્થંકરોના છે. અને ચૌદ હજાર પ્રકીર્ણક ભગવાન્ શ્રી વર્ધમાન સ્વામીના છે.

અથવા જે તીર્થંકરના જેટલા શિષ્યો ઔત્પત્તિકી, વૈનયિકી, કર્મજા અને પારિણામિકી, આ ચાર પ્રકારની બુદ્ધિથી યુક્ત હોય છે, તેના તેટલા હજાર પ્રકીર્ણક હોયછે. પ્રત્યેકબુદ્ધ પણ તેટલાજ હોય છે. આ કાલિકશ્રુત છે. આ રીતે આ આવશ્યક-વ્યતિરિક્ત શ્રુતનું વર્ણન થયુ. આ રીતે આ અનઙ્ગ પ્રવિષ્ટશ્રુતનું પણ સ્વરૂપ સંપૂર્ણ થયુ.

१३५. से किं तं अंगपविट्ठं ? अंगपविट्ठं दुवालसविहं पण्णत्तं, तंजहा-आयारो १, सूयगडो २, ठाणं ३ समवाओ ४, विवाहपन्नत्ती ५, नायाधम्मकहाओ ६, उवासगदसाओ ७, अंतगडदसाओ ८, अणुत्तरोववाइयदसाओ ९, पण्हावागरणाइं १०, विवागसुयं ११, दिट्ठिवाओ १२

૧૩૫. પ્રશ્ન— અઙ્ગપ્રવિષ્ટ શ્રુતના કેટલા પ્રકાર છે ?

ઉત્તર— અઙ્ગ પ્રવિષ્ટ શ્રુત બાર પ્રકારે વર્ણવ્યુ છે, જેમકે— (૧) આચારાઙ્ગ (૨) સૂત્રકૃતાઙ્ગ (૩) સ્થાનાઙ્ગ (૪) સમવાયાઙ્ગ (૫) વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ-ભગવતી (૬) જ્ઞાતા-ધર્મકથાઙ્ગ (૭) ઉપાસક દશાઙ્ગ (૮) અંતકૃત-દશાઙ્ગ (૯) અનુત્તરૌપપાતિક દશાઙ્ગ (૧૦) પ્રશ્નવ્યાકરણ (૧૧) વિપાક (૧૨) દષ્ટિવાદાઙ્ગ.

## દ્વાદશાંગનું વર્ણન.

१३६. किं तं आयारे ? आयारे णं समणाणं निग्गंथाणं आयारगोयरविणय-

૧૩૬. પ્રશ્ન— આચાર નામક અંગનું સ્વરૂપ કેવું છે ?

वेणइयसिक्खा भासा अभासा चरणकरणजायामायावित्तीओ आघविज्जति । से समासओ पचविहे पण्णत्ते, तं जहा— नाणायारे, दंसणायारे, चरित्तायारे, तवायारे, वीरियायारे ।

ઉત્તર— આચારાઙ્ગ સૂત્રમાં શ્રમણ-નિર્ગ્રન્થોના આચાર- ગોચર-ભિક્ષાને ગ્રહણ કરવાની વિધિ, વિનય, વિનયનું ફળ,- કર્મક્ષયાદિ, ગ્રહણ અને આસેવન રૂપ શિક્ષા, અથવા શિષ્યને સત્ય તથા વ્યવહાર ભાષા ગ્રહણ કરવા યોગ્ય છે અને મિશ્ર તથા અસત્ય ભાષા ત્યાજ્યછે, ચરણ-વ્રતાદિ, કરણ-પિંડવિશુદ્ધિ આદિ, યાત્રા-સંયમયાત્રા, માત્રા-સંયમના નિર્વાહમાટે પરિમિત આહાર કરવો, વિવિધ પ્રકારના અભિગ્રહ ધારણ કરવા, વિગેરે વિષયોનુ વર્ણન કર્યું છે. તે આચાર સંક્ષેપમા પાચ પ્રકારનો છે, જેમકે- જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર તપ-આચાર, વીર્યાચાર

आयारे णं परित्ता वायणा, सखेज्जा अणुओगदारा, सखिज्जा वेढा, सखेज्जा सिलोगा, संखिज्जाओ निज्जुत्तीओ, संखिज्जाओ संगहणीओ, सखिज्जाओ पडिवत्तीओ ।

से णं अगट्ठयाए पढमे अंगे, दो सुयक्खंधा, पणवीसं अज्झयणा. पंचासीइ उद्देसणकाला, पचासीइ समुद्देसणकाला, अट्ठारसपयसहस्साइ पयग्गेणं, सखिज्जा अक्खरा, अणंता गमा, अणंता पज्जवा, परित्ता तसा, अणंता थावरा, सासयकडनिबद्धनिकाइया जिणपण्णत्ता भावा आघविज्जन्ति परूविज्जन्ति, दंसिज्जन्ति, निदंसिज्जन्ति ।

આચારાઙ્ગ સૂત્રમા પરિમિત વાચનાઓ, સંખ્યાત અનુયોગદ્વારો, સંખ્યાત વેઢો-છંદો, સંખ્યાત શ્લોકો, સંખ્યાત નિર્યુક્તિઓ, અને સંખ્યાત પ્રતિપત્તિઓ છે. તે આચારાઙ્ગ બાર અંગોમા પ્રથમ અંગ છે. તેમા બે શ્રુતસ્કન્ધો છે, પચ્ચીશ અધ્યયનો છે અને ૮૫ ઉદ્દેશનકાલ તથા ૮૫ સમુદ્દેશન કાલ છે. પદપરિમાણમા ૧૮ હજાર પદો, સંખ્યાત અક્ષર, અનંત ગમ અર્થાત્ અનંત અર્થાગમ, અનંત પર્યાય, પરિમિત ત્રસ અને અનંત સ્થાવરનુ પ્રતિપાદન છે શાશ્વત-ધર્માસ્તિકાયાદિ, કૃત-પ્રયોગજ-ઘટાદિ, વિશ્રસા-સંધ્યા, વાદળાદિનો રંગ, આ સર્વનુ સ્વરૂપ વર્ણવ્યુ છે નિર્યુક્તિ, સંગ્રહણી, હેતુ, ઉદાહરણ આદિ અનેક પ્રકારથી દૃઢ કરેલ જિનપ્રજ્ઞપ્ત ભાવ સામાન્ય રૂપથી કહ્યા છે, નામાદિથી પ્રજ્ઞાપિત કરેલા છે પ્રરૂપિત કરેલા છે, ઉપમાન તથા નિગમનાદિથી નિદર્શિત-ઉપદર્શિત કરેલા છે.

से एवं आया, एवं नाया, एव विण्णाया, एव चरणकरणपरूवणा आघविज्जइ। से त्तं आयारे ॥

આચારાંગને ગ્રહણ કરનારા, તેના અનુસાર ક્રિયા કરનારા, આચારની સાક્ષાત મૂર્તિ બની જાય છે, તે ભાવોના જ્ઞાતા, વિજ્ઞાતા બની જાય છે. આ રીતે આચારાઙ્ગ સૂત્રમાં ચરણ-કરણની પ્રરૂપણા કરી છે. આ પ્રમાણે આચારાઙ્ગનુ સ્વરૂપ વર્ણવ્યુ છે.

१३७. से किं तं सूयगडे ? सूयगडे णं लोए सूइज्जइ, अलोए सूइज्जइ, लोयालोए सूइज्जइ. जीवा सूइज्जंति, अजीवा सूइज्जंति, जीवाजीवा सूइज्जंति, ससमए सूइज्जइ, परसमए सूइज्जइ, ससमयपरसमए सूइज्जइ ।

૧૩૭. પ્રશ્ન– સૂત્રકૃતાઙ્ગસૂત્રમા કયા વિષયનું વર્ણન કર્યુ છે ?

ઉત્તર - સૂત્રકૃતાઙ્ગ સૂત્રમા ષડ્દ્રવ્યાત્મક લોક સૂચિત કરાય છે. અલોક સૂચિત કરાય છે. લોકાલોક સૂચિત કરાય છે. આ રીતે જીવ અજીવ, જીવાજીવની સૂચના કરાય છે. તેમજ સ્વસમય પરસમય અને સ્વ-પર સમયની સૂચના કરાય છે. સૂત્રકૃતાઙ્ગમા ૧૮૦ ક્રિયાવાદીઓના, ૮૪ અક્રિયાવાદીઓના, ૬૭ અજ્ઞાનવાદીઓના, અને ૩૨ વિનયવાદીઓના, એ પ્રમાણે ૩૬૩ પાષણ્ડિઓના મતનો નિરાકરણ કરીને સ્વસિદ્ધાંતની સ્થાપના કરવામાં આવી છે.

सूयगडे णं असीयस्स किरियावाइसयस्स,चउरासीइए अकिरियावाईणं, सत्तट्ठीए अण्णाणियवाईणं, बत्तीसाए वेणइयवाईणं, तिण्हं तेसट्ठाणं पासंडियसयाणं वूहं किच्चा ससमए ठाविज्जइ।

सूयगडे णं परित्ता वायणा, संखिज्जा अणुओगदारा, संखिज्जा वेढा, संखेज्जा सिलोगा, संखिज्जाओ निज्जुत्तीओ, सखिज्जाओ संगहणीओ, सखिज्जाओ पडिवत्तीओ ।

સૂત્રકૃતાઙ્ગમાં પરિમિત વાચનાઓ, સંખ્યાત અનુયોગદ્વારો, સંખ્યાત વેઢો–છંદો, સંખ્યાત શ્લોકો, સંખ્યાત નિર્યુક્તિઓ, સંખ્યાત સંગ્રહણીઓ અને સંખ્યાત પ્રતિપત્તિઓ છે.

से णं अंगट्टयाए बिइए अंगे, दो सुयक्खंधा, तेवीसं अज्झयणा, तित्तिस उद्देसणकाला, तित्तिसं समुद्देसणकाला, छत्तीसं पयसहस्साइं पयग्गेणं, संखिज्जा अक्खरा, अणंता गमा, अणंता पज्जवा, परित्ता तसा, अणंता थावरा, सासयकडनिबद्धनि–

આ સૂત્રકૃતાઙ્ગ અંગોની દૃષ્ટિએ બીજું છે, તેમાં બે શ્રુતસ્કન્ધ અને ૨૩ અધ્યયનો છે. ૩૩ ઉદ્દેશન કાલ અને ૩૩ સમુદ્દેશનકાલ છે. સૂત્રકૃતાઙ્ગનુ પદપરિમાણ ૩૬ હજાર છે. તેમાં સંખ્યાત અક્ષર, અનંતગમ, અનંત પર્યાય, પરિમિતત્રસ, અનંત સ્થાવર છે. એમાં શાશ્વત, નિબદ્ધ, અને નિકાચિત એવા તીર્થંકર ભગવાન્ દ્વારા ઉપદિષ્ટ ભાવોનુ કથન,

काइया जिणपण्णत्ता भावा आघविज्जन्ति, पण्णविज्जन्ति, परूविज्जंति दंसिज्जन्ति, निदंसिज्जन्ति, उवदंसिज्जन्ति ।

પ્રજ્ઞાપન, પ્રરૂપણ, દર્શન, નિદર્શન, તથા ઉપદર્શન કરેલ છે.

से एवं आया, एवं नाया, एवं विण्णाया एवं चरणकरणपरूवणा आघविज्जइ, से तं सूयगडे

આવી રીતે સૂત્રકૃતાંગનું અધ્યયન કરનારા તદ્રૂપ (સૂત્રગત વિષયોમાં તલ્લીન હોવાથી તન્મય) બની જાય છે, જ્ઞાતા અને વિજ્ઞાતા થઈ જાય છે. આવી રીતે આ સૂત્રમાં ચરણ-કરણની પ્રરૂપણા કરાય છે. આ સૂત્રકૃતાગનું વર્ણન છે.

१३८. से किं तं ठाणे ? ठाणे णं जीवा ठाविज्जन्ति, अजीवा ठाविज्जन्ति, जीवाजीवा ठाविज्जन्ति, ससमए ठाविज्जइ, परसमए ठाविज्जइ, ससमय-परसमए ठाविज्जइ, लोए ठाविज्जइ, अलोए ठाविज्जइ, लोयालोए ठाविज्जइ ।

૧૩૮. પ્રશ્ન— સ્થાનાગસૂત્રમાં કયા વિષયનું વર્ણન છે ?

ઉત્તર— સ્થાનાંગસૂત્રમાં જીવની સ્થાપના અજીવની સ્થાપના તથા જીવાજીવની સ્થાપના કરાય છે. સ્વસમય- જૈન સિદ્ધાંત, પરસમય- જૈનેતર સિદ્ધાંત, સ્વ-પરસમય- જૈન અને જૈનેતર બંને પક્ષની સ્થાપના કરવામાં આવી છે. લોક, અલોક અને લોકાલોકની સિદ્ધિ કરવામાં આવી છે.

ठाणे णं टंका, कूडा, सेला, सिहरिणो, पब्भारा, कुंडाइं, गुहाओ, आगरा, दहा, नईओ आघविज्जन्ति, ठाणे णं एगाइयाए एगुत्तरियाए वुड्ढीए दसट्ठाणगविवड्ढियाणं भावाणं परूवणा आघविज्जइ ।

સ્થાનાંગ સૂત્રમાં ટંક (છિન્નતટ), કૂટ (પર્વતકૂટ), પર્વત, શિખરી, પ્રાગ્ભાર- કૂટની ઉપર કુબ્જાગ્રસમાન અથવા પર્વત ઉપર હસ્તિકુંભની આકૃતિ સમાન કુબ્જ, કુંડ, ગુફાઓ, ખાણ, પુંડરિક આદિ હ્રદ, તથા ગંગા આદિ નદીઓનું પ્રરૂપણ કરવામાં આવેલ છે. સ્થાનાંગમાં એક થી લઈને અનુક્રમથી દશ પર્યન્ત વૃદ્ધિ પામતા ભાવોની પ્રરૂપણા કરેલી છે.

ठाणे णं परित्ता वायणा, संखेज्जा अणुओगदारा, संखेज्जा वेढा, संखेज्जा सिलोगा, संखेज्जाओ निज्जुत्तीओ, संखेज्जाओ संगहणीओ, संखेज्जाओ पडिवत्तीओ ।

સ્થાનાંગસૂત્રમાં પરિમિત વાચનાઓ, સંખ્યાત અનુયોગ દ્વારો, સંખ્યાત વેઢો, સંખ્યાત શ્લોકો, સંખ્યાત નિર્યુક્તિઓ, સંખ્યાત સંગ્રહણીઓ અને સંખ્યાત પ્રતિપત્તિઓ છે.

से णं अंगट्ठयाए तइए अंगे, एगे सुयक्खंधे, दस अज्झयणा, एगवीसं उद्देसणकाला, एगवीस समुद्देसणकाला, बावत्तरिपयसहस्सा पयग्गेणं, संखेज्जा अक्खरा, अणंता गमा, अणंता पज्जवा, परित्ता तसा, अणंता थावरा, सासय-कडनिबद्धनिकाइया जिणपन्नत्ता भावा आघविज्जन्ति पन्नविज्जन्ति, परूविज्जन्ति दंसिज्जन्ति, निदसिज्जन्ति, उवदंसि-ज्जन्ति ।

તે અંગોમા ત્રીજું અંગછે. તેમા એક શ્રુતસ્કન્ધ અને દશ અધ્યયનો છે. ૨૧ ઉદ્દેશન કાલ, ૨૧ સમુદ્દેશન કાલ છે. પદ પરિમા-ણથી પદોની સંખ્યા ૭૨ હજાર છે. સંખ્યાત અક્ષર, અનંત ગમ છે. અનત પર્યાય, પરિમિત ત્રસ અને અનત સ્થાવર છે. શાશ્વત, કૃત, નિબદ્ધ, નિકાચિત જિનકથિત ભાવો કહેલા છે, તેઓનુ પ્રજ્ઞાપન, પ્રરૂપણ, ઉપદર્શન, નિદર્શન કરવામાં આવેલ છે.

से एवं आया, एवं नाया, एवं विण्णाया, एवं चरणकरणपरूवणा आघ-विज्जइ । से त्तं ठाणे ॥

આ સ્થાનાગનું અધ્યયન કરનારા તદા-ત્મરૂપ, જ્ઞાતા અને વિજ્ઞાતા થઈ જાય છે. આરીતે ઉકત અંગમાં ચરણ-કરણાનુયોગની પ્રરૂપણા કરી છે. આ સ્થાનાંગ સૂત્રનું વર્ણન છે

१३९. से किं तं समवाए ? समवाए णं जीवा समासिज्जन्ति, अजीवा समासिज्जन्ति, जीवाजीवा समासिज्जन्ति, ससमए समासिज्जइ, परसमए समासिज्जइ, ससमयपरसमए समासिज्जइ, लोए समासिज्जइ, अलोए समासिज्जइ, लोयालोए समासिज्जइ ।

૧૩૯. પ્રશ્ન– સમવાયાંગસૂત્રમા કયા વિષયનું વર્ણન છે ?

ઉત્તર– સમવાયાંગસૂત્રમા યથાવસ્થિત રૂપથી જીવ, અજીવ અને જીવાજીવનો સમી-ચીન રૂપે બોધ કરાવવામાં આવ્યો છે સ્વદર્શન, પરદર્શન, સ્વ–પરદર્શન નો બોધ કરાય છે. લોક, અલોક અને લોકાલોકનો સમ્યક્ બોધ કરાય છે.

समवाए णं एगाइयाणं एगुत्तरियाणं ठाणसयविवड्ढियाणं भावाणं परूवणा आघविज्जइ । दुवालसविहस्स य गणि-पिडगस्स पल्लवग्गो समासिज्जइ, समवा-यस्स णं परित्ता वायणा, संखिज्जा अणुओगदारा, संखिज्जा वेढा, संखिज्जा सिलोगा, संखिज्जाओ निज्जुत्तीओ, संखिज्जाओ संगहणीओ, संखिज्जाओ पडिवत्तीओ ।

સમવાયાગમાં એકથી વૃદ્ધિ કરતાં સો સ્થાન સુધી પદાર્થોની પ્રરૂપણા કરેલી છે. દ્વાદશાગ ગણિપિટકનુ સંક્ષેપમા વર્ણન કર્યું છે.

સમવાયાગમાં પરિમિત વાચના, સંખ્યાત અનુયોગ દ્વારો, સંખ્યાત વેઢો, સંખ્યાત શ્લોકો, સંખ્યાત નિર્યુક્તિઓ, સંખ્યાત સંગ્રહણીઓ, સંખ્યાત પ્રતિપત્તિઓ છે.

से णं अंगट्टयाए चउत्थे अंगे, एगे सुयक्खंधे, एगे अज्झयणे, एगे उद्देसणकाले, एगे समुद्देसणकाले, एगे चोयाले सयसहस्से पयग्गेणं, संखेज्जा अक्खरा, अणन्ता गमा, अणंता पज्जवा, परित्ता तसा, अणंता थावरा, सासयकडनिबद्धनिकाइया जिणपण्णत्ता भावा आघविज्जंति, पण्णविज्जंति परूविज्जन्ति, दंसिज्जन्ति, निदंसिज्जन्ति, उवदंसिज्जन्ति।

તે બાર અંગોમાં ચોથું અંગ છે. એક શ્રુતસ્કન્ધ, એક અધ્યયન, એક ઉદ્દેશન કાલ અને એક સમુદ્દેશન કાલ છે પદ પરિમાણ એક લાખ ૪૪ હજાર છે સંખ્યાત અક્ષર, અનંત ગમ, અનંત પર્યાય, પરિમિત ત્રસ, અનંત સ્થાવર, તથા શાશ્વત–કૃત–નિબદ્ધ–નિકાચિત–જિનપ્રરુપિત ભાવોનું પ્રરુપણ, દર્શન, નિદર્શન અને ઉપદર્શન કરવામાં આવ્યુ છે

से एवं आया, एवं नाया, एवं विण्णाया, एवं चरणकरणपरूवणा आघविज्जइ से त्तं समवाए।

સમવાયાગના અધ્યેતા તદાત્મરૂપ, જ્ઞાતા અને વિજ્ઞાતા થઇ જાય છે આ રીતે સમવાયાંગમાં ચરણ-કરણની પ્રરૂપણા કરીછે. આ સમવાયાંગનો પરિચય છે

१४०. से किं तं विवाहे? विवाहे णं जीवा विआहिज्जन्ति, अजीवा विआहिज्जन्ति, जीवाजीवा विआहिज्जन्ति, ससमए विआहिज्जइ, परसमए विआहिज्जइ, ससमयपरसमए विआहिज्जइ, लोए विआहिज्जइ, अलोए विआहिज्जइ, लोयालोए विआहिज्जइ, विवाहस्स णं परित्ता वायणा, संखिज्जा अणुओगदारा, संखिज्जा वेढा, संखिज्जा सिलोगा, संखिज्जाओ निज्जुत्तीओ, संखिज्जाओ संगहणीओ, संखिज्जाओ पडिवत्तीओ।

૧૪૦. પ્રશ્ન— વ્યાખ્યાપ્રજ્ઞપ્તિમા કયા વિષયનું વર્ણન છે?

ઉત્તર— વ્યાખ્યાપ્રજ્ઞપ્તિમાં જીવ–અજીવ, જીવાજીવની વ્યાખ્યા કરવામાં આવી છે સ્વસમય, પરસમય અને સ્વ-પરસમયની વ્યાખ્યા કરવામાં આવી છે લોક, અલોક અને લોકાલોકના સ્વરૂપનુ વ્યાખ્યાન કરવામાં આવ્યુ છે

વ્યાખ્યાપ્રજ્ઞપ્તિમાં પરિમિત વાચનાઓ, સંખ્યાત અનુયોગદ્વારો, સંખ્યાત વેઢા, સંખ્યાત શ્લોકો, સંખ્યાત નિર્યુક્તિઓ, સંખ્યાત સંગ્રહણીઓ અને સંખ્યાત પ્રતિપત્તિઓ છે

से णं अंगट्टयाए पंचमे अंगे, एगे सुयक्खंधे, एगे साइरेगे अज्झयणसए, दस उद्देसगसहस्साइं, दस समुद्देसगसहस्साइं, छत्तीस वागरणसहस्साइं,

અંગશાસ્ત્રોમાં વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ પાંચમું અંગ છે એક શ્રુતસ્કન્ધ, એક સોથી કાઇક અધિક અધ્યયનો, ૧૦ હજાર ઉદ્દેશક, ૧૦ હજાર સમુદ્દેશક, ૩૬ હજાર પ્રશ્નોત્તર અને બે લાખ અઠ્ઠાવીસ હજાર પદાગ્રથી પદ-

दो लक्खा अट्ठासीइं पयसहस्साइं पयग्गेणं, संखिज्जा अक्खरा, अणन्ता गमा, अणता पज्जवा, परित्ता तसा, अणंता थावरा, सासयकडनिबद्धनिकाइया, जिणपण्णत्ता भावा आघविज्जन्ति, पण्णविज्जन्ति, परूविज्जंति, दंसिज्जंति, निदंसिज्जंति, उवदंसिज्जंति ।

પરિમાણુ છે. સંખ્યાત અક્ષર, અનંત ગમ અને અનંત પર્યાય છે. પરિમિત ત્રસ, અનત સ્થાવર, શાશ્વત, કૃત, નિબદ્ધ, નિકાચિત, જિનપ્રજ્ઞપ્ત ભાવોનું કથન, પ્રજ્ઞાપન, પ્રરૂપણ, દર્શન, નિદર્શન અને ઉપદર્શન કર્યું છે.

से एवं आया, एवं नाया, एवं विण्णाया । एवं चरणकरणपरूवणा आघविज्जइ से त्तं विवाहे ।

વ્યાખ્યાપ્રજ્ઞપ્તિના પાઠક તદાત્મરૂપ બની જાય છે તેમજ જ્ઞાતા અને વિજ્ઞાતા બની જાય છે. આ રીતે વ્યાખ્યાપ્રજ્ઞપ્તિમા ચરણ-કરણની પ્રરૂપણા કરી છે. આ વ્યાખ્યા-પ્રજ્ઞપ્તિનું સ્વરૂપ છે.

१४१. से किं तं नायाधम्मकहाओ? नायाधम्मकहासु णं नायाणं नगराइं, उज्जाणाइं, चेइयाइं, वणसंडाइं, समोसरणाइं, रायाणो, अम्मापियरो, धम्मायरिया, धम्मकहाओ, इहलोइयपरलोइया इड्ढिविसेसा, भोगपरिच्चाया, पव्वज्जाओ, परिआया, सुयपरिग्गहा, तवोवहाणाइं, संलेहणाओ, भत्तपच्चक्खाणाइं, पाओवगमणाइं; देवलोगगमणाइं, सुकुलपच्चायाइओ; पुणवोहिलाभा, अंतकिरियाओ य आघविज्जंति ।

૧૪૧. પ્રશ્ન— જ્ઞાતાધર્મકથામાં કયા વિષયનું વર્ણન છે?

ઉત્તર— જ્ઞાતાધર્મકથાસૂત્રમાં જ્ઞાતો (ઉદાહરણ રૂપ વ્યક્તિઓ) ના, નગરો, ઉદ્યાનો, ચૈત્યો, યક્ષાયતનો, વનખંડો, ભગવાનનું સમવસરણ, રાજા, માતા-પિતા, ધર્માચાર્ય, ધર્મકથા, આ લોક અને પરલોક સંબંધી વિશિષ્ટઋદ્ધિ, ભોગનો પરિત્યાગ, દીક્ષા, પર્યાય, શ્રુતનું અધ્યયન, ઉપધાન-તપ, સંલેખના, ભક્તપ્રત્યાખ્યાન, પાદપોપગમન, દેવલોકમાં જવું, પુનઃ સુકુળમાં ઉત્પન્ન થવું પુનઃ બોધિનો લાભ અને અંતક્રિયાઓ (મોક્ષની પ્રાપ્તિ) ઇત્યાદિ વિષયોનું વર્ણન છે.

दस धम्मकहाणं वग्गा, तत्थ णं—एगमेगाए धम्मकहाए पंच-पंच अक्खाइयासयाइं, एगमेगाए अक्खाइयाए पंच-पंच उवक्खाइयासयाइं, एगमेगाए उवक्खाइयाए पंच-पंच अक्खाइयउवक्खाइयासयाइं । एवमेव सपुव्वावरेणं अद्धुट्ठाओ कहाणगको-

ધર્મ કથાઓના ૧૦ વર્ગ છે. તેમાં એક-એક ધર્મકથામાં પાંચસો-પાંચસો આખ્યાયિકાઓ છે, એક-એક આખ્યાયિકામાં પાંચસો-પાંચસો ઉપાખ્યાયિકાઓ છે અને એક-એક ઉપાખ્યાયિકાઓમાં પાંચસો-પાંચસો આખ્યાયિકા-ઉપાખ્યાયિકાઓ છે. આ રીતે પૂર્વાપર બધા મેળવવાથી સાડાત્રણ

डीओ हवंति त्ति समक्खायं ।

करोड कथानक છે, એમ કહ્યુ છે.

नायाधम्मकहाणं परित्ता वायणा, संखिज्जा अणुओगदारा, संखिज्जा वेढा, संखिज्जा सिलोगा. संखिज्जाओ निज्जुत्तीओ, संखिज्जाओ संगहणीओ, संखिज्जाओ पडिवत्तीओ ।

જ્ઞાતાધર્મકથામા પરિમિત વાચના, સંખ્યાત અનુયોગદ્વારો, સંખ્યાત વેઢો, સખ્યાત શ્લોકો, સખ્યાત નિર્યુક્તિઓ, સખ્યાત સંગ્રહણીઓ અને સખ્યાત પ્રતિપત્તિઓ છે.

से णं अंगट्ठयाए छट्ठे अंगे, दो सुयक्खंधा, एगूणवीसं अज्झयणा एगूणवीसं उद्देणकाला, संखेज्जाइं पयसहस्साइं पयग्गेणं, संखेज्जा अक्खरा, अणंता गमा, अणंता पज्जवा, परित्ता तसा, अणंता थावरा, सासयकडनिबद्धनिकाइया जिणपण्णत्ता भावा आघविज्जंति, पण्णविज्जंति, परूविज्जंति दंसिज्जंति, निदंसिज्जंति उदंसिज्जंति ।

અગોની અપેક્ષાએ જ્ઞાતાધર્મકથાંગ છઠ્ઠું છે. બે શ્રુત સ્કન્ધ, ૧૯ અધ્યયન, ૧૯ ઉદ્દેશનકાળ, ૧૯ સમુદ્દેશનકાળ, સંખ્યાત સહસ્ર પદ પરિમાણ છે, આ રીતે સંખ્યાત અક્ષર, અનંતગમ, અનંત પર્યાય છે. પરિમિત ત્રસ, અનત સ્થાવર અને શાશ્વત, કૃત, નિબદ્ધ, નિકાચિત, જિનપ્રતિપાદિત ભાવોનું કથન, પ્રજ્ઞાપન, પ્રરૂપણ, નિદર્શન અને ઉપદર્શન કરવામાં આવ્યુ છે.

से एवं आया, एवं नाया, एवं विण्णाया, एवं चरणकरणपरूवणा आघविज्जइ । से त्तं नायाधम्मकहाओ ।

ઉક્ત અંગનો પાઠક તદાત્મકરૂપ, જ્ઞાતા અને વિજ્ઞાતા થઇ જાય છે. આ રીતે જ્ઞાતાધર્મકથામાં ચરણ–કરણની પ્રરૂપણા કરી છે. આ જ્ઞાતાધર્મકથાનું સ્વરૂપ છે.

१४२. से किं तं उवासगदसाओ ? उवासगदसासु णं समणोवासयाणं नगराइं, उज्जाणाइं, चेइयाइं, वणसंडाइं, समोसरणाइं, रायाणो, अम्मापियरो, धम्मायरिया, धम्मकहाओ, इहलोइयपरलोइया इड्ढिविसेसा, भोगपरिच्चाया, पव्वज्जाओ, परिआगा, सुयपरिग्गहा, तवोवहाणाइं, सीलव्वय–गुण–वेरमण–पच्चक्खाण-पोसहोववास-पडिवज्जणया, पडिमाओ, उवसग्गा, सलेहणाओ, भत्तपच्चक्खाणाइं, पाओवगमणाइं, देवलोगगमणाइं सुकुलपच्चायाईओ, पुण

૧૪૨. પ્રશ્ન— ઉપાસકદશાગસૂત્રમાં કયા વિષયનું વર્ણન છે ?

ઉત્તર— ઉપાસકદશાંગમા શ્રવણોપાસકોનાં નગર, ઉદ્યાન, ચૈત્યો–વ્યતરાયતનો, વનખંડ, સમવસરણ, રાજા, માતા-પિતા, ધર્માચાર્ય, ધર્મકથા, આ લોક અને પરલોક સંબધી વિશિષ્ટ ઋદ્ધિ, ભોગ-પરિત્યાગ દીક્ષા, સયમની પર્યાય, શ્રુતનું અધ્યયન, ઉપધાનતપ, શીલવ્રત, ગુણવ્રત, વિરમણવ્રત, પ્રત્યાખ્યાન, પૌષધોપવાસ તથા પ્રતિમાઓને ધારણ કરવાનું, ઉપસર્ગ, સલેખના, અનશન, પાદપોપગમન, દેવલોકગમન, પુનઃ સુકુળમાં જન્મ, પુન બોધિનો લાભ

बोहिलाभा, अंतकिरियाओ य आघविज्जंति ।

અને અંતક્રિયા ઇત્યાદિ વિષયોનું વર્ણન છે.

उवासगदसाणं परित्ता वायणा, संखेज्जा अणुओगदारा, संखेज्जा वेढा, संखेज्जा सिलोगा, संखेज्जाओ निज्जुत्तीओ, संखेज्जाओ संगहणीओ संखेज्जाओ पडिवत्तीओ ।

ઉપાસક દશાંગની પરિમિત વાચનાઓ, સંખ્યાત અનુયોગદ્વારો, સંખ્યાત વેઢો, સંખ્યાત શ્લોકો, સંખ્યાત નિર્યુક્તિઓ, સંખ્યાત સંગ્રહણીઓ અને સંખ્યાત પ્રતિપત્તિઓ છે.

से णं अंगट्ठयाए सत्तमे अंगे, एगे सुयक्खंधे, दस अज्झयणा, दस उद्देसणकाला, दस समुद्देसणकाला, संखेज्जा पयसहस्सा पयग्गेणं, संखेज्जा अक्खरा, अणन्ता गमा, अणंता पज्जवा, परित्ता तसा, अणंता थावरा, सासयकडनिबद्धनिकाइया जिणपण्णत्ता भावा आघविज्जन्ति, पन्नविज्जन्ति, परूविज्जन्ति, दंसिज्जन्ति, निदंसिज्जन्ति, उवदंसिज्जन्ति ।

તે અંગોમાં સાતમું અંગ છે તેમાં એક શ્રુતસ્કન્ધ, ૧૦ અધ્યયન. ૧૦ ઉદ્દેશનકાળ, ૧૦ સમુદ્દેશનકાળ છે પદપરિમાણથી સંખ્યાત સહસ્રપદ છે સંખ્યાત અક્ષર, અનંતગમ અને અનંત પર્યાય છે. પરિમિત ત્રસ, અનંત સ્થાવર, શાશ્વત, કૃત, નિબદ્ધ, નિકાચિત, જિનપ્રતિપાદિત ભાવોનુ સામાન્ય ને વિશેષરૂપથી કથન, પ્રરૂપણ, પ્રદર્શન. નિદર્શન, ઉપદર્શન, કર્યું છે

से एवं आया, एवं नाया, एवं विन्नाया, एवं चरणकरणपरूवणा आघविज्जइ, से त्तं उवासगदसाओ ।

તેનુ સમ્યક્રીતે અધ્યયન કરનારા તદ્રૂપ આત્મા, જ્ઞાતા, વિજ્ઞાતા બની જાય છે. ઉપાસક દશાઙ્ગમા ચરણ–કરણની પ્રરૂપણા કરવામા આવીછે આ ઉપાસક શ્રુતનો વિષયછે.

१४३. से किं तं अंतगडदसाओ ? अंतगडदसासु णं अन्तगडाणं नगराइं, उज्जाणाइं, चेइयाइं वणसंडाइं, समोसरणाइं, रायाणो, अम्मापियरो, धम्मायरिया, धम्मकहाओ, इहलोइय-परलोइया इड्ढिविसेसा, भोगपरिच्चागा, पव्वज्जाओ, परिआगा, सुयपरिग्गहा, तवोवहाणाइं, संलेहणाओ, भत्तपच्चक्खाणाइं, पाओवगमणाइं, अन्तकिरियाओ आघविज्जंति ।

૧૪૩ પ્રશ્ન— અંતકૃદ્દશાઙ્ગ સૂત્રમાં કયા વિષયનુ વર્ણન છે ?

ઉત્તર– અંતકૃદ્દશામાં અંતકૃતો એટલે જન્મમરણ રૂપ સંસારનો અંત કરનાર મહાપુરુષોના નગરો, ઉદ્યાનો, ચૈત્યો, વનખંડો, સમવસરણ, રાજા, માતા-પિતા, ધર્માચાર્ય, ધર્મકથા, આ લોક અને પરલોકની વિશિષ્ટ-ઋદ્ધિ, ભોગનો પરિત્યાગ, દીક્ષા, સંયમ-પર્યાય, શ્રુતનુ અધ્યયન, ઉપધાનતપ, સલેખના, ભક્ત–પ્રત્યાખ્યાન, પાદપોપગમન, અંતક્રિયા આદિ વિષયોનુ વર્ણન છે

अंतगडदसासु णं परित्ता वायणा, सखिज्जा अणुओगदारा, संखेज्जा वेढा, संखेज्जा सिलोगा, संखेज्जाओ निज्जुत्तीओ, संखेज्जाओ संगहणीओ, संखेज्जाओ पडिवत्तीओ ।

અંતકૃતદશામાં પરિમિત વાચનાઓ, સંખ્યાત અનુયોગદ્વારો, સંખ્યાત છંદો, સંખ્યાત શ્લોકો, સંખ્યાત નિર્યુક્તિઓ, સંખ્યાત સંગ્રહણીઓ અને સખ્યાત પ્રતિપત્તિઓ છે.

से णं अंगट्टयाए अट्ठमे अगे, एगे सुयक्खंधे, अट्ठ वग्गा, अट्ठ उद्देसणकाला, अट्ठ समुद्देसणकाला, संखेज्जा पयसहस्सा पयग्गेणं, संखेज्जा अक्खरा, अणंता गमा, अणंता पज्जवा, परित्ता तसा, अणंता थावरा, सासयकडनिबद्धनिकाइया जिणपण्णत्ता भावा आघविज्जंति, पण्णविज्जंति, परूविज्जंति, दंसिज्जंति, निदंसिज्जन्ति, उवदंसिज्जन्ति ।

દ્વાદશાંગીમાં તે આઠમું અઙ્ગ છે, એક શ્રુતસ્કન્ધ, આઠવર્ગ, આઠ ઉદ્દેશનકાલ, આઠ સમુદ્દેશન કાલ છે. સંખ્યાત સહસ્ર પદ-પરિમાણુ છે. સંખ્યાત અક્ષર, અનંત ગમ, અનત પર્યાય છે. પરિમિત ત્રસ, અનંત સ્થાવર, શાશ્વત, કૃત, નિબદ્ધ, નિકાચિત, જિનપ્રજ્ઞપ્ત ભાવો કહ્યાં છે તથા તેઓનું પ્રજ્ઞાપન, પ્રરૂપણુ, દર્શન, નિદર્શન અને ઉપદર્શન કરવામા આવ્યુ છે. આ સૂત્રનું અધ્યયન કરનારા તદાત્મરૂપ, જ્ઞાતા, વિજ્ઞાતા બની જાય છે. આ રીતે ઉક્ત અઙ્ગમાં ચરણ-કરણની પ્રરૂપણા કરી છે. આ અંતકૃદ્-દશાનું સ્વરૂપ છે

से एव आया, एवं नाया, एवं विण्णाया । एव चरणकरणपरूवणा आघविज्जइ, से त्तं अन्तगडदसाओ ।

१४४. से किं तं अणुत्तरोववाइयदसाओ ? अणुत्तरोववाइयदसासु णं अणुत्तरोववाइयाणं नगराइं, उज्जाणाइं, चेइयाइं, वणसंडाइं, समोसरणाइं, रायाणो, अम्मापियरो, धम्मायरिया, धम्मकहाओ इहलोइयपरलोइया इड्ढिविसेसा, भोगपरिच्चागा, पव्वज्जाओ, परिआगा, सुयपरिग्गहा, तवोवहाणाइ, पडिमाओ, उवसग्गा, संलेहणाओ, भत्तपच्चक्खाणाइं, पाओवगमणाइ, अणुत्तरोववाइयत्ते उववत्ती सुकुलपच्चायाईओ बोहिलाभा, अंतकिरियाओ आघविज्जंति । अणुत्तरोववाइयदसासु ण परित्ता वायणा, संखेज्जा

૧૪૪. પ્રશ્ન– અનુત્તરૌપપાતિક દશા સૂત્રમાં કયા વિષયનું વર્ણન છે ?

ઉત્તર– અનુત્તરૌપપાતિક દશા સૂત્રમાં અનુત્તર વિમાનોમાં ઉત્પન્ન થનારા પુણ્યાત્મા-ઓના નગરો, ઉદ્યાનો, ચૈત્યો, વનખંડો, સમવસરણુ, રાજા, માતા–પિતા, ધર્માચાર્ય, ધર્મકથા, આ લોક પરલોક સંબંધી ઋદ્ધિ-વિશેષ, ભોગોનો પરિત્યાગ, દીક્ષા, સયમ, પર્યાય, શ્રુતનું અધ્યયન, ઉપધાન તપ, પ્રતિ-માગ્રહણુ, ઉપસર્ગ, અંતિમ સંલેખના, ભક્ત–પ્રત્યાખ્યાન. પાદપોપગમન તથા મૃત્યુ પશ્ચાત્ અનુત્તર વિમાનોમા દેવ રૂપમાં ઉત્પત્તિ, પુનઃચ્યવીને સુકુળની પ્રાપ્તિ, બોધિલાભ અને અંતક્રિયાદિનુ કથન છે.

अणुओगदारा, संखेज्जा वेढा, संखेज्जा सिलोगा, संखेज्जाओ निज्जुत्तीओ, संखेज्जाओ संगहणीओ, संखेज्जाओ पडिवत्तीओ ।

અનુત્તરૌપપાતિક દશા સૂત્રમા પરિમિત વાચના,સંખ્યાત અનુયોગદ્વાર, સંખ્યાત વેઢો, સંખ્યાત શ્લોકો. સંખ્યાત નિર્યુક્તિઓ સંખ્યાત સંગ્રહણીઓ અને સંખ્યાત પ્રતિપત્તિઓ છે.

से णं अंगट्ठयाए नवमे अंगे, एगे सुयक्खंधे, तिन्नि वग्गा, तिन्नि उदेसणकाला, तिन्नि समुदेसणकाला, संखेज्जाइं पयसहस्साइं पयग्गेणं, संखेज्जा अक्खरा, अणन्ता गमा, अणन्ता पज्जवा, परित्ता तसा, अणन्ता थावरा, सासयकडनिबद्धनिकाइया जिणपण्णत्ता भावा आघविज्जन्ति, पण्णविज्जन्ति परूविज्जन्ति,दंसिज्जन्ति, निदंसिज्जंति, उवंदसिज्जन्ति ।

અનુત્તરૌપપાતિકદશા સૂત્ર અઙ્ગોમાં નવમું અંગ છે. તેમાં એક શ્રુતસ્કન્ધ છે. ત્રણ વર્ગ, ત્રણ ઉદ્દેશનકાલ, ત્રણ સમુદ્દેશન-કાલ છે. પદ પરિમાણથી સંખ્યાત સહસ્ર પદો છે. સખ્યાત અક્ષર, અનંત ગમ, અનંત પર્યાય છે. પરિમિત ત્રસ તથા અનંત સ્થાવરોનું વર્ણન છે. શાશ્વત, કૃત, નિબદ્ધ, નિકાચિત એવા જિન ભગવાન દ્વારા પ્રરૂપિત ભાવો કહ્યાં છે અને પ્રજ્ઞાપન, પ્રરૂપણ, દર્શન નિદર્શન તથા ઉપદર્શનથી સુસ્પષ્ટ કર્યા છે અનુત્તરૌપપાતિક દશા સૂત્રનુ સમ્યક્ અધ્ય-યન કરનાર તદ્રૂપ આત્મા, જ્ઞાતા, વિજ્ઞાતા બની જાય છે. ઉક્ત અઙ્ગમા ચરણ-કરણની પ્રરૂપણા કરી છે. આ અનુત્તરૌપપાતિક અગનો વિષય છે.

से एवं आया, एवं नाया, एव विण्णाया, एवं चरणकरणपरूवणा आघ-विज्जइ, से त्तं अणुत्तरोववाइयदसाओ ।

१४५. से किं तं पण्हावागरणाइं ? पण्हावागरणेसु णं-अट्ठुत्तरं पसिणसयं, अट्ठुत्तरं अपसिणसयं, अट्ठुत्तरं पसि-णापसिणसय, तंजहा—अंगुट्ठपसिणाइं, वाहुपसिणाइ, अद्दागपसिणाइ, अन्नेवि विचित्ता विज्जाइसया, नागसुवण्णेहिं सद्धिं दिव्वा संवाया आघविज्जन्ति ।

૧૪૫. પ્રશ્ન— પ્રશ્નવ્યાકરણ સૂત્રમા કયા વિષયનું વર્ણન છે ?

ઉત્તર— પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં ૧૦૮ પ્રશ્ન- જે વિદ્યા કે મત્ર વિધિથી જાપકરી સિદ્ધ કર્યા હોય અને પૂછવાપર શુભાશુભ કહે, ૧૦૮ અપ્રશ્ન-જે પૂછ્યાવિના શુભાશુભ બતાવે, ૧૦૮ પ્રશ્નાપ્રશ્ન- જે પૂછવાપર કે પૂછ્યાવિના સ્વયં શુભાશુભનું કથન કરે, જેમકે-અગુષ્ઠ પ્રશ્ન, બાહુ પ્રશ્ન, આદર્શ-પ્રશ્ન આદિ અન્ય પણ વિચિત્ર વિદ્યાતિ-શયોનું આ અંગમાં કથન કર્યું છે એ સિવાય નાગકુમારો અને સુપર્ણ કુમારોની સાથે મુનિવરોના દિવ્ય સવાદોનુ વર્ણન કર્યું છે.

पण्हावागरणाणं परित्ता वायणा, संखेज्जा अणुओगदारा, संसेज्जा वेढा, संखेज्जा सिलोगा, संखेज्जाओ निज्जुत्तीओ, संखेज्जाओ संगहणीओ, संखेज्जाओ पडिवत्तीओ।

પ્રશ્નવ્યાકરણની પરિમિત વાચનાઓ છે, સખ્યાત અનુયોગદ્વારો, સખ્યાત વેઢા, સખ્યાત શ્લોકો, સંખ્યાત નિર્યુક્તિઓ, સખ્યાત સંગ્રહણીઓ તથા સંખ્યાત પ્રતિપત્તિઓ છે.

से णं अंगट्टयाए दसमे अंगे, एगे सुयक्खंधे, पणयालीसं अज्झयणा, पणयालीसं उद्देसणकाला, पणयालीसं समुद्देसणकाला, संखेज्जाइं पयसहस्साइं पयग्गेणं; संखेज्जा अक्खरा, अणंता गमा, अणन्ता पज्जवा, परित्ता तसा, अणन्ता थावरा, सासयकडनिबद्धनिकाइया जिणपण्णत्ता भावा आघविज्जन्ति, पण्णविज्जन्ति, परूविज्जन्ति, दंसिज्जन्ति, निदंसिज्जंन्ति उवदसिज्जन्ति।

પ્રશ્નવ્યાકરણશ્રુત દ્વાદશાંગીમાં દસમું અઙ્ગ છે તેમાં એક શ્રુતસ્કન્ધ, ૪૫ અધ્યયન, ૪૫ ઉદ્દેશન કાલ, ૪૫ સમુદ્દેશન કાલ છે. પદપરિમાણથી સખ્યાત સહસ્રપદ છે. સંખ્યાત અક્ષર, અનંત ગમ, અનત પર્યાય છે. પરિમિત ત્રસ, અનંત સ્થાવર અને શાશ્વત, કૃત, નિબદ્ધ, નિકાચિત, જિનપ્રતિપાદિત ભાવો કહ્યા છે પ્રજ્ઞાપન, પ્રરૂપણ, દર્શન, નિદર્શન, ઉપદર્શનથી બતાવ્યા છે.

से एवं आया, एवं नाया, एवं विण्णाया, एवं चरणकरणपरूवणा आघविज्जइ, से त्तं पण्हावागरणाइं।

* પ્રશ્નવ્યાકરણનો પાઠક તદાત્મરૂપ તથા જ્ઞાતા અને વિજ્ઞાતા બની જાય છે. આ રીતે ઉક્ત અઙ્ગમા ચરણ-કરણની પ્રરૂપણા કરી છે. આ પ્રશ્નવ્યાકરણનુ વિવરણ છે.

१४६. से किं तं विवागसुयं ? विवागसुए णं सुकडदुक्कडाणं कम्माणं फलविवागे आघविज्जइ। तत्थ णं दस दुहविवागा, दस सुहविवागा।

૧૪૬. પ્રશ્ન— વિપાક સૂત્રમા કયા વિષયનું વર્ણન છે ?

ઉત્તર— વિપાકસૂત્રમા સુકૃત–દુષ્કૃત અર્થાત્ શુભાશુભ કર્મોના ફલ-વિપાક કહ્યા છે. આ વિપાકસૂત્રમા દસ દુ ખવિપાક અને દસ સુખવિપાકના અધ્યયનો છે.

से किं तं दुहविवागा ? दुहविवागेसु ? णं दुहविवागाणं नगराइ, उज्जाणाइं, वणसंडाइं, चेइयाइं, समोसरणाइं,

પ્રશ્ન— દુ ખવિપાકમા કયા વિષયનુ વર્ણન છે ?

ઉત્તર— દુઃખવિપાકમાં– દુઃખરૂપ

* વર્તમાનમા ઉપલબ્ધ પ્રશ્નવ્યાકરણમા માત્ર પાચ આસ્રવો અને પાચ સવરોનુજ કથન છે. વિદ્યા, મત્ર, સવાદ આદિનુ કથન વિચ્છેદ પામ્યુ છે

रायाणो, अम्मापियरो, धम्मायरिया, धम्मकहाओ, इहलोइय-परलोइया इड्ढि-विसेसा, निरयगमणाइ, संसारभवप-वंचा, दुहपरंपराओ, दुक्कुलपच्चायाईयो, दुल्लहबोहियत्तं आघविज्जइ, से त्तं दुहविवागा ।

વિપાકને ભોગવનાર પ્રાણીઓના નગર, ઉદ્યાન, ચૈત્ય, વનખંડ, સમવસરણ, રાજા, માતા-પિતા, ધર્માચાર્ય, ધર્મકથા, આ લોક-પરલોક સંબંધી ઋદ્ધિ વિશેષ, નરકમાં ઉત્પત્તિ, પુનઃ સંસારમાં જન્મ-મરણનો વિસ્તાર, દુઃખની પરંપરા, દુષ્કુળની પ્રાપ્તિ, સમ્યક્ત્વધર્મની દુર્લભતાદિ વિષયોનું વર્ણન કર્યું છે. આ દુઃખવિપાકનું વિવરણ છે.

से किं तं सुहविवागा ? सुहविवागेसु णं सुहविवागाणं नगराइं, उज्जाणाइं, वणसंडाइं, चेइयाइं, समोसरणाइं, रायाणो, अम्मापियरो, धम्मायरिया, धम्मकहाओ, इहलोइय-परलोइया इड्ढिविसेसा, भोगपरिच्चागा, पव्वज्जाओ, परियागा, सुयपरिग्गहा, तवोवहाणाइं संलेहणाओ, भत्तपच्चक्खाणाइं पाओवगमणाइं, देवलोगगमणाइं सुहपरंपराओ, सुकुलपच्चायाईओ, पुणबोहिलाभा, अन्तकिरियाओ आघविज्जति ।

પ્રશ્ન— સુખવિપાક સૂત્રમાં કયા વિષયનું વર્ણન છે ?

ઉત્તર—સુખવિપાકસૂત્રમા સુખવિપાકો-સુખરૂપ ફળને ભોગવનાર પુરુષોના નગર, ઉદ્યાન, વનખંડ, ચૈત્ય, સમવસરણ, રાજા, માતા-પિતા, ધર્માચાર્ય, ધર્મકથા, આ લોક-પરલોક સંબંધી ઋદ્ધિ વિશેષ, ભોગનો પરિત્યાગ, દીક્ષા, સંયમપર્યાય, શ્રુતનુ ગ્રહણ, ઉપધાન તપ; સંલેખના, ભક્ત-પ્રત્યાખ્યાન, પાદપોપગમન, દેવલોકગમન, સુખોની પરંપરા, પુન બોધિલાભ, અંતક્રિયા, ઇત્યાદિ વિષયોનુ વર્ણન છે.

विवागसुयस्स णं परित्ता वायणा, संखेज्जा अणुओगदारा, संखेज्जा वेढा, संखेज्जा सिलोगा, संखज्जाओ निज्जुत्तीओ, संखिज्जाओ संगहणीओ, संखिज्जाओ पडिवत्तीओ ।

વિપાકસૂત્રમા પરિમિત વાચના, સંખ્યાત અનુયોગદ્વારો, સંખ્યાત વેઢો, સંખ્યાત શ્લોકો, સંખ્યાત નિર્યુક્તિઓ. સંખ્યાત સંગ્રહણીઓ અને સંખ્યાત પ્રતિપત્તિઓ છે.

से णं अंगट्ठयाए इक्कारसमे अंगे, दो सुयक्खंधा, वीसं अज्झयणा; वीसं उद्देसणकाला, वीसं समुद्देसणकाला, संखेज्जाइं पयसहस्साइं पयग्गेणं, संखेज्जा अक्खरा, अणंता गमा, अणंता

અંગોમા આ અગીયારમું અઙ્ગ છે. તેના બે શ્રુતસ્કન્ધ, વીશ અધ્યયન, વીશ ઉદ્દેશનકાલ. વીશ સમુદ્દેશન કાલ છે. પદ-પરિમાણથી સંખ્યાત સહસ્ર પદ છે સંખ્યાત અક્ષર, અનંત ગમ, અનંત પર્યાય છે પરિમિત ત્રસ, અનંત સ્થાવર, શાશ્વત, કૃત,

पज्जवा, परित्ता तसा, अणंता थावरा, सासयकडनिवद्धनिकाइया जिणपण्णत्ता भावा आघविज्जन्ति, पन्नविज्जन्ति, परूविज्जंति दंसिज्जन्ति निदंसिज्जंति, उवदंसिज्जति ।

નિબદ્ધ, નિકાચિત જિનપ્રરૂપિત ભાવો કહ્યા છે તથા પ્રજ્ઞાપન, પરૂપણ, દર્શન, નિદર્શન, ઉપદર્શનથી સ્પષ્ટ કર્યા છે.

से एवं आया, एवं नाया, एवं विन्नाया एवं चरणकरणपरूवणा आघविज्जइ, से त्तं विवागसुय ।

વિપાકસૂત્રનું અધ્યયન કરનારા તદ્રૂપ આત્મા, જ્ઞાતા અને વિજ્ઞાતા બની જાય છે. આ રીતે ઉક્ત અંગમાં ચરણ-કરણની પ્રરૂપણા કરી છે. વિપાક સૂત્રના વિષયનું વર્ણન થયુ.

१४७. से किं तं दिट्ठिवाए ? दिट्ठिवाए णं सव्वभावपरूवणा आघविज्जइ । से समासओ पंचविहे पण्णत्ते, तंजहा— १ परिकम्मे, २ सुत्ताइ, ३ पुव्वगए, ४ अणुओगे, ५ चूलिया ।

૧૪૭. પ્રશ્ન— દૃષ્ટિવાદ સૂત્રમાં કયા વિષયનું વર્ણન છે ?

ઉત્તર— દૃષ્ટિવાદમાં સમસ્ત ભાવોની પ્રરૂપણા કરી છે ( નયદૃષ્ટિઓનું અથવા નયદૃષ્ટિથી તત્ત્વોનું વિવેચન કરનારસૂત્ર દૃષ્ટિવાદ કહેવાય છે. ) તે સંક્ષેપથી પાંચ ભાગોમાં વિભક્ત છે, જેમકે- (૧) પરિકર્મ (૨) સૂત્ર (૩) પૂર્વગત (૪) અનુયોગ (૫) ચૂલિકા.

१४८. से किं तं परिकम्मे ? परिकम्मे सत्तविहे पण्णत्ते; तंजहा— १ सिद्धसेणियापरिकम्मे, २ मणुस्ससेणियापरिकम्मे ३ पुट्ठसेणियापरिकम्मे, ४ ओगाढसेणियापरिकम्मे ५ उवसंपज्जणसेणियापरिकम्मे ६ विप्पजहणसेणियापरिकम्मे ७ चुयाचुयसेणियापरिकम्मे ।

૧૪૮. પ્રશ્ન— પરિકર્મના કેટલા પ્રકાર છે ?

ઉત્તર— પરિકર્મના ( અર્થાત્ જેના અધ્યયનથી શેષદૃષ્ટિવાદને સમજવાની યોગ્યતા ઉત્પન્ન થઈ જાય છે, તેના ) સાત પ્રકાર વર્ણવ્યા છે જેમકે— (૧) સિદ્ધ શ્રેણિકા પરિકર્મ (૨) મનુષ્ય-શ્રેણિકા પરિકર્મ (૩) પૃષ્ટ શ્રેણિકા પરિકર્મ (૪) અવગાઢ શ્રેણિકા પરિકર્મ (૫) ઉપસંપાદન શ્રેણિકા પરિકર્મ (૬) વિપ્રજહત શ્રેણિકા પરિકર્મ (૭) ચ્યુતાચ્યુત શ્રેણિકા પરિકર્મ.

संसारपडिग्गहो, १० नंदावत्तं, ११ चुयाचुयवत्तं, से त्तं चुयाचुयसेणि-यापरिकम्मे ।७

છ चउक्कनइयाइं, सत्त तेरासियाइं, से त्तं परिकम्मे ॥१॥

હેતુભૂત (૮) પ્રતિગ્રહ (૯) સંસાર પ્રતિગ્રહ (૧૦) નન્દાવર્ત (૧૧) ચ્યુતાચ્યુતાવર્ત. આ ચ્યુતાચ્યુત શ્રેણિકા પરિકર્મ છે.

આદિના છ પરિકર્મ ચાર નયોના આશ્રયે કહેવાયા છે અને સાત પરિકર્મમાં ત્રૈરાશિક દર્શનનું દિગ્દર્શન કરાવ્યું છે. આ રીતે પરિકર્મના વિષયનું વર્ણન કર્યું

## (૨) સૂત્ર.

१४९. से किं तं सुत्ताइं ? सुत्ताइं वावीसं पन्नत्ताइं, तं जहा— १ उज्जुसुयं, २ परिणयापरिणयं, ३ वहुभंगियं, ४ विजयचरियं, ५ अणन्तरं, ६ परंपरं, ७ आसाणं, ८ संजूहं, ९ संभिण्णं, १० आहव्वायं, ११, सोवत्थियावत्तं, १२ नंदावत्तं, १३ वहुलं, १४ पुट्ठापुट्ठं, १५ वियावत्तं, १६ एवंभूयं, १७ दुयावत्तं, १८ वत्तमाणपयं,१९ सम-भिरूढं, २० सव्वओभद्दं २१ पस्सासं, दुप्पडिग्गहं ।

૧૪૯. પ્રશ્ન— સૂત્રરૂપ દૃષ્ટિવાદના કેટલા પ્રકાર છે ?

ઉત્તર— સૂત્રરૂપ દૃષ્ટિવાદના ૨૨ પ્રકાર પ્રતિપાદન કર્યા છે, જેમકે— (૧) ઋજુસૂત્ર (૨) પરિણતાપરિણત (૩) બહુભંગિક (૪) વિજયચરિત (૫) અનન્તર (૬) પરંપર (૭) આસાન (૮) સંયૂથ (૯) સમ્ભિન્ન (૧૦) યથાવાદ (૧૧) સ્વસ્તિકાવર્ત [૧૨] નન્દાવર્ત [૧૩] બહુલ [૧૪] પૃષ્ટાપૃષ્ટ [૧૫] વ્યાવર્ત [૧૬] એવંભૂત [૧૭] દ્વિકાવર્ત [૧૮] વર્તમાન પદ [૧૯] સમ-ભિરૂઢ [૨૦] સર્વતોભદ્ર [૨૧] પ્રશિષ્ય [૨૨] દુષ્પ્રતિગ્રહ

इच्चेइयाइं वावीसं सुत्ताइं छिन्नच्छेय-नइयाणि ससमयसुत्तपरिवाडीए । इच्चेइयाइं वावीसं सुत्ताइं अच्छिन्न-च्छेयनइयाणि आजीवियसुत्तपरिवा-डीए ।

इच्चेइयाइं वावीसं सुत्ताइं तिगनइयाणि तेरासियसुत्तपरिवाडीए ।

इच्चेइयाइं वावीस सुत्ताइं चउक्कन-इयाणि ससमयसुत्तपरिवाडीए, एवामेव

આ ૨૨ સૂત્ર છિન્નચ્છેદ-નય [જે દૃષ્ટિમાં એક પદ બીજાપદની અપેક્ષા નથી રાખતો—સ્વતંત્રપણે અર્થબોધક થાય છે તે દૃષ્ટિ] વાળા, સ્વસમય સૂત્ર-પરિપાટી અર્થાત્ સ્વદર્શનની વક્તવ્યતાને આશ્રિત છે આજ ૨૨ સૂત્ર આજીવક ગોશાલકના દર્શનની દૃષ્ટિથી અછિન્નચ્છેદ નય [જે દૃષ્ટિમા એકપદ બીજા પદોથી સાપેક્ષથઇને અર્થનો બોધક થાય છે તે દૃષ્ટિ] વાળા છે. આ રીતે આજ સૂત્ર ત્રૈરાશિક સૂત્રપરિપાટીથી ત્રણ નય યુક્ત છે, અને આજ ૨૨ સૂત્ર સ્વસમયની દૃષ્ટિથી

सपुव्वावरेणं अट्ठासीइ सुत्ताइं भवंति त्ति मक्खायं, से त्तं सुत्ताइं ।

ચતુઃ નય યુક્ત છે. આ રીતે પૂર્વાપર સર્વ મેળવવાથી "સૂત્ર" થાય છે. આ રીતે તીર્થંકર અને ગણધરોએ કથન કર્યું છે આ સૂત્રરૂપ દૃષ્ટિવાદનું વર્ણન થયુ.

# (૩) પૂર્વ.

१५०. से किं तं पुव्वगए ? पुव्वगए चउद्दस-विहे पण्णत्ते, तं जहा—

१ उप्पायपुव्वं, २ अग्गाणीयं, ३ वीरियं ४ अत्थिनत्थिप्पवायं ५ नाण-प्पवायं, ६ सच्चप्पवायं, ७ आयप्पवायं, ८ कम्मप्पवायं, ९ पच्चक्खाणप्पवायं १० विज्जाणुप्पवायं, ११ अवंझं, १२ पाणाऊ, १३ किरियाविसालं, १४ लोकविंदुसारं ।

૧૫૦. પ્રશ્ન— પૂર્વગત દૃષ્ટિવાદના કેટલા પ્રકાર છે ?

ઉત્તર— પૂર્વગત દૃષ્ટિવાદના ૧૪ ભેદો વર્ણવ્યા છે, જેમકે— [૧] ઉત્પાદપૂર્વ [૨] અગ્રાણીય પૂર્વ [૩] વીર્યપ્રવાદ પૂર્વ [૪] અસ્તિ નાસ્તિપ્રવાદ પૂર્વ [૫] જ્ઞાન પ્રવાદ પૂર્વ [૬] સત્યપ્રવાદ પૂર્વ [૭] આત્મ-પ્રવાદ પૂર્વ [૮] કર્મપ્રવાદ પૂર્વ [૯] પ્રત્યાખ્યાન પ્રવાદ પૂર્વ [૧૦] વિદ્યાનુપ્રવાદ પૂર્વ [૧૧] અવન્ધ્ય પૂર્વ [૧૨] પ્રાણાયુ પૂર્વ [૧૩] ક્રિયાવિશાલ પૂર્વ [૧૪] લોકબિન્દુ-સાર પૂર્વ.

उप्पायपुव्वस्स णं दस वत्थू, चत्तारि चूलियावत्थू पण्णत्ता । अग्गा-णीयपुव्वस्स णं चोद्दस वत्थू, दुवालस चूलियावत्थू पण्णत्ता ।

वीरियपुव्वस्स णं अट्ठ वत्थू, अट्ठ चूलियावत्थू पण्णत्ता । अत्थिन-नत्थिप्पवायपुव्वस्स णं अट्ठारस वत्थू, दस चूलियावत्थू पण्णत्ता । नाणप्पवा-यपुव्वस्स णं बारस वत्थू पण्णत्ता । सच्चप्पवायपुव्वस्स णं दोण्णि वत्थू पण्णत्ता । आयप्पवायपुव्वस्स णं सोलस वत्थू पण्णत्ता । कम्मप्पवायपुव्वस्स णं तीसं वत्थू पण्णत्ता । पच्चक्खाणपुव्वस्स णं वीसं वत्थू पण्णत्ता । विज्जाणुप्पवा-

[૧] ઉત્પાદપૂર્વની દસવસ્તુ (વિશાળ પ્રકરણ) અને ચારચૂલિકા વસ્તુ કહેલ છે.

[૨] અગ્રાણીયપૂર્વની ચૌદ વસ્તુ અને બાર ચૂલિકા વસ્તુ કહેલ છે.

[૩] વીર્યપ્રવાદપૂર્વની આઠ વસ્તુ અને આઠ-ચૂલિકા વસ્તુ કહેલ છે.

[૪] અસ્તિ નાસ્તિ પ્રવાદ પૂર્વની અઢાર વસ્તુ અને દસ ચુલિકા વસ્તુ કહેલ છે.

[૫] જ્ઞાનપ્રવાદ પૂર્વની બાર વસ્તુ કહેલ છે

[૬] સત્યપ્રવાદ પૂર્વની બે વસ્તુ કહેલ છે.

[૭] આત્મપ્રવાદ પૂર્વની સોળ વસ્તુ કહેલ છે.

[૮] કર્મપ્રવાદ પૂર્વની ત્રીસ વસ્તુ કહેલ છે

से किं त सिद्धसेणियापरिकम्मे ? सिद्धसेणियापरिकम्मे चउद्दसविहे पण्णत्ते, तं जहा— १ माउगापयाइं, २ एगट्ठियपयाइं, ३ अट्ठपयाइं, ४ पाढोआगासपयाइं, ५ केउभूय, ६ रासिबद्धं, ७ एगगुणं, ८ दुगुणं, ९ तिगुणं, १० केउभूयं, ११ पडिग्गहो, १२ संसारपडिग्गहो, १३ नंदावत्तं १४ सिद्धावत्तं, से त्तं सिद्धसेणियापरिकम्मे ।

પ્રશ્ન— સિદ્ધશ્રેણિકા પરિકર્મના કેટલા પ્રકાર છે ?

ઉત્તર— સિદ્ધશ્રેણિકા પરિકર્મના ચૌદ પ્રકાર છે, જેમકે— (૧) માતૃકા પદ (૨) એકાર્થક પદ (૩) અર્થપદ (૪) પૃથગાકાશપદ (૫) કેતુભૂત (૬) રાશિબદ્ધ (૭) એકગુણ (૮) દ્વિગુણ (૯) ત્રિગુણ (૧૦) કેતુભૂત (૧૧) પ્રતિગ્રહ (૧૨) સંસાર પ્રતિગ્રહ (૧૩) નંદાવર્ત (૧૪) સિદ્ધાવર્ત આ રીતે સિદ્ધશ્રેણિકા પરિકર્મ છે.

से किं त मणुस्ससेणियापरिकम्मे ? मणुस्ससेणियापरिकम्मे चउद्दसविहे पण्णत्ते, तंजहा—१ माउगापयाइं, २ एगट्ठियपयाइं, ३ अट्ठपयाइं, ४ पाढोआगासपयाइं, ५ केउभूय, ६ रासिबद्धं, ७ एगगुणं, ८ दुगुणं, ९ तिगुणं १० केउभूयं ११ पडिग्गहो, १२ संसारपडिग्गहो, १३ नंदावत्तं, १४ मणुस्सावत्तं, से त्तं मणुस्ससेणियापरिकम्मे । २

પ્રશ્ન— મનુષ્યશ્રેણિકા પરિકર્મના કેટલા પ્રકાર છે ?

ઉત્તર— મનુષ્યશ્રેણિકા પરિકર્મના ચૌદ પ્રકાર વર્ણવ્યા છે, જેમકે— (૧) માતૃકાપદ (૨) એકાર્થક પદ (૩) અર્થપદ (૪) પૃથગાકાશપદ (૫) કેતુભૂત (૬) રાશિબદ્ધ (૭) એકગુણ (૮) દ્વિગુણ (૯) ત્રિગુણ (૧૦) કેતુભૂત (૧૧) પ્રતિગ્રહ (૧૨) સંસાર પ્રતિગ્રહ (૧૩) નન્દાવર્ત (૧૪) મનુષ્યાવર્ત આ રીતે મનુષ્યશ્રેણિકા પરિકર્મ છે

से किं तं पुट्ठसेणीयापरिकम्मे ? पुट्ठसेणियापरिकम्मे इक्कारसविहे पण्णत्ते, तं जहा— १ पाढोआगासपयाइं, २ केउभूयं, ३ रासिबद्धं, ४ एगगुणं, ५ दुगुणं, ६ तिगुणं, ७ केउभूय, ८ पडिग्गहो, ९ संसारपडिग्गहो, १० नंदावत्तं, ११ पुट्ठावत्तं, से त्तं पुट्ठसेणियापरिकम्मे ।

પ્રશ્ન— પૃષ્ટશ્રેણિકા પરિકર્મના કેટલા પ્રકાર છે ?

ઉત્તર— પૃષ્ટશ્રેણિકા પરિકર્મના ૧૧ ભેદો વર્ણવ્યા છે, જેમકે— (૧) પૃથગાકાશ પદ (૨) કેતુભૂત (૩) રાશિબદ્ધ (૪) એકગુણ (૫) દ્વિગુણ (૬) ત્રિગુણ (૭) કેતુભૂત (૮) પ્રતિગ્રહ (૯) સંસાર પ્રતિગ્રહ (૧૦) નંદાવર્ત (૧૧) પૃષ્ટાવર્ત આ રીતે પૃષ્ટશ્રેણિકા પરિકર્મ છે.

से किं तं ओगाढसेणियापरिकम्मे ? ओगाढसेणियापरिकम्मे

પ્રશ્ન— અવગાઢશ્રેણિકા પરિકર્મના કેટલા પ્રકાર છે ?

इक्कारसविहे पण्णत्ते, तंजहा—१ पाढो-आगासपयाइं, २ केउभूयं, ३ रासिबद्धं, ४ एगगुणं, ५ दुगुणं, ६ तिगुणं, ७ केउभूयं, ८ पडिग्गहो, ९ संसार-पडिग्गहो, १० नदावत्त ओगाढावत्तं, से तं ओगाढसेणियापरिक्कम्मे ।

ઉત્તર— અવગાઢ શ્રેણિકા પરિકર્મના ૧૧ પ્રકાર વર્ણવ્યા છે; જેમકે- (૧) પૃથગાકાશ પદ (૨) કેતુભૂત (૩) રાશિબદ્ધ (૪) એકગુણ (૫) દ્વિગુણ (૬) ત્રિગુણ (૭) કેતુભૂત (૮) પ્રતિગ્રહ (૯) સંસાર પ્રતિગ્રહ (૧૦) નન્દાવર્ત (૧૧) અવગાઢાવર્ત આ અવગાઢ શ્રેણિકા પરિકર્મ છે.

से किं तं उवसंपज्जणसेणिया-परिकम्मे ? उवसंपज्जणसेणियापरिकम्मे इक्कारसविहे पण्णत्ते, तं जहा— १ पाढोआगासपयाइं, २ केउभूयं, ३ रासिबद्धं, ४ एगगुणं, ५ दुगुणं, ६ तिगुणं, ७ केउभूयं, ८ पडिग्गहो, ९ ससारपडिग्गहो, १० नन्दावत्तं, ११ उवसंपज्जणावत्तं, से त्तं सेणियापरि-कम्मे ।

પ્રશ્ન— ઉપસમ્પાદનશ્રેણિકા પરિકર્મના કેટલા પ્રકાર છે ?

ઉત્તર— ઉપસમ્પાદનશ્રેણિકા પરિકર્મના ૧૧ પ્રકાર વર્ણવ્યા છે; જેમકે- (૧) પૃથગાકાશ પદ (૨) કેતુભૂત (૩) રાશિબદ્ધ (૪) એક ગુણ (૫) દ્વિગુણ (૬) ત્રિગુણ (૭) કેતુભૂત (૮) પ્રતિગ્રહ (૯) સંસાર પ્રતિગ્રહ (૧૦) નન્દાવર્ત (૧૧) ઉપસમ્પાદનાવર્ત. આ ઉપસમ્પાદન શ્રેણિકા પરિકર્મ છે.

से किं तं विप्पजहणउवसंपज्ज-सेणियापरिकम्मे ? विप्पजहणसेणियाप रिकम्मे इक्कारसविहे पन्नत्ते, तं जहा— १ पाढोआगासपयाइं, २ केउभूय, ३ रासिबद्धं, ४ एगगुणं, ५ दुगुणं, ६ तिगुणं, ७ केउभूयं, ८ पडिग्गहो, ९ संसारपडिग्गहो, १० नंदावत्तं, ११ विप्पजहणावत्तं, से त्तं विप्पजह-णसेणियापरिकम्मे ।

પ્રશ્ન— વિપ્રજહત શ્રેણિકા પરિકર્મના કેટલા પ્રકાર છે ?

ઉત્તર— વિપ્રજહત્ શ્રેણિકા પરિકર્મના ૧૧ પ્રકાર વર્ણવ્યા છે, જેમકે- (૧) પૃથગાકાશ પદ (૨) કેતુભૂત (૩) રાશિબદ્ધ (૪) એકગુણ (૫) દ્વિગુણ (૬) ત્રિગુણ (૭) કેતુભૂત (૮) પ્રતિગ્રહ (૯) સંસાર-પ્રતિગ્રહ (૧૦) નન્દાવર્ત (૧૧) વિપ્રજહદાવર્ત. આ વિપ્રજહત શ્રેણિકા પરિકર્મ છે.

से किं तं चुयाचुयसेणियापरि-कम्मे ? चुयाचुयसेणियापरिकम्मे इक्कारसविहे पन्नत्ते. तं जहा— १ पाढोआगासपयाइं, २ केउभूयं, ३ रासिबद्धं, ४ एगगुणं. ५ दुगुणं, ६ तिगुणं. ७ केउभूयं, ८ पडिग्गहो, ९

પ્રશ્ન— ચ્યુતાચ્યુત શ્રેણિકા પરિકર્મના કેટલા પ્રકાર છે ?

ઉત્તર— ચ્યુતાચ્યુત શ્રેણિકા પરિકર્મના ૧૧ પ્રકાર વર્ણવ્યા છે, જેમકે- (૧) પૃથગાકાશપદ (૨) કેતુભૂત (૩) રાશિબદ્ધ (૪) એકગુણ (૫) દ્વિગુણ (૬) ત્રિગુણ (૭)

यपुव्वस्स णं पन्नरस वत्थू पण्णत्ता। अवंझपुव्वस्स णं बारस वत्थू पण्णत्ता। पाणाउपुव्वस्स णं तेरस वत्थू पण्णत्ता। किरियाविसालपुव्वस्स णं तीसं वत्थू पण्णत्ता। लोकबिंदुसारपुव्वस्स णं पणवीसं वत्थू पण्णत्ता।

[૯] પ્રત્યાખ્યાન પૂર્વની વીસ વસ્તુ કહેલ છે

[૧૦] વિદ્યાનુપ્રવાદ પૂર્વની પંદર વસ્તુ પ્રતિપાદન કરી છે.

[૧૧] અવન્ધ્ય પૂર્વની બાર વસ્તુ પ્રતિપાદન કરી છે.

[૧૨] પ્રાણાયુ પૂર્વની તેર વસ્તુ કહેલ છે.

[૧૩] ક્રિયાવિશાલ પૂર્વની ત્રીસ વસ્તુ કહેલ છે

[૧૪] લોકબિંદુસાર પૂર્વની પચીસ વસ્તુ કહી છે

दस चोद्दस अट्ठ अट्ठारसेव,
बारस दुवे य वत्थूणि।
सोलस तीसा वीसा,
पन्नरस अणुप्पवायम्मि॥

बारस इक्कारसमे,
बारसमे तेरसेव वत्थूणि।
तीसा पुण तेरसमे,
चोद्दसमे पण्णवीसाओ॥

चत्तारि दुवालस,
अट्ठ चेव दस चेव चुल्लवत्थूणि।
आइल्लाणं चउण्हं,
सेसाणं चूलिया नत्थि॥

से त्तं पुव्वगए॥

સંક્ષેપમા વસ્તુ અને ચૂલિકાઓની સંખ્યા.

પ્રથમપૂર્વમાં ૧૦, દ્વિતીયમા ૧૪, તૃતીયમાં ૮, ચતુર્થમાં ૧૮, પાચમામા ૧૨, છઠામા ૨, સાતમામા ૧૬, આઠમામા ૩૦, નવમામાં ૨૦, દસમામાં ૧૫, અગીયાર-મામાં ૧૨; બારમામાં ૧૩, તેરમામાં ૩૦ અને ચૌદમા પૂર્વમાં ૨૫ વસ્તુઓ છે,

આદિના ચાર પૂર્વોમાં ક્રમથી— પ્રથમમાં ૪, બીજામાં ૧૨, ત્રીજામાં ૮, અને ચોથા પૂર્વમાં ૧૦ ચૂલિકાઓ છે. શેષ પૂર્વોમા ચૂલિકા નથી. આ પૂર્વગત દૃષ્ટિ-વાદાઙ્ગનુ વર્ણન થયુ.

## (૪) અનુયોગ

१५१. से किं तं अणुओगे? अणुओगे दुविहे पण्णत्ते, तं जहा— मूलपढमाणुओगे, गंडियाणुओगे य।

૧૫૧. પ્રશ્ન— અનુયોગના કેટલા પ્રકાર છે?

ઉત્તર— અનુયોગ બે પ્રકારે છે, જેમકે— [૧] મૂલપ્રથમાનુયોગ અને [૨] ગંડિકાનુયોગ.

से किं तं मूलपढमाणुओगे । मूलपढमाणुओगे णं अरहन्ताणं भगवंताणं पुव्वभवा, देवलोगगमणाइं, आउं, चवणाइं, जम्मणाणि, अभिसेया, रायवरसिरीओ, पव्वज्जाओ, तवाइं य उग्गा, केवलनाणुप्पाओ, तित्थपवत्तणाणि य, सीसा, गणा, गणहरा, अज्जा, पवत्तिणीओ, संघस्स चउव्विहस्स जं च परिमाणं, जिणमणपज्जवओहिनाणी, सम्मत्तसुयनाणिणो य, वाई, अणुत्तरगई य, उत्तरवेउव्विणो य मुणिणो, जत्तिया सिद्धा, सिद्धिपहो जह देसिओ, जच्चिरं च कालं पाओवगगा, जे जहिं जत्तियाइं भत्ताइं अणसणाए छेइत्ता अंतगडे, मुणिवरुत्तमे, तिमिरओघविप्पमुक्के, मुक्खसुहमणुत्तरं च पत्ते, एवमन्ने य एवमाई भावा मूलपढमाणुओगे कहिया, से त्तं मूलपढमाणुओगे ।

પ્રશ્ન— મૂલપ્રથમાનુયોગમાં કયા વિષયનું વર્ણન છે ?

ઉત્તર – મૂલપ્રથમાનુયોગમાં અર્હન્ત ભગવન્તોના પૂર્વભવોનું, દેવલોક ગમન, દેવલોકનુ આયુષ્ય, ત્યાંથી ચવીને તીર્થંકર રૂપમા જન્મવું, દેવાદિકૃત જન્માભિષેક, તથા રાજ્યાભિષેક, રાજલક્ષ્મી, પ્રવ્રજ્યા, તત્પશ્ચાત તપ, કેવલજ્ઞાનની ઉત્પત્તિ, તીર્થની પ્રવૃત્તિ, તેમના શિષ્ય, ગણ, ગણધર, આર્યાઓ, પ્રવર્તિનીઓ, ચતુર્વિધ સંઘનુ પરિમાણ, જિન–સામાન્ય કેવળીઓની સંખ્યા, મન - પર્યવજ્ઞાની, અવધિજ્ઞાની, સમ્યક્ત્વ તથા સમસ્ત શ્રુતજ્ઞાની, વાદી, અનુત્તરગતિ પ્રાપ્ત કરનાર, અને ઉત્તર વૈક્રિય ધારી, યાવન્માત્ર મુનિ સિદ્ધ થયા, મોક્ષ માર્ગનો જે પ્રમાણે ઉપદેશ આપ્યો, જેટલા સમય સુધી પાદ–પોપગમન સથારો કર્યો, જે સ્થાનપર જેટલા ભક્તોનું છેદન કર્યું અને અજ્ઞાન અંધકારના પ્રવાહથી મુક્ત થઈને જે મહા–મુનિવરો અંતકૃત થયા, મોક્ષના અનુત્તર સુખને પામ્યા, ઇત્યાદિ વર્ણન કરવામા આવ્યુ છે તે ઉપરાત અન્ય ભાવ પણ મૂલ પ્રથમાનુયોગમા કહ્યા છે. આ રીતે મૂલ પ્રથમાનુયોગના વિષયનું વિવરણ થયું.

से किं तं गंडियाणुओगे ? गंडियाणुओगे —— कुलगरगंडियाओ, तित्थयरगंडियाओ, चक्कवट्टिगंडियाओ, दसारगंडियाओ, बलदेवगंडियाओ, वासुदेवगंडियाओ, गणधरगंडियाओ, भद्दबाहुगंडियाओ, तवोकम्मगंडियाओ, हरिवंसगंडियाओ, उस्सप्पिणीगंडियाओ, ओसप्पिणीगंडियाओ, चित्तंतरगंडियाओ, अमरनरतिरियनिरयगइगमणविविहपरियट्टणा–

પ્રશ્ન– તે ગણ્ડિકાનુયોગના કેટલા પ્રકાર છે ?

ઉત્તર – ગણ્ડિકાનુયોગમાં કુલકર ગંડિકા, તીર્થંકર ગંડિકા, ચક્રવર્તી ગંડિકા, દસાર ગણ્ડિકા, બલદેવ ગંડિકા, વાસુદેવ ગંડિકા, ગણધર ગંડિકા, ભદ્રબાહુ ગંડિકા, તપ કર્મ ગંડિકા, હરિવંશ ગંડિકા, ઉત્સર્પિણી ગંડિકા, અવસર્પિણી ગંડિકા, ચિત્રાન્તર ગંડિકા, દેવ, મનુષ્ય, તિર્યંચ, નરકગતિ, તેમાં ગમન, અને વિવિધ પ્રકારે સંસારમાં

णुओगेसु एवमाइयाओ गंडियाओ आघविज्जन्ति, पण्णविज्जन्ति, से त्तं गंडियाणुओगे से त्तं अणुओगे ॥

પર્યટન ઈત્યાદિ ગંડિકાઓ કહી છે. આ પ્રમાણે પ્રજ્ઞાપના કરી છે. આ રીતે ગંડિકા-અનુયોગનું વર્ણન પૂર્ણ થયું.

# [५] ચૂલિકા

१५२. से किं तं चूलियाओ ? चूलियाओ आइल्लाणं चउण्हं पुव्वाणं चूलिया, सेसा पुव्वाइं अचूलियाइं, तं चूलियाओ ।

૧૫૨. પ્રશ્ન– ચૂલિકા શું છે ?

ઉત્તર:— આદિના ચાર પૂર્વોમાં ચૂલિકાઓ (પરિશિષ્ટ જેવા અન્તિમ ભાગો) છે. શેષ પૂર્વોમાં ચૂલિકાઓ નથી. આ ચૂલિકા રૂપ દૃષ્ટિવાદનું વર્ણન છે.

१५३. दिट्ठिवायस्स णं परित्ता वायणा, संखेज्जा अणुओगदारा, संखेज्जा वेढा, संखेज्जा सिलोगा, संखेज्जाओ पडिवत्तीओ, संखिज्जाओ निज्जुत्तीओ, संखेज्जाओ संगहणीओ ।

૧૫૩. દૃષ્ટિવાદની પરિમિત વાચના, સંખ્યાત અનુયોગદ્વારો, સંખ્યાત વેઢો – છંદો, સંખ્યાત શ્લોકો, સંખ્યાત પ્રતિપત્તિઓ સંખ્યાત નિર્યુક્તિઓ, સંખ્યાત સંગ્રહણીઓ છે.

१५४. से णं अंगट्ठयाए वारसमे अगे, एगे सुयक्खंधे, चोद्दस पुव्वाइं, संखेज्जा वत्थू, संखेज्जा चूलवत्थू, संखेज्जा पाहुडा, संखेज्जा पाहुडपाहुडा, संखेज्जाओ पाहुडियाओ, संखेज्जाओ पाहुडपाहुडियाओ, संखेज्जाइं पयसहस्साइं पयग्गेणं, संखेज्जा अक्खरा, अणंता गमा, अणंता पज्जवा, परित्ता तसा, अणंता थावरा सासयकडनिवद्ध-निकाइया जिणपन्नत्ता भावा आघविज्जंति, पण्णविज्जंति, परूविज्जन्ति, दंसिज्जन्ति, निदंसिज्जन्ति, उवदंसिज्जन्ति ।

से एवं आया, एवं नाया, एवं विण्णाया, एवं चरणकरणपरूवणा आघविज्जन्ति, से तं दिट्ठिवाए ॥

૧૫૪. તે અઙ્ગોમાં બારમું અઙ્ગ છે. એમાં એક શ્રુતસ્કન્ધ છે. ૧૪ પૂર્વ, સંખ્યાત વસ્તુ–અધ્યયન વિશેષ, સંખ્યાત ચૂલિકાવસ્તુ; સંખ્યાત પ્રાભૃત, સંખ્યાત પ્રાભૃતપ્રાભૃત-સંખ્યાત પાભૃતિકાઓ, સંખ્યાત પ્રાભૃતિકા-પ્રાભૃતિકાઓ છે. પદપરિમાણથી સંખ્યાત સહસ્ર પદો છે. સંખ્યાત અક્ષર, અનંત ગમ; અનંત પર્યાય છે પરિમિત ત્રસ, અનંત સ્થાવર, શાશ્વત, કૃત, નિબદ્ધ નિકાચિત, જિન પ્રરૂપિત ભાવો કહ્યા છે. પ્રજ્ઞાપન, પ્રરૂપણ, દર્શન, નિદર્શન, ઉપદર્શનથી સ્પષ્ટતર કરેલ છે દૃષ્ટિવાદના અધ્યેતા તદ્રૂપ આત્મા, જ્ઞાતા અને વિજ્ઞાતા બની જાય છે, આવી રીતે ઉક્ત અંગમા ચરણ–કરણની પ્રરૂપણા કરી છે દૃષ્ટિવાદાઙ્ગ સૂત્રનું વિવરણ સંપૂર્ણ થયું

१५५. इच्चेइयंमि दुवालसंगे गणिपिडगे अणंता भावा, अणंता अभावा, अणंता हेऊ, अणंता अहेऊ, अणंता कारणा, अणंता अकारणा, अणंता जीवा,अणंता अजीवा, अणंता भवसिद्धिया, अणंता अभवसिद्धिया, अणंता सिद्धा, अणंता असिद्धा पण्णत्ता ।

૧૫૫. આ દ્વાદશાઙ્ગ ગણિપિટકમાં અનંત જીવાદિ ભાવપદાર્થ; અનંત અભાવ; અનંત હેતુ; અનંત અહેતુ, અનંત કારણ; અનંત અકારણ અનન્ત જીવ, અનંત અજીવ;અનંત ભવસિદ્ધિક; અનંત અભવસિદ્ધિક; અનંત સિદ્ધ; અનંત અસિદ્ધ કહેવામાં આવ્યા છે.

भावमभावा हेऊमहेऊ कारणमकारणे चेव ।
जीवाजीवा भवियमभविया सिद्धा असिद्धा य ॥

ભાવ, અભાવ, હેતુ–અહેતુ, કારણ–અકારણ અનંતજીવ, અજીવ, ભવ્ય-અભવ્ય, સિદ્ધ–અસિદ્ધ, આ રીતે સંગ્રહણી ગાથામાં ઉક્ત વિષય સંક્ષેપમાં ઉપદર્શિત કરેલ છે.

## દ્વાદશાંગીની આરાધના-વિરાધાનાનું ફળ.

१५६. इच्चेइयं दुवाल्संगं गणिपिडगं तीए काले अणंता जीवा आणाए विराहित्ता चाउरंतं संसारकंतारं अणुपरियट्टिंसु । इच्चेइयं दुवाल्संगं गणिपिडगं पडुप्पण्णकाले परित्ता जीवा आणाए विराहित्ता चाउरंतं संसार–कंतारं अणुपरियट्टंति । इच्चेइयं दुवाल्संगं गणिपिडगं अणागए काले अणंता जीवा आणाए विराहित्ता चाउरंतं संसारकंतारं अणुपरियट्टिस्संति ।

૧૫૬. આ દ્વાદશાઙ્ગ ગણિપિટકની ભૂતકાળમા અનંત જીવોએ વિરાધના કરીને ચાર ગતિરૂપ સંસાર–કાંતારમાં પરિભ્રમણ કર્યુ છે. આવી રીતે વર્તમાન કાળમાં પરિમિત જીવો ગણિપિટકની વિરાધના કરી ચાર ગતિ રૂપ સંસાર–કાતારમાં પરિભ્રમણ કરી રહ્યા છે. આવી રીતે અનંત જીવો આગામી કાળમાં દ્વાદશાંગ ગણિપિટકની આજ્ઞાની વિરાધના કરીને ચતુંગતિરૂપ સંસાર–કાતારમાં પરિભ્રમણ કરશે.

१५७. इच्चेइयं दुवाल्संगं गणिपिडगं तीए काले अणंता जीवा आणाए आराहित्ता चाउरंतं संसारकंतारं वीईवइंसु । इच्चेइयं दुवालसंगं गणिपिडगं पडुप्पणकाले परित्ता जीवा आणाए आराहित्ता

૧૫૭. ભૂતકાળમા અનંત જીવો આ ગણિપિટકની આજ્ઞાની આરાધના કરીને સંસારરૂપ કાંતારને પાર કરી ગયા છે.

વર્તમાન કાળમા અનંત જીવો ગણિપિટકની આજ્ઞાની આરાધના કરીને

चाउरंतं संसारकंतारं वीईवयंति ।
इच्चेइयं दुवालसंगं गणिपिडगं अणागए काले अणंता जीवा आणाए आराहित्ता चाउरंतं संसार-कंतारं वीईवइस्संति ।

સસાર-કાંતારને પાર કરી રહ્યા છે.

આગામી કાળમા અનત જીવો આ ગણિપિટકની આજ્ઞાની આરાધના કરીને સસાર-કાતારને પાર કરશે.

## દ્વાદશાંગ ગણિપિટકની શાશ્વતતા.

१५८. इच्चेइयं दुवालसंगं गणिपिडगं न कयाइ नासी, न कयाइ न भवइ, न कयाइ न भविस्सइ,भुविं च, भवइ य, भविस्सइ य, धुवे, नियए, सासए, अक्खए, अव्वए, अवट्ठिए, निच्चे ।

૧૫૮ આ દ્વાદશાગ ગણિપિટક ક્યારેય ન હતું, એમ નથી અર્થાત્ સદૈવકાલ હતું; વર્તમાન કાળમાં નથી, એમ નહી અર્થાત વર્તમાનમા છે ભવિષ્યમાં નહી હોય, એમ નહી, અર્થાત્ સદૈવ કાળ રહેશે. તે દ્વાદશાંગ ગણિપિટક ભૂતકાળમાં હતું, વર્તમાનમાં છે, ભવિષ્યમા પણ રહેશે મેરુવત ધ્રુવ, જીવાદિવત્ નિયત , ગગાદિના પ્રવાહવત્ શાશ્વત, અક્ષય માનુષોત્તર પર્વતની બહારના સમુદ્રવત્ અવ્યય, જબૂદ્વીપના પરિમાણવત્ અવસ્થિત અને આકાશવત્ નિત્ય છે

से जहानामए पंचत्थिकाए, न कयाइ नासी, न कयाइ नत्थि, न कयाइ न भविस्सइ, भुविं च, भवइ य, भविस्सइ य, धुवे, नियए, सासए, अक्खए, अव्वए, अवट्ठिए, निच्चे ।

જેમ પચાસ્તિકાય કયારેય ન હતા એમ નહી કયારેય નથી એમ નહી, કયારેય નહી હોય, એમ નથી અર્થાત્ ભૂતકાળમા સર્વદા હતા, વર્તમાનમાં છે અને ભવિષ્યમા રહેશે. તે ધ્રુવ, નિયત, શાશ્વત, અક્ષય; અવ્યય અવસ્થિત અને નિત્ય છે

एवामेव दुवालसंगं गणिपडिगं न कयाइ नासी, न कयाइ नत्थि, न कयाइ न भविस्सइ, भुविं च, भवइ य भवस्सइ य, धुवे, नियए, सासए, अक्खए, अव्वए, अवट्ठिए, निच्चे ।

તેવી જ રીતે આ દ્વાદશાંગ ગણિપિટક કયારેય ન હતુ, વર્તમાનમા નથી, ભવિષ્યમા નહિ હોય તેમ નથી. ભૂતમા હતુ વર્તમાનમાં છે. અને ભવિષ્યમા પણ રહેશે તે ધ્રુવ, નિયત, શાશ્વત, અક્ષય, અવસ્થિત અને નિત્ય છે

१५९. से समासओ चउव्विहे पण्णत्ते, तंजहा— दव्वओ, खित्तओ, कालओ, भावओ, तत्थ—

૧૫૯ શ્રુતજ્ઞાન સક્ષેપમાં ચાર પ્રકારે વર્ણવ્યુ છે જેમ કે દ્રવ્યથી ક્ષેત્રથી કાળથી અને ભાવથી, તેમા—

दव्वओ णं सुयनाणी उवउत्तेसव्वद-
व्वाइं जाणइ, पासइ ।

દ્રવ્યથી શ્રુતજ્ઞાની ઉપયોગ લગાડીને સર્વદ્રવ્યોને જાણે અને જુએ છે.

खित्तओ णं सुयनाणी उवउत्तो सव्वं
खेत्तं जाणइ, पासइ ।

ક્ષેત્રથી શ્રુતજ્ઞાની ઉપયોગ લગાડીને સર્વ ક્ષેત્રને જાણે જુએ છે.

कालओ णं सुयनाणी उवउत्तो-सव्वं
कालं जाणई, पासई ।

કાળથી શ્રુતજ્ઞાની ઉપયોગ યુક્ત થઈને સર્વકાળને જાણે જુએ છે.

भावओ णं सुयनाणी उवउत्तो-सव्वे
भावे जाणइ पासइ ॥

ભાવથી શ્રુતજ્ઞાની ઉપયોગ યુક્ત થઈને સર્વ ભાવોને જાણે અને જુએ છે.

શ્રુતજ્ઞાન અને નંદીસૂત્રનો ઉપસંહાર–

१६०. अक्खरसन्नी सम्मं, साइयं खलु
सपज्जवसियं च ।

गमियं अंगपविट्ठं, सत्तवि एए
सपडिवक्खा ॥

૧૬૦. અક્ષર, સંજ્ઞી; સમ્યક્, સાદિ, સપર્યવસિત, ગમિક અને અઙ્ગપ્રવિષ્ટ આ સાત પ્રતિપક્ષ સહિત ગણવાથી શ્રુતજ્ઞાનના ૧૪ ભેદ થાયછે (આ ભેદોનું નિરૂપણ પહેલાં આવી ગયુ છે)

१६१. आगम सत्थग्गहणं, जं बुद्धिगुणेहिं
अट्ठहिं दिट्ठं ।

बिंति सुयनाणलंभं, तं पुव्वविसारया
धीरा ॥

૧૬૧. આગમ શાસ્ત્રનુ અધ્યયન બુદ્ધિના જે આઠ ગુણોથી થાય છે, તેને શાસ્ત્રવિશારદ અને વ્રતપાલનમા ધીર આચાર્યો શ્રુતજ્ઞાનનો લાભ કહે છે.

१६२. सुस्सूसइ पडिपुच्छइ सुणइ, गिण्हइ य
ईहए यावि ।

ततो अपोहए वा, धारेइ करेइ वा
सम्मं ॥

૧૬૨ તે બુદ્ધિના આઠ ગુણો આ પ્રમાણે— [૧] ગુરૂના મુખારવિંદથી નીકળતા વચનોને શિષ્ય વિનયયુક્ત થઈને સાંભળવાની ઇચ્છા કરે [૨] શંકા થવાપર વિનમ્ર ભાવથી ગુરૂને પુછે ]૩] ગુરૂ શંકાનુ સમાધાન કરતા હોય ત્યારે સમ્યક પ્રકારે સાભળે (૪) સાભળીને અર્થરૂપે ગ્રહણ કરે (૫) અનન્તર પૂર્વાપર અવિરોધથી પર્યાલોચન કરે [૬] તત્પશ્ચાત્ 'આ આમ જ છે' તેમ આચાર્યને કહે [૭] ત્યાર બાદ નિશ્ચિત અર્થને હૃદયમા સમ્યક રીતે ધારણ કરે અને [૮] તત્પશ્ચાત્ તદનુસાર આચરણ કરે

१६३. मूअं हुकारं वा, वाढक्कारं पडिपुच्छइ वीमंसा ।

तत्तो पसंगपारायणं च परिणिट्ठ सत्तमए ॥६६॥

૧૬૩. સાંભળવાના વિધિ–પ્રથમ શિષ્ય મૌન રહીને સાંભળે, પશ્ચાત્ હુંકાર અથવા તહત્તિ એમ કહે, બાઢકાર કરે–ગુરૂ ફરમાવે છે. તે તેમજ છે, એમ કહે. પુન શંકા થવાપર ગુરૂને પૂછે. ગુરૂના શંકા સમાધાન બાદ પુન. વિચારવિમર્શ કરે, એમ કરવાથી શિષ્ય ઉત્તરોત્તર ગુણોમાં પારગામી બની જાય છે તત્પશ્ચાત્ ગૂરૂવત્ પ્રરૂપણા કરે છે. આ સાત ગુણ શ્રવણવિધિના છે.

१६४. सुत्तत्थो खलु पढमो, बीओ निज्जुत्तिमीसिओ भणिओ ।

तइओ निरवसेसो एस विही होइ अणुओगे ॥६७॥

૧૬૪. વ્યાખ્યાન કરવાની વિધિ– પ્રથમ અનુયોગ–સૂત્રને અર્થ રૂપમા કહે એટલે પહેલીવારમા સૂત્રનો ઉચ્ચાર કરી માત્ર અર્થ કહે, બીજો અનુયોગ સૂત્રસ્પર્શિક નિર્યુક્તિ સાથે કરે ત્રીજા અનુયોગમાં સર્વ પ્રકારે નય નિક્ષેપાદિથી પૂર્ણ વ્યાખ્યા કરે. આ રીતે અનુયોગની વિધિ શાસ્ત્રકારોએ પ્રતિપાદન કરી છે

१६५. से त्तं अंगपविट्ठ सेत्तं सुयनाणं, से त्तं परोक्खनाणं से त्तं नंदी ॥

૧૬૫. આવી રીતે અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય શ્રુતનુ વર્ણન સમાપ્ત થયુ શ્રુતજ્ઞાનનો વિષય સમાપ્ત થયો. પરોક્ષ જ્ઞાનાનું વર્ણન પણ થઇ ગયુ અને શ્રી નન્દીસૂત્ર પણ પરિસમાપ્ત થયુ.



## ॥ ઇતિ નંદીસૂત્ર સમાપ્ત ॥

# પરિશિષ્ટ 'ક'

## શ્રોતાઓના ઉદાહરણો.

ચૌદ પ્રકારના શ્રોતાઓ છે તેમાં પ્રથમ સેલ ઘણુ તે પત્થર ઉપર જેમ મેઘ વરસે પણ પત્થર પાણીથી ભીંજાય નહિ, તેમ શ્રોતા વ્યાખ્યાનાદિક સાભળે પણ સમ્યકજ્ઞાન પામે નહિ, બુદ્ધ થાય નહિ.

**દૃષ્ટાંતઃ–** કુશિષ્યરૂપી પત્થર, સદ્ગુરૂ રૂપી મેઘ, અને બોધ રૂપી પાણી, મુંગશેલીયા તથા પુષ્કરાવર્ત મેઘનું દૃષ્ટાત જેમ પુષ્કરાવર્ત મેઘથી મુંગશેલીઓ પલળ્યો નહિ તેમ એકેક કુશિષ્ય મહાન્ સવેગાદિક ગુણ યુક્ત આચાર્યના પ્રતિબોધ્યા પણ સમજે નહિ, વૈરાગ્ય–રંગ પામે નહિ. માટે તે શ્રોતા છોડવા યોગ્ય છે. એ અવિનીતનો દૃષ્ટાત જાણવું.

જેમ કાળી ભૂમિને વિષે મેઘ વરસે તો તે ઘણી ભીંજે તથા પાણી પણ રાખે, તથા ગોધૂમાદિક [ ઘઉં પ્રમુખ ] ની ઘણી નિષ્પત્તિ કરે તેમ વિનિત સુશિષ્ય પણ ગુરૂની ઉપદેશરૂપ વાણી સાંભળી હૃદયમાં ધારી રાખે, વૈરાગ્યે કરી ભીંજાય, અને અનેક બીજા ભવ્ય જીવોને વિનય ધર્મ વિષે પ્રવર્ત્તાવે માટે તે શ્રોતા આદરવા યોગ્ય છે

[૨] **કુડગ–** કુભનું દૃષ્ટાંત તે કુભના આઠ ભેદ છે. તેમા પ્રથમ ઘડો સંપૂર્ણ ઘડાના ગુણે કરી વ્યાપ્ત છે. તેના ત્રણ ગુણ

૧] તે મધ્યે પાણી ભરવાપર કિંચિત્ બહાર જાય નહિ.

[૨] પોતે શીતળ છે માટે તૃષા બીજાની છીપાવે અને શીતળ કરે.

[૩] પરની મલિનતા દૂર કરે તેમ એકેક શ્રોતા વિનયાદિ ગુણે કરી સપૂર્ણ ભર્યા છે. તે ત્રણ ગુણ કરે

[અ] ગુર્વાદિક નો ઉપદેશ સર્વ ધારી રાખે– કિંચિત્ વિસારે નહિ

[બ] પોતે જ્ઞાન પામી શીતળ દશા પામ્યા છે અને ભવ્ય જીવોના ત્રિવિધ તાપ શમાવી શીતળ કરે

[ક] ભવ્ય જીવોની સદેહ રૂપ મલિનતા ટાળે એ શ્રોતા આદરવા યોગ્ય છે.

[૨] એક ઘડો બાજુમાં કાણો છે તેમાં પાણી ભરે તો અડધું પાણી રહે અને અડધું વહી જાય. તેમ એકેક શ્રોતા વ્યાખ્યાનાદિ સાંભળે તો અડધુ ધારી રાખે અડધું વિસરી જાય

(૩) એક ઘડો નીચે કાણો છે તેમા પાણી ભરે તો સર્વ વહી જાય પણ રહે નહિ તેમ એકેક શ્રોતા વ્યાખ્યાનાદિ સાભળે પણ ધારે નહિ, સઘળુ વિસારી દે.

(૪) એક ઘડો નવો છે તેમાં પાણી ભરે તો થોડે થોડે ઝમીને ખાલી થાય, તેમ એકેક શ્રોતા જ્ઞાનાદિ અભ્યાસ કરે પણ થોડે થોડે જ્ઞાન વિસારે.

(૫) એક ઘડો દુર્ગંધથી વાસિત છે, તેમા પાણી ભરે તો પાણીના ગુણને બગાડે, તેમ એકેક શ્રોતા મિથ્યાત્વાદિક દુર્ગંધે કરી વાસિત છે તેમને સૂત્રાદિક ભણવતાં જ્ઞાનના ગુણને વિણસાડે

(૬) એક ઘડો સુગંધે કરી વાસિત છે તેમાં પાણી ભરે તો પાણીના ગુણને વધારે તેમ એકેક શ્રોતા સમકિતાદિક સુગંધે કરી વાસિત છે તેમને સૂત્રાદિક ભણાવતા જ્ઞાનના ગુણને દીપાવે

(૭) એક ઘડો કાચો છે. તેમા પાણી ભરે તો તે ઘડો ભીંજાઇને વિણસી જાય. તેમ એકેક શ્રોતા અલ્પ બુદ્ધિવાળાને સૂત્રાદિકનુ જ્ઞાન આપતા તે નયપ્રમુખને નહિ જાણવાથી તે જ્ઞાનથી તથા માર્ગથી ભ્રષ્ટ થાય

(૮) એક ઘડો ખાલી છે તે ઉપર બુઆરૂં ઢાકી વર્ષાકાળે નેવાં નીચે પાણી ઝીલવા મૂકે તો પાણી અંદર આવે નહિને તળે પાણી ઘણુ થવાથી ઉપર તરે ને વાયરાદિકે કરી ભીંત પ્રમુખે અથડાઇને ફૂટી જાય તેમ એકેક શ્રોતા સદ્ગુરૂની સભામા વ્યાખ્યાન સાભળવા બેસે પણ ઉંઘ પ્રમુખના યોગે કરી જ્ઞાન રૂપ પાણી હૃદયમા આવે નહિ અને ઘણી ઉંઘના પ્રભાવે કરી ખોટા ડોળરૂપ વાયરે કરી અથડાય છે. તો સભાથી અપમાન પ્રમુખ પામે તથા ઉંઘમાં પડવાથી પોતાના શરીરને નુકશાન થાય

આ આઠ ઘડાના દૃષ્ટાત રૂપ બીજા પ્રકારના શ્રોતાનું સ્વરૂપ છે

[૩] **ચાલણી:**– એકેક શ્રોતા ચાલણી સમાન છે ચાલણીના બે પ્રકાર એક પ્રકાર એવો છે કે ચાલણી પાણીમા મૂકે ત્યારે પાણીથી સંપૂર્ણ ભરી દેખાય અને ઉપાડી લઇએ ત્યારે ખાલી દેખાય તેમ એકેક શ્રોતા વ્યાખ્યાનાદિ સભામા સાભળવા બેસે ત્યારે વૈરાગ્યાદિ ભાવનાએ કરી સંપૂર્ણ ભર્યા દેખાય અને સભામાંથી ઉઠી બહાર જાય ત્યારે વૈરાગ્ય રૂપી પાણી કિંચિત્ પણ દેખાય નહિ. એ શ્રોતા છોડવા યોગ્ય છે

**બીજો પ્રકાર:** ચાલણીએ ઘઊં પ્રમુખનો આટો [ લોટ ] ચાળવા માંડ્યો, ત્યારે આટો નીકળી જાય ને કાકરા પ્રમુખ કચરો ગ્રહી રાખે તેમ એકેક શ્રોતા વ્યાખ્યાનાદિ સાભળતા ઉપદેશક તથા સૂત્રના ગુણ જવાદે અને સ્ખલના પ્રમુખ અવગુણરૂપ કચરો ગ્રહી રાખે માટે તે છોડવા યોગ્ય છે

(૪) **પરિ પુણણાગ**– તે સુઘરી પક્ષીના માળાનો દૃષ્ટાત સુઘરી પક્ષીના માળાથી ઘૃત ( ઘી ) ગળતા ઘૃત ઘૃત નીકળી જાય અને કીટી પ્રમુખ કચરો ગ્રહી રાખે તેમ એકેક શ્રોતા-આચાર્ય પ્રમુખના ગુણ ત્યાગ કરી અવગુણ ગ્રહણ કરે એ શ્રોતા છોડવા યોગ્ય છે.

(૫) **હંસ:** હંસને દૂધ પાણી એકઠા કરી પીવા માટે આપ્યા હોય તો તે પોતાની ચાચમાં ખટાશના ગુણે કરી દૂધ પીએ ને પાણી ન પીએ તેમ વિનીત શ્રોતા ગુર્વાદિકના ગુણ ગ્રહે ને અવગુણ ન લે એ આદરણીય છે

(૬) **મહિષ:**- ભેંસો જેમ પાણી પીવા માટે જળાશયમા જાય, પાણી પીવા જલમા પ્રથમ પ્રવેશ કરે, પછી મસ્તક પ્રમુખે કરી પાણી ડોહળે ને મલમૂત્ર કરી પછી પોતે પીવે પણ શુદ્ધ જલ પોતે ન પીએ. અન્ય યૂથને પણ પીવા ન દે, તેમ કુશિષ્ય શ્રોતા વ્યાખ્યાનાદિકમા ક્લેશ રૂપ પ્રશ્નાદિક કરી વ્યાખ્યાન ડોહળે પોતે શાત પણે સાભળે નહિ ને અન્ય સભાજનો ને શાત ભાવથી સાભળવા ન દે તે

છોડવા ચોગ્ય છે

(૭) મેષઃ– બકરા જેમ પાણી પીવા જલસ્થાનકે નદી પ્રમુખમાં જાય, ત્યારે કાંઠે રહી પગ નીચા નમાવી પાણી પીએ, ડોહળે નહિ, ને અન્ય યૂથને પણ નિર્મલું પીવા દે. તેમ વિનીત શિષ્ય શ્રોતા વ્યાખ્યાનાદિક નમ્રતા તથા શાંત રસથી સાભળે. અન્ય સભાજનોને સાભળવા દે. એ આદરણીય છે

(૮) મસગઃ તેના બે પ્રકાર– પ્રથમ મસગ તે ચામડાની કોથળી તેમાં વાયરો ભરાય ત્યારે અત્યંત ફૂલેલી દેખાય. પણ તૃષા શમાવે નહિ પણ વાયરો નીકળી જાય ત્યારે ખાલી થાય તેમ એકેક શ્રોતા અભિમાન રૂપ વાયરે કરી શુષ્ક જ્ઞાનીવત્ તડાકા મારે પણ પોતાના તથા અન્ય આત્માને શાંત રસ પમાડે નહિ, એ છોડવા ચોગ્ય છે.

બીજો પ્રકાર– મસગ તે મચ્છર નામે જંતુ અન્યને ચટકા મારી પરિતાપ ઉપજાવે પણ ગુણ ન કરે અને ખણુજ ઉત્પન્ન કરે, તેમ એકેક કુશ્રોતા ગુર્વાદિકને, જ્ઞાન અભ્યાસ કરાવતાં ઘણો પરિશ્રમ આપે તથા કુવંચન રૂપ ચટકા મારે પણ ગુણ તે વૈયાવચ્ચ કાંઈ પણ ન કરે અને ચિત્તમા અસમાધિ ઉપજાવે, તે છોડવા ચોગ્ય છે.

(૯) જલુગઃ– તેના બે પ્રકાર– પ્રથમ પ્રકાર જલો નામે જંતુ, ગાય પ્રમુખના સ્તનમાં વળગે ત્યારે લોહી પીએ પણ દૂધ ન પીએ, તેમ એકેક અવિનીત કુશિષ્ય શ્રોતા આચાર્યાદિકની સાથે રહીને તેમના છિદ્રો ગવેષે પણ ક્ષમાદિક ગુણ ન ગ્રહણ કરે, માટે છોડવા ચોગ્ય છે.

**બીજો પ્રકારઃ**– જળો નામે જતુ ગુમડા ઉપર મૂકીએ ત્યારે ચટકો મારે અને દુઃખ ઉપજાવે અને મુડદાલ [ બગડેલુ ] લોહી પીએ ને પછી શાતિ કરે, તેમ એકેક વિનીત શિષ્ય, શ્રોતા આચાર્યાદિક સાથે રહી, તેમને પ્રથમ વચનરૂપ ચટકો ભરે કાલે; અકાલે. બહુ અભ્યાસ કરતાં મહેનત કરાવે. પછી સદેહ રૂપી બગાડ કાઢી ગુર્વાદિકને શાતિ ઉપજાવે: પરદેશી રાજાવત્ એ આદરવા ચોગ્ય છે.

[૧૦] બિરાલીઃ– બિલાડી, દૂધનુ ભાજન શીંકાથી ભોયપર નીચુ નાખીને રજકણુ સહિત દૂધ પીએ, તેમ એકેક શ્રોતા આચાર્યાદિક પાસેથી સૂત્રાદિક અભ્યાસ કરતા અવિનય બહુ કરે, તથા પર પાસે પ્રશ્ન પૂછાવી સૂત્રાર્થ ધારે પણ પોતે વિનય કરી ધારે નહિ માટે તે શ્રોતા છોડવા ચોગ્ય છે.

જાહગઃ– સેહલો, તે તિર્યંચની જાત વિશેષ તે પ્રથમ– પોતાની માતાનુ દૂધ થોડે થોડે પીએ. અને તે પાચન થયા પછી વળી થોડુ પીએ, એમ થોડે થોડે દૂધથી પોતાના શરીરને પુષ્ટ કરે, પછી મોટા ભુજગના માન મર્દન કરે, તેમ એકેક શ્રોતા આચાર્યાદિક પાસેથી પોતાની બુદ્ધિ પ્રમાણે કાળે કાળે થોડો થોડો સૂત્રાદિકનો અભ્યાસ કરે, અભ્યાસ કરતા ગુર્વાદિકને અત્યંત સતોષ ઉપજાવે, કેમકે આપેલો પાઠ બરાબર અસ્ખલિત કરે, ને તે કર્યા પછી બહુશ્રુત થઇ મિથ્યાત્વી લોકોના માન મર્દન કરે, તે આદરવા ચોગ્ય છે

[૧૨] ગોઃ – ગો એટલે 'ગાય' તેના બે પ્રકાર છે.

**પ્રથમ પ્રકાર**– જેમ દૂધવતી ગાયને કોઈ એક શેઠ પાડોશી ને ત્યા આપી ગામ જાય, તે પાડોશી ગાયને ઘાસ, પાણી વગેરે બરાબર ન આપે તોય ભૂખ અને તૃષાથી પીડાઈ, દુઃખી થાય અને

દૂધ ઓછું આપે તેમ એકેક અવિનીત શ્રોતા એ ગુર્વાદિકની, આહાર–પાણી પ્રમુખે વૈયાવૃત્ય ન કરે તો ગુરુનો દેહગ્લાનિ પામે અને સૂત્રાદિકમાં ઘટાડો થાય તેથી અવિનિત શિષ્ય અપયશ પામે.

**બીજો પ્રકાર:–** એક શેઠ પાડોશીને દૂઝણી ગાય સોંપી ગામ ગયો. પાડોશીએ ગાયને ઘાસ, પાણી વગેરે સારા પ્રમાણમા આપ્યા. તેથી દૂધમા વધારો થયો અને તે કીર્તિ પામ્યો. તેમ એકેક વિનિત શ્રોતા ( શિષ્ય ) આહાર–પાણી પ્રમુખ વૈયાવૃત્ય ની વિધિથી ગુર્વાદિકને શાતા ઉપજાવે તો તેઓના જ્ઞાનમાં વધારો થાય અને કીર્તિને પામે. તે શ્રોતા આદરવા યોગ્ય છે.

(૧૦) **ભેરી:–** તેના બે પ્રકાર છે. પ્રથમ પ્રકાર.— ભેરીનો વગાડનાર પુરુષ રાજાના હુકમ પ્રમાણે ભેરી વગાડે તો રાજા ખુશી થઇ તેને પુષ્કળ દ્રવ્ય આપે, તેમ વિનિત શિષ્ય તીર્થંકર તથા ગુર્વાદિકની આજ્ઞા પ્રમાણે સૂત્રાદિકની સ્વાધ્યાય તથા ધ્યાન પ્રમુખ કરે તો તો તેને સિદ્ધિ મળે, બીજો પ્રકાર એ કે તેમ ન કરે તો તેમનો કર્મરૂપ રોગ મટે નહિઅને સિદ્ધ ગતિનું સુખ પામે નહિ તે છોડવા યોગ્ય છે.

(૧૪) **આભીરી–પ્રથમ પ્રકાર**— આભીર સ્રી-પુરુષ એક ગ્રામથી પાસેના શહેરમાં ઘૃત–ઘી ભરી વેચવા ગયા. ત્યા બજારમાં ઉતારતા ઘૃત ભાજન–વાસણ ફૂટી ગયું ઘૃત ઢળી ગયું. પુરુષે સ્રીને ઠપકો આપતાં ઘણા કુવચનો કહ્યાં, ત્યારે સ્રીએ પણ પોતાના પતિને સામાં કુવચનો કહ્યાં, આખરે બધુ ઘૃત ઢોળાઇ ગયું અને બન્ને ઘણો શોક કરવા લાગ્યા. પાછળથી જમીન પરનું ઘૃત લઇ લીધું ને વેચ્યુ. જે કાંઈ કિંમત મળી હતી તે સાંજે ગામતરફ જતાં રસ્તામાં ચોરોએ લૂંટી લીધી. આભીર પતિ–પત્ની દુઃખી થયા. લોકોના પૂછવાથી તેઓએ સર્વ વૃત્તાન્ત કહ્યું અને લોકોએ ઠપકો આપ્યો. તે પ્રમાણે ગુરુએ વ્યાખ્યાન–ઉપદેશમાં આપેલ સાર-ઘૃતને લડાઇ-ઝગડો કરી ઢોળી નાખે ને છેવટે કલેશ કરી દુર્ગતિ પામે. તે શ્રોતા છોડવા યોગ્ય છે.

**બીજો પ્રકાર:–** ઘૃત ભરી શહેરમા જતાં બજારમાં ઉતરતાં પાત્ર ફૂટ્યું કે તરતજ બધાએ ભેગામળી ઘૃત ભરી લીધું પણ બહુ નુકશાન થવા દીધુ નહિ તે ઘૃતને વેચી પૈસા મેળવી સારા સાથીઓ સાથે સૂખપૂર્વક ગામમાં પહોંચી ગયા. તેમ વિનિત શિષ્ય–શ્રોતા ગુરુપાસેથી વાણી સાભળી શુદ્ધ ભાવપૂર્વક તે અર્થ–સૂત્રને ધારી રાખે, સાચવે, અસ્ખલિત કરે. વિસ્મૃતિ થાય તો ગુરુ પાસે ક્ષમા યાચી ધારે, પૂછે, પણ કકળાટ–ઝગડો કરે નહિ, તેની ઉપર ગુરુ પ્રસન્ન થાય. સંયમ અને જ્ઞાનની વૃદ્ધિ થાય. પરિણામે સદ્‌ગતિ મળે. તે શ્રોતા આદરણીય છે.

## ઔત્પત્તિકી બુદ્ધિના ઉદાહરણો. (૨)

(૧) **ભરતશિલા:–** ભરત શિલાના ઉદાહરણ પહેલા આવી ગયા છે.

(૨) **પણિત ( શર્ત ) :–** કોઇ સમયે એક ગ્રામીણ ખેડૂત કાકડીઓ લઇને નગરમાં વેંચવા માટે ગયો. નગરના દ્વાર પર પહોંચતાજ તેને એક ધૂર્ત નાગરિક મળ્યો ગ્રામીણને ભલો ભોળો સમજી તેને ઠગવાનો વિચાર કર્યો. આમ વિચારી નાગરિક ધૂર્તે ગ્રામીણને કહ્યુ–ભાઇ ! જો હું તારી બધી કાકડીઓ ખાઈ જાઉં તો તું મને શુ આપીશ ? ગ્રામીણે કહ્યું– જો તું બધી કાકડીઓ ખાઈ જા તો આ દ્વારમાં ન આવી શકે એવડો લાડવો આપીશ. બન્ને વચ્ચે આ શરત નિશ્ચિત થઈ ગઈ, કેટલીક વ્યક્તિ-

ઓને સાક્ષી બનાવી. ત્યારપછી ધૂર્ત નાગરિકે તે બધી કાકડીઓને થોડી થોડી ખાઇને જુઠી કરી દીધી. ગ્રાહકો કાકડીઓ ખરીદવા આવવા લાગ્યા. તેઓ કાકડીઓ જોઈ કહેવા લાગ્યા– આ બધી કાકડીઓ ખાધેલી છે; કેમ લઇએ ? લોકોના આ પ્રમાણે કહેવાપર ધૂર્તે તે ગ્રામીણ અને સાક્ષીઓને વિશ્વાસ કરાવી દીધો કે તેને બધી કાંકડીઓ ખાધી છે. બિચારો ગ્રામીણ ગભરાઈ ગયો કે પ્રતિજ્ઞા અનુસાર આવડો મોટો લાડવો કેવી રીતે આપીશ ? તે ભયભીત થઇને ધૂર્તને એક રૂપિયો આપવા લાગ્યો. પણ તેણે સ્વીકાર ન કર્યો. ત્યારે બે રૂપિયા આપવા લાગ્યો તો પણ તે માન્યો નહિ. અંતે ગ્રામીણે કહ્યું સો રૂપિયા લઈ લો પણ મારો પીછો છોડો. પરંતુ ધૂર્તને પ્રતિજ્ઞા અનુસાર મોટો લાડવો જ જોઈતો હતો.

જ્યારે તે ધૂર્ત ન માન્યો ત્યારે ગ્રામીણે વિચાર્યું કે હાથીને હાથીથી લડાવવો જોઇએ અને ધૂર્તને ધૂર્તથી, અન્યથા તે માનશે નહિ. આ ધૂર્ત નાગરિકે મને વાતોમાં ફસાવી મારી સાથે છેતરપીંડી કરી છે. તેથી તેના જેવોજ કોઇક તેની બરાબર કરી શકશે. આમ વિચારીને ધૂર્તને થોડા દિવસ પછી લાડવો આપવાનું કહી પોતે બીજા ધૂર્તને શોધવા લાગ્યો.

શોધતાં તેને બીજો ધૂર્ત મળી ગયો. તેને ગ્રામીણે સર્વ વાત કહી. ધૂર્તે ગ્રામીણને ઉપાય બતાવ્યો. પછી ગ્રામીણ બજારમાં એક મીઠાઈવાળાની દુકાને ગયો. એક લાડવો લઈ સાક્ષીઓ તથા ધૂર્તને બોલાવી લાવ્યો. ગ્રામીણે નગરના દ્વારની બહાર લાડવો મૂકી દીધો અને બધાની સામે લાડવાને બોલાવવા લાગ્યો– અરે લાડવા ! ચાલ, અરે લાડવા ! ચાલ ! પરંતુ લાડવો કયાં ચાલવાનો હતો ! ત્યારે ગ્રામીણે સાક્ષીઓને કહ્યું– ભાઇઓ ! મે તમારા બધાની વચ્ચે પ્રતિજ્ઞા કરી હતી કે જો હું હારી જઈશ તો એવો લાડવો આપીશ કે જે દ્વારમાંથી ન આવી શકે તમે જોવો કે આ લાડવો દ્વારમા આવતો નથી. તેથી હું આ લાડવો એને આપી પ્રતિજ્ઞાથી મુકત થાઉં છુ, આ વાત સાક્ષીઓએ માની લીધી અને પ્રતિદ્વન્દ્વી ધૂર્તને હરાવી દીધો.

(૩) **વૃક્ષ:**– ઘણા યાત્રિકો કયાય જઈ રહ્યા હતા. માર્ગમાં કેરીથી લચી પડેલાં આંબાને જોઈ રોકાઈ ગયા. પાકેલી કેરીને જોઈ તેને ઉતારવાની ઇચ્છા થઈ પરંતુ વૃક્ષોપર વાંદરા બેઠાં હતા. તેઓના ડર થી ઉપર ચડવું અશકય હતું. વાંદરા ઇચ્છાપૂર્તિના માર્ગમાં બાધક હતા. પથિક કેરી લેવાનો ઉપાય વિચારવા લાગ્યા. બુદ્ધિનો પ્રયોગ કરીને તેઓએ વાંદરાની તરફ પત્થર ફેંકવા શરૂ કર્યા. વાંદરા સ્વભાવથીજ ચંચળ અને નકલ કરનારા હોય છે. તેથી વાંદરાઓએ પણ પથિકોને પત્થરોનો જવાબ કેરીથી આપ્યો. આમ કરવાથી પથિકોની અભિલાષા પૂર્ણ થઇ. ફળ પ્રાપ્ત કરવા માટે પથિકોની આ ઔત્પત્તિકી બુદ્ધિ હતી.

(૪) **વીંટી :**— ઘણા સમય પહેલાની વાત છે. મગધ દેશમાં સુંદર ધન-ધાન્યથી સમૃદ્ધ વિશાળ નગર હતું. ત્યાંનો પ્રસેતજીત રાજા ઘણો શક્તિશાળી હતો. તેણે પોતાના શત્રુઓને પોતાની બુદ્ધિ અને ન્યાયપ્રિયતાથી જીતી લીધા હતાં. તે પ્રતાપી રાજાને ઘણા પુત્રો હતા. તે બધા પુત્રોમાં શ્રેણિક નામનો રાજકુમાર રાજાના બધા ગુણોથી સંપન્ન. સુંદર અને રાજાનો પ્રેમપાત્ર હતો. અન્ય રાજકુમારો તેને ઈર્ષાવશ મારી ન નાખે તે માટે પ્રગટ રૂપે કાંઈ આપતો નહિ કે સ્નેહ કરતો નહિ. બાળક શ્રેણિક પિતા તરફથી જરાપણ સન્માન પ્રાપ્ત ન થતાં રોષે ભરાઇ પિતાને સૂચના આપ્યા વગર ઘેર છોડી બીજા દેશમાં ચાલ્યો ગયો. ચાલતાર તે "બેન્નાતટ" નામના નગરમાં પહોંચી ગયો. તે નગરમાં એક વેપારીની દુકાન પર પહોંચ્યો. જેનો સર્વ વ્યાપાર અને વૈભવ નષ્ટ થઇ ગયો હતો, તે ત્યાં જઇને એક બાજુ બેસી ગયો અને રાત્રિ ત્યાંજ પસાર કરી.

તે દુકાનના માલિકે, તેજ રાતે સ્વપ્નમાં પોતાની કન્યાનો વિવાહ એક રત્નાકર સાથે થતો જોયો. બીજે દિવસે શેઠ જ્યારે પોતાની દુકાન પર આવ્યો ત્યારે શ્રેણિકના પુણ્ય પ્રભાવથી પહેલાનો સંચિત કરેલ માલ, જેનો કોઈ ભાવ પણ પૂછતા ન હતા, ઉંચા ભાવથી વહેંચાણો અને શેઠને ઘણો લાભ થયો, આ લાભને જોતા શેઠના મગજમાં વિચાર આવ્યો કે આ મહાન લાભ આ દુકાનમાં મારી પાસે બેઠેલી આ વ્યક્તિના પુણ્યથીજ થયો છે, અન્ય કોઈ કારણ નથી, આ વ્યકિત ભાગ્યશાળી, સુંદર અને તેજસ્વી છે.

શેઠ વિચારવા લાગ્યો કે રાત્રિમાં જે રત્નાકર સાથે પોતાની કન્યાના લગ્નનું સ્વપ્ન મેં જોયું હતું તે આજ રત્નાકર હોવો જોઈએ, અન્ય કોઈ નહિ. ત્યારે શેઠે પાસે બેઠલા શ્રેણિકને હાથ જોડી વિનમ્રતાથી પ્રાર્થના કરી– આર્ય! મહાનુભાગ ! આપ કોના ઘરમાં અતિથિ બની આવ્યા છો ? શ્રેણિકે પ્રિય અને કોમળ શબ્દોમાં જવાબ આપ્યો— શ્રીમાન્ ! હું તમારોજ અતિથિ છુ. આ પ્રમાણે મનોજ્ઞ ઉત્તર સાંભળી શેઠનુ હૃદયકમળ ખીલી ઉઠયુ. પ્રસન્નતા પૂર્વક શેઠ તેને પોતાને ઘેર લઇ ગયો અને સારામાં સારા વસ્ત્ર તથા ભોજનાદિથી તેનો સત્કાર કર્યો. શ્રેણિક ત્યાં આનંદપૂર્વક રહેવા લાગ્યો. તેના પુણ્યથી શેઠની ધનસંપત્તિ, વ્યાપાર અને પ્રતિષ્ઠા દિવસે દિવસે વધતી ગઇ. આ રીતે ઘણા દિવસો વ્યતીત થઈ ગયા શ્રેણિક પોતાની કન્યાને યોગ્ય વર છે એમ જાણી શુભ દિવસે, તેણી સાથે વિવાહ કરી દીધો. શ્રેણિકે શ્વસુરગૃહમાં પોતાની પત્ની નંદા સાથે ઇન્દ્ર–ઇન્દ્રાણી સદૃશ ગૃહસ્થ સંબંધી ભોગોનું આસ્વાદન કરવા લાગ્યો. કેટલાક સમય પછી નન્દાદેવી ગર્ભવતી બની અને યથાવિધિ ગર્ભનુ પાલન કરવા લાગી.

આ બાજુ રાજકુમાર શ્રેણિકના ખબર આપ્યા વિના ચાલ્યા જવાથી રાજા પ્રસેનજિત ઘણા ચિંતાતુર રહેતા હતા. તેઓએ ઘણી શોધ કરી પરંતુ સફળતા ન મળી. અંતે ઘણા સમય પછી લોકોની શ્રુતિ પરંપરાથી શેઠની પ્રસિદ્ધિ સાંભળી અને સાથોસાથ શ્રેણિકના સમાચાર મળતાં પોતાના સૈનિકોને શ્રેણિકને બોલાવવા મોકલ્યા. તેઓએ ત્યાં જઇને પ્રાર્થના કરી– મહારાજા પ્રસેનજિત તમારા વિયોગથી ઘણા દુ ખી છે,માટે જલ્દી રાજગૃહમા પધારો શ્રેણિકે રાજપુરુષોની વાતનો સ્વીકાર કર્યો. પોતાની પત્ની નંદાને પૂછી પોતાનો પરિચય લખી રાજગૃહ તરફ પ્રસ્થાન કરી દીધુ

નંદાના ગર્ભમાં આવેલ જીવના પુણ્ય પ્રભાવથી નંદાને હાથી પર સવાર થઇને લોકોને ધનદાન આપીને અભયદાન આપવાનો દોહદ થયો. નંદાએ આ ભાવના પોતાના પિતાને કહી, પિતાએ રાજાને પ્રાર્થના કરી પુત્રીનો દોહદ પૂર્ણ કર્યો. સમય પૂર્ણ થવાપર પુત્ર ઉત્પન્ન થયો. તેનું અભયકુમાર નામ રાખ્યુ તે સુકુમાર બાળક નંદનવનના કલ્પવૃક્ષની જેમ સુખપૂર્વક વૃદ્ધિ પામવા લાગ્યો, સમય આવવા પર તેને પાઠશાળામાં મુકવામા આવ્યો અને યથાસમય તે શાસ્ત્ર તથા અન્ય કલાઓમાં પારંગત થયો.

અકસ્માત્ એક દિવસ અભયકુમારે પોતાની માતાને પુછ્યુ– માં ! મારા પિતાજી કોણ છે અને કયાં રહે છે ? બાળકનો આ પ્રશ્ન સાંભળી માતાએ સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યુ અને પિતાનો લખેલ પરિચય પણ બતાવ્યો. બાળકે જાણી લીધુ કે તેના પિતા રાજગૃહ નગરના શ્રેણિક છે. ત્યાર પછી અભયકુમાર માતા સાથે રાજગૃહ તરફ ચાલી નીકળ્યા. રાજગૃહ બહાર માતાને રાખી અભયકુમારે રાજગૃહ નગરમાં પ્રવેશ કર્યો. નગરમાં પ્રવેશતાજ એક નિર્જન કૂવાની ચારે બાજુ લોકોની ભીડ જામેલી જોઈ, અભયકુમારે ત્યાં જઈને પુછ્યુ કે આટલાં બધા માણસો શામાટે એકઠા થયા છે ? લોકોએ કહ્યુ " સૂકા ( ખાલી ) કૂવામા રાજાની સોનાની વીંટી પડી ગઈ છે, રાજાએ ઘોષણા કરી છે કે " જે વ્યકિત કૂવાને કાંઠે ઉભી રહી પોતાના હાથથીજ વીંટી કાઢી આપશે તેને ઇનામ આપીશ " આ પ્રમાણે સાંભળતાં–

અભયકુમારને તરતજ ઉપાય સૂઝી ગયો તેને કૂવામાં પડેલી વીંટીને સારી રીતે જોઈ. પશ્ચાત્ તરતજ ત્યાં પડેલ છાણને ઉપાડી વીંટીપર નાખ્યું. વીંટી તેમાં ચોટી ગઇ થોડા સમય પછી સળગતો ઘાસનો પૂળો નાંખ્યો તેનાથી છાણ સૂકાઈ ગયુ. ત્યારે તે કૂવામાં પાણી ભરાવ્યુ પાણી ભરતાંજ સુકા છાણા સાથે વીંટી ઉપર આવી ગઈ. અભયકુમારે કાંઠે ઉભા રહીનેજ છાણુ ઉપાડી લીધું અને વીંટી કાઢી આપી લોકોએ પ્રસન્નતા પ્રગટ કરી અને રાજાને જઇને નિવેદન કર્યું. રાજાજ્ઞાનુસાર અભયકુમાર રાજા પાસે પહોચી ગયો અભયકુમારે વીંટી રાજા સમક્ષ મૂકી રાજાએ પૂછયુ– બાળક તુ કોણ છે ? અભયકુમારે કહ્યુ-હુ આપનોજ પુત્ર છું પછી અભયકુમારે સર્વવાત જણાવી. રાજા અત્યંત હર્ષિત થયો. અને પૂછયુ- પુત્ર ! તારી માતા કયા છે ? જવાબમાં તે બોલ્યો– તે નગરની બહાર છે. આ સાંભળી રાજા પોતાના પરિજનો સાથે રાણીને લેવા માટે ગયો રાણી તેની ચરણોમા પડી. રાજાએ નન્દાને વસ્ત્રાભૂષણથી સત્કારીને અભયકુમારની સાથે સમારોહપૂર્વક મહેલમા પ્રવેશ કરાવ્યો અભયકુમારને મંત્રીપદપર સ્થાપિત કરી આનંદપૂર્વક રહેવા લાગ્યા આ અભયકુમારની ઔત્પતિકી બુધ્ધિનુ ઉદાહરણ છે.

[૫] પટઃ— બે માણસો બહાર જઇ રહ્યા હતા રસ્તામા સુંદર, મોટુ સરોવર હતુ તેમા સ્નાન કરવાનો તેઓનો વિચાર થયો બન્નેએ પોતાના વસ્ત્ર ઉતારી કિનારે રાખી દીધા. અને સ્નાન કરવા લાગ્યા તેમાથી એક માણસ જલ્દી સ્નાન કરી બહાર નીકળી ગયો અને પોતાના સાથીની કાંબળ ઓઢી ચાલવા લાગ્યો પોતાની સુતરાઉ ચાદર ત્યાંજ રહેવા દીધી જ્યારે બીજા માણસે જોયુ કે પેલો માણસ મારો ઉની કામળો લઈ જઇ રહ્યો છે. તેને ઘણી બૂમ પાડી પણ પહેલાએ તે તરફ ધ્યાનજ ન આપ્યુ

કામળાનો માલિક બહાર નીકળી તેની પાછળ દોડયો અને કાંબળની માગણી કરી, પરંતુ બીજો માન્યો નહીં. અંતે બન્ને ન્યાયાલયમા ગયા પોતપોતાની વાત અને દાવો ન્યાયાધીશ સમક્ષ રજૂ કર્યો પરંતુ બન્નેના સાક્ષી કોઇ ન હોવાથી ન્યાયાધીશ ન્યાય આપવામા કઠીનતા અનુભવવા લાગ્યો થોડી વાર વિચારીને ન્યાયાધીશે બન્નેની હજામત કરાવી હજામત પછી જોયુ કે જેનો કામળો હતો તેના વાળોમા ઉનના તંતુઓ હતા અને બીજાના વાળોમા સુતરાઉ તંતુ હતા

ન્યાયાધીશે તરતજ કામળો લઇને તેના સ્વામીને આપી દીધો અને બીજાને યથોચિત દંડ આપીને પોતાની ઔત્પતિકી બુધ્ધિનો પરિચય આપ્યો

[૬] કાકીડોઃ- કોઈ માણસ જંગલમા જઈ રહ્યો હતો તેને શૌચની હાજત થઇ તે શીઘ્રતાથી એક બીલના-મુખ પાસે શરીર ચિંતાની નિવૃત્તિ માટે બેસી ગયો અકસ્માત્ ત્યાંજ એક કાકીડો આવ્યો તે પોતાની પૂછડીથી પેલા માણસના ગુદા ભાગને સ્પર્શ કરી દરમા ઘુસી ગયો શૌચ માટે બેઠેલા માણસના મગજમા ઠસી ગયુ કે આ જંતુ અધોમાર્ગ દ્વારા મારા શરીરમા પ્રવેશ કરી ગયો છે આ ચિંતામા તે દિન–પ્રતિદિન સુકાવા લાગ્યો ઘણી દવા કરી પરંતુ નિષ્ફળતાજ મળી

એક દિવસ તે કોઇ વૈદ્યની પાસે ગયો, વૈદ્યે નાડી પરીક્ષા કરી દરેક રીતે તેની તપાસ કરી પરંતુ બિમારીનુ કોઈ ચિહ્ન ન દેખાયુ ત્યારે વૈદ્યે તે માણસને પૂછયુ. તમારી આવી દશા કયારથી થઇ છે ? તે માણસે સર્વ વાત જણાવી દીધી વૈદ્યે નિષ્કર્ષ કાઢ્યો કે આ બિમારીનું કારણ ફક્ત ભ્રમજ છે વૈદ્યે રોગીને કહ્યુ– તમારી બિમારી હું સમજી ગયો છું તેને દૂર કરવા માટે તમારે સો રૂપિયા ખર્ચ

કરવા પડશે, તે વ્યક્તિએ તેનો સ્વીકાર કરી લીધો.

વૈદ્યે એક લાખનો-લાક્ષારસનો કાકીડો બનાવી માટીના પાત્રમાં નાખી તે માણસને વિરેચનની દવા આપી. અને કહ્યુ- તમે આ પાત્રમાં શૌચ જાવ. તે માણસે તે પ્રમાણે કર્યું. પછી વૈદ્યે તે પાત્ર ઉઠાવી પ્રકાશમાં લાવી રોગીને બતાવ્યું. ત્યારે રોગીને સંતોષ થયો કે કાકીડો નીકળી ગયો છે. પછી ઔષધિનો ઉપચાર કરવાથી શરીર ફરી સબળ બની ગયું. માણસના ભ્રમને દૂર કરવામાં વૈદ્યની ઔત્પત્તિકી બુધ્ધિ સમજવી.

**[૭] કાગડા:-** બેન્નાતટ નગરમાં ભિક્ષા માટે ભ્રમણ કરતાં એક જૈન મુનિને બૌધ્ધ ભિક્ષુ મળી ગયા. બૌધ્ધ મુનિએ ઉપહાસ કરતાં જૈન મુનિને કહ્યુ- અરે મુને ! તારા અર્હન્ત સર્વજ્ઞ છે અને તુ એનો પુત્ર, તો બતાવ કે આ નગરના કેટલા કાગડા છે, ત્યારે જૈન મુનિએ વિચાર્યું કે આ ભિક્ષુ ધૂર્તતાથી વાત કરી રહ્યો છે. તેથી તેને જવાબ પણ તેને અનુરૂપ જ આપવો જોઈએ. આમ વિચારી ને ઉત્તરમા કહ્યુ- આ નગરમા ૬૦,૦૦૦ કાગડા છે. જો ઓછા હોય તો તેમાંથી કેટલાક મહેમાન બની બહાર ગયા છે અને જો વધારે હોય તો બહારથી મેહમાન બની અહીં આવ્યા છે. જો તેમાં શંકા હોય તો ગણી લો. આમ કહેવાપર બૌધ્ધ ભિક્ષુને કોઈ વાત ન સુઝી અને માથું ખજવાળતો ચાલ્યો ગયો, આ મુનિની ઔત્પત્તિકી બુધ્ધિનુ ઉદાહરણ છે.

**[૮] ઉચ્ચાર-મલ-પરીક્ષા:-** એક માણુસ પોતાની નવોઢા, રૂપયૌવનસંપન્ન પત્નીની સાથે ગ્રામાન્તર જઈ રહ્યો હતો. રસ્તે ચાલતા એક ધૂર્ત વ્યક્તિ તેને મળી. માર્ગમાં વાતો કરતાં તેની સ્ત્રી ધૂર્તપર આસકત બની ગઈ અને તેની સાથે જવા તૈયાર થઈ ગઈ ત્યારે ધૂર્ત કહેવા લાગ્યો કે આ સ્ત્રી મારી છે બન્ને વ્યક્તિ સ્ત્રીપર પોતાનો અધિકાર જમાવવા લાગ્યા પરસ્પર ઝગડતા ઝગડાતા તેઓ ન્યાયાલયમા ગયા ન્યાયાધીશે બન્નેની વાત સાભળી પછી સ્ત્રી અને ધૂર્તને અલગ કરી નાખ્યા. ન્યાયાધીશે સ્ત્રીના પતિને પૂછ્યું- કાલે તમે શું ખાધુ હતુ ?" તેને જવાબ આપ્યો કે મે અને મારી પત્નીએ કાલે રાતે તલના લાડૂ ખાધા હતા. તેજ પ્રમાણે ધૂર્તને પણ પુછ્યુ- તેને કઈ જુદોજ જવાબ આપ્યો ન્યાયાધીશે સ્ત્રી અને ધૂર્તને વિરેચન આપીને તપાસ કરી તો સ્ત્રીના મળમા તલ દેખાણા પણ ધૂર્તના મળમા નહિ. આ આધાર પર ન્યાયાધીશે અસલી પતિને તેની સ્ત્રી સોંપી દીધી અને ધૂર્તને યથોચિત દંડ આપીને પોતાની ઔત્પત્તિકી બુધ્ધિનો પરિચય આપ્યો.

**[૯] હાથી:** કોઈ એક રાજાને અતિ બુધ્ધિસંપન્ન મંત્રીની આવશ્યકતા હતી. તેને અતિશય મેધાવી વ્યક્તિની શોધ કરવા માટે એક બળવાન હાથીને ચોરાપર બાંધીને ઘોષણા કરાવી કે જે વ્યક્તિ આ હાથીને તોળી દેશે તેને રાજા ઘણું ધન આપશે આ ઘોષણા સાભળીને એક વ્યક્તિએ સરોવરમાં નાવ મૂકી તે નાવમા હાથીને લઈ જઈ ચડાવ્યો હાથીના ભારથી નાવ જ્યા સુધી પાણીમા ડૂબી ત્યા તે માણસે નિશાન કરી લીધું. પશ્ચાત્ હાથીને ઉતારી નાવમા ત્યા સુધી પત્થર ભર્યા કે પૂર્વ ચિહ્નિત સ્થાન સુધી નાવ પાણીમા ડૂબી ગઈ. પછી નાવમાંથી તે પત્થર કાઢી તે તોળ્યા. પછી તે માણસે રાજાને નિવેદન કર્યું કે- મહારાજ ! અમુક પલ પરિમાણ હાથીનું વજન છે રાજા તેની બુધ્ધિની વિલક્ષણતાથી પ્રસન્ન થયો અને પ્રધાનમંત્રી તરીકે નિયુકત કર્યો આ તે પુરૂષની ઔત્પત્તિકી બુધ્ધિનુ ઉદાહરણ છે

**[૧૦] ભાંડ:-** કોઇ એક રાજાના દરબારમાં ભાડ આવતો હતો રાજા તે ભાંડને પ્રેમ કરતો

હતો. તેથી ભાંડ ખુશામૂતિઓ બની ગયો હતો. રાજા તે ભાંડની સમક્ષ હમેંશા પોતાની મહારાણીની પ્રશંસા કર્યા કરતો કે મારી રાણી ઘણી આજ્ઞાકિંત છે પરંતુ ભાંડ રાજાને કહેતો–મહારાજ ! રાણીજી સ્વાર્થવશ એવું કરે છે. જો તમને વિશ્વાસ ન હોય તો પરીક્ષા કરી લો.

રાજાએ ભાંડના કહેવા પ્રમાણે એક દિવસ રાણીને કહ્યુ–દેવી ! મારી ઇચ્છા છે કે હું બીજા લગ્ન કરું અને તેના ગર્ભ થી જે બાળક થાય તેને રાજ્યાભિષેકથી સન્માનન કરૂ, રાણીએ જવાબ આપ્યો મહારાજ ! તમે બીજા લગ્ન ભલે કરો પરંતુ પરંપરાથી પહેલા રાજકુમાર જ રાજ્યાધિકારી બની શકે છે. ભાંડની વાત બરાબર છે એમ જાણીને રાજા રાણી સામે હસ્યા. રાણીએ હસવાનું કારણ પૂછ્યું તો રાજા વધુ હસ્યા -રાણીના આગ્રહથી રાજાએ ભાંડની વાત જણાવી આ સાંભળીને રાણી અત્યંત ક્રોધિત થઈ ગઈ અને રાજા દ્વારા ભાંડને દેશ છોડી દેવાની આજ્ઞા અપાવી.

દેશપારની આજ્ઞા મળતા ભાંડે વિચાર્યું કે મારીવાત રાજાએ રાણીને કહી દીધી છે અને તેથી જ રાણીએ આવી આજ્ઞા અપાવી છે પછી ભાંડ ચંપલોનો મોટો ટોપલો માથે ઉપાડી રાણીના આવાસ–માં ગયો પહેરેગીરની આજ્ઞા લઈ રાણીના દર્શન માટે અંદર ગયો. રાણીએ પૂછ્યુ–માથાપર આ શું ઉઠાવ્યુ છે ? જવાબમા ભાંડ બોલ્યો– દેવીજી ! મારા માથા પર જેટલી ચંપલની જોડીઓ છે તેને પહેરીને જે જે દેશમાં જઈ શકીશ ત્યાસુધી તમારો અપયશ ફેલાવતો જઇશ આ સાંભળી રાણીએ દેશપારનો હુકમ પાછો ખેંચી લીધો અને ભાંડે પૂર્વવત્ રહેવા લાગ્યો આ ભાંડની ઔત્પત્તિ બુદ્ધિનુ ઉદાહરણ છે

[૧૨] લાખની ગોળી:– કોઈ એક બાળકે રમતા કૌતૂહલ–વશ લાખની ગોળી નાકમાં નાંખી દીધી ગોળી અંદર શ્વાસ નળીમા ફસાઈ ગઈ શ્વાસ ન લઇ શકયાને કારણે બાળકને વેદના થવા લાગી આ જોઇ બાળકના મા–બાપ ગભરાઈ ગયા તેઓ તે બાળકને સોની પાસે લઈ ગયા સોનીએ પોતાની સૂક્ષ્મ બુદ્ધિથી એક લોખંડની સોઈ નો અગ્રભાગ ગરમ કરી સાવધાનીથી નાંકમા નાખી ગરમ સોઇ સાથે લાખની ગોળી ચોંટી ગઈ સોનીએ ખેંચીને બહાર કાઢી લીધી આ સોનીની ઔત્પત્તિકી બુદ્ધિ છે.

[૧૩] સ્તમ્ભ કોઈ રાજાને અત્યંત બુદ્ધિશાળી મંત્રીની આવશ્યકતા હતી. તેથી રાજાએ વિસ્તીર્ણ અને ઉંડા તળાવમાં એક ઉંચો સ્તમ્ભ રોપી દીધો અને તેની રક્ષા માટે રાજ્યાધિકારી નિયુકત કર્યો રાજાએ ઘોષણા કરાવી કે જે કોઈ કિનારે ઊભા રહીને દોરડાથી આ સ્તમ્ભને બાંધી લેશે તેને રાજા એક લાખ રૂપિયા આપશે.

એક બુદ્ધિમાન્ વ્યક્તિએ આ ઘોષણા સાંભળીને લોકોની ઉપસ્થિતિમા તળાવના કિનારે એક ખીલો ખોડયો. અને તેની સાથે દોરડાનો એક છેડો બાંધ્યો બીજો છેડો પકડી તળાવની ચારે બાજુ એક ચક્કર માર્યું આમ કરવાથી સ્તમ્ભ વચ્ચે બંધાઈ ગયો, રાજ પુરૂષોએ આ સમાચાર રાજાને આપ્યા. રાજા તેની બુદ્ધિ પર હર્ષિત થયા અને તે પુરૂષને એક લાખ રૂપિયા આપીને મંત્રી તરીકે સ્થાપિત કરી કરી દીધો આ તે પુરૂષની ઔત્પત્તિ બુધ્ધિ,

[૧૩] ક્ષુલ્લક:- કોઈ નગરમાં એક પરિવ્રાજિકા રહેતી હતી તે ઘણી ચતુર અને કલા કુશલ હતી એક વાર તે રાજ્યસભામા ગઈ અને રાજાને કહ્યું- "મહારાજ ! એવું કોઈ કાર્ય નથી કે જે અન્ય કરી શકે અને હું ન કરી શકુ" રાજાએ પરિવ્રાજિકાની વાત સાંભળી અને નગરમાં આ રીતે ઘોષણા

કરાવી કે જો કોઈ પુરૂષ એવો હોય કે જે આ પરિવ્રાજિકાને જીતી લે, તે રાજ સભામાં આવે. રાજા તેનું સન્માન કરશે

નગરમાં ભ્રમણ કરતાં કોઇ નવયુવક ક્ષુલ્લકે આ ઘોષણા સાંભળી અને રાજસભામાં ગયો. રાજા ને કહ્યુ – મહારાજા ! હું આ પરિવ્રાજિકાં ને અવશ્ય હરાવીશ. પ્રતિયોગિતાનો સમય નક્કી કરી પરિવ્રાજિકાને સૂચના આપી દીધી.

નિશ્ચિત સમયપર રાજસભામા પરિવ્રાજિકા અને ક્ષુલ્લક બન્ને આવી ગયા. પરિવ્રાજિકા તિરસ્કાર પૂર્ણ અને અભિમાનયુકત મુખ કરતી બોલી– મારે આ મુંડીત સાથે કેવા પ્રકારની પ્રતિયોગિતા કરવાની છે ? પરિવ્રાજિકાની ધૂર્તતા સમજતા ક્ષુલ્લક બોલ્યો– જે હુ કરું તે તમારે કરવું. આટલું કહીને પોતે પહેરેલ બધા કપડા ઉતારી નગ્ન થઇ ગયો. પરિવ્રાજિકા એમ કરવામાં અસમર્થ હતી બીજી પ્રતિયોગિતામા ક્ષુલ્લકે એવી રીતે લઘુશ કા કરીકે તેનાથી કમળની આકૃતિ બની ગઈ પરિવ્રાજિકા તે પણ ન કરી શકી રાજસભામાં તિરસ્કૃત અને લજ્જિત બની પરિવ્રાજિકા ત્યાંથી ચાલતી થઇ ગઇ. આ ક્ષુલ્લકની ઔત્પત્તિકી બુદ્ધિનું ઉદાહરણ છે.

[૧૪] માર્ગ:– કોઈ પુરૂષ પોતાની સ્ત્રી સાથે રથમા બેસી જઈ રહ્યો હતો. રસ્તામાં જતા સ્ત્રીને શૌચની બાધા થઈ. રથ ઉભો રખાવી સ્ત્રી ઘણે દૂર– પુરૂષ જોઈ ન શકે તેમ તે સ્ત્રી શરીર ચિંતા દૂર કરવા બેસી ગઈ જે જગ્યાએ રથ ઉભો રાખ્યો હતો ત્યા એક વ્યંતરીનુ સ્થાન હતું. તે વ્યંતરી પુરૂષના રૂપ યૌવન પર અત્યત આસકત થઇ ગઈ તે પુરૂષથી સ્ત્રીને દૂર જોઇને વ્યંતરીએ તે સ્ત્રી જેવું રૂપ બનાવ્યુ અને રથપર સવાર થઈ ગઇ. સ્ત્રી જયારે શૌચથી નિવૃત્ત થઈ સામે આવતી દેખાણી તો વ્યંતરીએ પુરૂષ ને કહ્યુ–આ કોઈ વ્યંતરી મારૂં રૂપ બનાવી સામે આવે છે રથને જલ્દી ચલાવો સ્ત્રી એ પાસે આવીને જોયુ અને મોટે થી રડવા લાગી. વ્યંતરીના કહેવાથી પુરૂષ રથને દોડાવવા લાગ્યો અને પેલી સ્ત્રી રથની પાછળ દોડવા લાગી અને કહેવા લાગી– આ કોઈ વ્યંતરી બેઠી છે તેને ઉતારીને મને લઇ લો પુરૂષ વિચારમાં પડી ગયો અને તે રથ ઉભો રાખ્યો

બન્ને સ્ત્રીઓ વિવાદ કરવા લાગી અને બન્ને પોતાને પેલા પુરૂષની પત્ની તરીકે ઓળખાવતી હતી આ રીતે બન્ને સ્ત્રીઓ લડતી લડતી ગામમા પહોંચી સમાન આકૃતિવાળી બે સ્ત્રીઓમાથી કઈ સ્ત્રી મારી છે, તે પુરૂષ સમજી શકતો ન હતો અને તે ઝગડો પંચાયતમાં ગયો. ન્યાય કરનારે પોતાની બુદ્ધિનો ઉપયોગ કર્યો બન્ને સ્ત્રીઓ ને અલગ અલગ કરી પુરૂષને દૂર સ્થાન પર બેસાડી દીધો અને કહ્યુ – જે સ્ત્રી પુરૂષને પહેલા સ્પર્શ કરી લેશે તે સ્ત્રીનો તે પતિ ગણાશે ! સ્ત્રીતો દોડીને પુરૂષ પાસે પહોચવા નો પ્રયત્ન કરતી હતી પણ વ્યંતરીએ વૈક્રિય શકિત દ્વારા હાથ લાબો બનાવી ત્યાંજ બેઠા બેઠા પુરૂષનો સ્પર્શ કરી લીધો. આ પરથી સમજાઈ ગયું કે આ સ્ત્રી છે અને આ વ્યંતરી છે આ ન્યાય કર્તાની ઔત્પત્તિકી બુદ્ધિનુ ઉદાહરણ છે

[૧૫] સ્ત્રી·– એકદા મૂલચદ અને પુંડરીક એક સાથે માર્ગપરથી જઈ રહ્યા હતાં. તેજ માર્ગથી એક પુરૂષ પોતાની સ્ત્રી સાથે કયાંક જતો હતો. પુડરીક દૂરથી તે સ્ત્રીને જોઈ તેનાપર આસકત બની ગયો પુંડરીકે પોતાની દુર્ભાવના પોતાના મિત્ર મૂલચંદ સમક્ષ પ્રગટ કરી અને કહયું– જો આ સ્ત્રી

મને મળશે તો હું જીવિત રહીશ નહી તો મારૂ મૃત્યુ થશે ત્યારે કામાસકત પુંડરીકને મૂલચંદે કહ્યું- તું આતુર ન થા. હું એવુ કરીશ કે જેથી સ્ત્રી-તને મળી જાય.

તે બન્ને મિત્રો, પેલા સ્ત્રી-પુરૂષ ન જોવે તે રીતે રસ્તો બદલી પહેલા રસ્તા પર એવી રીતે આવ્યા કે સ્ત્રી-પુરૂષ સામે મળે. મૂળચંદે પુંડરીકને માર્ગથી દૂર એક વનકુંજમાં બેસાડી દીધો અને સ્વંય પેલા દંપતીનો માર્ગ રોકી કહેવા લાગ્યો- અરે મહાભાગ ! મારી સ્રીને આ પાસેની કુંજમાં બાળક જન્મ્યુ છે. તેને જોવા માટે તમારી સ્રીને ક્ષણમાત્ર ત્યા મોકલો. તે પુરૂષે પોતાની સ્રીને મોકલી. અને તે પુંડરીક પાસે ગઈ. તે ક્ષણ માત્ર ત્યાં રોકાઇ અને પાછી આવી ગઇ. આવીને મૂલચંદના વસ્ત્ર પકડી હસીને કહેવા લાગી- તમને અભિનંદન ઘણુ સુદર બાળક જન્મ્યું છે. આ મૂલચંદ અને સ્ત્રીની ઔત્પત્તિકી બુદ્ધિનુ ઉદાહરણ છે

[૧૬] પતિ- બે ભાઈ ઓ વચ્ચે એક પત્ની હતી. લોકોમા વાતો થતી કે- અહો ! આ સ્ત્રીને પોતાના બન્ને પતિઓ પર સમાન રાગ છે.આ વાત ફેલાતા ફેલાતા રાજાના કાન સુધી પહોંચી રાજા આ વાત સાભળીને આશ્ચર્ય પામ્યો ત્યારે મત્રીએ કહ્યુ- દેવ! આવું કદી ન બને તેનો એકપર અવશ્ય વિશેષ અનુરાગ હશે. રાજા એ પૂછ્યુ- તે કેવી રીતે જાણી શકાય ? મંત્રીએ જવાબ આપ્યો- હું એવો ઉપાય કરીશ કે જલ્દીથી જાણી શકાશે કે તેને કોનાપર વધુ રાગ છે.

એક દિવસ મત્રીએ તે સ્ત્રીને સંદેશ લખીને મોકલ્યો કે- તે પોતાના બન્ને પતિઓને પૂર્વ અને પશ્ચિમ દિશામાં અમુક ગામમાં મોકલે અને તેજ દિવસે સાંજે પાછા ઘરે આવે આ સંદેશ વાચી તે સ્ત્રીએ થોડા રાગવાળા પતિને પૂર્વવતી ગામમા મોકલ્યો અને જેનાપર વિશેષ રાગ હતો તે પતિને પશ્ચિમ મા મોકલ્યો પૂર્વ દિશામા મોકલ્યો તેને જતા સમયે અને પાછા આવતી વખતે બન્ને વખત સૂર્યનો તાપ સામે રહે અને જેને પશ્ચિમમા મોકલ્યો તેને બન્ને સમય સૂર્ય પીઠ તરફ રહ્યો આમ કરવાથી મત્રીએ જાણ્યુ કે અમુક પર થોડો અને અમુક પર વિશેષ અનુરાગ છે આ નિર્ણય કરીને મત્રીએ રાજાને નિવેદન કર્યું, પરન્તુ રાજાએ તેનો સ્વીકાર ન કર્યો કારણ કે બન્ને ને પૂર્વકે પશ્ચિમમા જવાની આજ્ઞા હતી તેમા કાઇ વિશેષતા જ્ઞાત ન થઇ

મંત્રીએ ફરી આજ્ઞા મોકલી કે પોતાના પતિઓને એકજ સમયે જુહાર ગામમા મોકલે. સ્ત્રીએ બન્ને પતિને સમકાલમા જુદા જુદા ગામમા મોકલ્યા મત્રીએ બે વ્યક્તિઓને એક સાથે સ્ત્રી પાસે મોકલી. અને તેઓએ સમકાલમાજ જઇને કહ્યું કે-તમારા અમુક પતિના શરીરમા અમુક વ્યાધિ થઇ ગઇ છે તેની સારસભાલ કરો ત્યારે જેનાપર રાગ થોડો હતો તેની વાત સાભળી તે સ્ત્રી બોલી- તેને તો હમેશા તેવુ જ રહે છે જેનાપર વિશેષ રાગ હતો તેની વાત સાંભળી કહેવા લાગી - તેને વધારે કષ્ટ થતુ હશે. માટે પહેલા ત્યા જાઉ આમ કહીને પશ્ચિમ તરફ ચાલવા લાગી આ સર્વ વાત મંત્રીએ રાજાને કહી મત્રીની બુદ્ધિમત્તાથી રાજા અત્યત પ્રસન્ન થયો મંત્રીની ઔત્પત્તિકી બુદ્ધિનુ આ ઉદાહરણ છે

[૧૭] પુત્ર - કોઇ નગરમા એક વ્યાપારી રહેતો હતો. તેને બે પત્નીઓ હતી. એકને પુત્ર હતો અને બીજી વન્ધ્યા હતી. વન્ધ્યા સ્ત્રી પણ બાળકને ખૂબજ પ્યાર કરતી હતી તેથી બાળક સમજતો ન હતો કે તેની સાચી માતા કોણ છે ? એકવાર તે વેપારી પોતાની પત્નીઓ અને બાળક સાથે દેશાન્તર

માં ચાલ્યો ગયો. ત્યાં જેતાંજ વેપારીનું મૃત્યુ થઈ ગયું પછી તેઓને સ્ત્રીઓમાં ઝઘડો થવા લાગ્યો. એક કહેતી હતી કે આ બાળક મારો છે તેથી હું જ ઘરની સ્વામિની છું, બીજી સ્ત્રી પણ કહેતી– આ બાળક મારો છે તેથી હું ઘરની માલિક છું. બન્ને ન્યાય માટે ન્યાયાલયમાં ગયા.

મંત્રીએ બન્નેનો વાદ–વિવાદ સાંભળી કર્મચારીઓને આજ્ઞા કરી કે પહેલા બન્ને વચ્ચે ઘરની સંપત્તિ વહેંચી દો અને પછી આ છોકરાના બે કકડા કરી બન્ને સ્ત્રીઓને એક એક આપી દેજો મંત્રીના વાક્યને સાંભળી કંપિત અને શલ્યથી વિંધાયેલ હૃદયથી બાળકની જનની– માતા દુઃખ પૂર્વક કહેવા લાગી– સ્વામિન્ હે મહામંત્રિન્ ! આ મારો પુત્ર નથી, મને સંપત્તિથી પણ પ્રયોજન નથી. ભલે ઘરની સ્વામિની તે બને અને પુત્ર પણ ભલે તે રાખે હું દરિદ્ર અવસ્થામાં રહી તેને ઘેરે પુત્રને જીવિત જોઈનેજ પોતાને કૃતકૃત્ય માનીશ. પુત્ર વગર આ સર્વ વૈભવ અને ધન–ધાન્ય મારા માટે અંધકાર સમાન છે પરંતુ બીજી સ્ત્રીયે કાંઈ ન કહ્યું મંત્રીએ તે સ્ત્રીના દુઃખથી જાણી લીધું કે આજ બાળકની અસલી માતા છે તેથી તેને બાળક સોંપી દીધો અને ગૃહસ્વામિની પણ તેને બનાવી દીધી અને વન્ધ્યાને ધક્કો મારી કાઢી મૂકી આ મંત્રીની ઔત્પત્તિકી બુદ્ધિનુ ઉદાહરણ છે.

[૧૮] **મધુછત્ર–** કોઈ વણકરની પત્ની દુરાચારિણી હતી. એકવાર તેનો પતિ ગ્રામાંતર ગયો ત્યારે તે વીર પુરુષ સાથે વ્યભિચાર સેવવા જાલવૃક્ષકુંજમા ગઈ ત્યા તેણીએ એક મધપુડો જોયો અને ઘેર ચાલી આવી બીજે દિવસ જ્યારે તેનો પતિ મધ ખરીદવા બજારમા જવા લાગ્યો ત્યારે તે સ્ત્રીએ તેને રોકી દિધી અને કહ્યું કે તમારે મધ જોઇએ છીએ ? હું તમને મધપુડો બતાવું આમ કહી પતિને જાલ વૃક્ષોની વચ્ચે લઈ ગઈ પણ ત્યાં તેને મધપુડો દેખાયો નહી. તેથી શંકાયુક્ત સ્થાનપર લઈ ગઇ જ્યા તેણીએ વ્યભિચારનુ સેવન કર્યું હતુ. અને વણકરને મધ-છત્ર બતાવી દીધુ આ રીતે મધુછત્રના બતાવવા પર વણકરે જાણી લીધું કે આ સ્ત્રી અહી આવીને વ્યભિચારનુ સેવન કરે છે આ વણકરની ઔત્પત્તિકી બુદ્ધિનુ ઉદાહરણ છે

[૧૯] **મુદ્રિકા –** કોઈ એક નગરમા બ્રાહ્મણ રહેતો હતો તે સત્યવાદી હતો લોકોમાં પ્રસિદ્ધ હતુ કે આ પુરોહિત પાસે જે કોઈ થાપણ રાખે અને લાંબા સમય પછી પણ થાપણ પાછી માગે ત્યારે તરત જ પાછી આપી દે છે આ સાંભળીને એક ગરીબ માણસે પોતાની હજાર મહોરની થેલી તે પુરોહિત પાસે થાપણ રૂપે રાખી અને દેશાન્તરમાં ગયો. લાંબા સમય પછી તે માણસ તે નગરમા પાછો આવ્યો અને પુરોહિત પાસે પોતાની થાપણ પાછી માંગી પુરોહિતે ચોકખી ના પાડી દીધી અને કહેવા લાગ્યો– તુ કોણ છે ? ક્યાથી આવ્યો છે ? તારી થાપણ કેવી છે ? હુ જાણતો નથી ત્યારે તે ગરીબ તેની વાત સાંભળીને થાપણ પાછી ન મળતા પાગલ થઈ ગયો અને હજાર મહોરની થેલી એમ બોલતો બોલતો નગરમા ફરવા લાગ્યો

એક દિવસે મંત્રીને પસાર થતા જોયા અને તેની પાસે જઇ તે કહેવા લાગ્યો "પુરોહિતજી ! મારી હજાર મહોરોની જે થેલી તમારી પાસે થાપણ રૂપે રાખી છે તે મને આપી દો " આ સાંભળીને મંત્રીનુ મન દયાથી દ્રવિત થઇ ગયુ તેને રાજા પાસે જઇને સર્વ વાત કહી રાજાએ ગરીબ માણસ અને પુરોહિત બન્ને ને બોલાવ્યા, બન્ને રાજસભામાં આવ્યા રાજાએ પુરોહિતને કહ્યુ– આની થાપણ પાછી કેમ આપતા નથી પુરોહિતે કહ્યુ દેવ ! મે તેની કોઇપણ વસ્તુ થાપણ રૂપે ગ્રહણ કરી નથી ત્યારે રાજા માન થઇ ગયો અને પુરોહિત ઘરે ચાલ્યો ગયો. પછી રાજાએ ગરીબ માણસને એકાંતમા બોલાવ્યો અને

પૂછ્યું- અરે! તું કહે છે તે શું સત્ય છે ? ત્યારે તે માણુસે દિવસ, મુહૂર્ત, સ્થાન અને પાસે રહેલ વ્યક્તિઓના નામ પણ ગણાવી દીધા.

એક દિવસ રાજાએ પુરોહિતને બોલાવ્યો અને તેની સાથે ચોપાટ રમવામા મગ્ન બની ગયા. બન્ને એ પરસ્પર વીટી બદલી લીધી. પછી રાજાએ પુરોહિતને ખબર ન પડે તેમ ગુપ્ત રૂપે એક માણુસ ને વીટી આપી પુરોહિતને ઘેર મોકલ્યો અને પરોહિત પત્નીને કહેવા કહ્યું કે- મને પુરોહિતે મોકલ્યો છે અને આ નામાકિત મુદ્રિકા તમને વિશ્વાસ રહે તે માટે સાથે આપી છે. અમુક દિવસે અમુક સમયે ગરીબ માણુસની હજાર મહોરની થેલી થાપણુ રુપે લીધી છે તે જલ્દીથી મોકલાવો. રાજ કર્મચારિઓએ તે પ્રમાણે કર્યું. પુરોહિત પત્નીએ પણુ નામાંકિત મુદ્રિકા જોઈ ગરીબ માણુસની થાપણુ મોકલાવી. રાજ પુરૂષે તે થેલી રાજાને સોંપી દીધી. રાજાએ ઘણી થેલીઓની વચ્ચે તે થેલીને રાખી ગરીબ માણુસને બોલાવ્યો અને પાસે પુરોહિતને બેસાડ્યો. દ્રમકે થેલીઓની વચ્ચે પોતાની થેલી જોઇ અત્યંત હર્ષ પામ્યો અને તેનું પાગલપણું જતુ રહ્યુ. તે સહર્ષ રાજાને કહેવા લાગ્યો "રાજા! આ વચ્ચેની થેલી જેવીજ મારી થેલી છે." રાજાએ તેને તે થેલી સોપી દીધી અને પુરોહિતનો જિહ્વાચ્છેદ કરી ત્યાંથી કાઢી મૂકયો. આ રાજાની ઔત્પત્તિકી બુદ્ધિનું ઉદાહરણ છે

(૨૦) અંક:- કોઇ એક માણુસ એક શાહુકાર પાસે પોતાની હજાર રૂપિયાની થેલી થાપણુ રૂપે રાખીને સ્વયં દેશાતર ચાલ્યો ગયો. પછી શાહુકારે થેલીના નીચેના ભાગને નિપુણતાથી કાપીને રૂપિયા કાઢી લીધા અને ખોટા રૂપિયા ભરી થેલી સીવી લીધી, કેટલાક સમય પછી તે માણુસે થેલી પાછી માંગી શાહુકાર પાસેથી થેલી લઇ તે ઘેર ગયો અને થેલી ખોલતા ખોટા રૂપિયા નીકળ્યા. આ જોઇ તે ઘણો દુ ખી થયો અને ન્યાયાલયમાં જઈ સારી વાત જણાવી, ન્યાયાધીશે થેલીના સ્વામીને પૂછ્યુ- તારી થેલીમા કેટલા રૂપિયા હતા. તેને કહ્યુ-હજાર રૂપિયા હતા ન્યાયાધીશે થેલીમાંથી રૂપિયા કાઢી અસલી રૂપિયા થેલીમા ભર્યા થેલી કાપીને સીવી હતી તેટલા રૂપિયા તેમાં ન સમાણા આના પરથી ન્યાયાધીશે અનુમાન કર્યું કે અવશ્ય શાહુકારે ખોટા રૂપિયા ભરી દીધા છે ન્યાયાધીશે હજાર રૂપિયા તે માણુસને અપાવ્યા અને શાહુકારને યથોચિત દંડ અપાવ્યો આ ન્યાયાધીશની ઔત્પત્તિકી બુદ્ધિનું ઉદાહરણુ છે

(૨૧) નાણક:- એક માણુસે હજાર સોનામહોરથી ભરેલ થેલી એક શેઠ પાસે થાપણુ રૂપે રાખી પછી તે કાર્યવશ દેશાંતરમાં ગયો. ઘણો સમય વીતી જવાપર શેઠે થેલીમાથી શુદ્ધ સોના મહોર કાઢી નવી અને ઓચ્છા સોનાવાળી મહોરો અંદર ભરી થેલી સીવી લીધી. ઘણા વર્ષો પછી સોનામહોર નો સ્વામી પાછો આવ્યો અને શેઠ પાસે થેલી માગી શેઠે તેને થેલી પાછી આપી તેને પોતાની થેલીને ઓળખી લીધી અને થેલી લઇ ઘેર ગયો. થેલી ખોલતા અશુદ્ધ સોનાની નકલી મહોરો નીકળી. તેને શેઠની પાસે જઉને કહ્યુ - મારી મહોરો તો અસલીને શુદ્ધ હતી અને આતો નકલીને ખોટી મહોરો નીકળી છે શેઠે કહ્યુ-અસલી નકલી હું કાંઈ ન જાણુ તમારી થેલી જેમ હતી તેમજ પાછી આપી છે બન્ને વચ્ચે ઝગડો વધી ગયો અને બન્ને ન્યાયાલયમાં પહોચ્યા ન્યાયધીશે બન્નેની વાત સાભળી અને થેલીના માલિકને પૂછ્યુ - તમે કયા વર્ષમા થેલી થાપણુ રૂપે રાખી હતી ? તેને વર્ષ, દિવસ વગેરે બતાવ્યા ન્યાયાધીશે મહોરો જોઇ તો તે નવી બનેલી હતી ન્યાયધીશે સમજી લીધુ કે આ શેઠે ખોટી મહોરો ભરી છે આમ નિશ્ચય કરી પેલા માણસને શેઠ પાસેથી અસલી સોના મહોરો અપાવી અને શેઠને યથોચિત દંડ આપ્યો આ ન્યાયકર્તાની ઔત્પત્તિકી બુદ્ધિનુ ઉદાહરણ છે

(૨૨) ભિક્ષુઃ કોઈ એક માણુસ કોઇ સંન્યાસી પાસે હજાર સોના મહોર થાપણુ તરીકે રાખી વિદેશ ગયો. કેટલાક સમય પછી તે પાછો આવ્યો અને ભિક્ષુ પાસે સોના મહોરો પાછી માંગી પરંતુ તે પછી આપીશે, કાલે આપીશ, એમ કરીને સમય કાઢવા લાગ્યો. તે માણુસ આવા વ્યવહારથી દુ:ખી થઈ ગયો કારણુ કે સંન્યાસી થાપણુ પાછી આપતો ન હતો.

એક દિવસ તે માણુસને કોઈ બીજા માણુસો મળ્યા તેઓએ કહ્યુ-અમે તારી થાપણુ પાછી અપાવી દેશું અને કેટલાક સંકેત આપી ચાલ્યા ગયા પછી ભગવા કપડા પહેરી હાથમાં સોનાના ચીપીયા લઇ પેલા સન્યાસી પાસે પહોચ્યા તેને કહેવા લાગ્યા- અમે વિદેશમાં પરિભ્રમણુ માટે જઇ રહ્યા છીએ. અમારી પાસે આ સોનાના ચિપિયા છે તેને તમારી પાસે રાખો કારણુ કે તમે ઘણા સત્યવાદી મહાત્મા છે. તેજ સમયે પેલો માણુસ સંકેતાનુસાર ત્યા આવ્યો અને સન્યાસીને કહેવા લાગ્યો- મહાત્માજી ! મારી હજાર રૂપિયાની થેલી મને પાછી આપો, મહાત્મા આગંતુક વેષધારી સંન્યાસી ના સોનાના ચિપીયા ના લોભવશ અને અપયશના ભયથી ના ન પાડી શકયો. અને હજાર મહોરો પાછી આપી પછી સંન્યાસીઓયે કાર્યવશ પરિભ્રમણુનો કાર્યક્રમ સ્થગિત કરી ઘરે પાછા ફરી ગયા સંન્યાસી પોતાના કાર્ય પર પશ્ચાતાપ કરવા લાગ્યો આ તે લોકોની ઔત્પત્તિકી બુધ્ધિનુ ઉદાહરણુ છે.

(૨૩) ચેટક નિધાનઃ-બે ગાઢ મિત્રો હતા એક વાર તેઓ જંગલમાં ફરવા ગયા ત્યા તેઓને દાટેલ ધન મળ્યું. માયાવી મિત્રે કહ્યુ- મિત્ર ! આપણે કાલે શુભ દિવસ અને મુહૂર્ત આ ધન અહીંથી લઇ જશું સરલ સ્વભાવી મિત્રે આ વાત સ્વીકારી લીધી અને બન્ને ઘરે પાછા ફર્યા તેજ રાત્રે માયાવી મિત્ર જંગલમા ગયો અને ત્યાથી બધુ ધન લઇ ત્યા કોલસા ભરી ઘરે પાછો ફર્યો બીજે દિવસે બન્ને મિત્રો પૂર્વ નિશ્ચયાનુસાર ધનની જગ્યાએ પહોચ્યા પરંતુ ત્યા તો કોલસો જોયા, આ જોઇ માયાવી માથુ અને છાતી કૂટી રડવા લાગ્યો અને કહેવા લાગ્યો- હાય ! આપણે કેટલા ભાગ્યહીન છીએ કે દૈવે આંખ આપીને છીનવી લીધી, આપણુને ધન બતાવી કોયલા બતાવ્યા "આ રીતે વારવાર કહેવા લાગ્યો તે કહેતા-કહેતા પોતાનુ કપટ છુપાવવા તેની તરફ જોતો હતો, આ દૃષ્ય જોઇને સરલ મિત્રને ખબર પડી ગઈ કે આ કારસ્થાન તેનુંજ છે. પોતાના ભાવને છુપાવી માયાવીને સાન્તવન આપતા કહ્યું- મિત્ર ! શા માટે દુ ખી થાય છે આ રીતે રડવાથી શુ ધન પાછુ આવી જશે આ રીતે તેઓ પોતપોતાના ઘરે પાછા ગયા

સરલ સ્વભાવી મિત્રે આનો બદલો લેવા માયાવી મિત્રની સજીવ જેવી પ્રતિમા બનાવી અને બે વાંદરા પાળ્યા. રોજ તે પ્રતિમાપરના હાથ, પગ, માથા પર વાંદરાને ખાવાયોગ્ય પદાર્થ રાખી દેતો અને વાંદરા રોજ તે ખાતા. રોજનો આ કાર્યક્રમ થઈ જતા વાંદરા પ્રતિમાથી પરિચિત થઈ ગયા અને ખોરાક વગર પણુ તે પ્રતિમા સાથે ગેલ કરતા.

ત્યાર પછી કોઈ પર્વ ના દિવસે સરલ મિત્રે માયાવી મિત્રને ઘરે જઈ કહ્યુ- મિત્ર ! આજે પર્વનો દિવસ છે અમે ભોજન તૈયાર રાખ્યું છે તો તારા બન્ને પુત્રોને જમવા મોકલ" માયાવીના બન્ને પુત્ર ભોજન કરવા સરલ મિત્રને ઘરે આવ્યા. બન્ને ને ભોજન કરાવી કોઇ જગ્યાએ છુપાવી દીધા જ્યારે સાંજ પડી ત્યારે માયાવી મિત્ર પોતાના પુત્રોને બોલાવવા આવ્યો મિત્રના આવવાના સમાચાર સાભળી સરલ મિત્રે પ્રતિમા દૂર કરી ત્યાં આસન બિછાવી. તેનાપર માયાવીને બેસાડયો અને કહેવા લાગ્યો- મિત્ર ! તારા બન્ને પુત્રો વાંદરા બની ગયા છે મને આ વાતનુ ખૂબજ દુઃખ છે.આ પ્રમાણે વાર્તાલાપ કરતાં તેને વાંદરાઓને છોડી દીધા. વાંદરાઓ પૂર્વાભ્યાસને કારણે માયાવી મિત્રપર ચડી ગયા. માથાપર હાથ

પર ચઢ્યો ચઢીને તેને પ્યાર કરવા લાગ્યા. સરલ મિત્રે માયાવીને કહ્યું- મિત્ર ! તારા આ બન્ને પુત્રો છે એટલે તને પ્યાર કરેછે. માયાવી આ જોઈ કહેવા લાગ્યો= મનુષ્ય વાંદરા કેમ બની શકે ? મિત્ર બોલ્યો- જો સુવર્ણ કોયલા બની શકે છે, તો છોકરા પણ વાદરા બની શકેછે. ત્યારે માયાવી વિચારવા લાગ્યો આને મારી ચાલાકીની ખબર પડી ગઇ છે, જો વધારે બોલીશ તો રાજાને ખબર પડી જશે અને તે મને પકડી લેશે. ત્યાર પછી માયાવીએ યથાતથ્ય સારી ઘટના મિત્રને કહી દીધી અને ધનનો અર્ધો ભાગ આપી દીધો. પેલા મિત્રે પણ પુત્રોને બોલાવી તેને સોપી દીધા. આ સરલ મિત્રની ઔત્પાતિકા બુદ્ધિનું ઉદાહરણ છે.

**[૨૪] શિક્ષા-ધનુર્વેદ :—** કોઈ એક માણસ ધનુર્વિદ્યામાં કુશળ હતો ભ્રમણ કરતાં એકવાર તે કોઈ સમૃદ્ધ નગરમાં પહોંચ્યો, ત્યાંના ધનિક પુત્રોને એકઠાકરી ધનુર્વિદ્યા શીખવાડતો હતો, તેથી વિદ્યાર્થીઓએ કલાચાર્યને શિક્ષાના બદલામાં ઘણુ ધન ભેટ આપ્યુ. જ્યારે તેમના વડીલોને આ ખબર પડી ત્યારે તેઓ ચિંતિત બન્યા તેઓએ વિચાર્યું કે જ્યારે તે ધન લઇ પાછો ફરે ત્યારે મારીને ધન પડાવી લેવું. તેમની આ વાતની શિક્ષકને ખબર પડી ગઈ.

આ ખબર પડ્યા પછી તેને ગ્રામાન્તર માં રહેતા પોતાના ભાઇઓને સમાચાર મોકલ્યા કે "અમુક રાત્રે હું નદીમાં છાણા પ્રવાહિત કરીશ, તમે તેને લઈ લેજો" તેઓએ પણ તે વાતનો સ્વીકાર કરી જવાબ મોકલી દીધો. પશ્ચાત્ શિક્ષકે દ્રવ્ય નિશ્ચિત છાણના છાણા બનાવ્યા. અને તડકામાં સારી રીતે સૂકવી નાખ્યા પછી ધનિક પુત્રોને કહ્યું કે અમારા કુળમાં એવી પરંપરા છેકે જે સમયે શિક્ષાનો કાર્યક્રમ પૂર્ણ થઇ જાય ત્યારપછી અમુકતિથિ કે પર્વમાં સ્નાનકરીને મંત્રના ઉચ્ચારણ પૂર્વક સૂકા છાણા નદીમાં પ્રવાહિત કરાય છ. તેથી અમુક રાતે આ કાર્યક્રમ થશે, કુમારોએ ગુરુની આ વાત સ્વીકારી લીધી. પછી નિશ્ચિત રાતે કુમારોની સાથે સ્નાન પૂર્વક મંત્રોચ્ચારણ કરતાં બધા છાણા નદીમાં વિસર્જિત કરી દીધા. અને ઘરે પાછા ફર્યા. તે છાણા તેના બધુંઓએ કાઢી લીધા. કેટલાક દિવસ પછી ધનિક પુત્રોને તેમના સગાઓની વિદાય લઇને ફક્ત, પહેરેલે વસ્ત્રે, બધાને પોતાની જાત બતાવી કલાચાર્ય ત્યાંથી ચાલ્યા ગયા. વડીલોએ જોયુ કે તેની પાસે કાઇ નથી તેથી મારવાનો વિચાર છોડી દીધો આ કલાચાર્યની ઔત્પાત્તિકી બુદ્ધિનું ઉદાહરણ છે.

**[૨૫] અર્થશાસ્ત્ર-નીતિશાસ્ત્ર :-** એક વ્યાપારીની બે પત્નીઓ હતી. એકને પુત્ર હતો બીજી વન્ધ્યા હતી પરંતુ બન્ને સ્ત્રીઓ પુત્રનુ નિર્વિશેષ પાલન કરતી. તેથી બાળકને ખબર ન હતી કે મારી માતા કોણ છે ? વાણીયો પોતાની પત્નીઓ અને બાળક સાથે ભગવાન સુમતિનાથની જન્મભૂમિમા પહોંચી ગયો. ત્યાં પહોંચવા પર વાણીયાનું મૃત્યુ થઈ ગયુ તેના મૃત્યુ પછી બન્ને સ્ત્રીઓમાં બાળક અને ગૃહ સંપતિ માટે ઝગડા થવા લાગ્યા. બન્ને સ્ત્રીઓ બાળક પર પોતાનો અધિકાર જમાવી ગૃહસ્વામિની બનવા ઈચ્છતી હતી. આ ઝગડો રાજદરબારમાં ગયો. પણ નિર્ણય ન થઈ શકયો. ભગવાન સુમતિનાથની ગર્ભવતી માતાને વિવાહની ખબર પડી. માતા સુમંગલાએ બન્ને સ્ત્રીઓને પોતાની પાસે બોલાવી અને કહ્યું "થોડા દિવસ પછી મારા ઘરે પુત્રનો જન્મ થશે તે મોટો થઇને અશોક વૃક્ષ નીચે બેસી તમારો ઝગડો દૂર કરશે. ત્યા સુધી તમે અહીં નિવાસ કરો." આ સાભળીને જેનો પુત્ર ન હતો તે વિચારવા લાગી- "ચાલો આટલો સમય અહીં રહીને આનંદ કરીએ પછી જે થશે તે જોઇ લેવાશે" વન્ધ્યાએ સુમંગલાની વાત સ્વીકારી લીધી. તેનાથી રાણીએ જાણી લીધું કે આ બાળકની માતા નથી અને તેને તિરસ્કૃત કરી કાઢી મૂકી. બાળકને તેની માતાને સોપી ગૃહસ્વામિની બનાવી આ માતા સુમંગલાની ઔત્પત્તિકી બુદ્ધિનુ ઉદાહરણ છે.

[૨૬] ઇચ્છામહ – જે તમે ઇચ્છો તે આપજો:— એક શેઠનું મૃત્યુ થઇ ગયું. તેની સ્ત્રી શેઠદ્વારા વ્યાજ પર આપેલ રૂપિયાને પ્રાપ્ત કરી શકતી ન હતી ત્યારે સ્ત્રીએ પતિના મિત્રને બોલાવ્યો અને કહ્યુ– જે લોકોને મારા પતિએ રુપિયા વ્યાજ પર આપ્યા છે, તેમની પાસેથી મને રુપિયા અપાવી દો. પતિના મિત્રે કહ્યુ'– તેમાથી મને ભાગ આપો તો અપાવી દઉ ત્યારે સ્ત્રીએ કહ્યુ – જે તુ ઇચ્છે તે મને આપજે । પછી મિત્રે બધા રુપિયા વસૂલ કરી લીધા રુપિયા મળી જવાપર સ્ત્રીને થોડો અને પોતાને વધુ ભાગ રાખવાની ભાવના થઈ સ્ત્રીએ કહ્યુ એ સ્વીકાર ન કર્યું, ત્યારે આ ઝગડો ન્યાયાલયમાં પહોચ્યો. ન્યાયાધીશની આજ્ઞાથી બધુ ધન ત્યાં મગાવવામા આવ્યુ તેના બે ભાગ એક નાનો અને એક મોટો એમ કરીને રાખી દીધા ન્યાયાધીશે મિત્રને પૂછ્યુ– તુ કયા ભાગને ઇચ્છે છે? તેને કહ્યુ – હું મોટા ભાગને ઇચ્છું છું–' ત્યારે ન્યાયાધીશે કહ્યુ " તમે મોટા ભાગને ઇચ્છો છો માટે મોટો ભાગ સ્ત્રીને આપીદો, કેમકે જે તમે ઇચ્છો તેજ તમારે આપવાનુ છે. આમ ઝગડો પતાવવામા ન્યાયાધીશની ઔત્પત્તિકી બુદ્ધિનું ઉદાહરણ છે

[૨૭] શતસહસ્ર:– 'લાખ' નામનો એક પરિવ્રાજક હતો તેની પાસે ચાંદીનું મોટુ પાત્ર હતું પરિવ્રાજકે તે પાત્રનુ નામ 'ખોરક' રાખ્યુ હતુ પરિવ્રાજક જે વાત એક વાર સાભળે કે અક્ષરશ યાદ રાખી શકતો તેથી બુદ્ધિના અભિમાનથી તેણે બધા સામે પ્રતિજ્ઞા કરીકે– 'જે વ્યક્તિ મને અશ્રુતપૂર્વ વાત સભળાવશે તેને હુ ચાંદીનુ પાત્ર આપી દઈશ' આ પ્રતિજ્ઞા સાભળી ચાંદીના પાત્ર ના લોભથી ઘણી વ્યકિતઓ આવી પણ કોઈ એવી વાત ન સભળાવી શકી. આગન્તુક જે વાત સભળાવતા, પ્રરિવ્રાજક અક્ષરશ અનુવાદ કરીને સભળાવી દેતો અને કહેતો— આ વાત મે સાંભળેલી છે અન્યથા હુ કેમ સભળાવી શકુ, આ કારણથી તેની પ્રસિદ્ધિ સર્વત્ર ફેલાય ગઈ

આ વાત એક સિદ્ધ પુત્રે સાભળી અને કહ્યુ કે— "હું એવી વાત કરીશ કે પરિવ્રાજકે કદિ સાંભળી ન હોય. ત્યારપછી લોકોની વચ્ચે પરિવ્રાજક સામે સિદ્ધ પુત્ર આ શ્લોક બોલ્યો—

" तुज्झ पिया मह पिउणो, धारेइ अणूणगं सयसहस्सं
जइ सुयपुव्वं दिज्जइ, अह न सुयं खोरयं देसु ॥ "

અર્થાત્– સિદ્ધપુત્રે પરિવ્રાજકને કહ્યુ– તારા પિતાએ મારા પિતાના એક લાખ રુપિયા આપવાના છે જો આ વાત તમે સાભળી હોય તો તમારા પિતાનુ એક લાખ રુપિયાનુ દેણુ ચૂકવી દો અને જો ન સાભળી હોય તો પ્રતિજ્ઞાનુસાર 'ખોરક' (ચાંદીપાત્ર) આપી દો આ સાંભળી પરિવ્રાજકને પોતાનો પરાજય સ્વીકારવો પડયો અને ચાંદિનુ પાત્ર આપવુ પડયુ આ સિદ્ધપુત્રની ઔત્પત્તિકી બુદ્ધિનુ ઉદાહરણ છે

## પરિશિષ્ટ 'ગ'

# વૈનયિકી બુદ્ધિના ઉદાહરણો.

[૧] નિમિત્ત – એક સિદ્ધ પુત્રના બે શિષ્યો હતા તે બન્નેને સમાન રૂપથી નિમિત્તશાસ્ત્રનું અધ્યયન કરાવતો હતો એક શિષ્ય બહુમાનપૂર્વક ગુરુની આજ્ઞાનુ પાલન કરતો ગુરુ જે આજ્ઞા આપે તે સ્વીકાર કરી લેતો અને નિરતર મનન-ચિંતન કરતો હતો શકા ઉત્પન્ન થવા પર ગુરુ ચરણોમા ઉપસ્થિત થઈને વિનય પૂર્વક મસ્તક નનાવી વદન કરીને, શકાનુ સમાધાન કરતો હતો આ રીતે નિરતર

નિમિત્ત શાસ્ત્રનો અભ્યાસ કરતા કરતાં તેની બુદ્ધિ તીક્ષ્ણ થઈ ગઈ. ત્યારે બીજા શિષ્યની બધી પ્રવૃત્તિ તેનાથી વિરૂદ્ધ હતી.

એકદા તે બન્ને ગુરુની આજ્ઞાથી બીજે ગામ જઈ રહ્યા હતા. રસ્તામાં તેઓએ મોટા મોટા પગલા જોયા. પગલાને જોઈને વિચારશીલ, વિનયવાન શિષ્યે પોતાના ગુરુભઈને પૂછ્યું- આ પગલા કોના છે ? ઉત્તરમાં તે બોલ્યો "મિત્રવર ! આ કાંઈ પૂછવા જેવી વાત છે ? આ તો સ્પષ્ટજ હાથીના પગલા છે. વિનીતશિષ્યે કહ્યું- ભાઈ એમ ન કહો આ પગલા હાથણીના છે, તે હાથણી ડાબી આંખે કાણી છે, તેના પર કોઈ રાણી સવાર થઈ છે તેમજ તે સધવા છે, ગર્ભવતી છે અને આ ટકાલમાંજ પ્રસવ થવાનઃ છે. તેને પુત્રનો લાભ થશે."

આમ કહેવાપર અવિનીત શિષ્ય બોલ્યો- તમે એમ કયા આધારે કહી રહયા છો ? વિનયી બોલ્યો- એ તને આગળ જઈનેપ્રત્યક્ષથી સ્પષ્ટ થઈ જશે. આ પ્રમાણે વાતો કરતાં બન્ને નિર્દિષ્ટ ગામમાં પહોચી ગયા. તેઓ એ ગામની બહાર મોટા સરોવરને કિનારે રાણીનો મોટો પડાવ જોયો. ત્યાં ડાબી આંખે કાણી એક હાથણી જોઈ. તે સમયે કોઈ દાસી એ આવીને મંત્રીને કહ્યું કે મહારાજને વધાઈ આપો, રાણીએ પુત્રને જન્મ આપ્યો છે.

આ બધું જોઈને વિનીત શિષ્યે બીજાને કહ્યું તે દાસીના વચનો સાંભળ્યા ? તે બોલ્યો- મેં બધુ સાંભળી લીધું, તમારૂ જ્ઞાન અન્યથા નથી ત્યાર પછી બન્નેં હાથ પગ ધોઈ તળાવને કિનારે વટ વૃક્ષની નીચે વિશ્રામ લેવા બેસી ગયા.

તે સમયે એક વૃદ્ધા માથાપર પાણીનો ઘડો રાખીને તેમની સામે આવી. આ બન્ને ને જોઈને તેને વિચાર્યું- આ સારા વિદ્વાનો જણાય છે તો શા માટે મારા વિદેશગત પુત્ર વિષે પૂછી ન લઉ "એમ વિચારી પશ્ન કરવા આવે છે ત્યાં માથા ઉપરથી ભરેલ ઘડો પડી ગયો અને ઠીકરામાં પરિણત થઈ ગયો. તે સમયે અવિનીત બોલી ઉઠ્યો-વૃદ્ધા ! તારો પુત્ર પણ ઘડાની માફક મૃત્યુ પામી ગયો છે. આ સાંભળી વિનયી બેલ્યો. મિત્ર ! આ પ્રમાણે ન બોલો પરંતુ એમ બોલો કે તમારો પુત્ર ઘેર આવી ગયો છે અરે ! વૃદ્ધ માતા ! ઘેરે જાઓ અને તમારા પુત્રનુ મુખ જુઓ" આ સાભળી વદ્ધા પુનરુજ્જીવિતની જેમ વિનયીને શતશઃ આર્શીવાદ આપતી પોતાના ઘેર ગઈ. ઘેર જઈને ધૂળથી ખરડાયેલ પગવાળા પોતાના પુત્રને જોયો. પુત્રે માતાના ચરણમાં પ્રણામ કર્યા. અને મા એ તેને આર્શીવાદ આપ્યા તથા નૈમિત્તિકની વાત સંભળાવી. પુત્રને પૂછીને વદ્ધાએ કેટલાક રૂપિયાને વસ્ત્ર યુગલ તે વિનયી શિષ્યને ભેટ રૂપ અર્પણ કર્યા.

અવિનીત આ બધુ જોઈને દુ.ખી થઇને મનમા વિચારવા લાગ્યો- નિશ્ચયથી ગુરુએ મને સારી રીતે ભણાવ્યો નથી. અન્યથા મને પણ આવુ જ્ઞાન પ્રાપ્ત થાત.

ગુરુનું કાર્ય કરીને બંને ગુરુપાસે પાછા ગયા વિનયીએ ગુરુને જોતાંજ અંજલી કરી મસ્તક નમાવી, બહુમાન પૂર્વક આનંદાશ્રુ ઓથી ભરેલ નેત્રથી ગુરુના પાદારવિન્દોમાં પોતાનું મસ્તક રાખીને નમસ્કાર કર્યો જ્યારે બીજો કિંચિત માત્ર પણ ન નમ્યો. અભિમાનની અગ્નિના ધૂવાડાને અંદગ્ને અંદર ધારણ કરેલ, પત્થરના સ્તમ્ભની માફક એક તરફ ઉભો રહ્યો. ત્યારે ગુરુએ અવિનીતને કહ્યુ- અરે ! તું આમ શા માટે ઉભો છે ? બોલ્યો- 'મહારાજ ! તમે જેને સારી રીતે ભણાવ્યો છે તે તમ.રા ચરણમાં નમશે હું નહિ' ત્યારે ગુરુએ કહ્યુ- શું તને સારી રીતે નથી ભણાવ્યો? "ત્યારે તેને પુર્વોક્ત સર્વકથન ગુરુને કહી દીધું ત્યારે ગુરુએ વિનયીને પુછયું-વત્સ ? તે આ કેવી રીતે જાણ્યું ?" ત્યારે વિનયી શિષ્યે કહ્યું- તે તમારા ચર ણના પ્રતાપે વિચાર કર્યો કે આ

સારી રીતે જણાય છે કે હાથીના પગલા છે. પછી વિશેષરૂપે વિચાર કર્યો કે હાથીના છે કે હાથણીના? પછી પ્રેશાબ જોઈને નક્કી કર્યું કે હાથણીના પગલા છે રસ્તાના દક્ષિણ પાર્શ્વમાં વાડ માટે ઉગાડેલ વલ્લી અને પાંદડા વગેરે ખાધેલ હતા તેનાથી નિશ્ચય કર્યો કે તે વામ-ડાબી આંખે કાણી છે રાજ વ્યક્તિ સિવાય અન્ય કોઈ વ્યક્તિ ન હોય કે જે આટલા જનસમૂહ સાથે હાથીપર આરૂઢ થઈને જાય. એટલે એ નક્કી કર્યું કે અવશ્ય આ કોઈ રાજકીય વ્યક્તિ છે અને તેને હાથણી પરથી ઉતરીને લઘુશંકા કરી છે-તેના પરથી જાણ્યું કે તે રાણીજ હોઇ શકે વૃક્ષ સાથે લાગેલ રક્ત વસ્ત્રના તતુઓથી જ્ઞાન થયું કે તે સધવા છે જમણી બાજુની ભૂમિપર હાથ રાખી ઉભી થઈ છે તેથી જાણ્યુ કે તે ગર્ભવતી છે. દક્ષિણ પગ વધુ ભારે હોવાથી જાણ્યું કે આજકાલમાં પ્રસવ થશે આ બધા નિમિત્તોથી જાણી લીધુ કે તેને પુત્ર થશે

વદ્ધા સ્ત્રીના પ્રશ્નમા તત્કાલ ઘટ પડવાથી વિચાર્યું કે આ ઘટ જેમાંથી ઉત્પન્ન થયો છે તેમા મળી ગયો તેથી મે જાણી લીધુ કે વૃદ્ધાનો પુત્ર ઘેર આવી ગયો છે. આમ કહેવાપર ગુરુએ વિનયી શિષ્ય તરફ સ્નેહની દૃષ્ટિથી જોઈ તેની પ્રશંસા કરી અને બીજા શિષ્યને કહ્યુ- અમારૂં કર્તવ્ય તો તમને શાસ્ત્રનો અભ્યાસ કરાવવાનો છે વિમર્શ તો તમારે કરવો જોઇએ આ વિનયથી ઉત્પન્ન શિષ્યની વૈનયિકી બુધ્ધિનુ ઉદાહરણ છે.

[૨] **અર્થશાસ્ત્રઃ**- અર્થશાસ્ત્ર પર કલ્પક મંત્રીનુ દૃષ્ટાંત છે. જેને ટીકાકારે નામ માત્ર થીજ સંકેત કર્યો છે તેનુ ઉદાહરણ ઉપલબ્ધ નથી.

[૩] **લેખઃ**- લિપિનુ પરિજ્ઞાન, તે પણ વિનયવાન શિષ્યને જ થાય છે

[૪] **ગણિતઃ**- ગણિતમા પ્રવીણતા પણ વૈનયિકી બુધ્ધિનો ચમત્કાર છે

[૫] **કૂપોઃ**- કોઈ એક ગ્રામીણે ભૂમિના વેત્ત નિક ભૂવેત્તાને પુછયુ કે- અમુક સ્થળે કેટલી ઉંડાઇએ પાણી હશે? ભૂવેત્તાએ કહ્યુ કે અમુક પરિમાણમા ભૂમિને ખોદો ગ્રામીણે તે પ્રમાણે ખોદયુ પણ પાણી ન નિકળ્યુ ત્યારે ભૂમિ પરીક્ષકે કહ્યુ - પાર્શ્વ-પાસેના ભૂભાગપર પગથી પ્રહાર કરો તેમ કરવાથી તત્કાલ પાણી નીકળ્યુ આ ભુગર્ભવેત્તા પુરૂષની વૈનયિકી બુધ્ધિ છે.

[૬] **અશ્વ-ઘોડા :**- ઘણા વેપારીઓ દ્વારકાપુરીમા ઘોડા વેચવા ગયા નગરીના રાજ-કુમારોએ હૃષ્ટ પુષ્ટ, દેખાવમા મોટા ઘોડા ખરીદી લીધા, પરંતુ ઘોડાની પરીક્ષામાં પ્રવીણ વાસુદેવે દુબલા-પતલા ઘોડાનો સોદો કર્યો ઘોડેસવારીના સમયે મોટા-જાડા ઘોડા પાછળ રહી જતા અને વાસુદેવનો પાતળો ઘોડો બધાની આગળ નીકળી જતો આ વાસુદેવની વૈનયિકી બુદ્ધિ છે.

[૭] **ગર્દભ-ગધેડા :**- એક નવયુવાન રાજાના મગજમા ધુન સવાર થઈ ગઈ કે તરુણોજ બધા કાર્યમા કુશળ હોય છે તરુણાવસ્થાજ સર્વશ્રેષ્ઠ હોય છે આમ વિચારીને રાજાએ પોતાના કાર્ય-ક્ષેત્રમાંથી બધા અનુભવી અને વયોવૃદ્ધ યોદ્ધાઓને કાઢી નાખી તેના સ્થાને યુવાનોની ભરતી કરી એક વાર રાજા કોઈ દેશ પર ચડાઇ કરવા જઈ રહ્યો હતો રસ્તામા એક વિશાળ જંગલમાં માર્ગ ભૂલી જવાથી બધા યુવાન સૈનિકો, કર્મચારિયો સહિત રાજા તરસથી વ્યાકુળ બની ગયા ત્યારે કિં કર્તવ્યમૂઢ રાજાને કોઈએ પ્રાર્થના કરી મહારાજ! કોઈ વૃદ્ધ પુરુષની બુદ્ધિ વિના આ વિપત્તિસાગર પાર કરી શકાય નહી

માટે વૃદ્ધ પુરુષની શોધ કરો. ત્યારે રાજાએ સૈન્યમાં ઘોષણા કરાવી એક પિતૃભક્ત સૈનિકે આ ઘોષણા સાંભળી કે જે ગુપ્ત વેશમાં પોતાના પિતાને સાથે લાવ્યો હતો યુવાનસૈનિકે રાજાને કહ્યું– મહારાજ! મારા પિતા અહીં ઉપસ્થિત છે, રાજાની આજ્ઞા પ્રમાણે તે વૃદ્ધ પિતાને રાજા પાસે લઈ આવ્યો. રાજાએ ગૌરવથી પૂછયુ– મહાપુરુષ મારી સેનાને પાણી કેવી રીતે મળશે ? વૃદ્ધ પુરુષ બોલ્યો–"દેવ ! ગધેડાને સ્વતંત્રરૂપે છોડી દો. તે જે જમીનને સૂંઘે તે સ્થાનપર પાણી છે તેમ સમજી લેવુ." રાજાએ તે પ્રમાણે કર્યું પાણી પ્રાપ્ત કરી બધા સ્વસ્થ બન્યા અને પોતાને રસ્તે ચાલવા લાગ્યા. આ સ્થવિર પુરુષની વૈનયિકી બુદ્ધિ છે

[૮] લક્ષણ :– ઘોડાના એક વેપારીએ ઘોડાની રક્ષા માટે એક માણસને રાખી તેને કહ્યું– વેતનમાં તને બે ઘોડા આપીશ, સેવકે તે સ્વીકારી લીધુ ઘોડાની રક્ષા કરતા સ્વામીની કન્યા સાથે તેને સ્નેહ થઈ ગયો સેવકે કન્યાને પૂછયુ– કયા ઘોડા સારા છે ? છોકરીએ જવાબ આપ્યો, "આમતો બધા ઘોડા સારા છે પરંતુ પત્થરથી ભરેલા કૂપ ઘડાને વૃક્ષપરથી નીચે નાખવાથી જે અવાજ થાય અને જે ઘોડો ભયભીત ન થાય તે ઘોડો શ્રેષ્ઠ છે" સેવકે આ પ્રમાણે બધા ઘોડાની પરીક્ષા કરી તો તેમાથી બે ઘોડા નિર્ભય નીકળ્યા વેતન આપવાનો સમય આવ્યો ત્યારે તેને કહ્યુ – મને અમુક બે ઘોડા આપો અશ્વસ્વામીએ કહ્યું– અરે ! આ બન્ને ને તુ શું કરીશ ? બીજા ઘોડા લઈ લે, પરંતુ સેવક માન્યો નહિ ત્યારે વેપારીએ પોતાની સ્ત્રીને કહ્યું– આ સેવક અમુક બે ઘોડા માગે છે, તેથી તેને ઘરજમાઇ બનાવી લઉં છું નહિ તો આ જાતિસંપન્ન શ્રેષ્ઠ લક્ષણથી યુક્ત બન્ને ઘોડા લઈ જશે પરંતુ તેની સ્ત્રી માની નહિ. ત્યારે સ્વામીએ તેને સમજાવ્યુ કે આ ઘોડાના રહેવાપર બીજા ઘોડા પણ ગુણયુક્ત બની જશે અને આપણા પરિવારમા પણ ઉન્નતિ થશે. અન્યથા ઘોડા ચાલ્યા જવાથી બધી રીતે હાનિ થશે આ સાંભળી તે સ્ત્રી માની ગઈ અને અશ્વરક્ષક સાથે કન્યાના લગ્ન કરી ઘરજમાઇ બનાવી લીધો આ અશ્વસ્વામીની વૈનયિકી બુદ્ધિ છે

[૯] ગ્રન્થિ :– પાટલીપુત્રમા મુરુણ્ડ નામનો રાજા રહેતો હતો અન્ય કોઇ રાજાએ મુરુણ્ડ રાજાને ત્રણ વિચિત્ર વસ્તુઓ મોકલી ૧) એવુ સૂતર કે જેને છેડો ન હતો. ૨) એક લાકડી કે જેની ગાંઠ ન દેખાય અને ૩) એક એવો ડબ્બો જેનુ ઢાંકણુ ન દેખાય. તે બધાપર લાખ એવી રીતે લગાડી દીધુ હતુ કે કોઇ જાણી ન શકે રાજા મુરુણ્ડે આ કૌતુક બધા સભાસદોને બતાવ્યું પણ કોઇને તેના કારણની ખબર ન પડી ત્યારે રાજાએ આચાર્ય પાદલિપ્તને સભામા બોલાવીને પૂછ્યુ– ભગવન્ ! શુ તમે જાણો છો કે આમા શુ રહસ્ય છે ? આચાર્ય બોલ્યા– તેનુ કારણ હુ જાણુછું, આચાર્યે ગરમ પાણીમાં સૂતર નાખ્યુ ગરમ પાણીમા લાખ ઓગળી ગયુ અને છેડો મળી ગયો લાકડીને ગરમ પાણીમા નાખી, જે ગાંઠવાળો ભારે છેડો હતો તે પાણીમા ડૂબી ગયો તેનાથી જાણ થઈ કે લાકડીને આ છેડે ગાંઠ છે પછી ડબ્બાને ગરમ પાણીમા નાખ્યો જેથી લાખ પીગળી ગયું અને ઢાંકણુ દેખાઈ ગયુ. રાજાએ આચાર્યને પૂછયું–મહારાજ ! તમે કોઇ એવુ કૌતુક કરો જેને હુ ત્યા મોકલી શકું ત્યારે આચાર્યે તુંબડાનો એક ભાગ સાવધાનીથી હટાવી અંદર રત્ન ભરી દીધા અને સાવધાનીપૂર્વક તુંબડાને બંધ કરી દીધુ અને પરરાષ્ટ્રના પુરુષને કહ્યું " આને તોડયા વગર આમાથી રત્ન કાઢી લેવા પરંતુ તેઓ તેમ કરી ન શકયા આ પાદલિપ્ત આચાર્યની વૈનયિકી બુદ્ધિ હતી

[૧૦] અગદ :–કોઇ નગરમા એક રાજા પાસે સેના થોડી હતી તેના શત્રુ રાજાએ તેના નગરને ઘેરી લીધું નગર ઘેરાઈ જવાપર રાજાએ હુકમ કર્યો કે જેની જેની પાસે વિષ હોય તે લઇ આવો કે જેને પાણીમા નાખી શત્રુને નષ્ટ કરી શકાય રાજાજ્ઞાથી પાણીને વિષમય બનાવી દીધુ તે સમય એક વૈદ્ય પરિમિત (થોડુ) વિષ લઇને આવ્યો અને રાજાને સમર્પણ કરી બોલ્યો– દેવ ! આ વિષ હુ લાવ્યો છું" અલ્પ માત્રામા વિષ

જોઈ રાજા વૈદ્યપર ગુસ્સે થઈ ગયો. વૈદ્યે નિવેદન કર્યું– "રાજા! આ સહસ્ત્ર ભેદી વિષ છે માટે ગુસ્સે ન થાવ." રાજાએ પૂછ્યું "તે કેવી રીતે ?" ત્યારે વૈદ્યે રાજાને કહ્યું— કોઈ બુઢા હાથીને લાવો" હાથી આવવા પર વૈદ્યે તેના પૂછડાનો એક વાળ ઉખેડી ત્યાં વિષનો સંચાર કર્યો. જ્યા જ્યા વિષ લાગ્યું તે ભાગ નષ્ટ થવા લાગ્યો. વૈદ્યે રાજાને કહ્યું કે તે હાથી વિષમય બની ગયો છે તેથી જે કોઈ તેને ખાશે તે પણ વિષમય બની જશે તેથી આ વિષને સહસ્ત્રભેદિ કહેછે. હાથીની હાનિ જોઈને રાજા બોલ્યો– કોઇ ઉપાય છે કે ફરી સારો થઇ જાય ? વૈદ્યે કહ્યું– હા, દેવ ! ઉપાય છે. વૈદ્યે પૂછડાના પહેલા છિદ્રમાં દવાનો સંચાર કર્યો અને હાથી સ્વસ્થ થઇ ગયો. વિષના પ્રયોગમાં વૈદ્યની વૈનયિક બુદ્ધિ છે.

**[૧૧-૧૨] રથિક અને ગણિકા :–** રથવાન અને વેશ્યાનું ઉદાહરણ સ્થૂલભદ્રના કથાનકમાં આવેછે. તે બન્ને ઉદાહરણો વૈનયિકી બુદ્ધિના છે.

**[૧૩] શાટિકા આદિ :–** કોઇ એક નગરમાં રાજા રાજ્ય કરતો હતો. રાજકુમારોને કોઈ કલાચાર્ય શિક્ષણ આપવા લાગ્યો તે રાજકુમારોએ વિદ્યાધ્યયન પછી ઘણુ ધન કલાચાર્યને ભેટ સ્વરૂપે આપ્યું. રાજા લોભી હતો. તેને જ્યારે ખબર પડી કે કુમારોએ આટલુ ધન કલાચાર્યને આપ્યું છે ત્યારે કલાચાર્યને મારી ધન પાછુ લઈ લેવાનું વિચાર્યું. પણ રાજકુમારોને રાજાના વિચારની જાણ થઈ ગઈ. તેઓ વિચારવા લાગ્યા કે– વિદ્યાનું દાન આપવાથી કલાચાર્ય પણ આપણા પિતા તુલ્ય જ છે માટે કોઈ પણ ઉપાયે કલાચાર્યને આ આપત્તિથી બચાવવા જોઇએ. કલાચાર્યે જ્યારે ભોજન પહેલા સ્નાન કરવા માટે કોરુ ધોતીયું માંગ્યું તો રાજકુમારો કહેવા લાગ્યા– 'ધોતી ભિનિ છે.' દરવાજા સામે સૂકા ઘાસને નાંખી કહેવા લાગ્યા– 'તૃણ લાંબુ છે', 'પહેલા ક્રૌચ હમેંશા પ્રદક્ષિણા કરતું હતુ, હવે ડાબી બાજુ ફરી રહ્યું છે'. આવી વિપરીત વાતો સાંભળી કલાચાર્યને જ્ઞાન થયું કે બધા મારાથી વિરકત થઈ ગયા છે. ફકત આ રાજકુમારો ગુરુભકિતને વશ થઇ મને તેની જાણ કરાવી રહ્યા છે માટે મને કોઇ ન જોવે તેમ અહીંથી ચાલ્યા જવુ તે શ્રેયરૂપ છે. આ કુમારો અને કલાચાર્યની વૈનયિકી બુદ્ધિનું ઉદાહરણ છે.

**[૧૪] નીવ્રોદક :–** કોઈ વણિકસ્ત્રીનો પતિ ચિરકાલથી પરદેશમાં ગયો હતો. તેથી વણિક પત્નીએ કામાતુર થઇ પોતાની દાસીને કહ્યું– કોઇ પુરુષને લઈ આવ ? આજ્ઞાનુ પાલન કરતા દાસી કોઇ જાર પુરુષને લઇ આવી. આગન્તુક વ્યકિતના કેશ અને નખ ને નાવિ (હજામ) બોલાવી કપાવવામાં આવ્યા. રાત્રે તે બન્ને મકાનના ઉપરના માળે ચાલ્યા ગયા. રાત્રે વરસાદ આવવા લાગ્યો. તે જારપુરુષને તરસ લાગવાથી તરતજ વરસાદનું પાણી પીધું. આ પાણી મૃત સર્પની ત્વચાથી મિશ્રિત હતું. પાણી પીવાથી જારપુરુષનું મૃત્યુ થયું. આ જોઇને વણીકસ્ત્રીએ રાત્રિના અંતિમ પ્રહરમા તે મૃતપુરુષને લઇ જઇ એક મંદિરપાસે નાખી દીધો. સવારે સિપાઈઓ એ તે મૃતપુરુષને જોયો. રાજપુરુષો વિચારવા લાગ્યા કે આ પુરુષનું મૃત્યુ કેવી રીતે થયું હશે ? તેઓ એ જોયું કે આના નખ અને વાળ તાજા કપાવેલા છે. તરતજ તેઓએ ગામના નાવીઓને બોલાવ્યા અને પૂછ્યું કે આ પુરુષના વાળ અને નખ કોણે કાપ્યા છે ? એક નાવીએ કહ્યું કે મેં અમુક વણીકસ્ત્રીની દાસીના કહેવાથી આ પુરુષના નખ અને વાળ કાપ્યા છે. દાસીને બોલાવીને પૂછ્યું તો પહેલા તે કોઇ ન બોલી પરંતુ માર પડવા પર યથાતથ્ય વાત બતાવી દીધી. દંડ આપનારની આ વૈનયિકી બુદ્ધિનું ઉદાહરણ છે.

**[૧૫] બળદની ચોરી, ઘોડાનું મરણ વૃક્ષનુ પડવું :—** કોઈ પુણ્ય હીન માણસ જે કાંઈ કરતો તેનાથી વિપત્તિ આવી પડતી. એક દિવસ તે પુણ્યહીને પોતાના મિત્ર પાસેથી બળદો માગીને

હળ ચલાવ્યુ. કાર્ય સમાપ્ત થઇ જવાપર મિત્રના વાડામા બળદોને છોડી દીધા તે સમયે મિત્ર ભોજન કરતો હતો. તેથી તે તેની પાસે ન ગયો. જ્યારે તે બળદોને વાડામા છેડતો હતો ત્યારે મિત્રનુ તેનાતરફ ધ્યાન હતું, તેથી તે પુણ્યહીને તેને કાંઈ સૂચન ન કર્યુ અને પોતાને ઘેર ચાલ્યો ગયો બળદો બાંધેલ ન હોવાથી વાડાની બહાર નીકળી કયાક ચાલ્યા ગયા અને ચોરો તેને પકડી ગયા બળદોને વાડામા ન જોતા મિત્ર પુણ્યહીન પાસે જઈ બળદ માગવા લાગ્યો પરંતુ તે કેવી રીતે આપે ત્યારે મિત્ર તેને રાજકુળમાં લઈ જવા લાગ્યો.

જ્યારે તે બન્ને જઇ રહ્યા હતા ત્યારે સામેથી એક ઘોડેસવાર આવતો દેખાણો, ઘોડો તેને જોઇને ભડકી ગયો અને સવારને પછાડી ભાગવા લાગ્યો. ત્યારે સવારે કહ્યુ—ઘોડાને દંડો મારીને રોકી રાખો, પુણ્યહીને આ સાભળ્યુ અને દંડો જોરથી માર્યો કે ઘોડાના મર્મસ્થલપર વાગતા ઘોડો મરી ગયો. આ જોઇ ઘોડાના સ્વામીએ તેને પકડી લીધો અને તે પણ રાજકુલમા સાથે જવા લાગ્યો.

જ્યારે તેઓ નગર પાસે પહોંચ્યા ત્યારે રાજસભા પૂર્ણ થઈ ગઈ હતી, સૂર્ય અસ્ત થઇ ગયો હતો તથા નગરના દ્વારપણ બંધ થઇ ગયા હતા તેઓ નગરની બહાર વિશ્રામ માટે રોકાઈ ગયા નગરની બહાર ઘણા નટો સૂતા હતા ત્યા તેઓ પણ સુઈ ગયા' પુણ્યહીન વિચારવા લાગ્યો કે મર્યાવગર આ આપત્તિઓથી છુટકારો નહી થાય માટે ગળે ફાસો ખાઈ મરી જવુ જોઇએ આમ વિચારીને ગળામાં ફાસો નાખી વૃક્ષની ડાળપર લટકવા લાગ્યો. જેવો ગળામા ફાસો નાખ્યો તેવો તે વસ્ત્ર જીર્ણ હોવાથી તૂટી ગયો અને પુણ્યહીન નટોના મુખ્ય સરદાર પર પડ્યો અને સરદાર મરી ગયો. નટોએ તેને પકડી લીધો અને સવારે બધા તેને લઇ રાજસભામા ચાલ્યા.

રાજા પાસે જઇને બધાએ પોતપોતાની ફરિયાદ નોધાવી ત્યારે રાજાએ પુણ્યહીનને પુછ્યુ તેણે પણ નિરાશ થઈને કહ્યુ— દેવ ! આ લોકો જે કહે છે તે સત્યજ છે આ સાભળી રાજાને તેનાપર દયા આવી ગઈ અને કહેવા લાગ્યો- ભાઇ ! આ પુણ્યહીન તારા બળદોને આપી દેશે પણ પહેલા તારી આખો કાઢી લેશે કારણ કે તે તો ત્યારેજ મુક્ત થઈ ગયો હતો કે જ્યારે તારી આખોએ તેણે વાડામા બળદો છોડતા જોયા હતા જો તે તારી આંખોથી આ જોયુ ન હોત તો તે પણ ઘરે ન જાત

ઘોડાના સ્વામીને બોલાવી કહ્યુ— આ પુણ્યહીન તમને ઘોડો આપી દેશે પણ પહેલા તમારી જીભ કાપી લેશે કારણ કે જ્યારે તમારી જીભે "દંડથી મારવાનુ" કહ્યું ત્યારેજ તેણે ઘોડાને માર્યું છે. આ કયાનો ન્યાય કે તારી જીભ બચી જાય અને આ ગરીબને દંડ મળે

પછી રાજાએ નટોને બોલાવ્યા અને કહ્યુ— આ ગરીબ પાસે શુ છે કે તે તમને આપે ? હા ! એટલુ કરી શકીએ છીએ કે આ પુણ્યહીનને વૃક્ષનીચે સુવડાવીએ અને જે રીતે તેને ગળામા ફાસો નાખ્યો હતો તેજ રીતે તમારો નેતા ગળામા ફાસો નાખી તેનાપર પડે આ નિર્ણય સાભળી બધાએ પુણ્યહીનને છોડી દીધો. આ રાજાની વૈનયિક બુધ્ધિનુ ઉદાહરણ છે

## પરિશિષ્ટ 'ઘ'

## —: કર્મજા બુદ્ધિના ઉદાહરણ :—

(૧) હૈરણ્યક સુવર્ણકાર: સોની સોનાની પરીક્ષા કરતો–કરતો એવો નિષ્ણાત થઈ જાય છે કે અંધકારમા પણ હાથના સ્પર્શમાત્રથી સોના રુપા આદિની સારી રીતે પરીક્ષા કરી લે છે.

(૨) કર્ષક ખેડુત:- કોઈ ચોર ચોરી કરવા ગયો.. તેને વણિક ના ઘરમાં બાકોરું એવી રીતે પાડયુ કે જેથી દિવાલમાં કમળની આકૃતિ બની ગઈ.

સવારે લોકો એ બાકોરું જોયું તો ચોરની ચતુરાઈતાની પ્રશંસા કરવા લાગ્યા. ચોર પણ જન-સમૂહમાં આવ્યો અને પોતાની પ્રશંસા સાંભળવા લાગ્યો. સમૂદાયમાં કોઇ ખેડૂતપણ હતો, ચોરની પ્રશંસા સાંભળી તેને કહ્યું કે તેમાં પ્રશસા કે આશ્ચર્યની શું વાત છે ? જેનો જે વિષયમાં અભ્યાસ હોય છે તે નિષ્ણાત બનીજ જાય છે. ચોર એ ખેડૂતના આ વચન સાંભળી ક્રોધાગ્નિથી બળી ઉઠ્યો તેણે કોઈ પાસેથી ખેડૂતનું નામ ઠામ પૂછી લીધું. પછી એક દિવસ ધારદાર છરો લઇને તે ખેડૂતના ખેતરમાં ગયો અને કહેવા લાગ્યો- અરે ! તને હું આજે મારી નાખુ છુ. ખેડૂતે તેનું કારણ પૂછ્યુ. ચોરે કહ્યુ, તે દિવસે તેં મેં બનાવેલ બાકોરાની પ્રશંસા કરી ન હતી માટે ખેડૂત ફરી બોલ્યો- હા, મેં સત્યજ કહ્યું હતું. એનું ઉદાહરણ હું પોતેજ છું. જો તમે કહો તો હાથમાં રહેલ આ શીંગોને અધોમુખ, ઉર્ધ્વમુખ કે પાર્શ્વમાં (બાજુ પર) નાખી શકુ છું. ચોર આ સાંભળી વિસ્મિત બની ગયો કહેવા લાગ્યો આ બધાને અધોમુખ નાખ. ખેડૂતે જમીનપર વસ્ત્ર પાથરી શીંગના બધા દાણા અધોમુખ વિખેરી દીધા. આ જોઇ ચોરને ઘણુ આશ્ચર્ય થયું. તે વારંવાર ખેડૂતની કુશળતાની પ્રશંસા કરવા લાગ્યો. ચોરે જતાં જતાં કહ્યું કે જો તમે શીંગોને અધોમુખ નાંખ્યા ન હોત તો મેં તમને મારી નાખ્યા હોત. આ ખેડૂત અને ચોરની કર્મની બુદ્ધિનું ઉદાહરણ છે.

(૩) કૌલિક-વણકર: વણકર પોતાના હાથમાં તંતુને લેાાજ બતાવી આપે છે કે અમુક પરિમાણ કંડોથી વસ્ત્ર તૈયાર થઈ જશે.

(૪) ડોવ-રસોઇઓ :- રસોઇઓ જાણે છે કે આ કડછીમાં કેટલી વસ્તુ સમાશે.

(૫) ઝવેરી— મણિકાર મોતીને એવી રીતે ઉછાળે છે કે નીચે રાખેલ સુઅર ના વાળમા તે પરોવાઇ જાય છે.

(૬) ઘી: ઘીને વેચનાર એટલો વિશેષજ્ઞ થઈ જાય છે કે જો ઈચ્છે તો ગાડા પર બેઠો-બેઠો જ નીચે પાત્રમા ઘી રેડી શકે છે.

(૭) પ્લવક-નટ: નટ પોતાના કાર્યમાં એટલે સિદ્ધ-હસ્ત થઇ જાય છે કે દોરડા પર અનેક પ્રકારના ખેલ બતાવે છે

(૮) તુણ્ણાગ-દર્જી:— દર્જી શીવવામા એટલો અભ્યસ્ત થઈ જાય છે કે શીવણ કયાં થાય છે ? તે ખબર નથી પડતી.

(૯) સુથાર:— કડીયો પોતાના કામમાં એટલો પ્રવીણ થઈ જાય છે કે અમુક મકાન, રથમા કેટલું લાકડુ જોશે તે સમજી જાય છે.

(૧૦) મીઠાઈ બનાવનાર : મીઠાઈ બનાવનાર કોઈ મિષ્ટાન્ન બનાવવા માં કેટલું દ્રવ્ય જોશે તે જાણી જાય છે.

(૧૧) કુંભાર– કુભાર પ્રતિદિનના અભ્યાસથી જે વસ્તુ બનાવવી હોય તેટલીજ માટી લે છે.

(૧૨) ચિત્રકાર— ચિત્રકાર ચિત્રની ભૂમિ માપ્યા વિનાજ તત્પરિણામ સ્થળનુ અનુમાન કરી તે પ્રમાણે રંગ લગાવે છે જેનાથી અભીષ્ટ ચિત્ર બની જાય છે.

ઉપર લખેલ ૧૨ ઉદાહરણ કર્મથી ઉત્પન્ન બુદ્ધિના છે

પરિશિષ્ટ 'ડ'

# પારિણામિકી બુદ્ધિ ના ઉદાહરણો.

(૧) ઉજ્જૈણી નગરીમા રાજા ચડપ્રદ્યોતન રાજ્ય કરતો હતો. એક વાર તેણે દૂત સાથે રાજગૃહ નગર ના રાજા શ્રેણિકને કહેવડાવ્યુ કે— જો તે પોતાના રાજ્યનુ કલ્યાણ ઇચ્છતો હોય તો સુપ્રસિદ્ધ બકચૂડ હાર, સીચાનકગન્ધ હસ્તી, અભયકુમાર અને ચેલણા રાણીને મારી પાસે મોકલી આપે દૂતે શ્રેણિકની રાજસભામા જઈ ચડપ્રદ્યોતન રાજાનો સદેશ સંભળાવ્યો. તે સાભળતાજ શ્રેણિકે અત્યત ગુસ્સે થઈ દૂતને કહ્યું– દૂત અવધ્ય હોય છે તેથી તને ક્ષમા આપુ છુ. પરતુ તારા રાજાને કહેજે કે જો તે પોતાનુ કુશળ ઇચ્છતો હોયતો અગ્નિરથ, અનિલગિરિ હાથી, વજ્રજધ દૂત તથા શિવાદેવી રાણી ને જલ્દીથી મારી પાસે મોકલે દૂતે જઈ ચડપ્રદ્યોતન રાજાને સદેશો સંભળાવ્યો ચડપ્રદ્યોતન રાજાએ ગુસ્સે થઈ રાજગૃહ પર ચઢાઇ કરી રાજગૃહ નગરને ચારે બાજુથી ઘેરી લીધુ શ્રેણિકને ખબરપડી કે તરતજ પોતાની સેનાને યુદ્ધમાટે તૈયાર થઈ જવા જણાવ્યુ ત્યારે અભયકુમારે શ્રેણિકરાજાને નિવેદન કર્યું કે– મહારાજ ! તમારે યુદ્ધની તૈયારી કરવાની જરૂર નથી, હુ એવો ઉપાય કરીશ કે જેથી માસા ચડપ્રદ્યોતન સવારમાજ પાછા ફરશે

રાત્રે અભયકુમાર ઘણુ ધન લઇ રાજભવનમાંથી નીકળ્યા નગરની બહાર જ્યા ચડપ્રદ્યોતન રાજા ના સેનાપતિઓનો પડાવ હતો તેની પાછળ ઘણું ધન દટાવી દીધુ પછી અભયકુમારે રાજા ચડપ્રદ્યોતન પાસે જઈ કહ્યુ– માસા ! તમે અને મારાપિતા, બન્ને મારા માટે સમાદરણીય છો તેથી તમારા હિતની એક વાત કહેવા આવ્યો છુ હુ ઇચ્છતો નથી કે કોઈ ની સાથે દગો થાય રાજા ચડપ્રદ્યોતન બોલ્યો– વત્સ ! શુ મારી સાથે દગો થવાનો છે, અભયકુમારે જવાબ આપ્યો– પિતાજીએ તમારા સેનાપતિઓને લાચ આપી પોતાના પક્ષમા કરી લીધા છે તેથી સવારે તમને કેદ કરી પિતાજીને સોપી દેશે જો તમને વિશ્વાસ ન આવતો હોય તો તમને આપેલુ લાચનુ ધન બતાવુ આમ કહી ચડપ્રદ્યોતન રાજાને દાટેલું ધન બતાવી દીધુ આ જોઇને રાજાને અભયકુમારની વાત પર વિશ્વાસ બેસી ગયો અને રાતોરાત ઘોડા પર સવાર થઇ ઉજ્જૈણી મા પાછો ફર્યો

સવારે સેનાપતિઓને ખબર પડીકે રાજા રાતે ભાગી ગયા છે તો તેઓને ખૂબજ આશ્ચર્ય થયુ નાયક વગર સેના લડી ન શકે, આમ વિચારી સેના ઉજ્જૈણી મા પાછી ફરી ત્યા જઇને સેનાપતિઓ રાજાને મળવા ગયા તો વિશ્વાસઘાતી કહી રાજાએ મળવાની ના પાડી દીધી પ્રાર્થના અને ઘણા અનુનય પછી રાજાએ તેઓને મળવાની આજ્ઞા આપી સેનાપતિ અને અધિપતિઓએ રાજાને પાછા ફરવાનું કારણ પૂછ્યુ રાજા એ તેઓને બધી વાત કહી રાજાની વાત સાભળીને તેઓ બોલ્યા– રાજન્ ! અભય-કુમાર ઘણો ચતુર અને બુદ્ધિમાન્ છે તેને તમને દગો આપી પોતાનો બચાવ કર્યો છે "આ સાભળી રાજા ચડપ્રદ્યોતે ગુસ્સે થઇ અભયકુમારને પકડી લાવવાની આજ્ઞા આપી

ચંડપ્રદ્યોતની આજ્ઞા સંભળી એક વેશ્યા કપટથી શ્રાવિકા બની રાજગૃહ નગરમાં આવી રહેવા લાગી થોડા સમય પછી તે કપટી શ્રાવિકાએ પોતાને ઘેર જમવા અભયકુમારને નિમંત્રણ આપ્યું. અભયકુમારે શ્રાવિકા સમજી નિમંત્રણ સ્વીકાર કર્યું વેશ્યાએ ભોજનમા કોઈ માદક દ્રવ્યનો પ્રયોગ કર્યો હતો તે ખોરાક ખાવાથી અભયકુમાર મૂર્છિત થઈ ગયો મૂર્છિત થતાજ વેશ્યા તેને રથમા નાખી ઉજ્જૈની લઈ ગઈ અને રાજા ચંડપ્રદ્યોતનની સામે ઉપસ્થિત કર્યો રાજા અભયકુમારને જોઈ અત્યંત પ્રસન્ન થયો અને કહ્યુ– અભયકુમાર ! તેં મને દગો દીધો છે પરંતુ મેં પણ ચાતુર્યથી તને મારા કબજા માં લીધો છે અભયકુમારે જવાબ આપ્યો– માસા ! તમે અભિમાન શા માટે કરો છો ? જો હું ઉજ્જૈણી ની બજારની વચ્ચેથી તમને ચંપલે મારતો લઈ જાઉં ત્યારે મને અભયકુમાર સમજજો રાજાએ અભયકુમાર ના કથનને હાસ્યમાં કાઢી નાખ્યુ

થોડા સમયમા અભયકુમારે રાજા જેવા અવાજ વાળા કોઈ પુરુષની શોધ કરી એવો માણસ મળી જવાપર તેને પોતાની પાસે રાખી સમજાવ્યો એક દિવસ અભયકુમાર તે માણસને રથપર બેસાડી ચંપલ મારતા મારતાં ઉજ્જૈણી ની બજાર વચ્ચેથી નીકળ્યો તે માણસ બૂમો પાડતો કહેવા લાગ્યો– ‘અભયકુમાર મને ચંપલથી મારી રહ્યો છે. મને બચાવો !’ રાજા જેવો અવાજ સાભળી લોકો છોડાવવા આવ્યા લોકોને આવતા જોઇ તે માણસ અને અભયકુમાર ખડખડ હસવા લાગ્યા. આ જોઈ લોકો પાછા ચાલ્યા ગયા

અભયકુમારે પાચ દિવસ સુધી આ પ્રમાણે કર્યાજ કર્યુ લોકો વિચારતા કે અભયકુમાર બાળક્રીડા કરે છે, એટલે કોઇ પેલા માણસને છોડાવવા આવતુ નહિ

એક દિવસ અવસર જોઈને અભયકુમારે ચંડપ્રદ્યોતન રાજાને બાંધી લીધો પોતાના રથપર બેસાડી ચંપલ મારતો બજાર વચ્ચેથી નીકળ્યો ચંડપ્રદ્યોતન બૂમો પાડવા લાગ્યો ‘દોડો ! દોડો ! પકડો ! પકડો !’ રાજની જેમ અભયકુમારની બાળક્રીડા માની કોઇ છોડાવવા આવ્યુ નહિ ચંડપ્રદ્યોતનને બાધી અભયકુમાર રાજગૃહમાં લઈ આવ્યો આવા વ્યવહારથી ચંડપ્રદ્યોતન લજ્જા પામ્યો ચંડપ્રદ્યોતનને રાજા શ્રેણિકના સભામા લઈ ગયો અને તેણે રાજા શ્રેણિકના પગમા પડી પોતાના અપરાધની ક્ષમા માગી રાજા શ્રેણિક સન્માનપૂર્વક ચંડપ્રદ્યોતનને ઉજ્જૈણીમાં પાછો મોકલ્યો આ અભયકુમારની પરિણામિકી બુદ્ધી હતી

[૨] શેઠ: એક શેઠની સ્ત્રી દુરાચારિણી હતી આ દુ ખથી દુ ખિત થઈ તેને પ્રવજ્યા ગ્રહણ કરવાની ભાવના પ્રગટ કરી પોતાના પુત્ર ને કુટુંબનો ભાર સોપી તેણે દીક્ષા લીધી દીક્ષા લીધી પછી પ્રજાએ તેના પુત્રને રાજા બનાવ્યો પુત્ર રાજ્ય કરતો હતો ત્યારે તે મુનિ વિહાર કરતા કરતા તે રાજ્યમા પધાર્યા. રાજાની પ્રાર્થનાથી મુનિએ ત્યાજ ચાતુર્માસ કર્યું ચાતુર્માસ દરમ્યાન મુનિશ્રીના પ્રવચનથી જનતા ખૂબજ પ્રભાવિત થઈ જૈન શાસનની આવી પ્રભાવના જૈન ધર્મના વિરોધીએ સહી ન શક્યા અને ષડ્યંત્ર રચ્યુ ચાતુર્માસ પુર્ણ થવા પર મુનિશ્રી જ્યારે વિહાર કરવા લાગ્યા ત્યારે દ્વેષીઓ એક ગર્ભવતી દાસીને લઇને ત્યા આવ્યા આ શિક્ષિત દાસી રાજા અને જનતા વચ્ચે કહેવા લાગી– અરે મુનિ ! આ ગર્ભ તમારો છે. તમે વિહાર કરી ગ્રામાન્તરમા જાવ છો ને પાછળથી મારુ શુ થશે ? આ સાભળી મુનિ વિચારવા લાગ્યા– હુ તો નિષ્કલંક છું, જો હું વિહાર કરીને ચાલ્યો જઇશ તો ધર્મની હાનિ અને અપયશ થશે તેના નિવારણુ માટે મુનિ તુરતજ બોલ્યા– જો ગર્ભ મારો હોય તો આ દાસીને સારી રીતે પ્રસૂતિ થાય અન્યથા ઉદર ફાડીને જન્મે દાસીના ગર્ભનો સમય જો કે પૂર્ણ થઈ ગયો હતો છતા બાળકનો જન્મ ન થયો. દાસીને અતિ વેદના થવા લાગી. કારણ કે મુનિ લોકોત્તર

શક્તિસંપન્ન હતાં. એ કારણથી બાળક જન્મી ન શક્યુ, અંતે દુ:ખી થયેલી દાસી મુનિની સેવામા ગઈ અને મુનિ સામે ક્ષમા યાચી કહ્યુ "મે તમારા પ્રતિ જે શબ્દ કહ્યા હતાં તે દ્વેષિઓના કહેવાથી કહ્યા હતા તમે નિર્દોષ છો મારો અપરાધ ક્ષમા કરો અને મને વિપત્તિમાથી મુક્ત કરો મુનિ ક્ષમાના સાગર હતા, તપસ્વી હતાં મુનિએ દાસીને ક્ષમા આપી અને બાળકનો જન્મ થઈ ગયો. વિરોધીઓ નિરાશ થઇ ગયા. અને મુનિના પ્રભાવથી ધર્મનો સુયશ થવા લાગ્યો, મુનિએ ધર્મનો અવર્ણવાદ થવા ન દીધો અને દાસીનો જાન પણ બચાવ્યો. આ મુનિની પારિણામિકી બુદ્ધિ છે.

[૩] કુમારઃ- એક રાજકુમાર બાળપણથી જ મોદકપ્રિય હતો. ઉંમરલાયક થતા તેના લગ્ન થઇ ગયા. એક સમયે કોઇ ઉત્સવ નિમિત્તે રાજકુમારે મોદકાદિ સ્વાદિષ્ટ મિષ્ટાન્ન, પકવાન આદિ બનાવરાવ્યા રાજકુમારે અતિ ગૃદ્ધ બની બવા સાથે વધુ પ્રમાણમાં મોદક આરોગ્યા, પરિણામે રાજ–કુમારને અજીર્ણ થઈ ગયુ પાચન ન થવાથી શરીરમા દુર્ગંધ આવવા લાગી તે દુ ખી થઈ ગયો. અને વિચારવા લાગ્યો– "અહો ! આટલો સુદર, સ્વાદિષ્ટ ભક્ષ્ય પદાર્થ પણ શરીરના સંસર્ગ માત્રથી દુર્ગંધમય બની જાય છે. અહો ! આ શરીર અશુચિથી બનેલ છે, તેના સંપર્કથી પ્રત્યેક વસ્તુ અશુચિમય બની જાય છે. તેથી આ શરીરને ધિક્કાર છે કે જેના માટે મનુષ્ય પાપાચરણ કરે છે." આ પ્રકારે અશુચિ ભાવના ભાવતા, અધ્યવસાયોમાં શુધ્ધતા આવતા અંતર્મુહૂર્તમા કેવળજ્ઞાન થયુ આમ અશુચિ ભાવના ભાવવી તે રાજકુમારની પારિણામિકી બુધ્ધિ છે

[૪] દેવીઃ - ઘણા સમય પહેલાની વાત છે પુષ્પભદ્ર નગરમા પુષ્પકેતુ રાજા રાજ્ય કરતો હતો તેને પુષ્પાવતી રાણી પુષ્પચૂલ કુમાર અને પુષ્પચૂલા નામની રાજકુવરી હતી ભાઇ–બ્હેનમા પરસ્પર અત્યંત સ્નેહ હતો બન્ને ઉંમરલાયક થયા ત્યા માતાનો સ્વર્ગવાસ થયો અને તે દેવલોકમા પુષ્પાવતી નામની દેવી રૂપે ઉત્પન્ન થઇ

પુષ્પાવતી દેવીએ અવધિજ્ઞાનથી પોતાના પરિવારને જોયો. તેણીએ વિચાર્યુ કે મારી પુત્રી પુષ્પચૂલા આત્મકલ્યાણનો માર્ગ ભૂલી ન જાય માટે પ્રતિબોધ આપવો, એમ વિચારી રાત્રે પુષ્પચૂલાને સ્વપ્નમાં નરક અને સ્વર્ગનું સ્વપ્ન દેખાડ્યુ સ્વપ્ન જોઇને પુષ્પચૂલાને બોધ થવાથી સંયમ ગ્રહણ કર્યો તપ સંયમ સ્વાધ્યાયની સાથે અન્ય સાધ્વીઓની વૈયાવચ્ચ મા રસ લેવા લાગી. અંતે ઘાતીકર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન–દર્શનને પ્રાપ્તકરી નિર્વાણ પામ્યા પુષ્પચૂલાને પ્રતિબોધ આપવામા પુષ્પાવતી દેવીની પારિણામિકી બુદ્ધિ છે

[૫] ઉદિતોદય :– પુરિમત લ પુરમા ઉદિતોદય નામનો રાજા રાજ્ય કરતો હતો શ્રીકાન્તા નામની રાણી હતી રાજા–રાણી બન્ને ધર્મિષ્ઠ હતા બન્ને એ શ્રાવકના વ્રત ધારણ કર્યા. ધર્મ અનુસાર પોતાનુ જીવન સુખપૂર્વક વ્યતીત કરવા લાગ્યા

એક વાર અન્ત:પુરમા એક પરિવ્રાજિકા આવી અને રાણીને શૌચ ધર્મનો ઉપદેશ આપ્યો પરંતુ રાણીએ તે પર ધ્યાન ન આપ્યુ પોતાનો અનાદર થતો જોઈ પરિવ્રાજિકા ગુસ્સે થઇ ચાલી ગઇ. પોતાના અપમાનનો બદલો લેવા વારાણસીના રાજા ધર્મરુચિ પાસે શ્રીકાન્તાની પ્રશંસા કરી રાજા ધર્મરુચિએ શ્રીકાન્તાને પ્રાપ્ત કરવા પુરિમતાલપુર પર ચઢાઇ કરી અને નગરને ચારેબાજુથી ઘેરી લીધું રાજા ઉદિતોદયે વિચાર્યુ કે જો "હું યુદ્ધ કરીશ તો વ્યર્થ સેંકડો નિરાપરાધિઓનો વધ થશે." આમ વિચારી વૈશ્રવણ દેવની આરાધનામાટે અઠમતપ કર્યું અઠમતપની આરાધના પૂર્ણ થતાપર દેવ પ્રગટ

થયો. રાજાએ પોતાની ભાવના દેવ ને જણાવી. દેવે વૈક્રિય શક્તિથી રાતોરાત નગરનુ સંહરણ કરી અન્ય સ્થાનપર લઇ ગયો. બીજે દિવસે સવારે વારાણસી ના રાજાએ ત્યાં જોયુ. તો ખાલી મેદાન દેખાયું. હતાશ થઈને તે પાછો ફર્યો. રાજા ઉદિતોદયે પોતાની પારિણામિકી બુધ્ધિથી જનતાનું રક્ષણ કર્યું.

**[૬] સાધુ અને નન્દિષેણ :-** રાજા શ્રેણિકને નન્દિષેણ નામનો સુપુત્ર હતો. યૌવનાવસ્થા પ્રાપ્ત થતાં તેના લગ્ન અનેક કુમારિકાઓ સાથે થયા. નવોઢાઓ રુપ અને સૌંદર્યમાં અપ્સરાઓ ને પણ પરાજિત કરતી હતી. નન્દિષેણ તેની સાથે સાસારિક ભોગ ભોગવતો સમય વ્યતીત કરવા લાગ્યો.

શ્રમણ ભગવાન મહાવીર રાજગૃહમાં પધાર્યા. ભગવાન ના પધારવાના સમાચાર શ્રેણિકને મળ્યા અને તે અન્તઃપુર સહિત ભગવાનના દર્શનાર્થે ગયો.નન્દિષેણે પણ આ સમાચાર સાંભળ્યા અને પોતાની પત્નીઓ સહિત દર્શન કરવા ગયો. ઉપસ્થિત ભગવાને જનતાને ધર્મોપદેશ આપ્યો. ઉપદેશ સાંભળતા નન્દિષેણને વૈરાગ્ય થયો. તે ઘેર પાછો ફર્યો, અને માતા–પિતાની આજ્ઞા લઇ દીક્ષા અંગીકાર કરી. તીવ્ર બુદ્ધિને કારણે થોડા સમયમાંજ સાંગોપાઙ્ગ શાસ્ત્રનો ઊંડો અભ્યાસ કર્યો. પછી ઉપદેશ આપવા લાગ્યા અને ઘણા ભવ્યાત્માઓને પ્રતિબોધ પમાડી દીક્ષિત કર્યા. પછી ભગવાનની આજ્ઞાથી પોતાના શિષ્યો સહિત રાજગૃહની બહાર વિહાર કરી ગયા.

ગ્રામાનુગ્રામ વિચરતાં નન્દિષેણમુનિના કોઇ શિષ્યને મનમાં સંયમ પ્રત્યે અરૂચિ થઈ ગઇ અને તે સંયમને છોડી દેવાનો વિચાર કરવા લાગ્યો. શિષ્યની સયમ પ્રત્યે અરૂચિથઇ છે, એમ જાણીને નન્દિષેણે તેને સંયમમાં સ્થિર કરવાનો વિચાર કર્યો અને રાજ્યગૃહ તરફ વિચાર કર્યો.

મુનિ નન્દિષેણ રાજગૃહમાં પધાર્યા છે તેવા સમાચાર સાંભળતા રાજા શ્રેણિક પોતાના અન્તઃપુર અને નન્દિષેણની પત્નિઓ સહિત તેના દર્શન કરવા ગયો. સ્ત્રીઓના અનુપમરૂપ ને જોઈ ચંચળચિત્ત–વાળા મુનિ વિચારવા લાગ્યા– “ મારા ગુરૂને ધન્ય છે કે જે દેવકન્યાઓ જેવી પોતાની પત્નીઓ અને રાજસીઠાઠ અને વૈભવને છોડી સંયમની આરાધના કરી રહ્યાં છે મને ધિક્કાર છે કે વમન કરેલ વિષય ભોગ ભોગવવા તૈયાર થયો છું. સંયમ ગ્રહણ કરી ફરી અસંયમમાં પ્રવૃત્ત થઇ રહ્યો છું. ” આમ વિચારતાં મુનિ ફરી સયમમાં દૃઢ બની ગયા. ધર્મથી ચ્યુત થતાં મુનિને સ્થિર કરવા નગરમાં આવ્યા તે નન્દિષેણ મુનિની પારિણામિકી બુદ્ધિ છે.

**(૭) ધનદત્તઃ–** જુઓ શ્રીજ્ઞાતા ધર્મ કથાઙ્ગ સૂત્ર, અઢારમું અધ્યયન.

**(૮) શ્રાવકઃ–** એક ગૃહસ્થે સ્વદાર સંતોષ વ્રત ગ્રહણ કર્યું હતું. એકદા તેને પોતાની પત્નીની બેનપણીને જોઈ તેનું સૌદર્ય જોઈ તેનાપર આસક્ત થઈ ગયો આસક્તિને કારણે તે નબળો થવા લાગ્યો. લજ્જાને કારણે તે પોતાની ભાવના પ્રગટ કરતો ન હતો. તેની પત્નીએ દુર્બળ થવાનું કારણ પૂછ્યું ત્યારે તેને યથાવસ્થિત બધુ કહી દીધું.

શ્રાવકની વાત સાભળી સ્ત્રીએ વિચાર્યું કે આને સ્વદાર સંતોષ વ્રત ગ્રહણ કર્યું છે પરંતુ મોહને કારણે આવી દુર્ભાવના ઉત્પન્ન થઇ છે. જો આવા કલુષિત વિચારમાં તેનું મૃત્યુ થશે તો તેની દુર્ગતિ થશે. આમ વિચારી તે પતિનો કુવિચાર દૂર કરવા તેમ વ્રત ભંગ પણ ન થાય તેવો ઉપાય વિચારવા લાગી. ઉપાય શોધી પતિને કહ્યુ– “ સ્વામિન્ ! તમે નિશ્ચિત રહેજો, હું તમારી ભાવના પૂર્ણ

કરીશ, તે મારી બેનપણી છે; મારી વાતનો ઈનકાર નહીં કરે અને આજેજ તમારી સેવામાં ઉપસ્થિત થઈ જશે. આમ કહીને તે પોતાની સખીને ઘેર ગઇ, અને પોતાના પતિએ જે વસ્ત્રોમાં તેણીને જોઈ હતી તે વસ્ત્રાભૂષણ લઈ આવી. અને તેજ વસ્ત્રાભૂષણમાં સજ્જ થઈ નિશ્ચિત સમયપર પતિ પાસે ગઈ. બીજે દિવસે શ્રાવક પોતાની પત્નીને કહેવા લાગ્યો– "મે આજે ઘણો અનર્થ કર્યો છે. લીધેલ વ્રતને તોડયુ છે." આમ કહી તે ઘણો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. ત્યારે સ્ત્રીએ સર્વ વાત જણાવી. આ સાંભળી શ્રાવક ઘણો પ્રસન્ન થયો અને પોતાના ધર્મગુરૂ પાસે જઇ આલોચના કરી, પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરી શુદ્ધ થયો સ્ત્રીએ પોતાના પતિના ધર્મની રક્ષા કરી તે આ સ્ત્રીની પારિણામિકી બુદ્ધિ છે.

[૯] **અમાત્યઃ**— કાંપિલ્યપુરમાં બ્રહ્મ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની રાણીનું નામ ચુલની હતુ એકદા શય્યાપર સૂતેલી રાણીએ ચક્રવર્તી ના જન્મસૂચક ૧૪ સ્વપ્ન જોયા અને યથા સમયે તેણીએ એક પરમ પ્રતાપી સુકુમાર પુત્રને જન્મ આપ્યો તેનું નામ બ્રહ્મદત્ત રાખ્યુ. બ્રહ્મદત્તની બાલ્યાવસ્થામાંજ શિર છત્રરૂપ પિતાનું અવસાન થયું બ્રહ્મબાળક હોવાથી રાજ્યનો કારભાર રાજાના મિત્ર દીર્ઘપૃષ્ઠને સોંપ્યો. દીર્ઘપૃષ્ઠ યોગ્યતા પૂર્વક રાજ્ય કરતો હતો. રાજ્ય કરતાં તેનું અન્તઃપુરમાં આવાગમન વધી ગયુ. પવિત્ર સ્વરૂપે રાણીસાથે અનુચિત સંબંધ થયો. અને બન્ને વૈષયિક સુખ ભોગવવા લાગ્યા.

રાજા બ્રહ્મના મંત્રીનું નામ ધનુ હતું તે રાજાનો હિતચિંતક હતો. રાજાના મૃત્યુ પછી મંત્રી કુમારની સર્વ રીતે દેખરેખ રાખતો હતો મંત્રી પુત્ર વરધનુ અને બ્રહ્મદત્ત બન્ને મિત્ર હતા. મંત્રી ધનુને દીર્ઘપૃષ્ઠ અને રાણીના અનુચિત સંબંધની જાણ થતાં તેને કુમાર બ્રહ્મદત્તને તે બાબત સૂચન કર્યું. પોતાના પુત્ર વરધનુને કુમારનું રક્ષણ કરવા આદેશ આપ્યો. માતાના દુશ્ચારિત્રની વાત સાંભળીને બ્રહ્મદત્ત એકદમ ગુસ્સે થયો તેને માટે આ વાત અસહ્ય હતી. રાજકુમારે માતાને સમજાવવા એક ઉપાય વિચાર્યો. તે એક કાગડો અને કોયલ પકડી લાવ્યો. અને અન્ત.પુરમા જઈ કહેવા લાગ્યો– "જે આ પક્ષીની જેમ વર્ણશંકરત્વ કરશે તેને અવશ્ય દંડ આપીશ" કુમારની વાત સાંભળી રાણીને દીર્ઘપૃષ્ઠે કહ્યુ– "આ કુમાર જે કાંઈ કહે છે તે આપણને લક્ષ્ય કરી કહે છે. મને કાગડો અને તને કોયલ બનાવી છે તે આપણને ચોક્કસ દંડ આપશે" રાણીએ કહ્યુ– તે બાળક છે તેની વાતપર ધ્યાન આપવુ ન જોઇએ.

કોઇ દિવસ રાજકુમારે શ્રેષ્ઠ હાથણી સાથે નિકૃષ્ટ હાથીને જોયો, રાણી અને દીર્ઘપૃષ્ઠને લક્ષ્ય-કરી મૃત્યુ સૂચક શબ્દ કહ્યા એકવાર કુમાર હંસીની અને બગલાને પકડી લાવ્યો– "જે કોઇ આની સદૃશ રમણ કરશે તેને હુ મૃત્યુદંડ આપીશ" કુમારના વચન સાભળી દીર્ઘપૃષ્ઠે રાણીને કહ્યું– "દેવી ! આ કુમાર જે કહે છે તે સાભિપ્રાય છે. મોટો થઈને આપણને દંડ આપશે નીતિ અનુસાર વિષવૃક્ષને વધવા દેવું ન જોઇએ." રાણીએ પણ સમર્થન આપ્યું તે વિચારવા લાગ્યો કે એવો ઉપાય શોધવો જેનાથી પોતાનુ કાર્યપણ સિદ્ધ થઇ જાય અને લોકનિંદા પણ ન થાય આમ વિચારી રાજકુમારના લગ્ન કરવાનો નિર્ણય કર્યો. કુમાર માટે લાક્ષાગૃહ બનાવવાનો નિર્ણય કર્યો. જ્યારે રાજકુમાર પોતાની પત્નીઓ સાથે લાક્ષાગૃહમા સુવાજાય ત્યારે આગ લગાડી દઇ પોતાનો માર્ગ નિષ્કંટક કરવો કામાન્ધ રાણીયે દીર્ઘપૃષ્ઠ ની વાત માની લાક્ષાગૃહ બનાવરાવ્યુ અને પુષ્પચૂલની કન્યા સાથે કુમારના લગ્ન કર્યા.

મંત્રી ધનુને રાણી અને દીર્ઘપૃષ્ઠના ષડ્યંત્રની ખબર પડી ગઈ, તેને દીર્ઘપૃષ્ઠ પાસે જઇને કહ્યુ–

સ્વામિન્ ! હવે હું વૃદ્ધ થઇ ગયો છુ. શેષ જીવન ભગવદ્ભક્તિ માં વ્યતીત કરવાની ભાવના છે. મારા પુત્ર વરધનુ સર્વ રીતે યોગ્ય છે. હવે તમારી સેવા તે કરશે. આ પ્રમાણે નિવેદન કરી મંત્રીએ ગંગા કિનારે દાન શાળા ખોલી દાન દેવા લાગ્યો. દાનશાળાને બહાને મંત્રીએ વિશ્વાસ પાત્ર માણસો દ્વારા લાક્ષાગૃહ સુધી સુરઙ્ગ ખોદાવી અને સાથોસાથ રાજાપુષ્પચૂલને પણ સમાચાર મોકલાવ્યા. કુમારના લગ્ન થઈ જવાપર રાત્રે પત્નિસહિત તેને લાક્ષાગૃહમા મોકલવામા આવ્યો અને એ અર્ધરાત્રિએ લાક્ષાગૃહને આગ લગાડી, કુમાર બ્રહ્મદત્તે જ્યારે આગ જોઈ તો વરધનુને પૂછ્યુ– " આ શુ છે ? " વરધનુએ રાણી અને દીર્ઘપૃષ્ઠના ષડ્યંત્રની વાત કુમારને કહી દીધી અને કહ્યુ– " કુમાર ! તમે ગભરાશો નહિ, મારા પિતાએ આ લાક્ષાગૃહની નીચે સુરંગ ખોદાવી છે, જે ગંગાને કિનારે નીકળે છે. ત્યાં બે ઘોડા તૈયાર રાખ્યા છે તે તમને સુરક્ષિત સ્થાનપર લઈ જશે. તેઓ ત્યાંથી સુરંગદ્વારા બહાર નીકળી ગયા અને ઘોડા પર સવાર થઇ અનેક દેશોમાં ભ્રમણ કરવા લાગ્યા. પોતાના બુદ્ધિ બળથી અને વીરતાથી અનેક કાર્યો કર્યાં. અનેક રાજકન્યાઓ સાથે લગ્ન કર્યાં. છખંડ જીતી ચક્રવર્તી બન્યો. ધનુમંત્રીએ પારિણામિકી બુદ્ધિથી લાક્ષાગૃહની નીચે સુરંગ બનાવરાવી રાજકુમાર બ્રહ્મદતની રક્ષા કરી.

[૧૦] **ક્ષપક:–** કોઈ એક તપસ્વી સાધુ પારણાના દિવસે ભિક્ષા માટે ગયા. પાછા ફરતાં માર્ગમાં તેના પગનીચે એક દેડકો દબાઇને મરી ગયો. શિષ્યે આ જોઇ શુદ્ધિ કરવા માટે ગુરુને પ્રાર્થના કરી પણ તેની વાત તરફ તપસ્વીએ ધ્યાન્ ન આપ્યું. સાંજે પ્રતિક્રમણના સમયે શિષ્યે ગુરુને દેડકો મરી ગયો છે તે યાદ કરાવ્યુ અને પ્રાયશ્ચિત લેવા કહ્યુ . આ સાભળી તપસ્વીને ક્રોધ આવી ગયો અને શિષ્યને મારવા ઉઠ્યા મકાનમાં અંધારૂં હતું. ક્રોધને વશ હોવાથી કાઇ દેખાયુ નહિ અને જોરથી સ્તમ્ભ સાથે ભટકાતા તેમનુ મૃત્યુ થયું તપસ્વી મરીને જ્યોતિષી દેવ બન્યા ત્યાથી ચ્યવીને દૃષ્ટિ–વિષ સર્પ થયા જાતિસ્મરણ જ્ઞાનથી પોતાના પૂર્વ જન્મને જોયો. ત્યારથી તે પશ્ચાતાપ કરવા લાગ્યા પોતાની દૃષ્ટિથી કોઈપણ પ્રાણીની ઘાત ન થાય તેમ સાવધાનીથી રહેવા લાગ્યો પ્રાયઃ તે બિલમાજ રહેતો

એકદા કોઇ રાજકુમારને એક સર્પે ડંશ માર્યો અને તરતજ તે મૃત્યુ પામ્યો તેથી રાજાએ ગુસ્સે થઈ રાજ્યના બધા સર્પોને મારી નાખવાનો ,આદેશ દીધો સર્પોને પકડતા સર્પને મારનાર ગારૂડિયો દૃષ્ટિ-વિષ સર્પના રાફડા પાસે આવ્યો રાફડાના મુખ પર દવા છાટી જેથી સર્પ બહાર આવવા લાગ્યો. તે સર્પે વિચાર કર્યો કે "મારી દૃષ્ટિથી કોઈની ઘાત ન થઇ જાય " માટે સર્પે પહેલા પૂછ બહાર કાઢી જેમ જેમ બહાર નીકળતો ગયો તેમ તેમ તેના શરીરના ટૂકડા થવા લાગ્યા છતાં પણ સર્પે સમભાવ રાખ્યો મારનાર પર જરાપણ રોષ ન કર્યો. પરિણામોની શુદ્ધિને કારણે મરીને તેજ રાજાના ઘરે પુત્ર પણે ઉત્પન્ન થયો તે કુમારનું નામ નાગદત્ત રાખવામા આવ્યુ. પૂર્વભવના સંસ્કારને કારણે બાલ્યાવસ્થા-માજ વૈરાગ્ય ભાવને પામ્યો અને દીક્ષા અંગીકાર કરી વિનય, સરલતા, ક્ષમાદિ અસાધારણ ગુણોથી દેવ–વંદનીય બની ગયા. પૂર્વ ભવમાં તે તિર્યંચ હતો તેથી ભૂખનો પરિષહ વધારે પીડા કરતો. તે તપસ્યા કરવામા અસમર્થ હતો.

તેજ ગચ્છમા એક–એકથી ચડે તેવા ચાર તપસ્વી હતા નાગદત્ત મુનિ તે તપસ્વીઓની ત્રિકર–ણથી સેવા ભક્તિ કરતા. એક વાર નાગદત્ત મુનિના દર્શન કરવા દેવ આવ્યા આ જોઈ તપસ્વીઓ ઈર્ષા કરવા લાગ્યા એકદા નાગદત્ત મુનિ પોતા માટે ગોચરી લઈને આવ્યા અને વિનય પૂર્વક તપસ્વીઓને આહાર બતાવ્યો. ઈર્ષાવશ તેઓ તે આહારમાં થૂંકયા. આ જોવા છતાં નાગદત્ત મુનિએ ક્ષમા રાખી. તેના મનમાં જરાપણ દ્વેષ ન આવ્યો. મુનિ તો પોતાની નિંદા અને તપસ્વીઓની પ્રશંસાજ કરતાં રહ્યા.

ઉપશાત વૃત્તિ અને પરિણામોની વિશુદ્ધતા હોવાથી નાગદત્ત મુનિને તેજ સમયે કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ દેવગણ કેવળ મહોત્સવ મનાવવા આવ્યા આ જોઈ તપસ્વીઓને પોતાના કૃત્યપર પશ્ચાત્તાપ થવા લાગ્યો. પરિણામોની વિશુદ્ધતા થતાં તેઓને પણ કેવળજ્ઞાન થયુ નાગદત્ત મુનિએ વિપરીત પરિસ્થિતિઓમા પણ સમતાનો આશ્રય લીધો જેનાથી કૈવલ્ય ઉત્પન્ન થયુ આ નાગદત્ત મુનિની પારિણામિકી બુદ્ધિ છે.

[૧૧] અમાત્ય પુત્ર:— કામ્પિલ્યપુરના રાજાનુ નામ બ્રહ્મ મંત્રી ધનુ રાજકુમાર બ્રહ્મદત્ત, મત્રીપુત્ર વરધનુ હતો રાજા બ્રહ્મના મૃત્યુ પછી તેના મિત્ર દીર્ઘપૃષ્ઠે રાજ્ય સભાળ્યુ રાણી ચુલની અને દીર્ઘપૃષ્ઠ વચ્ચે અનુચિત સબધ થઈ ગયો દીર્ઘપૃષ્ઠ અને ચુલની રાણીએ પોતાના [illegible] રાજકુમારને વિઘ્નરૂપ જાણી તેને મારી નાખવા તેના લગ્ન કરી લાક્ષાગૃહમા રાખવાનો કાર્ય ક[illegible] કુમારના લગ્ન પછી તેઓની સાથે વરધનુ પણ લાક્ષાગૃહમા ગયો અર્ધરાત્રિએ લાક્ષાગૃહને આ[illegible] [illegible] દેવામા આવી ત્યારે મત્રી દ્વારા બનાવાયેલી સુરગ દ્વારા તેઓ બહાર નીકળી ગયા ભાગતા ભાગતા તેઓ એક જગલમા પહોચ્યા ત્યા બ્રહ્મ કુમારને અત્યત તરસ લાગી રાજકુમારને એક વૃક્ષ નીચે બેસાડી વરધનુ પાણી લેવા ગયો

દીર્ઘપૃષ્ઠને આ વાતની ખબર પડી તો વરધનુ અને રાજકુમારને શોધી પકડી લાવવા સેવકોને ચારેય બાજુ મોકલ્યા રાજપુરૂષો શોધતાં શોધતા-તેજ જગલમા પહોંચ્યા વરધનુજેવો સરોવરપાસે પાણી લેવા પહોચ્યો કે રાજપુરુષોએ તેને જોયો અને પકડી લીધો પકડાઈ જવાપર વરધનુ એ મુખથી અવાજ કર્યો તે સકેતથી રાજકુમાર ભાગી ગયો રાજપુરુષોએ વરધનુને રાજકુમારનુ ઠેકાણુ પૂછ્યુ વરધનુએ જવાબ ન આપ્યો તેથી મારવાનુ શરુ કર્યું પરિણામે તે નિચેષ્ટ થઈ પડીગયો રાજપુરૂષોએ તેને મરેલ જાણી ત્યાથી ચાલ્યાગયા રાજપુરુષોના ચાલ્યા જવા પર વરધનુ ત્યાથી ઉઠ્યો અને રાજકુમારને શોધવા લાગ્યો રાજકુમાર મળ્યો નહિ તેથી પોતાના સબધીઓને ઘરે પાછો આવવા નીકળ્યો રસ્તામા તેને સજીવન, નિર્જીવન બે ઔષધિ મળી કપિલપુર પાસે પહોચ્યો ત્યા તેને એક ચડાલ મળ્યો તેને વરધનુને કહ્યુ કે— "રાજાએ તમારા આખા કુટુબને કેદ કર્યું છે આ સાંભળી વરધનુએ ચડાલને પ્રલોભન આપી પોતાને વશ કરી નિર્જીવન ઔષધી આપી અને શેષ સકેત સમજાવી દીધા આદેશાનુસાર ચડાલે નિર્જીવન ઔષધિ કુટુબના મુખ્ય પુરુષને આપી અને તેને કુટુબના બધા સભ્યોની આખમા આજી દીધી તેથી તત્તજ તેઓ નિર્જીવ જેવા થઈ ગયા તેઓને મરી ગયેલા જાણી રાજાએ તેઓને સ્મશાનમા લઈ જવાની ચડાલને આજ્ઞા આપી ચડાલ વરધનુના સકેતાનુસાર નિર્દિષ્ટ સ્થાનપર રાખી આવ્યો વરધનુએ તે બધાની આખમા સજીવન ઔષધિ આજી અને તરતજ બધા સ્વસ્થ થઈને બેઠા થયા વરધનુને પોતાની વચ્ચે જોઈ બધા પ્રસન્ન થયા વરધનુએ બધી વાત તેઓને કરી બધાને પોતાના સબધીને ઘરે રાખી રાજકુમારની શોધ કરવા નીકળ્યો ઘણે દૂર એક જગલમાથી રાજકુમારને શોધી કાઢ્યો બન્ને ત્યાથી આગળ વધ્યા અનેક રાજાઓ સાથે યુદ્ધ કરતા છ ખડ જીતી લીધા દીર્ઘપૃષ્ઠ ને મારી કપિલપુરનુ રાજ્ય સભાળી લીધુ બ્રહ્મદત્ત ચક્રવર્તિની ઋદ્ધિ ભોગવતો જીવન વ્યતીત કરવા લાગ્યો વરધનુએ બ્રહ્મદત્ત અને કુટુબની પારિણામિકી બુદ્ધિથી રક્ષા કરી

[૧૨] ચાણક્ય.— પાટલિપુત્ર ના રાજા નદે ગુસ્સે થઈ ચાણક્ય નામના બ્રાહ્મણને નગરમાંથી બહાર નીકળી જવાની આજ્ઞા કરી ચાણક્ય સન્યાસીનો વેશ ધારણ કરી ત્યાથી નીકળી મૌર્ય ગ્રામ મા પહોંચ્યો તે ગામની કોઈ ક્ષત્રિયાણીને ચદ્રપાનનો દોહદ ઉત્પન્ન થયો તેનો પતિ વિચારમાં પડી ગયો કે સ્ત્રીની ભાવના કેવી રીતે પૂરી કરવી ? દોહદ પૂર્ણ ન થવાથી તેની સ્ત્રી દુર્બળ થવા લાગી એક

દિવસ સંન્યાસીના વેષમાં ફરતાં ચાણક્યને ક્ષત્રિયે દોહદ કેમ પૂર્ણ કરવાની વિધિ પૂછી ત્યારે ચાણક્યે દોહદ પૂર્ણ કરી દેવાનું વચન આપ્યુ. ગામ બહાર એક મંડપ બનાવ્યો અને તેના ઉપર એક વસ્ત્ર નાખ્યું ચાણક્યે તે વસ્ત્રમાં ચંદ્રાકાર છિદ્ર કર્યું પૂર્ણિમાને રાત્રે છિદ્રનીચે પેય પદાર્થથી ભરેલી થાળી રાખી અને ક્ષત્રિયાણીને બોલાવી જ્યારે ચંદ્ર છિદ્ર ઉપર આવ્યો ત્યારે તેનુ પ્રતિબિંબ થાળીમા પડવા લાગ્યું. ત્યારે ચાણક્યે સ્ત્રીને કહ્યુ– "લો આ ચંદ્ર છે તે પી જાવ" સ્ત્રી પ્રસન્નતાથી તેને પીવા લાગી જેવુ તેને પેય પદાર્થ પીધુ કે છીદ્રઉપર કપડુ નાંખી દીધું ચંદ્રનો પ્રકાશ આવવો બંધ થયો. તેથી ક્ષત્રિયાણી સમજી કે તેને ચંદ્રપાન કરી લીધું છે પોતાનો દોહદ પૂર્ણ થવાથી ક્ષત્રિયાણી ઘણી પ્રસન્ન થઈ સમય પૂર્ણ થવાપર ક્ષત્રિયાણીએ ચંદ્રજેવા બાળકને જન્મ આપ્યો. બાળક ગર્ભમા આવ્યાં પછી માતાને ચંદ્રપાનનો દોહદ ઉત્પન્ન થયો હોવાથી બાળકનુ નામ ચંદ્રગુપ્ત રાખ્યુ ચંદ્રગુપ્ત જ્યારે યુવાન થયો ત્યારે મંત્રી ચાણક્યની સહાયતાથી નંદને મારી પાટલીપુત્રનુ રાજ્ય લઈ લીધુ ક્ષત્રિયાણીને ચંદ્રપાન કરાવવામા ચાણક્યની પારિણામિકી બુદ્ધિ હતી

[૧૩] **સ્થુલભદ્રઃ—** પાટલીપુત્રમાં નંદ નામનો રાજા હતો. તેના મંત્રીનુ નામ શકટાળ હતુ નંદને સ્થૂલભદ્ર અને શ્રિયક નામના બે પુત્રો તથા યક્ષા, યક્ષદત્તા, ભૂતા, ભૂતદત્તા. સેણા, વેણા, અને રેણા નામની સાત કન્યાઓ હતી તે કન્યાઓની સ્મરણ–શક્તિ વિલક્ષણ હતી યક્ષાની સ્મરણ–શક્તિ એટલી તીવ્ર હતી કે જે વાતને એક વાર સાભળતી તે તેને અક્ષરશ યાદ રહી જાતી તેજ રીતે યક્ષદત્તા, ભૂતા, ભૂતદત્તા, સેણા, વેણા અને રેણા પણ ક્રમશ બે, ત્રણ, ચાર, પાચ, છ અને સાત વાર કોઈપણ વાતને સાંભળતી તો તેમને યાદ રહી જાતી.

તેજ નગરમાં વરરુચિ નામનો બ્રાહ્મણ રહેતો હતો તે ઘણો વિદ્વાન્ હતો તે પ્રતિદિન ૧૦૮ શ્લોકોની રચના કરી, રાજસભામા આવી રાજા નંદની સ્તુતિ કરતો રાજા પ્રતિદિવસ નવા–નવા શ્લોકો દ્વારા પોતાની સ્તુતિ સાભળીને તેમના સામે જોતો પરંતુ મંત્રી મૌન રહેતો રાજા, મંત્રીને મૌન જોઇ વરરુચિને પારિતોષિક આપતો નહિ અને રોજ વરરૂચિ ખાલી હાથે પાછો ફરતો વરરૂચિની પત્ની દરરોજ તેને ઠપકો આપતી કે તમે કંઈ પણ કમાણી કરતા નથી તો ઘરકાર્ય કેવી રીતે ચાલશે ? પત્નીની વારવાર આવી વાતો સાંભળી વરરૂચિએ વિચાર્યું "જ્યા સુધી મંત્રી રાજાને નહી કહે ત્યા સુધી રાજા મને કાઇ આપવાનો નથી" આમ વિચારી તે શકટાળ મંત્રીને ઘરે ગયો અને તેની પત્નીની પ્રશંસા કરવા લાગ્યો. સ્ત્રીએ પૂછ્યુ– "પંડિતરાજ! આજ અહીં આવવાનુ આપનુ શુ પ્રયોજન છે?" વરરૂચિએ બધી વાત તેને કહી સ્ત્રીએ કહ્યુ – "સારુ, આજે મંત્રીને આ વિષયમા કહીશ" વરરુચિ ચાલ્યો ગયો.

સાજે શકટાળની પત્નીએ તેને કહ્યુ– "સ્વામિન્! વરરુચિ પ્રતિદિન ૧૦૮ નવા શ્લોકોની રચના કરીને રાજાની સ્તુતિ કરે છે, શુ તે શ્લોક તમને નથી ગમતા ?" ઉત્તરમા તે બોલ્યો "— મને શ્લોક ગમે છે" ત્યારે સ્ત્રીએ કહ્યુ "– તો તમે વરરુચિની પ્રશંસા શા માટે નથી કરતા ? ઉત્તરમા મંત્રી બોલ્યો– "તે મિથ્યા દૃષ્ટિ છે તેથી હુ તેની પ્રશંસા કરતો નથી" સ્ત્રીએ ફરી કહ્યુ – "નાથ! જો તમારા કહેવા માત્રથી જ કોઇ દીનનુ ભલુ થતું હોય તો તેમાં શુ હાનિ છે?" મંત્રીએ ઉત્તર આપ્યો "સારૂં, કાલે જોઇશ".

બીજે દિવસે રોજની જેમ વરરૂચિએ રાજાની સ્તુતિ કરી. રાજાએ મંત્રી તરફ જોયુ મંત્રીએ કહ્યુ –

"સુભાષિત છે" આમ કહેવાપર રાજાએ પંડિતજીને ૧૦૮ સુવર્ણમુદ્રાઓ આપી. વરરૂચિ હર્ષિત થતો ઘરે ચાલ્યો ગયો. વરરૂચિના ગયા પછી મંત્રીએ રાજાને પુછ્યુ– "આજે તમે મહોરો શા માટે આપી?" રાજાએ કહ્યુ – "તે રોજ નવીન શ્લોકો બનાવી લાવે છે અને આજે તમે પ્રશંસા કરી તેથી મેં ઈનામ રૂપે મહોરો આપી." શકટાળે રાજાને કહ્યુ– "મહારાજ! તે તો લોકમાં પ્રચલિત જુના શ્લોકો જ તમને સંભળાવેછે રાજાએ પૂછ્યુ– આ તમે કેવી રીતે કહો છો? મંત્રી બોલ્યો–"હું સત્ય કહું છું. જે શ્લોક વરરુચિ સંભળાવે છે તે તો મારી કન્યાઓ પણ જાણે છે. જો તમને વિશ્વાસ ન હોયતો કાલેજ વરરુચિ એ સંભળાવેલ શ્લોકો મારી કન્યાઓ સંભળાવશે" રાજાએ આ વાત સ્વીકારી. બીજે દિવસે પોતાની કન્યાઓને સાથે લઇ મંત્રી રાજસભામા આવ્યો અને કન્યાઓને પડદા પાછળ બેસાડી વરરુચિએ ૧૦૮ શ્લોક સંભળાવ્યા. ત્યારપછી મંત્રીની મોટીકન્યા સામે આવીને વરરુચિએ સંભળાવેલ શ્લોકો સંભળાવી દીધા. આ સાભળી રાજા વરરુચિ પર ગુસ્સે થઇ ગયો અને તેને રાજસભામાંથી કાઢી મૂકયો.

વરરુચિ ઘણો ખિન્ન થયો અને તેણે શકટાળને અપમાનિત કરવાનો નિર્ણય કર્યો લાકડાનું એક પાટીયુ લઈ ગંગાકિનારે ગયો. તેણે પાટીયાનો એક છેડો પાણીમા નાંખ્યો અને બીજો છેડો બહાર રાખ્યો. રાત્રે તે ૧૦૮ સોનામહોર ભરેલ થેલીને પાણીમા રહેલ પાટીયાના છેડાપર રાખી દેતો. સવારે તે બહાર રહેલા છેડાપર બેસી ગંગાની સ્તુતિ કરવા લાગ્યો. સ્તુતિ પૂર્ણ થવા પર પાટિયાને દબાવ્યુ તેથી થેલી બહાર આવી ગઇ થેલી બતાવતા તેણે લોકોને કહ્યું– "રાજા મને ઇનામ ન આપે તો શું, ગંગા તો મને પ્રસન્ન થઈ આપે છે" આમ કહીને ત્યાથી ચાલ્યો ગયો લોકો વરરુચિ ના આ કાર્યથી આશ્ચર્ય પામ્યા. જ્યારે શકટાળને આ વાતની ખબર પડી તો તેણે શોધ કરી રહસ્ય જાણી લીધું

જનતા વરરુચિના આ કાર્યથી તેની પ્રશંસા કરવા લાગી અને ધીરે ધીરે આ વાત રાજા સુધી પહોંચી. રાજાએ શકટાળને પૂછ્યું તો મંત્રીએ કહ્યું કે આ બધો વરરુચિનો ઢોગ છે તેનાથી તે લોકોને ભ્રમમા નાખે છે સાંભળેલી વાત પર એકદમ વિશ્વાસ કરવો ન જોઈએ રાજાએ કહ્યુ–ઠીક છે, કાલે સ્વય ગંગાકિનારે જઇને જોવું જોઇએ મંત્રીએ વાતનો સ્વીકાર કર્યો.

ઘરે જઇને મંત્રીએ પોતાના વિશ્વાસુ સેવકને બોલાવ્યો અને કહ્યું— "આજે ગંગાને કિનારે છૂપાઇ ને બેસ જે. રાત્રે વરરુચિ આવી થેલી મૂકીને જાય તો તેને ઉઠાવી મને આપી જજે" સેવકે તે પ્રમાણે કર્યું સવારે વરરુચિ આવીને પાટીયાપર બેસી સ્તુતિ કરવા લાગ્યો રાજા અને મંત્રી ત્યાં આવ્યા. સ્તુતિ પૂર્ણ થવા પર પાટીયાને દબાવ્યુ પણ થેલી બહાર ન આવી. એટલે શકટાળે કહ્યું– "પંડિતરાજ! પાણીમા શુ જોવો છો તમારી થેલી તો મારી પાસે છે." આમ કહી થેલી બધાને બતાવી અને તેનું રહસ્ય લોકોને જણાવ્યું માયાવી, કપટી એવા એવા શબ્દોથી બધા લોકો વરરુચિની નિંદા કરવા લાગ્યા. વરરુચિ લજ્જા પામ્યો અને બદલો લેવા મંત્રીના છિદ્ર જોવા લાગ્યો. થોડા સમય પછી મંત્રી પોતાના પુત્ર શ્રિયકના લગ્નની તૈયારીમાટે પડી ગયો મંત્રી લગ્ન નિમિત્તે રાજાને ભેટ ધરવા શસ્રાસ્ત્ર બનાવવા લાગ્યો વરરુચિને આ વાતની ખબર પડી સુઅવસર જાણી વરરુચિએ બદલો લેવાની ઇચ્છાથી શિષ્યોને નિમ્નલિખિત શ્લોક મોઢે કરાવ્યા.

"तं न विजाणेइ लोओ, जं सकडालो करिस्सइ ।
नन्दराउं मारेवि करि, सिरियउं रज्जे ठवेस्सइ ॥"

અર્થાત્— જનતા જાણતી નથી કે શકટાળમંત્રી શુ કરી રહ્યો છે? તે રાજા નંદને મારી પુત્ર શ્રિયક ને રાજા બનાવવા ઇચ્છે છે, આ શ્લોક કંઠસ્થ કરાવી નગરમા પ્રચાર કરવાની આજ્ઞા આપી રાજાએ પણ

એક દિવસ આ શ્લોક સાંભળ્યો અને વિચારવા લાગ્યો કે મંત્રીના ષડ્યંત્રની મને જાણ નથી.

બીજે દિવસે રોજની જેમ શકટાળ આવીને રાજાને પ્રણામ કર્યા, તો મંત્રીને જોતાજ રાજાએ મોઢુ ફેરવી લીધુ. રાજાનો આ વ્યવહાર જોઈ મંત્રી ભયભીત થઈ ગયો અને ઘરમાં આવીને સારી વાત પોતાના પુત્ર શ્રિયકને કહી– "પુત્ર ! રાજાનો કોપ ભયંકર હોય છે, કુપિત રાજા વંશનો નાશ કરી શકે છે. એટલે પુત્ર ! મારો એવો વિચાર છે કે કાલે સવારે હું રાજાને પ્રણામ કરવા જાઉં ત્યારે જો રાજા મોઢુ ફેરવી લે તો તું તલવારથી મારી ગરદન કાપી નાંખ. પુત્રે જવાબ આપ્યો– "પિતાજી ! હું એવું ઘાતક અને નિંદનીય કામ કેમ કરી શકુ ? મંત્રી બોલ્યો"– પુત્ર ! હું તે સમયે તાલપુટ નામનું વિષ મોઢામાં નાખી લઈશ. મારી મૃત્યુ તો તેનાથી થશે પરંતુ તલવારથી મારવાથી રાજાનો કોપ તમારા પર નહીં ઉતરે. તેથી પોતાની રક્ષા થશે. શ્રિયકે વંશના રક્ષણ માટે પિતાની આજ્ઞાને સ્વીકારી લીધી

બીજે દિવસે મંત્રી પોતાના પુત્ર શ્રિયક સાથે રાજાને પ્રણામ કરવા ગયો. મંત્રીને જોતાજ રાજાએ મોઢુ ફેરવી લીધું. મંત્રીએ પ્રણામ કરવા જેવું માથુ નમાવ્યુ કે શ્રિયકે ગરદન પર તલવારથી માર્યું આ જોઈ રાજાએ શ્રિયકને પુછ્યુ– "અરે ! આ શુ કર્યુ ?" ઉત્તરમા શ્રિયકે કહ્યું– "દેવ ! જે વ્યક્તિ તમને ઇષ્ટ નથી, તે અમને કેવી રીતે સારી લાગે ?" શ્રિયકના ઉત્તરથી રાજા પ્રસન્ન થયા અને શ્રિયકને કહ્યુ– "હવે તમે મંત્રી પદને સ્વીકારો" શ્રિયકે કહ્યુ – "દેવ ! હુ મંત્રી ન બની શકુ કારણ કે મારા મોટા ભાઈ સ્થૂલભદ્ર છે, જે ૧૨ વર્ષ થી વેશ્યા કોશાના ઘેર રહે છે. તે આ પદનો અધિકારી છે શ્રિયકની વાત સાંભળી રાજાએ કર્મચારીઓને આજ્ઞા આપી કે– "કોશાને ઘેર જાવ અને સ્થૂલભદ્રને સન્માનપૂર્વક લાવો. તેને મંત્રી પદ આપવાનુ છે

રાજકર્મચારીઓ કોશાના ઘરે ગયા પિતાના મૃત્યુના સમાચાર સાંભળી સ્થૂલભદ્રને અત્યંત દુખ થયુ રાજપુરુષોએ સ્થૂલભદ્રને વિનયપૂર્વક પ્રાર્થના કરી કે– "મહાભાગ્ય તમે રાજસભામા પધારો, રાજા તમને સાદર બોલાવી રહ્યા છે." આ સાભળી સ્થૂલભદ્ર રાજસભામા આવ્યો રાજાએ સન્માનપૂર્વક આસન ઉપર બેસાડ્યો અને કહ્યુ= "તમારા પિતાનુ મૃત્યુ થઈ ગયુ છે હવે મંત્રી પદને તમે સુશોભિત કરો" રાજાની આજ્ઞા સાભળી સ્થૂલભદ્ર વિચારવા લાગ્યો– "જે મંત્રીપદ મારા પિતાના મૃત્યુનુ કારણ બન્યુ તે મારામાટે હિતકર કેવી રીતે હોઈ શકે ? માયા, ધન, સંસારમાં દુખોનું કારણ અને વિપત્તિઓનુ ઘર છે ઇત્યાદિ વિચાર કરતા કરતા સ્થૂલભદ્રના મનમા વૈરાગ્ય ઉત્પન્ન થઇ ગયો તેણે આર્ય સંભૂતવિજય પાસે દીક્ષા અંગીકાર કરી સ્થૂલભદ્રે દીક્ષા લીધી એટલે મંત્રીપદ શ્રિયકને આપવામાં આવ્યુ તે કુશળતાથી મંત્રીપદ શોભાવવા લાગ્યો.

મુનિ સ્થૂલભદ્ર સયમ લીધા પછી જ્ઞાનધ્યાનમાં રત રહેવા લાગ્યા. ગ્રામાનુગ્રામ વિચરતાં સ્થૂલભદ્રમુનિ પોતાના ગુરુ સાથે પાટલિપુત્ર પહોચ્યા ગુરુએ ત્યાંજ ચાતુર્માસ કરવાનો નિર્ણય કર્યો. તેમના ચાર શિષ્યોએ આવીને અલગ અલગ ચાતુર્માસ કરવાની આજ્ઞા માગી. એકે સિંહની ગુફામાં, બીજાએ સર્પના રાફડા પર, ત્રીજાએ કૂવાના કિનારે અને સ્થૂલભદ્રે કોશા વેશ્યાના ઘેર, ગુરુએ તેઓને આજ્ઞા આપી

લાબા સમયથી છૂટા પડેલા પ્રેમીને જોઈ કોશા અત્યંત પ્રસન્ન થઈ. સ્થૂલભદ્રે કોશાને ઘરે ઉતરવાની આજ્ઞા માંગી. વેશ્યાએ પોતાની ચિત્રશાલામાં ઉતરવાની આજ્ઞા આપી વેશ્યા પહેલાની જેમ

શ્રૃંગાર સજી હાવભાવ પ્રદર્શિત કરવા લાગી પરંતુ હવે પહેલાનો સ્થૂલભદ્ર ન હતો કે જે શ્રૃંગારમય કામુક પ્રદર્શનથી વિચલિત થઇ જાય તેણે તો કામભોગોને કિંપાક ફળ જેવા સમજી છોડી દીધા હતાં. તે વૈરાગ્ય રંગથી રંજિત હતો. તેની નસોમાં વૈરાગ્ય પ્રવાહિત થયો હતો. તેથી શરીરથી તો શું મનથી પણ વિચલિત ન થયો. મુનિ સ્થૂલભદ્રનું નિર્વિકાર મુખમંડળ જોઇ વેશ્યાનું વિલાસી હૃદય શાંત થઈ ગયુ. અવસર જોઇને મુનિએ કોશાને હૃદયસ્પર્શી ઉપદેશ આપ્યો તે સાભળી કોશા પ્રતિબોધ પામી. ભોગોને દુ ખનુ કારણ જાણી તેણીએ શ્રાવિકાવ્રત ધારણ કર્યા.

ચાતુર્માસ પૂર્ણ થવા પર સિંહગુફા, સર્પદ્વાર અને કુવાને કિનારે ચાતુર્માસ માટે ગયેલા મુનિઓ પાછા ફર્યા ત્યારે ગુરુદેવે તેની પ્રશંસા કરતાં 'कृतदुष्कराः' મુનિઓ ! તમે દુષ્કર કાર્ય કર્યું. જ્યારે સ્થૂલભદ્રે ગુરુજીના ચરણમાં નમસ્કાર કર્યા તો ગુરુએ 'कृतदुष्कर-दुष्करः' એમ કહ્યુ. અર્થાત્ હે મુનિ ! તમે અતિદુષ્કર કાર્ય કર્યું છે, સ્થૂલભદ્રને ગુરુએ આવા વચન કહ્યાં તેથી શેષ ત્રણ મુનિઓને સ્થૂલભદ્ર પ્રત્યે ઇર્ષા થવા લાગી.

જ્યારે બીજુ ચાતુર્માસ આવ્યુ ત્યારે સિંહગુફામા ચાતુર્માસ કરનાર મુનિએ કોશા વેશ્યાને ઘરે ચાતુર્માસ જવાની આજ્ઞા માગી ગુરુએ આજ્ઞા ન આપી છતા તે ત્યાં ચાતુર્માસ કરવા ગયો વેશ્યાના રૂપ લાવણ્યને જોઈ મુનિનુ મન વિચલિત થયુ. તે વેશ્યાને, પ્રાર્થના કરવા લાગ્યો. વેશ્યાએ મુનિને કહ્યુ– "મને લાખ રૂપિયા આપો" મુનિએ કહ્યુ— "હું તો ભિક્ષુ છુ મારી પાસે ધન ક્યાથી હોય ?" વેશ્યાએ કહ્યુ– "નેપાળનો રાજા દરેક સાધુને એક રત્ન કંબલ આપે છે. તેનું મૂલ્ય એક લાખ રૂપિયા છે, ત્યાં જઇને એક કંબલ લાવી દો" કામાતુર તે મુનિ નેપાળ ગયો અને રત્ન કંબલ લઇને પાછો ફર્યો. પરન્તુ રસ્તામાં ચોરોએ તે લૂટી લીધી. તે ફરી નેપાળ ગયો અને રાજાને સર્વ વાત કહી અને રત્નકંબલ ની માગણી કરી, રાજાએ તેની વાત સ્વીકારી રત્નકંબલ આપી આ વખતે વાટમા રત્નકંબલને છુપાવી તે પાછો ફર્યો: રસ્તામા ભૂખ–પ્યાસથી અને ચોરોના દુર્વ્યવહારને સહન કરી વેશ્યાને રત્નકંબલ સમર્પણ કરી. વેશ્યાએ રત્નકંબલ લઈ અશુચિસ્થાનપર ફેંકી, આને જોઇ ખિન્ન થયેલા મુનિએ કહ્યુ – "મેં કેટલુ કષ્ટ સહન કરી તમને આ કંબલ લાવી આપી એને શામાટે ફેંકી દીધી ?" વેશ્યા બોલી "આ બધુ મેં તમને સમજાવવા કર્યું છે જેમ આ કંબલ દૂષિત થઈ ગઇ તેમ કામ–ભોગ મા પડવાથી તમારો આત્મા પણ મલીન થઇ જશે મુને ! વિચારો, જે વિષય ભોગને વિષની સમાન સમજી તમે ઠોકર મારી હવે પાછા વમન કરેલને ફરી સ્વીકારવા ઇચ્છો છો તે તમારા પતનનુ કારણ છે, તેથી તમારી જાતને સંભાળો અને સંયમ આરાધના કરો મુનિને વેશ્યાનો ઉપદેશ અંકુશ સદૃશ લાગ્યો. પોતાના કાર્ય બદલ પશ્ચાતાપ કરવા લાગ્યો અને કહેવા લાગ્યો

"स्थूलभद्रः, स्थूलभद्रः स एकोऽखिलसाधुषु ।
युक्तं दुष्कर दुष्कर कारको गुरुणा जगे ॥"

અર્થાત્— બધા સાધુઓમા એક સ્થૂલભદ્રજ દુષ્કર દુષ્કર ક્રિયા કરનાર છે. જે ૧૨ વર્ષ વેશ્યાની ચિત્ર–શાળામા રહ્યા, સંયમ ધારણ કરી ફરી તેના મકાનમા ચાતુર્માસ પણ કર્યું વેશ્યાએ કામભોગ માટે પ્રાર્થના કરી છતા પણ મેરૂ સમાન અવિચલ રહ્યા. તેથી ગુરુએ જે "દુષ્કર દુષ્કર" શબ્દ સ્થૂલભદ્રને કહ્યા તે યથાર્થ હતાં આ રીતે પશ્ચાતાપ કરતા કરતા તેણે ગુરુ પાસે આલોચના કરી કોઇએ કામવિજેતા સ્થૂલભદ્ર મુનિ માટે કહ્યુ છે કે—

"गिरौ गुहायां विजने वानन्ते, वासं श्रयन्तो वशिनः सहस्रशः ।
हर्म्येऽतिरम्ये युवतिजनान्तिके, वशी स एकः शकटाल नन्दनः ॥

આ વિષયમાં બીજું પણ કહ્યું છે, કે:—

"वेश्या रागवती सदा तदनुगा, षड्भी रसैर्भोजनं ।
शुभ्रं धाममनोहरं वपुरहो ! नव्यो वयः संगमः ॥
कालोऽयं जलदानिलस्तदपि यः कामं जिगाया दरात् ।
तं वन्दे युवतिप्रबोधकुशलं, श्री स्थूलभद्रं मुनिम् ॥"

અર્થાત્— પર્વતપર, પર્વતની ગુફામાં, શ્મશાનમાં, વનમાં રહીને મન વશ કરનાર તો હજારો મુનિ હોય છે, પરંતુ સુંદર સ્ત્રીની સમીપ, રમણીય મહેલમાં રહીને જો કોઈ આત્માને વશ કરવું છે તો તે ફક્ત સ્થૂલભદ્ર જ છે.—

પ્રેમ કરનાર તથા તેનામાં અનુરક્ત વેશ્યા, ષડરસ ભોજન, મનોહર મહેલ, સુદર શરીર, તરુણાવસ્થા, વર્ષાઋતુ, સમય, આ સર્વ સુવિધા હોવા છતાં પણ જેણે કામદેવને જીતી લીધો, વેશ્યાને બોધ આપી, ધર્મ માર્ગપર લાવનાર સ્થૂલભદ્રને પ્રણામ કરૂં છું

રાજા નંદે સ્થૂલભદ્રને મંત્રીપદ દેવામાટે ઘણો પ્રયત્ન કર્યો પરંતુ ભોગોનો નાશ અને સાસારિક સંબંધને દુઃખનું હેતુ જાણી તેણે મંત્રીપદ ન સ્વીકાર્યું, સંયમ સ્વીકારી આત્મ કલ્યાણમાં જીવન જોડયું. આ સ્થુલભદ્રની પરિણામિકી બુદ્ધિ હતી

**[૧૪] નાસિકપુરના સુદરીનંદ :** — નાસિકપુરમા નંદ નામક શેઠ હતો તેની પત્નીનું નામ સુદરી હતુ. નામને અનુરૂપ તે એટલીજ સુદર હતી નંદને તેનાપર ખૂબજ પ્રેમ હતો તે શેઠ સુંદરીમા એટલો બધો આસકત હતો કે ક્ષણ માટે પણ તેનો વિયોગ સહન કરી શકતો નહિ તેથી લોકો તેને સુદરી નંદ તરીકે બોલાવતા.

સુદરીનંદને એક નાનો ભાઈ હતો જેણે દીક્ષા લીધી હતી જ્યારે મુનિને જાણ થઈ કે મોટા ભાઈ સુદરીમા અતિ આસકત છે તો તેને પ્રતિબોધ આપવા નાસિકપુર માં આવ્યા અને ઉદ્યાન મા ઉતર્યા ગામના લોકો ઉપદેશ સાંભળવા આવ્યાં પણ સુદરીનંદ ન આવ્યો ધર્મોપદેશ પછી મુનિ ગોચરી માટે ગામમા પધાર્યા. ફરતા ફરતા તે પોતાના ભાઈને ઘરે પહોંચી ગયા. પોતાના ભાઈની સ્થિતિને જોઇ મુનિ વિચારવા લાગ્યા કે આ સ્ત્રીમાં અતિ લુબ્ધ છે જ્યાં સુધી તેને અધિક પ્રલોભન આપવામા નહિ આવે ત્યાં સુધી તેનો અનુરાગ દૂર નહિ થાય. આમ વિચારી મુનિએ વૈક્રિય લબ્ધિદ્વારા એક સુદર વાંદરી બનાવી અને નંદને પૂછ્યું— "શુ આ સુદરી જેવી સુદર છે ?" તે બોલ્યો "આ સુંદરીથી અર્ધી સુદર છે," પછી વિદ્યાધરી બનાવી અને પૂછ્યું— "આ કેવી છે ?" નંદે કહ્યું— "આ સુદરી જેવી છે" પછી મુનિએ દેવી બનાવી પૂછ્યું— "આ કેવી છે ?" તે બોલ્યો— "આ સુદરીથી પણ વધારે સુદર છે, મુનિએ કહ્યુ— "જો તમે ધર્મનું થોડું પણ આચરણ કરો તો તમને આવી અનેક સુદરીઓ પ્રાપ્ત થશે" મુનિના આ પ્રકાર ના પ્રતિબોધથી સુદરીનંદને પોતાની સ્ત્રી પરનો રાગ ઓછો થઇ ગયો. થોડા સમય પછી તેણે દીક્ષા લીધી. ભાઈને પ્રતિબોધ આપવામાટે મુનિએ જે કાર્ય કર્યું તે તેની પારિણામિકી બુદ્ધિ હતી

[૧૫] વજ્રસ્વામી :— અવન્તી દેશમાં તુંબવન નામનુ સન્નિવેશ હતુ. ત્યાં એક ધનીક શેઠ રહેતો હતો. તેના પુત્રનું નામ ધનગિરિ હતુ તેના લગ્ન ધનપાલ શેઠની સુપુત્રી સુનંદા સ થે થયા. લગ્ન પછી થોડાજ દિવસમા ધનગિરિ દીક્ષા લેવા તૈયાર થયો પરંતુ તે સમયે તેની સ્ત્રીએ રોકી દીધો. થોડા સમય પછી દેવલોકથી ચ્યવીને એક પુણ્યવાન જીવ સુનંદાની કુક્ષિમા આવ્યો. ધનગિરિએ સુનંદાને કહ્યું– "આ ભાવી પુત્ર તારો જીવન આધાર બનશે, તેથી મને આજ્ઞા આપો. ધનગિરિની ઉત્કૃષ્ટ ધર્મભાવના જોઈ સુનંદાએ દીક્ષાની આજ્ઞા આપી. આજ્ઞા મળવાપર ધનગિરિએ આચાર્ય સિંહગિરિની પાસે દીક્ષા ગ્રહણ કરી. જેની પાસે સુનંદાના ભાઇ આર્યસમિતે પહેલેથીજ દીક્ષા લીધી હતી.

નવ માસ પૂર્ણ થવાપર સુનંદાએ એક પુણ્યશાળી પુત્રને જન્મ આપ્યો. જે સમયે બાળકનો જન્મોત્સવ ઉજવાતો હતો તે સમયે કોઈ સ્ત્રીએ કહ્યુ– "જો આ બાળકના પિતાએ દીક્ષા લીધી ન હોત તો સારુ થાત. બાળક ઘણો મેધાવી હતો સ્ત્રીના વચન સાંભળી તે વિચારવા લાગ્યો કે— "મારા પિતાએ દીક્ષા લીધી છે હવે મારે શું કરવુ ?" ચિંતન, મનન કરતાં બાળકને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ તે વિચારવા લાગ્યો કે એવો કોઇ ઉપાય કરવો જોઇએ કે જેથી હું સાંસારિક બંધનોથી મુક્ત થઈ જાઉં. તથા માતાને પણ વૈરાગ્ય થાય અને તે પણ આ બંધનોથી છૂટે. આમ વિચારી બાળકે રાત દિવસ રોવાનું શરૂ કર્યું. માતાએ બાળકને છાનો રાખવા અનેક પ્રયત્ન કર્યા પરંતુ નિષ્ફળતા મળી. માતા તેનાથી દુ ખી થઇ ગઈ.

આ બાજુ ગ્રામાનુગામ વિચરણ કરતા આચાર્ય સિંહગિરી પુન તુંબવનમાં પધાર્યા. ભિક્ષાનો સમય થવાપર ગુરુની આજ્ઞા લઇ ધનગિરિ અને આર્યસમિત નગરમા જવા તૈયાર થયા. તે સમયના શુભ શુકનોને જોઇને ગુરુએ શિષ્યોને કહ્યુ– "આજ તમને મહાન લાભ થશે, તેથી સચિત્ત–અચિત્ત જે પણ ભિક્ષામાં મળે તેને ગ્રહણ કરી લેજો" ગુરુની આજ્ઞા શિરોધાર્ય કરીને મુનિયુગલ નગરમાં ચાલ્યા ગયા

સુનંદા તે સમયે પોતાની સખીઓની સાથે બેસી બાળકને શાત રાખવાનો પ્રયત્ન કરતી હતી તેજ સમયે બન્ને મુનિ ત્યા પધાર્યા. મુનિઓને જોઇ સુનંદાએ ધનગિરિ ને કહ્યુ– "આજ સુધી આ બાળકની રક્ષા હુ કરતી હતી. હવે તમે સંભાળો અને રક્ષા કરો." આ સાંભળી મુનિ ધનગિરિ પાત્ર કાઢી ઉભા રહ્યાં અને સુનંદાએ બાળકને પાત્રમાં વહોરાવી દીધો શ્રાવક–શ્રાવિકાઓની હાજરીમા મુનિએ બાળકને ગ્રહણ કર્યો અને બાળકે રોવાનું બ ધ કર્યું. બાળકને લઇ બન્ને ગુરુ પાસે ગયા વજનદાર ઝોળી લઈને આવતા શિષ્યોને જોઈ ગુરુ બોલ્યા– "આ વજ્ર સમાન વજનદાર શુ લાવ્યા છો ?" ધનગિરિએ પ્રાપ્ત ભિક્ષા ગુરુ સમક્ષ રાખી દીધી. અત્યંત તેજસ્વી અને પ્રતિભાશાળી બાળકને જોઈ ગુરુ ઘણા હર્ષ પામ્યા અને બોલ્યા– "આ બાળક શાસનનો આધારસ્તંભ બનશે, તેનું નામ વજ્ર રાખ્યુ

ત્યાર પછી પાલન–પોષણ માટે તે બાળક સંઘને સોંપી, આચાર્યે વિહાર કર્યો. બાળક વધવા લાગ્યો થોડા દિવસ પછી સુનદા પોતાના પુત્રને પાછો લાવવા ગઈ. પરંતુ સઘે "આ બીજાની થાપણ છે" એમ કહી બાળક– વજ્રને આપવાની ના પાડી.

કોઇ સમયે આચાર્ય સિંહગિરિ શિષ્યો સહિત ફરીવાર ત્યા પધાર્યા. આચાર્ય પધાર્યા છે, તેની જાણ થતા સુનંદા બાળકને લેવા ગઇ આચાર્યે દેવાની ના પાડી તો તે રાજા પાસે ગઈ અને પોતાનો પુત્ર

પાછો મળે તેમાટે પ્રાર્થના કરી. રાજાએ કહ્યુ - " એક બાજુ બાળકની માતા બેસે અને બીજી તરફ તેના પિતા, બોલાવવાપર બાળક જેની પાસે જાય તે તેનો કહેવાશે."

રાજાનાં આ નિર્ણય પછી બીજે દિવસે માતા સુનંદા પોતાની પાસે ખાવા-પીવાના પદાર્થ અને ઘણા રમકડા લઇ નગરવાસીઓ સાથે બેઠી, એક બાજુ સંઘની સાથે આચાર્ય તથા ધનગિરિ આદિ મુનિરાજ બેઠા. રાજાએ ઉપસ્થિત જન સમૂહને કહ્યું- " બાળકને તેના પિતા પહેલાં બોલાવે " આ સાંભળી નગરવાસીઓએ કહ્યુ- " દેવ ! બાળકની માતા દયા પાત્ર છે. તેથી માતા પહેલાં બોલાવે. તેવી આજ્ઞા હોવી જોઈએ " આજ્ઞા પ્રાપ્ત થવા પર માતાએ બાળકને બોલાવ્યો. ઘણા પ્રકારના રમકડા, ખાવા-પીવાની વસ્તુ આપીને બાળકને બોલાવવાનો યત્ન કર્યો. બાળકે વિચાર્યું-" જો હુ આ સમયે દૃઢ રહીશ તો માતાનો મોહ દૂર થશે અને તે પણ વ્રતધારણ કરશે, જેથી બન્નેનુ કલ્યાણ થશે આમ વિચારી તે પોતાના સ્થાનથી જરા માત્ર પણ ન ચાલ્યો પછી, પિતાને બાળકને બોલાવવા કહ્યું ત્યારે પિતા ગુરુએ કહ્યુ —

" जइसि कयज्झवसाओ, धम्मज्झयमूसिअं इमं वइर !
गिण्ह लहुं रयहरणं, कम्मरयपमज्जणं धीर !! "

અર્થાત્— હે વજ્ર ! જો તમે નિશ્ચય કરી લીધો છે તો ધર્માચરણ ના ચિહ્નભૂત તથા કર્મરજને પ્રમાર્જન કરનાર આ રજોહરણુને ગ્રહણુ કરો.

આ સાંભળતા જ બાળક મુનિઓ તરફ ગયો અને રજોહરણુ ઉપાડ્યો તેથી બાળક સાધુઓને સોંપી દીધો આચાર્યે રાજા અને સંઘની આજ્ઞા લઈ બાળકને દીક્ષા આપી આ જોઈ સુનંદાએ વિચાર્યુ- " મારા ભાઇ, પતિ અને પુત્ર બધા સંસારના બંધન તોડી દીક્ષિત થઈ ગયા છે તો હુ ગૃહસ્થાશ્રમમાં રહી શુ કરીશ ? પશ્ચાત્ તેનેપણુ દીક્ષા ગ્રહણુ કરી.

આચાર્ય સિંહગિરિ બાળમુનિને અન્ય સાધુઓની સેવામાં રાખી અન્યત્ર વિહાર કર્યો કાલાન્તર મા બાળ મુનિ પણુ આચાર્યની સેવામા ગયા, અને તેની સાથે વિહાર કરવા લાગ્યા આચાર્ય જ્યારે મુનિઓને વાચના દેતા ત્યારે બાળમુનિ પણુ દત્તચિત્ત થઈ સાંભળતા આ રીતે તેણે ૧૧ અંગનું જ્ઞાન સ્થિર કર્યુ અને ક્રમશ: સાભળતા સાભળતા જ પૂર્વોનું જ્ઞાન પ્રાપ્ત કર્યુ

એક વાર આચાર્ય શૌચ નિવૃત્તિ માટે ગયા હતા તથા અન્ય સાધુઓ ગોચરી આદિ માટે ગયા હતાં ઉપાશ્રયમાં વજ્રમુનિ એકલાજ હતા તેમને ગોચરી માટે ગયેલ સાધુના વસ્ત્ર પાત્ર આદિ એક લાઇનમા ગોઠવી દીધા. પોતે વચ્ચે બેસી ઉપકરણોમાં શિષ્યોની કલ્પના કરી શાસ્ત્ર વાચના આપવા લાગ્યા આચાર્ય જ્યારે શૌચાદિથી નિવૃત્ત થઇ ઉપાશ્રયમાં પાછા ફરતા હતા ત્યારે દૂરથીજ સૂત્ર વાચનની ધ્વનિ સાંભળી આચાર્યે પાસે આવી વિચાર્યુ - " શુ શિષ્યો ગોચરીલઈ આટલા જલ્દી આવી ગયા હશે ? ' નિકટ આવવા પર આચાર્યે વજ્રમુનિના અવાજને ઓળખ્યો, અને છુપાઇને તેઓ વજ્રમુનિનો વાચના દેવાનો ઢંગ ( રીત ) જોવા લાગ્યા વાચના દેવાની શૈલી જોઈ આચાર્ય આશ્ચર્યમા પડી ગયા પછી વજ્રમુનિને સાવધાન કરવા મોટાસ્વરથી નૈષેધિકી નૈષેધિકી ઉચ્ચારણુ કર્યું વજ્રમુનિને આચાર્ય પધાર્યા છે એવી જાણુ થતાં ઉપકરણોને યથાસ્થાને રાખી વિનયપૂર્વક ગુરુના ચરણપરની રજ ને પોંછી આહારાદિ કરીને સૌ પોતપોતાના કાર્યમાં રત બની જાય

આચાર્યે વિચાર્યું કે આ વજ્રમુનિ શ્રુતધર છે તેને નાના સમજી અન્ય કોઇ મુનિ તેની અવજ્ઞા ન કરે તે માટે પોતે ત્યાંથી વિહાર કર્યો. આચાર્યે વાચના દેવાનું કાર્ય વજ્રમુનિને સોંપ્યુ. અન્ય સાધુ વિનયપૂર્વક વાચના લેવા લાગ્યા. વજ્રમુનિ આગમો ના સૂક્ષ્મ રહસ્ય ને એવી રીતે સમજાવતા કે મંદ–બુદ્ધિવાળા પણ તત્વાર્થને સુગમતાથી હૃદ્યંગમ કરી લેતા પહેલા વાંચેલ શાસ્ત્રોમાં જે કાંઈ શંકાઓ હતી તેને પણ મુનિએ વિસ્તારથી વ્યાખ્યા કરી સમજાવી. સાધુઓના મનમાં વજ્રમુનિ પ્રત્યે અગાધ શ્રદ્ધા ભકિત ઉત્પન્ન થઈ. થોડો સમય અન્યત્ર વિચરણ કરીને આચાર્ય પુનઃ તે સ્થાન પર પધાર્યા. આચાર્યે વજ્રમુનિની વાચનાના વિષયમાં સાધુઓને પૂછ્યુ મુનિઓ બોલ્યા– "આચાર્ય દેવ ! અમારી શાસ્ત્ર વાચના સારી રીતે ચાલી રહી છે." આચાર્ય બોલ્યા, "તમારુ કથન બરાબર છે. વજ્રમુનિ પ્રતિ તમારો સદ્‌ભાવ અને વિનય પ્રશંસનીય છે. મેં પણ વજ્રમુનિનુ મહાત્મ્ય સમજાવવા વાચનાનું કાર્ય સોંપ્યુ હતું" વજ્રમુનિનું સંપૂર્ણ શ્રુતજ્ઞાન ગુરુથી આપેલ નહિ. પણ સાંભળવા માત્રથી થયુ હતું. ગુરુમુખથી ગ્રહણ કર્યા વગર કોઇ વાચના ગુરુ બની ન શકે આથી ગુરુએ પોતાનું સંપૂર્ણ જ્ઞાન વજ્રમુનિએ શીખવાડ્યું.

ગ્રામાનુગ્રામ વિહાર કરતા એક સમયે આચાર્ય દશપુર નગરમાં પધાર્યા. તે સમયે આચાર્ય ભદ્રગુપ્ત વૃદ્ધાવસ્થાને કારણે અવન્તી નગરીમાં સ્થિરવાસી હતા આચાર્યે બે મુનિઓ સાથે વજ્રમુનિ ને તેમની સેવામા મોકલ્યા વજ્રમુનિ એ તેમની સેવામાં રહીને દશપૂર્વોનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. મુનિવજ્રને આચાર્ય પદ પર સ્થાપી અનશનકરી આચાર્ય સિંહગિરિ સ્વર્ગવાસ પામ્યા.

આચાર્ય શ્રી વજ્રબાહુ ગ્રામાનુગ્રામ વિચરી ધર્મોપદેશ દ્વારા જન–કલ્યાણમાં સંલગ્ન થઇ ગયા. સુંદર સ્વરૂપ, શાસ્રીય જ્ઞાન, વિવિધ લબ્ધિઓ અને આચાર્યની અનેક વિશેષતાઓથી આચાર્ય વજ્રનો પ્રભાવ દિગ્દિગાંન્તરોમા ફેલાયો. લાંબા સમય સુધી સંયમની આરાધના કરી અનશન કરી દેવલોકમાં પધાર્યા. વજ્રમુનિનો જન્મ વિક્રમ સંવત ૨૬ મા થયો હતો અને સવત ૧૧૪ મા સ્વર્ગવાસ થયો તેમનુ આયુષ્ય ૮૮ વર્ષનું હતું. વજ્રમુનિએ બાળપણમાંજ માતાના પ્રેમની ઉપેક્ષા કરી સંઘનું બહુમાન કર્યું. આમ કરવાથી માતાનો મોહ પણ દુર થયો અને પોતે દીક્ષાલઈ શાસનની પ્રભાવના કરી. આ વજ્રમુનિ પારિણામિકી બુદ્ધિ હતી.

[૧૬] **ચરણાહત :–** એક રાજા તરુણ હતો. એકવાર તરુણ સેવકોએ આવી પ્રાર્થના કરી– "દેવ ! તમે તરુણ છો. તેથી તમારી સેવામા નવયુવકો હોવા જોઇએ તે તમારા દરેક કાર્ય યોગ્યતાપૂર્વક કરશે વૃદ્ધ કાર્યકર્તાઓ અવસ્થાને કારણે કાર્ય બરાબર કરી શક્તા નથી વૃદ્ધો તમારી સેવામાં શોભતા નથી

આ વાત સાભળી નવયુવકોની બુદ્ધિની પરીક્ષા કરવા રાજાએ પૂછ્યું– 'જો કોઈ મારા માથા પર પગથી પ્રહાર કરે તો તેને શુ દંડ મળવો જોઇએ ?' નવયુવકો એ જવાબ આપ્યો– 'મહારાજ એવા નીચ માણસના તલ તલ જેવડા ટૂકડા કરી મારી નાખવો જોઇએ' રાજાએ વૃદ્ધોને પણ આ પ્રશ્ન પૂછયો. વૃદ્ધોએ જવાબ આપ્યો– 'દેવ ! અમે વિચારીને તેનો જવાબ આપશું' વૃદ્ધો એકત્રિત થઈ વિચારવા લાગ્યા– રાજાના માથાપર રાણી સિવાય કોણ પગથી પ્રહાર કરી શકે ? રાણીતો વિશેષ સન્માન કરવા યોગ્ય છે. આમ વિચારી રાજા પાસે આવ્યાં અને કહ્યુ— "મહારાજ ! જે વ્યક્તિ તમારા માથા પર પ્રહાર કરે તેને વિશેષ આદર આપી વસ્ત્રાભૂષણથી સન્માનિત કરવી જોઇએ.' વૃદ્ધોનો જવાબ સાભળી

રાજા ઘણો પ્રસન્ન થયો. અને તેઓને પોતાની સેવામાં રાખી લીધા. પ્રત્યેક કાર્યમાં તેમની સહાયતા લેવા લાગ્યા. તેથી રાજાને દરેક ક્ષેત્રે સફળતા પ્રાપ્ત થવા લાગી. આ રાજા અને વૃદ્ધોની પરિણામિકી બુદ્ધિ હતી.

**[૧૭] આંબળા :-** એક કુંભારે કોઈ માણસને કુત્રિમ આંબળું આપ્યુ તે રંગ, રુપ, આકાર, વજન માં આબળા જેવુજ હતું આંબળુ લઇ પુરુષ વિચારવા લાગ્યો— 'આ આકૃતિમા તો આબળા જેવુ છે પરંતુ આ કઠોર છે અને આ ઋતુ પણ આબળાની નથી' તેથી તેણે નિર્ણય કર્યો કે આ બનાવટી આંબળું છે. આ તે પુરુષની પરિણામિકી બુદ્ધિ હતી.

**[૧૮] મણિ :-** જંગલમાં એક સર્પ રહેતો હતો તેના મસ્તકપર મણિ હતુ તે રાતે વૃક્ષપર ચડી પક્ષીઓના બચ્ચાને ખાઈ જતો. એક દિવસ તે પોતાના ભારે શરીરને સંભાળી ન શક્યો અને નીચે પડ્યો અને માથાનો મણિ વૃક્ષ પર જ રહી ગયો. વૃક્ષની નીચે એક કૂવો હતો મણિની પ્રભાથી તેનુ પાણી લાલ દેખાવા લાગ્યુ. સવારે કૂવા પાસે રમતા એક બાળકે આ દૃશ્ય જોયુ. તે દોડતો ઘરે ગયો અને વૃદ્ધ પિતાને વાત કરી, બાળકની વાત સાંભળી વૃદ્ધ કૂવા પાસે આવ્યો. કૂવાને બરાબર તપાસીને જોયો અને ખબર પડી કે મણિની પ્રભાથી પાણીનો લાલ રંગ છે વૃક્ષપર મણિ જોયો વૃક્ષ ઉપર ચઢી મણિ ઘરે લાવ્યો આ વૃદ્ધની પારિણામિકી બુદ્ધિ હતી

**[૧૯] સર્પ :—** દીક્ષાલઇને ભગવાન મહાવીરે પ્રથમ ચાતુર્માસ અસ્થિક ગામમા કર્યું ચાતુર્માસ પૂર્ણથવા પર ભગવાને શ્વેતાબિકા નગરી તરફ વિહાર કર્યો રસ્તામા ગોવાળીયાઓ એ ભગવાનને પ્રાર્થના કરી કે– "ભગવાન! શ્વેતાબિકા જવા માટે આ માર્ગ ટૂંકો છે પરંતુ માર્ગમા એક દૃષ્ટિવિષ સર્પ રહે છે સંભવ છે કે માર્ગમા ઉપસર્ગ આવે" ગોવાળીયાઓની વાત સાંભળી ભગવાને વિચાર્યું– "આ સર્પ તો બોધ પામવા યોગ્ય છે." આમ વિચારી તેજ માર્ગ પર ગયા અને સર્પના બિલ પાસે આવ્યા અને ત્યા કાર્યોત્સર્ગ મા સ્થિર થઈ ગયા થોડી વારમા સર્પ બહાર નીકળ્યો અને જોયુ, કે અહીં મૌન ધારણ કરેલી એક વ્યકિત ઉભી છે તે સર્પ વિચારવા લાગ્યો "કોણ છે, જે મારા બિલપાસે નિર્ભય પણે ઉભો છે?" આમ વિચારી પોતાની વિષદૃષ્ટિ ભગવાન પર નાખી પરંતુ તેનાપર ભગવાનનુ કાંઈ પણ બગડ્યુ નહિ પોતાના પ્રયાસમા નિષ્ફળતા મળવાથી સર્પના ક્રોધે ઉગ્રરૂપ ધારણ કર્યું સૂર્ય તરફ જોઈ ફરી વિષદૃષ્ટિ ભગવાન પર ફેંકી તેમા પણ નિષ્ફળતા મળી રોષથી ફૂફાડા મારતો ભગવાન પાસે આવ્યો અને ભગવાનના અંગૂઠે ડંશ દીધો તો પણ ભગવાન ધ્યાનમા લીન રહ્યા સર્પને અંગૂઠા ના લોહીનો સ્વાદ વિલક્ષણ લાગ્યો તે વિચારવા લાગ્યો– "આ કોઇ સામાન્ય નહિ પણ અલૌકિક પુરુષ છે" આમ વિચારતાજ સર્પનો ક્રોધ શાંત થઈ ગયો તે શાન્ત અને કારુણિક દૃષ્ટિથી ભગવાનના સૌમ્ય મુખને જોવા લાગ્યો ઉપદેશ આપવાનો સમય જાણી ભગવાને કહ્યું, "ચંડકૌશિક! બોધને પ્રાપ્ત થા પૂર્વ ભવનુ સ્મરણ કરો હે ચંડકૌશિક! તમે પૂર્વ ભવમા દીક્ષા લીધી હતી. તમે એક સાધુ હતા પારણાના દિવસે ગોચરીથી પાછા ફરતા તમારા પગનીચે એક દેડકો કચરાઇ ગયો ત્યારે તમારા શિષ્યે આલોયણા કરવા કહ્યુ પણ તમે ધ્યાન ન આપ્યુ. ગુરુ મહારાજ તપસ્વી છે, સાંજે આલોયણા કરી લેશે "એમ વિચારી શિષ્ય મૌન રહયો સાંજે પ્રતિક્રમણના સમયે પણ તમે આલોયણા ન કરી" સંભવ છે કે ગુરુ મહારાજ આલોયણા કરવાનુ ભૂલી ગયા હોય" એવી સરળ બુદ્ધિથી શિષ્યે ફરી યાદ કરાવ્યુ, શિષ્યના વચન સાભળતાજ તમને ક્રોધ આવી ગયો અને શિષ્યને

મારવા દોડ્યા. વચ્ચે રહેલ સ્તંભ સાથે તમે અથડાણા અને તમારુ મરણ થયુ. હે ચંડકૌશિક! તમે તેજછો. ક્રોધમાં મૃત્યુ થવાથી આ યોનિ પ્રાપ્ત થઈ છે. હવે ફરી ક્રોધને વશ થઇ તમે તમારો જન્મ શામાટે બગાડો છો, સમજો! સમજો! બોધને પ્રાપ્ત કરો.

ભગવાનના ઉપદેશથી અને જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થવાથી ચંડકૌશિકને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પૂર્વભવને જોઇ, ભગવાનને ઓળખી વિનયપૂર્વક વંદના કરી અને પોતાના અપરાધ માટે પશ્ચાતાપ કરવા લાગ્યો.

જે ક્રોધથી આ યોનિ મળી તેનાપર વિજય મેળવવા અને આ વિષમય દૃષ્ટિથી કોઇ પ્રાણીને કષ્ટ ન થાય તે માટે સર્પે ભગવાન સમક્ષ અનશન કરી પોતાનું મુખ બિલમાં રાખી શરીર બહાર રાખ્યુ. થોડી વાર પછી ગોવાળિયા ત્યા આવ્યાં ભગવાનને હેમ–ખેમ જોઇ તેઓ અત્યંત આશ્ચર્ય પામ્યા. સર્પને આવી સ્થિતિમા જોઈ તેને લાકડી અને પત્થરથી પ્રહાર કરવાં લાગ્યાં. ચંડકૌશિક આ કષ્ટને સમભાવથી સહન કરતો રહ્યો. આ જોઈ ગોવાળિયાઓએ લોકોને વાત કરી સ્ત્રી–પુરુષો તેને જોવા આવવા લાગ્યા. ઘણી ગોવાલણોં દૂધ અને ઘી થી તેની પૂજા કરવા લાંગી. ઘી આદિની સુગંધથી કીડીઓ સર્પને ચટકા ભરવા માડી. સર્પે પૂર્વકર્મનું ફળ માની આ બધા કષ્ટ સહન કર્યાં. તે વિચારતો કે– "મારાં પાપોની તુલનામાં આ કષ્ટ કઈ નથી. શરીરપર ચઢેલી કીડીઓ મરી ન જાય તેમાટે પોતાના શરીરને જરાપણ હલાવ્યુ નહિ." સમભાવ પૂર્વક વેદનાને સહન કરી.

**(૧૯) સર્પ :—** ભગવાન મહાવીરના અલૌકિક લોહીનું આસ્વાદન કરી ચંડકૌશિકે બોધ પ્રાપ્ત કર્યો. અને પોતાનો જન્મ સફળ કર્યો. આ તેની પારિણામિકી બુદ્ધિ હતી. કથાનક પ્રસિદ્ધ છે

**(૨૦) ગેંડો:—** એક ગૃહસ્થ હતો. યુવાવસ્થામા તેને શ્રાવક વ્રત ધારણ કર્યા. પરંતુ યુવાવસ્થાને કારણે સમ્યક્‌રીતે વ્રત પાલન કરતો ન હતો. વ્રતોની આલોયણા લીધા વિનાજ તેનુ મૃત્યુ થયું. તે જંગલમા ગેંડા રૂપે ઉત્પન્ન થયો તે ક્રૂર પરિણામે જંગલમાં પ્રાણીઓનો ઘાત કરવા લાગ્યો. અને રસ્તે આવતા જતા મનુષ્યોને પણ મારી નાખતો

એકદા આ રસ્તાપર વિહાર કરતા સાધુઓને જોઇ તેને ક્રોધ આવ્યો તેઓપર આક્રમણ કરવા આગળ વધ્યો. પરંતુ મુનિઓના તપ, તેજ, અહિંસા ધર્મ આગળ તેનુ આક્રમણ નિષ્ફળ ગયું. તેથી તે સંતો સામે જોઇ રહ્યા મુનિઓની સૌમ્ય મુદ્રા જોતાજ તેનો ક્રોધ શાત થયો અને પરિણામોની વિશુદ્ધિ થતાં જાતિસ્મરણ જ્ઞાન થયું પૂર્વભવ દેખાયો અને તુર્તજ અનશન કર્યુ. આયુષ્ય પૂર્ણ થતા દેવલોકમાં ઉત્પન્ન થયો આ ગેંડાની પારિણામિકી બુદ્ધિ હતી.

**(૨૧) સ્તૂપ-ભેદન :—** રાજા શ્રેણિકના નાના પુત્રનુ નામ વિહલ્લકુમાર હતુ મહારાજા શ્રેણિકે પોતાના જીવન દરમ્યાન વિહલ્લ કુમારને સેચાનક હાથી અને વંકચૂડ હાર આપ્યો હતો. વિહલ્લકુમાર રોજ આ હાથીપર બેસી ગંગાકિનારે જતો અને અનેક પ્રકારની ક્રીડા કરતો હાથી પણ રાણીઓને પોતાની સુંઢમા ઉડાવી પાણીમા વિવિધ પ્રકારે મનોરંજન કરતો અને રાણીઓની આ પ્રકારની મનોરંજન ક્રીડાઓ જોઇને લોકોના મુખપર એ વાત રહેતી કે વાસ્તવમા રાજ્યલક્ષ્મી નો ઉપભોગ તો વિહલ્લકુમારજ કરે છે કુણિકની રાણી પદ્માવતીના મનમા ઈર્ષાભાવ ઉત્પન્ન થયો અને વિચારવા લાગી— જો સેચાનક હાથી મારી પાસે નથી તો હુ રાણી શુ કામની? તેથી રાણીએ હાથી

મેળવવા કુણિકને પ્રાર્થના કરી. કુણિકે પહેલા તો વાતને ટાળી દીધી પરંતુ વારંવાર આગ્રહ કરવાથી વિહલ્લકુમાર પાસે હાર અને હાથી માંગ્યા વિહલ્લકુમારે ઉત્તરમા કહ્યુ — જો તમે હાર અને હાથી ઇચ્છતા હોતો માગ હિસ્સાનુ રાજ્ય મને આપી દો કુણિકે તેની યોગ્ય વાત તરફ ધ્યાન ન આપ્યુ પણ બળમા હાર અને હાથી છીનવી લેવાનો વિચાર કર્યો વિહલ્લકુમારને જ્યારે આ વાતની ખબર પડી તો હાર-હાથી અને અન્ત પુર સહિત તે પોતાના નાના રાજા ચેડા પાસે વિશાલા નગરીમા ચાલ્યો ગયો. કુણિકે દૂત મોકલી ચેડારાજાને હાર-હાથી અને અન્તપુર સહિત વિહલ્લકુમારને પાછા મોકલાવવા કહેવરાવ્યુ

દૂત દ્વારા કુણિકનો સદેશ સાભળી ચેડા રાજાએ ઉત્તરમાં કહ્યુ— "જેવી રીતે કુણિક રાજા શ્રેણિકનો રાણી ચેલણાનો આત્મજ અને મારો દૌહિત્ર છે, તેજ રીતે વિહલ્લકુમાર પણ છે પોતાના જીવનકાળ દરમ્યાન રાજા શ્રેણિકે હાર-હાથી વિહલ્લકુમારને આપ્યા છે. જો કુણિક તે લેવા ઇચ્છતો હોય તો વિહલ્લકુમારને તેના હિસ્સાનું રાજ્ય આપે " દૂતે રાજાચેડાનો સદેશ કુણિકને પહોંચાડયો. તે સાભળી કુણિકે ગુસ્સે થઈ દૂત સાથે પુન કહેવરાવ્યુ "રાજ્યમા જે શ્રેષ્ઠ વસ્તુઓ ઉત્પન્ન થાય તે રાજાની હોયછે ગધહસ્તી અને વકચૂડ હાર મારા રાજ્યમા ઉત્પન્ન થયા છે તેથી હું તેનો સ્વામી છુ તેનો ઉપભોગ કરવો તે મારો જન્મસિદ્ધ અધિકાર છે માટે તમે હાર-હાથી ને વિહલ્લકુમારને પાછા મોકલો અથવા યુદ્ધ માટે તૈયાર થઈ જાઓ

દૂતે કુણિકનો સંદેશ ચેડા રાજાને આપ્યો ચેડા રાજાએ ઉત્તર આપ્યો– "જો કુણિક અન્યાય પૂર્વક યુદ્ધ કરવા ઇચ્છે છે તો ન્યાયમાટે યુદ્ધ કરવા હું તૈયાર છું " દૂતે ચેડા રાજાનો સંદેશ કૂણિકને સભળાવ્યો. પછી રાજા કૂણિકે પોતાના ભાઇઓ અને સેના સહિત વિશાલા નગરી પર ચઢાઈ કરી આ બાજુ રાજા ચેડાએ પોતાના ગણરાજાઓને બોલાવી સર્વ સ્થિતિ સ્પષ્ટ કરી તે ગણરાજાઓ પણ ચેડા રાજાની ન્યાયસગત વાત સાભળી શરણાગતની રક્ષા માટે ચેડા રાજાને સહાય આપવા તૈયારી કરી. બન્ને પક્ષના રાજાઓ પોત પોતાની સેના સહિત યુદ્ધના મેદાનમા ઉતરી પડ્યા ને ઘોર સંગ્રામ થયો રાજા ચેડા પરાજિત થઇને વિશાલાનગરીમા ઘુસી ગયો અને નગરના બધા દરવાજા બધ કરી દીધા રાજા કૂણિકે કોટને તોડવા ઘણી મહેનત કરી પરંતુ નિષ્ફળતા મળી. ત્યારે આકાશવાણી થઈ કે– "જો કૂલબાળક સાધુ ચારિત્રથી પતિત થઇને મગધની વેશ્યાસાથે ગમન કરે તો કૂણિક રાજા વિશાલાનો કોટ પાડી નગરીપર અધિકાર મેળવી શકે છે " કૂણિકે તે સમયે રાજગૃહથી માગધી વેશ્યાને બોલાવી અને તેને સ્થિતિ સમજાવી વેશ્યાએ કૂણિકની આજ્ઞા સ્વીકારી કૂલબાળકને લાવવાનુ વચન આપ્યુ

કૂલબાળક એક સાધુ હતો ગુરુ જ્યારે તેને હિતશિક્ષા આપતા તો વિપરીત અર્થ કાઢી ઉલટો ગુરુપર ક્રોધ કરતો એકવાર તે શિષ્ય ગુરુસાથે પહાડી પ્રદેશમાથી જઈ રહ્યો હતો ત્યારે દ્વેષ-બુદ્ધિથી આચાર્યને મારી નાખવા પાછળથી પત્થર ગબડાવ્યો પત્થરને આવતો જોઈ આચાર્ય રસ્તો બદલી ત્યાથી નીકળી ગયા પત્થર નીચે ગબડી ગયો આચાર્ય સાધુના આવા ઘૃણિત કાર્યને જોઈ ક્રોધથી કહેવા લાગ્યા– " અરે દુષ્ટ ! તારી આવી ધૃષ્ટતા ! આ પ્રકારનુ નીચ કાર્ય પણ તુ કરી શકે છે ? ઠીક તારુ પતન પણ એક સ્ત્રી દ્વારા થશે શિષ્ય સદૈવ ગુરુની આજ્ઞા વિરુદ્ધ કાર્ય કરતો હતો તેથી આ વચનોને અસત્ય કરવા નિર્જન પ્રદેશમા ચાલ્યો ગયો કે જ્યા સ્ત્રી તો શુ કોઈ પુરુષનો પણ સચાર ન થઈ શકે ત્યા જઈ એક નદી કિનારે ધ્યાનસ્થ રહેવા લાગ્યો વર્ષાઋતુમા નદીમા પૂર આવ્યુ પણ તેના તપના પ્રતાપે પાણીની બીજી તરફ વહેવા લાગ્યુ તેથી તેનુ નામ 'કૂલબાળક' એ પ્રસિદ્ધ થઈ ગયુ

તે ભિક્ષા માટે ગામમા ન જતો પણ જ્યારે કોઈ યાત્રી ત્યાંથી પસાર થતો તેની પાસેથી જે મળે તે પર નિર્વાહ કરતો.

માગધિ વેશ્યાએ કપટી શ્રાવિકાનો વેશ ધારણ કરી સાધુ–સતોની સેવામા રહી કૂળબાળકની જાણકારી કરી લીધી. વેશ્યા નદી પાસે રહેવા લાગી. ધીરે ધીરે કૂલબાળકની સેવા કરવા લાગી વેશ્યાની ભક્તિ અને આગ્રહથી સાધુએ તેને ઘરે ગોચરી કરી પછી વેશ્યાએ વિરેચક દવાથી મિશ્રિત ભિક્ષા આપી જેનાથી કૂલબાળકને અતિસાર–( ઝાડા ) થઈ ગયા તેથી તેની સેવા શુશ્રૂષા કરવા લાગી. વેશ્યાના સ્પર્શથી કુલબાળકનું મન વિચલિત થઈ ગયુ. તે વેશ્યામાં આસક્ત બની ગયો પોતાને અનુકૂળ જાણી વેશ્યા તેને કુણિકપાસે લઈ ગઈ.

રાજા કુણિકે કૂલબાળકને પૂછ્યુ– " વિશાલાનગરીના કોટ કેવી રીતે તોડી શકાશે. તથા નગરી કેવી રીતે જીતી શકાય ? તેણે કુણિકને ઉપાય બતાવ્યો અને કહ્યુ — " હું નગરીમા જાઉ છુ. જ્યારે હું શ્વેતવસ્ત્રનો સંકેત કરું ત્યારે સેના સહિત તમે પાછળ હટી જજો. વગેરે સમજાવી નૈમિત્તિકનો વેશ ધારણ કરી નગરમા ગયો.

નગર નિવાસીઓએ નૈમિતિક સમજી તેને કહેવા લાગ્યા– " દેવજ્ઞ ! કુણિક અમારી નગરીને ઘેરીને પડ્યો છે સકટ ક્યારે ટળશે ? કુણિકે આગળી દ્વારા બતાવ્યુ કે– " તમારા નગરમાં અમુક અને અમુક જ્યાંસુધી રહેશે ત્યા સુધી સકટ રહેશે જો તમે તેને ઉખેડી નાખશો તો શાતિ અવશ્ય થશે " નૈમિતિક કથન પર વિશ્વાસ રાખી તેઓ સ્તૂપનુ ભેદન કરવા લાગ્યા. આ બાજુ કૂલબાળકે સફેદ વસ્ત્રનો સંકેત કર્યો. સકેત થતા રાજાકુણિક સેના સહિત પાછળ હટવા લાગ્યો સેનાને પાછળ હટતી જોઇ લોકોને નૈમિતિકના વાતપર વિશ્વાસ આવવા લાગ્યો અને સ્તૂપ ઉખેડીનાખ્યો જેથી નગરીનો પ્રભાવ ક્ષીણ થઈ ગયો કુણિકે કુલબાળકના કથનાનુસાર પાછાફરી નગરીપર ચઢાઈ કરી અને જીતી લીધી.

નગરીની અંદર સ્થિત સ્તૂપનુ ભેદન કરી યુદ્ધમા વિજય પ્રાપ્ત કરી શકાય છે, આ કૂલબાળકની અને તેને વશ કરવામાં વેશ્યાની પારિણામિકી બુદ્ધિ હતી

## પરિશિષ્ટ 'ખ'

# ઔત્પાત્તિકી બુદ્ધિના ઉદાહરણો

[૧] **ભરત :–** ઉજ્જયિની નગરી પાસે નટોનુ એક નગર હતુ તેમા ભરત નામનો નટ રહેતો હતો. એકદા તેની પત્ની રોહક નામના પુત્રને મૂકી દેહાન્ત પામી નવી આવનાર અપર માતા રોહક સાથે વાત્સલ્યપૂર્ણ વ્યવહાર કરતી નહિ એટલે રોહકે એકવાર અપર માતાને તેના વ્યવહાર બદલ ટકોર કરી, માતાએ ક્રોધિત થઈ કહયુ જો હુ તારી સાથે સદ્વ્યવહાર ન રાખુ તો તુ મારુ શુ બગાડી શકવાનો છે ? માતાના વચનથી ઘવાયેલ પ્રતિયોગને ઇચ્છનાર રોહકને એકદા સુઅવસરની પ્રાપ્તિ થઇ એકદા પિતા પાસે સુતેલા રોહકે નિદ્રામાંથી ઉઠી બૂમ પાડી– બાપા ! બાપા જૂઓ, કોઈ પુરુષ દોડતો જાય છે. પરિણામે ભરત નટને પત્નીના વર્તન પ્રત્યે શકા જન્મી અને તે તેનાથી વિમુખ બન્યો, નીરસ જીવનથી કટાળેલ માતાના મનાવવાથી રોહકે ચાદની રાતમા આગળીથી પોતાની છાયાને બતાવતા કહ્યુ–પિતાજી ! જુઓ, તે પેલો પુરુષ જાય છે રોહકની આ પ્રકારની બાલચેષ્ટા જાણી પત્નીપર શકિત થયેલ ભરતે

લજ્જિત થઈ પત્ની સાથે પૂર્વવત્ વ્યવહાર ચાલુ કર્યો. પોતાના દુર્વ્યવહારથી અપ્રસન્ન થયેલી માતા ભોજન આદિમા વિષનો પ્રયોગ કરી ન શકે તે માટે રોહકે પોતાનો દૈનિક ભોજન ક્રમ પિતા સાથે ગોઠવી લીધો

એકદા રોહક પિતાસાથે ઉજ્જયિની નગરીમાં ગયો એકવાર નગરીને જોતાજ રોહકના મગજમા કેમેરાની માફક તેનુ ચિત્ર દોરાઈ ગયું. ત્યાંથી પાછા ફરતા ભરત ભૂલાયેલી વસ્તુ લેવા રોહકને ક્ષિપ્રા નદીના તટ પર બેસાડી પાછો ગયો. ત્યા બેઠેલા રોહકે પોતાની બુદ્ધિમત્તાથી રેતીમા ઉજ્જયિનીનુ ચિત્ર દોર્યું ત્યા અચાનક એક રાજા આવી ચડ્યો, આવી ચડેલા રાજાએ ચિત્ર જોઇ કૌતુક પામી પૂછ્યું– નગરી પ્રથમવાર જોઇ કે પહેલા પણ જોયેલી છે? રોહકે જવાબ આપ્યો– પહેલીવારજ જોઈ છે. પ્રથમવાર જોયેલી નગરીનુ આવું સુંદર આલેખન જોઇ બાળકની બુદ્ધિ, શક્તિ અને ચાતુર્યથી પ્રભાવિત થયેલા રાજાએ પોતાના ૪૯૯ મંત્રીઓના ઉપરી તરીકે, પરીક્ષા કરીને સ્થાપવાના હેતુથી રોહકનુ નામ અને પત્તો પૂછી લીધો ત્યાર બાદ અનેક પ્રકારે તેની પરીક્ષા કરવામાં આવી—

[૨] **શિલા :–** એકવાર રાજાએ તે ગામના ગ્રામીણોને બોલાવી આજ્ઞા કરી કે તમારા ગામની બહાર જે મહાશિલા છે તેને ઉખેડયા વિના, તે મંડપનું આચ્છાદાન બને તેવો મંડપ બનાવો રાજાની આજ્ઞા થવાપર બધા પંચાયત ઘરમા એકત્રિત થયા વિચારવિમર્શ કરતા કરતા મધ્યાહ્ન કાળ થઇ ગયો પિતા વગર ભોજન ન કરનાર રોહક પિતાને બોલાવવા ત્યાં ગયો. ભરતનટને કહ્યું— "પિતાજી! હું ભૂખથી પીડિત થઈ રહ્યો છુ, જલ્દી ઘરે ચાલો, ભરતે કહ્યુ – વત્સ! તને શી ખબર કે ગ્રામવાસીઓ ઉપર કેવડુ મોટુ કષ્ટ આવી પડ્યુ છે! રોહક બોલ્યો– પિતાજી! શુ થયું? ભરતનટે રાજાની આજ્ઞા અને તેની કઠીનાઇ વગેરે સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યુ રોહકે હસીને કહ્યુ— "શું આજ સંકટ છે? તેને તો હુ હમણાજ દૂર કરી દઉ છુ, તેમા ચિંતા કરવા જેવુ શું છે?

મંડપ બનાવવા માટે શિલાની ચારે બાજુની અને નીચેની જમીન ખોદી નાખો અને યથાસ્થાને અનેક આધારસ્તમ્ભો મૂકી મધ્યની ભૂમિને ખોદી નાખો પછી ચારેબાજુ સુંદર દિવાલ બનાવી લો બસ મંડપ તૈયાર થઇ જશે આ છે રાજાની આજ્ઞાનુ પાલન કરવાનો સહેલો ઉપાય

બધાને લાગ્યુ – આ ઉપાય સર્વથા ઉચિત છે, આપણે તેમજ કરવુ જોઇએ આ રીતે નિર્ણય કરીને બધા લોકો પોતપોતાને ઘરે ભોજન કરવા ગયા. ભોજન કરીને બધા ફરી ત્યા આવી ગયા શિલાની નીચે તેઓએ એક સાથે ખોદવાનુ કામ શરુ કર્યું. થોડાજ દિવસોમાં તેઓ મંડપ બનાવવામા સફળ બન્યા અને રાજાની આજ્ઞા પ્રમાણે તેઓએ મહાશિલાને મંડપની છત બનાવી દીધી

ત્યાર પછી તે ગ્રામવાસીઓએ રાજા પાસે જઇને નિવેદન કર્યું— મહારાજ! તમે જે આજ્ઞા આપી હતી તેમા અમે કેટલા સફળ થયા છીએ, તેનુ નિરીક્ષણ આપ સ્વયં કરી લો રાજાએ પોતે તે મંડપનુ નિરીક્ષણ કર્યું અને પ્રસન્ન થયો પછી રાજાએ પૂછ્યુ– આ કોની બુદ્ધિનો ચમત્કાર છે? તેનો જવાબ આપતા ગ્રામીણોએ કહ્યુ– આ ભરતપુત્ર રોહકની બુદ્ધિની ઉપજ છે અને બનાવનાર અમે છીએ. રોહકની ઔત્પાત્તિકી બુદ્ધિથી રાજા ઘણો સંતુષ્ટ થયો

[૩] **બકરી :—** રાજાએ કોઈ એક દિવસ રોહકની બુદ્ધિની પરીક્ષા કરવા માટે તે ગામના શ્રેષ્ઠ રાજપુરુષોદ્વારા એક બકરી મોકલી અને સાથે સૂચન આપ્યુ કે– "આ બકરીનુ આજે જેટલુ વજન છે તેટલુંજ વજન એક પક્ષ પછી પણ રહે, જરાપણ વધે નહિ કે ઘટે નહી. તેવી સ્થિતિમા

મને પાછી સોંપજો. ઉપર પ્રમાણેની આજ્ઞા મળતાજ ગામના લોકો ચિંતિત બન્યા. જો તેને સારૂં સારૂં ખાવાનું આપશું તો નિશ્ચયથી તેનું વજન વધશે અને જો તેને ભૂખી રાખશું તો ચોક્કસ તેનુ વજન ઘટશે. શું કરવુ ? આ જટીલ સમસ્યાને પાર પાડવા માટે ઘણો વિચાર કર્યો પરંતુ કોઈ ઉપાય ન સુઝયો. ત્યારે તેઓએ રોહકને બોલાવ્યો અને કહ્યુ– વત્સ ! તમે પ્રતિભા સંપન્ન છો. પહેલા પણ તમેજ અમને રાજદંડથી બચાવ્યા હતા અત્યારે પણ મઝધારમાં પડેલી નૈયાના કર્ણધાર તમેજ છો. રોહકને તેઓએ રાજાની આજ્ઞા કહી સંભળાવી.

રોહકે પોતાની તીવ્ર બુદ્ધિથી એવો માર્ગ કાઢયો કે એક પક્ષ તો શું પણ અનેક પક્ષ વ્યતીત થવા છતાં પણ બકરી તેટલા વજનની રહી શકે કે જેટલા વજનની આજે છે. તેનો આ ઉપાય છે. એક બાજુ બકરીને સારો સારો ખોરાક આપતા રહેવુ અને બીજી બાજુ તેની સામે પીંજરામાં પૂરેલ વાઘને રાખવો. જેથી તે ભયભીત બની રહે. આ પ્રમાણે યુક્તિ અજમાવી. ત્યાર પછી ભોજનની પર્યાપ્ત માત્રાએ અને વાઘનાં ભયે બકરીનું વજન ન વધ્યુ કે ન ઘટયું. એક પક્ષ પછી તે બકરી જેટલા વજનની હતી તેટલાજ વજનની રાજાને પાછી મોકલાવી રાજાની પ્રસન્નતામાં વધારો થયો

[૪] કુકડો:– થોડા દિવસ પછી રાજાએ રોહકની બુધ્ધિની પરીક્ષા નિમિત્તે, લડતા ન આવડતુ હોય તેવા એક કુકડાને મોકલાવ્યો અને હુકમ કર્યો કે બીજા કુકડા વગર તેને લડાકુ બનાવીને પાછો મોકલો રાજાની આવી આજ્ઞા સાંભળી ગામવાસીઓ ફરી રોહક પાસે આવ્યા સર્વવાત સાંભળી રોહકે એક સ્વચ્છ, મજબૂત અને મોટો અરીસો મંગાવ્યો રોજ દિવસમા ચાર–પાચ વાર તે કુકડાને અરીસા સામે રાખતો અરીસામાં પડતા પોતાના પ્રતિબિંબને પોતાનો પ્રતિદ્વન્દ્વી માની તે કુકડો યુધ્ધ કરવા લાગતો, કારણ કે પ્રાયઃ પશુ–પક્ષીનુ જ્ઞાન વિવેક પૂર્વક હોતુ નથી આ રીતે બીજા કુકડાના અભાવમાં પણ પેલા કુકડાને લડતો જોઈ લોકો રોહકના વખાણ કરવા લાગ્યા ત્યાર પછી તે કુકરાને 'રાજકુકુટ' બનાવી રાજાને સોપી દીધો અને કહ્યુ– મહારાજ ! અન્ય કુકડાના અભાવમા પણ આને લડાકૂ બનાવી દીધો છે રાજાએ તેની પરીક્ષા કરી તે અત્યંત પ્રસન્ન થયો.

[૫] તલ: — કોઇ એક દિવસ રાજાને રોહકની બુદ્ધિની પરીક્ષા કરવાની પુનઃ ઇચ્છા થઈ. રાજાએ ગ્રામવાસીઓને બોલાવ્યા અને કહ્યુ– "ગણતરી કર્યા વગર, તમારી સામે જે તલનો ઢગલો પડ્યો છે તેમાં તલોની સંખ્યા બતાવો જવાબ આપવામા વિલંબ ન થાય તે યાદ રાખવું. આ સાંભળી બધા કિં કર્તવ્યમૂઢ બની રોહક પાસે આવ્યા રાજાજ્ઞાની સર્વ વાત કરી. તેનો ઉત્તર આપતા રોહકે કહ્યુ– "તમે રાજા પાસેજ કહેજો કે રાજન્ ! અમે ગણિત શાસ્ત્રી નથી છતા પણ તમારી આજ્ઞાને શિરોધાર્ય કરીને તલના ઢગલાના તલોની સખ્યા ઉપમાથી બતાવીએ છીએ આ નગરની બરાબર ઉપર આકાશમા જેટલા તારા છે તેટલાજ આ ઢગલામા તલ છે" ગ્રામવાસીઓ હર્ષિત બની ગયા અને રોહકના કહેવા મુજબ રાજાને જવાબ આપી દીધો

[૬] રેતી:— અન્ય કોઇ દિવસે રોહકની પરીક્ષા કરવા રાજાએ ગ્રામીણ લોકોને આદેશ આપ્યો કે 'તમારા ગામની પાસે શ્રેષ્ઠ રેતી છે તે રેતીની એક દોરી બનાવી મને મોકલાવો'– લોકોએ રોહક પાસે જઇ કહ્યુ કે રાજાએ રેતીની દોરી મંગાવી છે પણ રેતીની દોરી કેવી રીતે બનાવવી ? હવે અમારે શું કરવુ ? રોહકે પોતાના બુદ્ધિબળથી રાજાને જવાબ મોકલાવ્યો કે "અમે બધા નટ છીએ નૃત્યકલા અને વાસપર નાચવાનુ જ જાણીએ છીએ. દોરી બનાવવાનો ધંધો જાણતા નથી. પરંતુ તમારા

આદેશનું પાલન કરવુ તે અમારૂં કર્તવ્ય છે, માટે અમારી નમ્ર પ્રાર્થના છે કે તમારા ભંડારમાં અથવા અજાયબ ઘરમા રેતીની દોરી હોય તો નમૂના રૂપમા મોકલાવો. તેના આધારે દોરી બનાવવાનો પ્રયત્ન કરીશું રોહકની ચમત્કારિક બુદ્ધિથી રાજા નિરૂત્તર થઈ ગયો.

[૭] હસ્તીઃ— એક વખત રાજાએ અત્યંતવૃધ્ધ, મરણાસન્ન હાથીને નટોના ગામમાં મોકલી દીધો અને ગ્રામીણોને આજ્ઞા કરી કે 'આ હાથીની યથાશક્તિ સેવા કરો, અને પ્રતિદિન તેના સમાચાર મને મોકલતા રહેજો. હાથી મરી ગયો કે મૃતપ્રાય થઇ ગયો છે, તેમ ન કહેવુ, જો કહેશો તો તમને દંડ મળશે

આ પ્રમાણે રાજાનો આદેશ સાંભળી બધા લોકો રોહક પાસે પહોંચી ગયા અને રાજાની આજ્ઞા કહી સંભળાવી. રોહકે ઉપાય બતાવ્યો કે હાથીને સારો સારો ખોરાક આપતા રહો, સેવા કરતા રહો અને પછી જે કાઇ થશે તેનો ઉપાય હું બતાવીશ. ગ્રામીણોએ આજ્ઞા પ્રમાણે હાથીને અનુકૂળ ખોરાક આપ્યો પરંતુ તેજ રાતે હાથી મરી ગયો ત્યારે ગ્રામીણોએ રોહકને વાત કરી અને રોહકે ઉપાય બતાવી દીધો. તે પ્રમાણે ગ્રામીણોએ રાજાને નિવેદન કર્યું કે "હે નરદેવ ! આજ હાથી ઉઠતો નથી બેસતો નથી, ખાતો નથી કે લાદ આપતો નથી, શ્વાસ લેતો કે ચેષ્ટા કરતો કે જોતો કે સાંભળતો નથી વધુ તો અધીં રાતથી બિલકુલ નિષ્પન્દ પડયો છે આ આજના સમાચાર છે

રાજાએ તેઓને કહયુ– શુ હાથી મરી ગયો ? ગ્રામીણો એ કહયુ "રાજન ! એમ તો તમેજ કહી શકો અમે નહી. આ સાંભળી રાજા ચૂપ થઇ ગયો અને ગ્રામીણો સહર્ષ પોતાને ઘેર ગયા.

[૮] અગડ કૂપઃ— કોઇ એક દિવસ રાજાએ આદેશ આપ્યો કે "તમારે ત્યા જે સ્વાદિષ્ટ, શીતળ પથ્ય પાણીથી પૂર્ણ કૂવો છે તેને જેટલો બને તેટલો જલ્દી અહીં મોકલી આપો નહી તો દંડના ભાગી બનશો"

રાજાના આ આદેશ ને સાભળી ચિન્તાગ્રસ્ત ગ્રામવાસીઓ રોહક પાસે આવ્યા અને તેનો ઉપાય પૂછવા લાગ્યા રોહકે કહ્યું– "રાજા પાસે જઇને કહો કે અમારો કૂવો ગ્રામીણ હોવાથી સ્વભાવથીજ ભીરૂ છે સ્વજાતીય સિવાય બીજા કોઇ પર વિશ્વાસ પણ નથી કરતો. માટે એક નાગરિક કૂવાને મોકલી આપો. અહીનો કૂવો તેની સાથે ત્યાં આવશે." રોહકના કથનાનુસાર તેઓએ રાજાને તે પ્રમાણે નિવેદન કર્યું રાજા મનમા ને મનમાં રોહકની પ્રશંસા કરતા ચૂપ થઈ ગયો

[૯] વનખંડઃ— થોડા દિવસ પછી રાજાએ ગ્રામવાસીઓને હુકમ આપ્યો "હમણા જે વનખંડ ગામની પૂર્વ દિશામા છે તેને પશ્ચિમ દિશામાં કરી નાખો" ગ્રામીણ લોકો ચિંતામગ્ન થઇ રોહક પાસે આવ્યા રોહકે ઔત્પત્તિકી બુદ્ધિથી કહયુ–"આ ગામને વનખંડની પૂર્વ દિશામા વસાવી લો, વનખંડ સ્વયં પશ્ચિમ દિશામાં થઇ જશે" તેઓએ તે પ્રમાણે કર્યુ રાજાની આજ્ઞા પ્રમાણે કામ પૂર્ણ થઈ ગયું રાજાએ વિચાર્યું આ રોહકની બુદ્ધિનો ચમત્કાર છે.

[૧૦] ખીર· – થોડા દિવસ પછી રાજાએ ફરી આદેશ આપ્યો કે– "અગ્નિના સંયોગ વિના ખીર તૈયાર કરી મોકલો" ગ્રામીણો હેરાન પરેશાન થઇ-ગયા અને રોહકને ઉપાય પૂછવા ગયા રોહકે કહ્યું– "પહેલા ચોખાને પાણીમા પલાળી રાખી મૂકો જ્યારે તે એકદમ નરમ થઇ જાય ત્યારે દૂધમાં

નાખી દો, પછી હાંડીમાં નાખી અને તેને બંધ કરી ચૂનાના ઢગલામા રાખો. ઉપરથી પાણી રેડવુ, તેની ઉષ્ણતાથી ખીર તૈયાર થઈ જશે. "લોકોએ તે પ્રમાણેજ કર્યું અને ખીર તૈયાર થઈ ગઈ. હાડી સહિત ખીરને રાજા પાસે લઇ ગયા અને ખીર બનાવવાની પ્રક્રિયા કહી સંભળાવી તે સાંભળી રાજા રોહકની અલૌકિક બુદ્ધિનો ચમત્કાર જોઈ આનંદ વિભોર બની ગયો

[૧૧] અતિગ :- એક વાર રાજાએ રોહકને કહેવરાવ્યુ કે— "મારા આદેશોને પૂર્ણ કરનાર બાળક નિમ્નલિખિત શરતો સાથે મારી પાસે આવી જાય– ન શુકલપક્ષમાં આવે ન કૃષ્ણપક્ષમા, ન દિવસે આવે ન રાત્રે, ન છાયામાં આવે ન તડકામા, ન આકાશમાર્ગથી આવે ન ભૂમિમાર્ગથી આવે, ન માર્ગથી આવે ન ઉન્માર્ગથી આવે, ન સ્નાન કરીને આવે કે ન સ્નાન કર્યા વગર આવે. પરતુ આવે અવશ્ય.

ઉપરોક્ત શરતો સહિત આદેશને સાભળી રોહકે રાજદરબારમા જવાની તૈયારી કરી સુઅવસર જાણી રોહકે ગળા સુધી સ્નાન કર્યું, અને અમાવાસ્યા તથા એકમની સધિકાલમાં, સધ્યાના સમયે, માથા પર ચાળણીનુ છત્ર ધારણ કરી, ઘેટા ઉપર બેસી, ગાડાના પૈડાના વચ્ચેના માર્ગથી રાજા પાસે જવા નીકળ્યો રાજદર્શન, ખાલી હાથે ન કરવા જોઇએ, નીતિને ધ્યાનમા રાખી રોહકે માટીનુ એક ઢેફુ હાથમા લઈ લીધુ રાજા પાસે જઈ રોહકે યોગ્યરીતે પ્રણામ કરી માટીનુ ઢેફુ ધર્યું રાજાએ પૂછયુ "આ શું છે ?" રોહકે કહ્યુ– આપ પૃથ્વીપતિ છો તેથી પૃથ્વી લાવ્યો છુ પ્રથમજ આવા માગલિક વચન સાભળી રાજા અત્યન્ત પ્રમુદિત થયો રાજાએ રોહકને પોતાની પાસે રાખ્યો અને ગ્રામવાસીઓ ઘરે પાછા ગયા રાત્રે રાજાએ રોહકને પોતાની બાજુમા સુવડાવ્યો રાત્રિના બીજા પ્રહરમા રાજાએ રોહકને કહ્યુ– "અરે રોહક ! જાગે છે કે સુતો છે ? રોહકે કહ્યુ– રાજન ! જાગુ છુ" રાજાએ પૂછયુ– શુ વિચારી રહ્યો છે ? રોહકે કહ્યુ – રાજન્ ! હુ વિચારી રહ્યો છુ કે બકરીની લીંડીઓ ગોળ કેમ બનતી હશે ? રોહકની આશ્ચર્યજનક વાત સાભળી રાજા પણુ વિચારમા પડી ગયો પરંતુ જવાબ નજ મળ્યો તેથી રાજાએ રોહકને કહ્યુ– તુજ જવાબ આપ કે કેવી રીતે ગોળ બને છે ? ત્યારે રોહકે જવાબ આપ્યો– રાજન્ ! બકરીના પેટમા સવર્ત્તક નામનો વાયુ વિશેષ હોય છે તેથી ગોળ ગોળ લીંડી બનીને બહાર નીકળે છે" આમ જવાબ આપી રોહક થોડી વારમા સુઇ ગયો

રાત્રિના ત્રીજા પ્રહરમા રાજાએ ફરી રોહકને બૂમ પાડી– રોહક ! સૂઈ ગયો છે કે જાગે છે ? રોહકે મધુર સ્વરે જવાબ આપ્યો– રાજન્ ! જાગુ છુ રાજાએ પૂછયુ– શુ વિચારતો હતો ? રોહકે જવાબ આપતા કહ્યુ – રાજન્ ! વિચારતો હતો કે પીપળાના પાનની ડાડી મોટી કે તેની અણી મોટી ? આ સાભળી રાજા વિચારમા પડી ગયો અને રોહકને પૂછયુ— તે આ વિષયમા શુ નિર્ણય કર્યો છે ? રોહકે જવાબ આપ્યો– રાજન્ ! જ્યા સુધી અણીનો ભાગ સુકાઈ ન જાય ત્યા સુધી બન્ને સમાન હોય છે. થોડી વારમાં રોહક સૂઈ ગયો

રાત્રિના ચોથા પ્રહરમા રાજાએ ફરી રોહકને બૂમ પાડી– રોહક ! સુતો છે કે જાગે છે ? રોહકે જવાબ આપ્યો– સ્વામિન્ ! જાગી રહ્યો છુ ? રાજાએ પૂછયુ – હવે શુ વિચારી રહ્યો છે ? તને નિંદ નથી આવતી ? રોહકે કહ્યુ – રાજન્ ! હુ વિચારતો હતો કે ઢેઢ ગરોળીનાં શરીર જેટલીજ તેની પછડી લાબી હશે કે ન્યૂનાધિક આ વાત સાભળી રાજા પોતે પણુ વિચારમા પડી ગયો અને નિર્ણય ન કરી શકયો ત્યારે રોહકને પૂછયુ તે આ બાબતનો શુ નિર્ણય કર્યો છે ? રોહકે જવાબ આપ્યો– રાજન્ !

બન્ને બરાબર હોય છે આટલું કહી રોહક સુઇ ગયો.

રાત્રિ વ્યતિત થવાપર પરોઢીયાના સમયે મંગલ વાદ્યના સૂર સાભળતાં રાજા જાગૃત બન્યો અને રોહકને બૂમ પાડી પરંતુ રોહક ગાઢ નિદ્રામા સૂતો હતો. જવાબ ન મળવાપર રાજાએ લાકડીની અણીથી તેનો સ્પર્શ કર્યો. રોહક એકદમ જાગી ગયો. રાજાએ પૂછ્યું— હવે શુ વિચારી રહ્યો છે? રોહકે કહ્યુ— હુ વિચારતો હતો કે આપને કેટલા પિતા છે? રોહકની પહેલા કયારેય ન સાંભળેલી વાત સાભળી રાજા લજ્જાવશ ક્ષણભર મૌન રહ્યો, જવાબ ન સૂઝવાપર રાજાએ રોહકને પૂછ્યું— ઠીક તૂ બતાવ કે હું કેટલા પિતાનો પુત્ર છુ ?

રોહકે જવાબ આપ્યો— તમે પાંચ પિતાથી ઉત્પન્ન થયા છો, રાજાએ પૂછ્યુ— કોના કોનાથી? રોહકે જવાબ આપ્યો— એક તો વૈશ્રવણ-કુબેરથી, કારણકે આપ કુબેર સમાન ઉદાર ચિત્તવાળા છો. બીજા ચંડાલથી, કારણ કે શત્રુના સમૂહ પ્રત્યે ચંડાલની જેમ ક્રૂર છો ત્રીજા ધોબીથી, કારણ કે જેવી રીતે ધોબી ભીના કપડાને બરાબર નીચોવી બધું પાણી કાઢી નાખે છે તેવી રીતે આપ રાજદ્રોહી અને દેશદ્રોહીનુ સર્વસ્વ હરી લ્યો છો ચોથા વિચ્છીથી, કારણ કે જેમ વિચ્છી ડંખમારી બીજાને પીડા પહોચાડે છે તેમ નિદ્રાધીન બાલક એવા મને લાકડીની અણીથી જગાડી કષ્ટ આપ્યુ છે. પાંચમાં તમારા પિતાથી કારણકે તમે તમારા પિતાની સમાન ન્યાયપુર્વકજ પ્રજાનું પાલન કરી રહ્યા છો

રોહકની વાત સાભળી રાજા અવાક બની ગયો. પ્રાત ક્રિયા પતાવી માતાને નમન કરી રોહકની સંપૂર્ણ વાત માતાને કહી અને પૂછ્યુ— રોહકની વાત કેટલે અંશે સત્ય છે? માતા એ જવાબ આપ્યો પુત્ર ! વિકારી દૃષ્ટિ થી જોવું પણ તારા સંસ્કારનુ કારણ હોય તો રોહકની વાત સત્ય છે જ્યારે તુ ગર્ભમા હતો ત્યારે એક દિવસ હું કુબેરની પૂજા કરવા ગઈ હતી તેની સુંદર મૂર્તિ જોઈ, પાછા ફરતા માર્ગમા ચંડાલ અને ધોબી યુવકને જોઇ મારી ભાવના વિકૃત થઈ ગઈ હતી ઘરે આવી કોઈ એક જગ્યાએ વિચ્છી યુગલને રતિ ક્રીડા કરતા જોતા કંઇક અંશે મારી ભાવના વિકૃત બની ગઇ હતી વાસ્ત-વમા તમારા જનક પિતા તો એકજ છે આમ રોહકની ઔત્પત્તિકી બુદ્ધિની રાજાને ખાત્રી થતા તેને મુખ્ય મંત્રીનું સ્થાન આપ્યું આ ૧૪ ઉદાહરણ ઔત્પત્તિકી બુધ્ધિના છે.



# શ્રુતજ્ઞાનમાં ઉદ્દેશાદિ

१. नाणं पंचविहं पण्णत्तं,
तं जहा–आभिनिबोहियनाणं सुयनाणं,
ओहिनाणं, मणपज्जवनाणं, केवलनाणं ।

૧. જ્ઞાન પાંચ પ્રકારનું પ્રરૂપેલ છે. તે આ પ્રમાણે છે– આભિનિબોધિક જ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન

२. तत्थ चत्तारि नाणाइं ठप्पाइं ठवणिज्जाइं
णो उद्दिसंति, णो समुद्दिसंति,
णो अणुण्णविज्जंति ।
सुयनाणस्स उद्देसो, समुद्देसो, अणुण्णा,
अणुओगो य पवत्तइ ।

૨. તે પાંચ પ્રકારના જ્ઞાનોમાંથી મતિજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન આ ચાર જ્ઞાન વ્યવહાર યોગ્ય ન હોવાથી સ્થાપ્ય છે. અવ્યાખ્યેય હોવાથી સ્થાપનીય છે એટલે આ જ્ઞાનો શબ્દાત્મક ન હોવાને કારણે પોતાના સ્વરૂપનુ પણ પ્રતિપાદન કરી શકતા નથી, માટે એમનો અહીં અધિકાર નથી. આ ચારે જ્ઞાન ગુરુદ્વારા શિષ્યોને 'તમારે અભ્યાસ કરવો જોઇએ' આ રીતે ઉપદિષ્ટ થતા નથી 'સ્થિર અને પરિચિત કરો' આ પ્રકારે સમુપદિષ્ટ થતાં નથી અને 'હૃદયમાં ધારણ કરો' આ રીતે એમની અનુજ્ઞા અપાતી નથી. કિન્તુ શ્રુતજ્ઞાનનો ઉદ્દેશ, સમુદ્દેશ, અનુજ્ઞા અને અનુયોગ હોય છે કેમકે તે ગુરુ પાસેથી ગ્રહણ કરવામા આવે છે અને શિષ્યોને અપાય છે.

३. जइ सुयनाणस्स उद्देसो, समुद्देसो,
अणुण्णा, अणुओगो य पवत्तइ किं
अंगपविट्ठस्स उद्देसो, समुद्देसो, अणुण्णा,
अणुओगो य पवत्तइ ? किं अंगबाहिरस्स
उद्देसो समुद्देसो अणुण्णा अणुओगो य
पवत्तइ ?
अंगपविट्ठस्स वि उद्देसो जाव पवत्तइ,
अणंगपविट्ठस्स वि उद्देसो जाव पवत्तइ ।
इम पुण पट्ठवणं पडुच्च अणंगपविट्ठस्स
अणुओगो ।

૩. પ્રશ્ન– જો શ્રુતજ્ઞાનમાં ઉદ્દેશ, સમુદ્દેશ, અનુજ્ઞા અને અનુયોગની પ્રવૃત્તિ થાય છે તો શું અંગપ્રવિષ્ટ શ્રુતમાં ઉદ્દેશ, સમુદ્દેશ, અનુજ્ઞા અને અનુયોગની પ્રવૃત્તિ થાય છે કે અનંગપ્રવિષ્ટશ્રુતમા ઉદ્દેશ યાવત્ અનુયોગની પ્રવૃત્તિ થાય છે ?

ઉત્તર-આચારાંગાદિ અંગપ્રવિષ્ટશ્રુતમા ઉદ્દેશ, સમુદ્દેશ, અનુજ્ઞા અને અનુયોગ પ્રવર્છે ત્ત

તેમજ દશવૈકાલિકાદિ અનંગપ્રવિષ્ટ શ્રુતમાં પણ ઉદ્દેશ યાવત્ અનુયોગ પ્રવર્તે છે. એટલે બન્ને પ્રકારના શ્રુતના ઉદ્દેશ આદિ થાય છે; પણ અહી (આ શાસ્ત્રમા) જે પ્રારંભ કરાય છે તે અનંગપ્રવિષ્ટ શ્રુતનો અનુયોગ છે અર્થાત્ પ્રસ્તુત શાસ્ત્રમાં આવશ્યક સૂત્રની, વ્યાખ્યા કરવામાં આવશે અને તે અનંગ-પ્રવિષ્ટ છે.

४. जइ अणंगपविट्ठस्स अणुओगो, किं कालियस्स अणुओगो ? उक्कालियस्स अणुओगो ?

૪. પ્રશ્ન– જો અનંગપ્રવિષ્ટ શ્રુતમાં અનુયોગની પ્રવૃત્તિ થાય છે તો શું કાલિક શ્રુતમાં-પહેલા અને છેલ્લા પહોરમાંજ અસ્વાધ્યાય-કાળ વર્જીને જેનુ અધ્યયન થાય તેમાં અનુયોગની પ્રવૃત્તિ થાય છે કે ઉત્કાલિક શ્રુતમાં–અસ્વાધ્યાયકાળ છોડીને ગમે ત્યારે જેનુ અધ્યયન થાય તેમાં અનુયોગની પ્રવૃત્તિ થાય છે?

कालियस्स वि अणुओगो, उक्कालियस्स वि अणुओगो। इमं पुण पट्ठवणं पडुच्च उक्कालियस्स अणुओगो।

ઉત્તર– કાલિકશ્રુત અને ઉત્કાલિક શ્રુત બન્નેમાં અનુયોગની પ્રવૃત્તિ થાય છે પરંતુ શાસ્ત્રમાં ઉત્કાલિક શ્રુતનો અનુયોગ કરવામાં આવશે. (કેમકે આવ યક સૂત્ર ઉત્કાલિક છે).

## આવશ્યકનો અનુયોગ

५. जइ उक्कालियस्स अणुओगो, किं आवस्सगस्स अणुओगो ? आवस्सग-वइरित्तस्स अणुओगो ?

૫, પ્રશ્ન– જો ઉત્કાલિકશ્રુતનો અનુયોગ થાય છે તો શું આવશ્યકનો અનુયોગ થાય છે કે આવશ્યકથી ભિન્ન ઉત્કાલિકશ્રુતનો અનુયોગ થાય છે ?

आवस्सगस्स वि अणुओगो, आवस्सग-वइरित्तस्स वि अणुओगो। इमं पुण पट्ठवणं पडुच्च आवस्सगस्स अणुओगो।

ઉત્તર– આવ યક અને આવ યકથી ભિન્ન-બન્નેનો અનુયોગ થાય છે, પરંતુ આ જે પ્રારંભ છે તે આવ યકનો અનુયોગ છે.

६. आवस्सयं णं क ॲगं अंगाइं? सुयं सुयाइं ? खंधो खंधा ? अज्झयणं अज्झयणाइं? उद्देसो उद्देसो ?

૬. પ્રશ્ન– જો આ અનુયોગ આવ યક નો છે તો શું એક અંગરૂપ છે કે અનેક અંગરૂપ છે? એક શ્રુતસ્કંધરૂપ છે કે અનેક શ્રુતસ્કંધરૂપ છે ? એક અધ્યયન રૂપ છે કે અનેક અધ્યયન

રૂપ છે ? એક ઉદ્દેશક રૂપ છે કે અનેક ઉદ્દેશક રૂપ છે ?

आवस्सयं णं नो अंगं, नो अंगाइं, सुयं, नो सुयाइं,
खंधो, नो खंधा, नो अज्झयणं, अज्झयणाइं नो उद्देसो, नो उद्देसा ।

ઉત્તર– આવશ્યકસૂત્ર અનંગપ્રવિષ્ટ એટલે બારઅંગોથી બાહ્ય હોવાથી તે એક અંગ નથી અને અનેક અંગોરૂપ પણ નથી. તે એક શ્રુતસ્કન્ધ રૂપ છે, અનેક શ્રુતસ્કન્ધ રૂપ નથી. તેના છ અધ્યયનો હોવાથી અનેક અધ્યયનરૂપ છે, એક અધ્યયનરૂપ નથી, તે એક કે અનેક ઉદ્દેશક રૂપ નથી અર્થાત્ આવશ્યકસૂત્રમાં ઉદ્દેશક નથી.

७. तम्हा आवस्सयं निक्खिविस्सामि, सुयं निक्खिविस्सामि खंधं निक्खिविस्सामि, अज्झयणाइं निक्खिविस्सामि ।

૭. આવશ્યકસૂત્ર શ્રુત, સ્કંધ અને અધ્યયન રૂપ છે તેથી આવશ્યક, શ્રુત, સ્કન્ધ અને અધ્યયન શબ્દોનો નિક્ષેપ–યથાસંભવ નામાદિમાં ન્યાસ કરીશ.

८. जत्थ य जं जाणेज्जा निरवसेसं निक्खेवं निक्खिवे । जत्थ वि य न जाणेज्जा चउक्कग निक्खिवे तत्थ ।

૮. નિક્ષેપ્તા– નિક્ષેપ કરનાર ગુરુ જે વિષયના નામ, સ્થાપના, દ્રવ્ય, ક્ષેત્ર કાળ, ભવ અને ભાવાદિરૂપ સર્વ નિક્ષેપોને જાણતાં હોય તો તેને તે સર્વનું નિરૂપણ કરવું જોઈએ અને જો સર્વ નિક્ષેપોને જાણતા ન હોય તો નિક્ષેપ ચતુષ્ટય– નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ નું નિરૂપણ તો કરવું જ જોઈએ.



## આવશ્યકવ્યાખ્યા

९. से किं तं आवस्सयं ?

૯. પ્રશ્ન– આવશ્યક–ચતુર્વિધસંઘને સવારે સાંજે અવશ્ય કરવા યોગ્ય સામાયિક આદિ કાર્યો આવશ્યક કહેવાય છે, તેનું સ્વરૂપ કેવું છે ?

आवस्सयं चउव्विहं पण्णत्तं, तं जहा– नामावस्सयं ठवणावस्सयं दव्वावस्सयं भावावस्सयं ।

ઉત્તર– આવશ્યક ચાર પ્રકારનાં કહયાં છે.
(૧) નામઆવશ્યક (૨) સ્થાપના આવશ્યક
(૩) દ્રવ્યઆવશ્યક (૪) ભાવઆવશ્યક

१०. से किं तं नामावस्सयं ?
नामावस्सयं जस्स णं जीवस्स वा अजी-वस्स वा जीवाणं वा अजीवाणं वा तदुभयस्स वा तदुभयाणं वा, आवस्सएत्ति नामं कज्जइ, से तं नामावस्सयं ।

૧૦. પ્રશ્ન– નામ આવશ્યકનું સ્વરૂપ કેવું છે ?
ઉત્તર–કોઈ જીવ કે અજીવનું અથવા જીવો કે અજીવોનુ, જીવ અને અજીવ બન્નેનું અથવા જીવો અને અજીવોનું ગુણની અપેક્ષા રાખ્યા વિના વ્યવહાર માટે 'આવશ્યક' એવુ નામ રાખવામાં આવે છે તેને નામ આવશ્યક કહે છે

११. से किं तं ठवणावस्सयं ?
ठवणावस्सयं जण्ण कट्ठकम्मे वा पोत्थकम्मे वा, चित्तकम्मे वा, लेप्पकम्मे वा गथिमे वा वेढिमे वा पूरिमे वा संघाइमे वा अक्खे वा वराडए वा एगो वा अणेगो वा सब्भावठवणा वा असब्भावठवणा वा आवस्सए त्ति ठवणा ठविज्जइ, से त्तं ठवणावस्सयं ।

૧૧. પ્રશ્ન– સ્થાપના આવશ્યકનું સ્વરૂપ કેવું છે ?
ઉત્તર– સ્થાપના આવશ્યક તે જે આકૃતિ કાષ્ઠ ઉપર કોતરવામા આવે, વસ્ત્રની ઢીંગલી આદિ બનાવવામાં આવે, ચિત્રરૂપે જેનું સર્જન કરવામાં આવે, ભીની માટીમાંથી બનાવવામાં આવે, વસ્ત્રોની ગાંઠો ના સમુદાયથી બનાવવામા આવે અથવા એક, બે અથવા અનેક વસ્ત્રો વેષ્ટિત કરીને બનાવવામાં આવે અથવા પુષ્પોની આકૃતિરૂપે સજાવટ કરવામાં આવે કે પીતળાદિ દ્રવ્યોને બીબા માં ઢાળીને જે આકાર બનાવવામાં આવે તે સર્વમાં અથવા પાશાઓં કે કોડીમાં એક અથવા અનેક આવશ્યક ક્રિયાયુકત શ્રાવકોની કરવામાં આવેલી જે સદ્ભાવ સ્થાપના અથવા અસદ્ભાવ સ્થાપના છે તેનુ નામ આવશ્યક સ્થાપના છે. આ સ્થાપ-નાવશ્યકનુ સ્વરૂપ છે

१२. नामट्ठवणाणं को पइविसेसो ?

णामं आवकहियं, ठवणा इत्तरिया वा होज्जा आवकहिया वा ।

૧૨ પ્રશ્ન–નામ અને સ્થાપના વચ્ચે શુ તફાવત છે ?

ઉત્તર– નામ યાવત્કથિક–વસ્તુનું અસ્તિત્વ રહે ત્યા સુધી ટકી રહેનાર હોય છે, પરંતુ સ્થાપના તો ઇત્વરિક–સ્વલ્પકાળ સુધી રહેનાર અને યાવત્કથિક એ બન્ને પ્રકારની હોય છે.

१३. से किंतं दव्वावस्सयं ?
दव्वावस्सयं दुविहं ? पण्णत्तं तं जहा–
आगमओ य नो आगमओ य ।

૧૩. પ્રશ્ન– દ્રવ્ય આવશ્યકનું સ્વરૂપ કેવુ છે ?

ઉત્તર– દ્રવ્યાવશ્યકના બે પ્રકાર કહયા છે, તે આ પ્રકારે (૧) આગમદ્રવ્યાવશ્યક અને (૨) નોઆગમદ્રવ્યાવશ્યક

१४. से किं तं आगमओ दव्वावस्सयं ? आगमओ दव्वावस्सयं जस्स णं आवस्सएत्ति पदं सिक्खियं ठियं जियं मियं परिजियं नामसमं घोससमं अहीणक्खरं अणच्चक्खरं अव्वाइद्धक्खरं अक्खलियं अमिलियं अवच्चामेलियं पडिपुण्ण पडिपुण्णघोसं कंठोट्ठविप्पमुक्कं गुरुवायणोवगय, से णं तत्थ वायणाए पुच्छणाए परियट्टणाए धम्मकहाए नो अणुप्पेहाए कम्हा ? 'अणुवओगोदव्व' मिति कट्टु ।

૧૪. પ્રશ્ન– આગમદ્રવ્યાવશ્યકનું સ્વરૂપ કેવું છે?

ઉત્તર–આગમદ્રવ્યાવશ્યકનું સ્વરૂપ આ પ્રમાણે છે– જે સાધુએ આવશ્યક શાસ્ત્રના પદોનું ગુરુ સમક્ષ આદિથી અંતસુધી અધ્યયન કર્યું છે. આવશ્યકને હૃદયમા સ્થિર કર્યું છે, આ–વૃત્તિ કરતાં અથવા કોઇના પૂછવાપર તત્કાલ ઉપસ્થિત થઇ જાય એવી રીતે પાકું કર્યું છે શ્લોક પદ અને વર્ણોની સંખ્યાનું પ્રમાણ સમજી લીધું છે, અનુપૂર્વી અને અનાનુપુર્વી પૂર્વક જેને સર્વ રીતે સર્વ તરફથી પરાવર્તિત કરી લીધું છે, પોતાના નામની જેમ સ્મૃતિ–પટલમાથી દૂર ન થાય એવી રીતે કર્યું છે, જે રીતે ગુરુ ઉદાતાદિ ઘોષ સ્વરોનુ ઉચ્ચારણ કરતાં હોય તેમ ઉચ્ચારણ કર્યું છે. અક્ષરની હીનતા રહિત ઉચ્ચારણ કર્યું છે, અક્ષરોની અધિકતા રહિત ઉચ્ચારણ કર્યું છે, વ્યતિક્રમ રહિત અસ્ખલિત રૂપે ઉચ્ચારણ કર્યું છે, અન્ય શાસ્ત્રવર્તી પદોના સેળભેળ રહિત–અમિલિત ઉચ્ચારણ કર્યું છે, વ્યત્યાગ્રેડિત એક શાસ્ત્રમાં જુદા જુદા સ્થાનપર લખવામાં આવેલા એકાર્થક સૂત્રોનો એકજ સ્થાનમાં પાઠ કરવો અથવા સૂત્રોનુ પઠન કરતાં વચ્ચે વચ્ચે પોતાની બુદ્ધિથી રચેલા તેના જેવા સૂત્રોનું ઉચ્ચારણ કરવું અથવા બોલતી વખતે વિરામ લેવાનો હોય ત્યાં ન લેવો અને વિરામ લેવાનો ન હોય ત્યાં વિરામ લેવો ઇત્યાદિ દોષોથી રહિત ઉચ્ચારણ કર્યું છે. ગુરુ સમક્ષ આવશ્યક શાસ્ત્રની વાચના કરી છે. તેથી તે સાધુ આવશ્યક શાસ્ત્રમાં વાચના, પૃચ્છના, પરિવર્તના અને ધર્મકથાથી યુકત છે. પરંતુ અર્થનુ અનુચિંતન કરવારૂપ અનુપ્રેક્ષાથી રહિત હોય છે તે આગમ દ્રવ્યાવશ્યક કહેવાય છે, કારણ કે "अनुपयोगोद्रव्यं" આવશ્યકના ઉપયોગથી રહિત હોવાના કારણે તે આગમદ્રવ્યાવશ્યક છે.

१५. नेगमस्स णं एगो अणुवउत्तो आगमओ एगं दव्वावस्सयं, दोण्णि अणुवउत्ता आगमओ दोण्णि दव्वावस्साइं, तिण्णि अणुवउत्ता आगमओ तिण्णि दव्वावस्सयाइं, एवं जावइया अणुवउत्ता आगमओ तावइयाइं दव्वावस्सयाइ । एवमेव ववहारस्सवि । संगहस्स णं एगो वा अणेगे वा अणुवउत्तो वा अणुवउत्ता वा दव्वावस्सयं दव्वावस्सयाणि वा, से एगे दव्वावस्सए । उज्जुसुयस्स एगो अणुवउत्तो आगमओ एगं दव्वावस्सयं, पुहुत्तं नेच्छइ । तिण्हं सद्दनयाणं जाणए अणुवउत्ते अवत्थु, कम्हा ? जइ जाणए अणुवउत्ते न भवइ, जइ अणुवउत्ते जाणए ण भवइ तम्हा णत्थि आगमओ दव्वावस्सयं । से तं आगमओ दव्वावस्सयं ।

૧૫. નૈગમનયની અપેક્ષાએ એક અનુપયુકત આત્મા એક આગમદ્રવ્યાવશ્યક છે. બે અનુપયુકત આત્મા બે આગમદ્રવ્યાવશ્યક છે ત્રણ અનુપયુકત આત્મા ત્રણ આગમદ્રવ્યાવશ્યક છે. આ પ્રમાણે જેટલા અનુપયુકત આત્માઓ હોય તેટલાજ આગમદ્રવ્યાવશ્યક સમજવા. વ્યવહારનય પણ નૈગમનયની જેમજ આગમદ્રવ્યાવશ્યકના ભેદોને સ્વીકારે છે. સામાન્ય માત્રને ગ્રહણ કરનાર સંગ્રહનય તે એક અનુપયુકત આત્મા 'એક દ્રવ્યાવશ્યક અને અનેક અનુપયુકત આત્માઓ અનેક આગમદ્રવ્યાવશ્યક' તેમ સ્વીકાર કરતો નથી પણ બધા આત્માઓને એકજ આગમદ્રવ્યાવયક માને છે. ઋજુસૂત્રનયની અપેક્ષાએ એક અનુપયુકત આત્મા એક આગમદ્રવ્યાવશ્યક છે તે ભેદોને સ્વીકારતો નથી. ત્રણે શબ્દનય અર્થાત્ શબ્દનય સમભિરુઢનય અને એવંભૂતનય જ્ઞાયક જો અનુપયુકત હોય તો તેને અવસ્તુ-અસત્ માને છે કારણ કે જ્ઞાયક અનુપયુકત સંભવીજ ન શકે જો તે અનુપયુકત હોય તો તે જ્ઞાયક ન કહેવાય જ્ઞાયક હોય તો ઉપયોગ રહિત ન હોય માટે આગમદ્રવ્યાવશ્યકનો સંભવજ નથી આ આગમદ્રવ્યાવશ્યકનું સ્વરૂપ છે

१६. से किं तं नो आगमओ दव्वावस्सयं ?

૧૬ પ્રશ્ન– હે ભગવન્! નોઆગમદ્રવ્યાવશ્યકનું સ્વરૂપ કેવું છે?

नो आगमओ दव्वावस्सयं तिविहं पण्णत्तं, तं जहा—जाणयसरीरदव्वावस्सय, भवियसरीरदव्वावस्सयं, जाणयसरीरभवियसरीरवइरित्तं दव्वावस्सयं ।

ઉત્તર– આગમનો સર્વથા? દેશત અભાવરૂપ નોઆગમદ્રવ્યાવશ્યકના ત્રણ ભેદ છે (૧) જ્ઞાયકશરીરદ્રવ્યાવશ્યક (૨) ભવ્યશરીરદ્રવ્યાવશ્યક (૩) જ્ઞાયકશરીર-ભવ્યશરીર-વ્યતિરિકત દ્રવ્યાવશ્યક

१७. से किं तं जाणयसरीरदव्वावस्सयं ? जाणयसरीरदव्पावस्सयं आवस्सएत्ति पयत्थाहिगारजाणयस्स जं सरीरयं वव

૧૭ પ્રશ્ન– જ્ઞાયકશરીરદ્રવ્યાવશ્યકનું સ્વરૂપ કેવું છે

गयचुयचवियचत्तदेहं जीवविप्पजढं सिज्जागय वा संथारगयं वा निसीहिया-गयं वा सिद्धसिलातलगयं वा पासित्ता णं कोइ भणेज्जा अहो ! इमेणं सरीरसमु-स्सएणं जिणदिट्ठेणं भावेणं आवस्सए-त्ति पयं आघवियं पण्णवियं परूवियं दंसियं निदंसियं उवदंसियं । जहा को दिट्ठंतो ? अयं महुकुंभे आसी, अयं घयकुंभे आसी से त जाणयसरीरद्-व्वास्सयं ।

ઉત્તર– આવશ્યકસૂત્રના અર્થને જાણનાર સાધુ આદિનું એવું શરીર કે જે વ્યપગત– ચૈતન્યથી રહિત થઇ ગયુ હોય, ચ્યુતચ્યાવિત આયુકર્મના ક્ષય થવાથી દશ પ્રકારના પ્રાણોથી રહિત હોય, ત્યકત દેહ–આહારના કારણે થનાર વૃદ્ધિ જેમા ન હોય તેવા પ્રાણરહિત શરીરને, શય્યાગત, સંસ્તારકગત, સ્વાધ્યાય ભૂમિ કે શ્મશાનગત અથવા સિદ્ધશિલા– જે સ્થાનમાં અનશન અંગીકાર કરવામાં આવે છે તે સ્થાનગત જોઇને કોઇ કહેકે–અહો ! આ શરીર રૂપ પુદ્ગલ સંઘાતે તીર્થંકરને માન્ય ભાવ અર્થાત્ તદાવરણના ક્ષય કે ક્ષયો–પશમ રૂપ ભાવથી આવશ્યકસૂત્રનું ગુરુ પાસેથીવિશેષરૂપે અધ્યયન કર્યું હતુ શિષ્યોને સામાન્યરૂપે પ્રજ્ઞાપિત અને વિશેષરૂપે પ્રરૂપિત કર્યું હતું તે જ્ઞાનને પોતાના આચરણમાં શિષ્યોને દર્શાવ્યુ હતુ ,નિદર્શિત-અક્ષમ શિષ્યો પ્રત્યે કરૂણા રાખી વારવાર આવશ્યક ગ્રહણ કરાવવાનો પ્રયત્ન કર્યો હતો ઉપદર્શિત– નય અને યુકિતઓ દ્વારા શિષ્યોના હૃદયમાં અવધારણ કરાવ્યુ હતું તેથી તેનું આ શરીર જ્ઞાયકશરીરદ્રવ્યાવશ્યક છે. શિષ્ય પૂછે છે કે તેનુ કોઇ દ્રષ્ટાત છે ? દૃષ્ટાત આ છે– જેમ કોઈ વ્યકિત ઘડામાંથી મધ અને ઘી કાઢી નાખ્યા પછી કહે કે “આ મધનો ઘડો છે” અથવા આ “ઘીનો ઘડો છે” તેવી રીતે નિર્જીવ શરીર ભૂતકા–લીન આવશ્યક પર્યાયના કારણરૂપ આધાર–વાળું હોવાથી તે દ્રવ્યાવશ્યક કહેવાય છે. આ જ્ઞાયક શરીરદ્રવ્યાવશ્યકનુ સ્વરૂપ છે ?

१८. से किं तं भवियसरीरदव्वावस्सयं ? भवियसरीरदव्वावस्सयं जे जीवे जोणि म्मणनिक्खते इमेणं चेव आत्तएणं सरीरसमुस्सएणं जिणोवदिट्ठेणं भावेणं आवस्सएत्तिपय सेयकाले सिक्खिस्सइ न ताव सिक्खाइ । जहा को दिट्ठंतो ?

૧૮. પ્રશ્ન– તે ભવ્યશરીરદ્રવ્યાવશ્યકનુ સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– સમય પૂર્ણથવાપર યોનિસ્થાનમાંથી જે જીવ બહાર નીકળ્યો છે તે જીવ તેને પ્રાપ્ત શરીરદ્વારા જિનોપદિષ્ટ ભાવઅનુસાર આવશ્યકસૂત્રને ભવિષ્યમા શીખશે, વર્ત–

अयं महुकुंभे भविस्सइ, अयं घयकुंभे भविस्सइ। से त्त भवियसरीरदव्वावस्सयं।

માનમાં શીખી રહ્યો નથી એવા તે ભવ્ય જીવનું તે શરીર ભવ્યશરીરદ્રવ્યાવશ્યક કહેવાય છે. તેનુ દ્રષ્ટાંત શું છે? તેનું દ્રષ્ટાંત આ છે– મધ અને ઘી ભરવા માટેના બે ઘડા હોય, જેમાં હજુ મધ કે ઘી ભર્યું નથી તેને માટે કહેવું કે 'આ મધુકુંભ છે' અથવા 'આઘૃતકુંભ છે' તેવી રીતે આ વર્તમાન શરીરમાં ભવિષ્યકાલિન આવશ્યક રૂપ પર્યાયના કારણોનો સદ્‌ભાવ હોવાથી તે દ્રવ્યાવશ્યક છે આ ભવ્ય શરીરદ્રવ્યાવશ્યકનુ સ્વરૂપ છે

१९. से क तं जाणयसरीरभविसरीरवइरित्तं दव्वावस्सयं ?
जाणयसरीरभवियसरीरवइरित्तं दव्वावस्सय तिविहं पण्णत्तं। तं जहा-लोइयं, कुप्पावयणियं, लोउत्तरियं।

૧૯ પ્રશ્ન– ભગવન્! જ્ઞાયક શરીર–ભવ્યશરીર વ્યતિરિકત દ્રવ્યાવશ્યકનુ સ્વરૂપ કેવું છે?

ઉત્તર–જ્ઞાયક શરીર–ભવ્યશરીર દ્રવ્યાવશ્યક ના ત્રણ પ્રકાર કહયા છે– (૧) લૌકિક (૨) કુપ્રાવચનિક (૩) લોકોત્તરિક

२०. से क तं लोइयं दव्वावस्ययं ?
जे इमे राईसरतलवरमाडंवियकोडुंविय-इब्भसेट्ठिसेणावइ सत्थवाहप्पभिइओ कल्लं पाउप्पभायाए रयणीए सुविमलाए फुल्लुप्पलकमलकोमलुम्मिलियम्मि अहापंडुरे पभाए रत्तासोगप्पगासकि-सुयसुयमुहगुंजद्धरगसरिसे कमलागरनलिणिसंडवोहए उट्ठियम्मि सूरे सहस्सरस्सिमि दिणयरे तेयसा जलंते मुहधोयणदंतपक्खालण–तेल्ल –ण्हाणफणिहसिद्धत्थय हरि आलिय-अद्दागधूवपुप्फमल्लगधतंवोलवत्थाइ याइं-दव्वावस्सयाइं करेंति। तओ पच्छा रायकुलं वा देवकुल वा आरामं वा उज्जाणं वा सभं वा पवं वा गच्छंति से तं लोइयं दव्वावस्सयं।

૨૦. પ્રશ્ન– લૌકિકદ્રવ્યાશ્યકનું સ્વરૂપ કેવુ છે?
ઉત્તર– રાજા એટલે ચક્રવર્તી, વાસુદેવ આદિ ઈશ્વર એટલે યુવરાજ આદિ, તલવર–રાજા ખુશ થઈ જેને સુવર્ણપટ્ટ આપે તે, માડલિક–મડંબ [જેની આજુ–બાજુ દૂર સુધી ગામ ન હોય તે] નો અધિપતિ,કૌટુબિક–કુટુબનુ પાલન કરે તે, ઈભ્ય–હાથી પ્રમાણ ધન જેની પાસે હોય તે, શ્રેષ્ઠી–જેને નગરશેઠની પદવી મળી હોય તે, સેનાપતિ ચતુરંગી સેનાનો નાયક, સાર્થવાહ– વેપાર માટે દેશ–પરદેશ પ્રયાણ કરનાર સાર્થ–સમૂહનું પાલન કરનાર આદિ મનુષ્યો રાત્રિ વ્યતીત થઈ પરોઢીયુ–સામાન્ય પ્રભાત થતાં, ઉષા–પહેલા કરતાં સ્ફુટતર પ્રકાશથી સપન્ન, વિકસિત કમળ–પત્રોથી સંપન્ન, મૃગોના નયનોનાં ઉન્મિલન થી યુક્ત, યથાયોગ્ય પીતમિશ્રિત શુકલ પ્રભાત થતાં, અશોકવૃક્ષ, પલાશપુષ્પ, શુકના મુખ અને ચણોઠી સમાન રકત, સરોવરોના

કમળવનોને વિકસિત કરનાર, સહસ્રરશ્મિથી યુક્ત દિવસવિધાયક, તેજથી દેદીપ્યમાન, સૂર્યનો ઉદય થવાપર મુખધોવું, દાત સાફ કરવા, તેલનુ માલીશ કરવું, સ્નાન કરવુ, વાળ ઓળવા, મંગલ માટે દુર્વાદિનુ પ્રક્ષેપણ કરવું, દર્પણમા મુખ જોવુ, વસ્ત્રને સુગંધિત કરવું, પુષ્પ અને પુષ્પમાળા ગ્રહણ કરવા, પાન ખાવું, સ્વચ્છ વસ્ત્ર પહેરવા આદિ દ્રવ્યાવશ્યક કરે છે, ત્યારબાદ તેઓ રાજ-દરબારમાં, દેવાલયમાં, આરામગૃહમાં, બાગમા, સભામાં અથવા પ્રપા-પરબ તરફ જાય છે તે લૌકિકદ્રવ્યાવશ્યક છે

२१. से किं तं कुप्पावयणियं दव्वावस्सयं ? कुप्पावयणियं दव्वावस्सय जे इमे चर-गचीरिगचम्मखंडियभिक्खोंडपं रंगगोयम गोव्वतिय गिहिधम्मधम्मचिंतगअविरु-द्धविरुद्धवुड्ढसावगप्पभितओ पासंडत्था कल्लं पाउप्पभायाए रयणीए जाव तेयसा जलंते इंदस्स वा खंदस्स वा रुद्दस्स वा सिवस्स वा वेसमणस्स वा देवस्स वा नागस्स वा जक्खस्स वा भूयस्स वा मुगुदस्स वा अज्जाए वा दुग्गाए वा कोद्दकिरियाए वा उवलेवणसंमज्जण-आवरिसणधूवपुप्फगंधमल्लाइयाइं दव्वा-वस्सयाइ करेंति, से तं कुप्पावयणियं दव्वावस्सयं ।

૨૧. પ્રશ્ન- કુપ્રાવચનિક દ્રવ્યાવશ્યકનું સ્વરૂપ કેવુ છે ?

ઉત્તર- જે આ ચરક-સમુદાયમા એકઠા મળી ભિક્ષા માંગનાર, ચીરિક-માર્ગપર પડેલા વસ્ત્રખંડો એકઠા કરી ધારણ કરનાર, ચર્મ-ખંડિક-ચામડાના વસ્ત્ર પહેરનાર અથવા ચામડાના ઉપકરણ રાખનાર ભિક્ષોંડ-ભિક્ષામાં પ્રાપ્ત થયેલા અન્નથીજ પોતાનુ પેટ ભરે પરંતુ પોતાની પાળેલી ગાયના દૂધથી ન ભરે તે, શરીરપર ભસ્મ લગાડનાર, ગોતમ-વિવિધ અભિનય બતાવી ભિક્ષાવૃત્તિ મેળ-વનાર, ગોવ્રતિક, ગૃહિધર્મા-ગૃહસ્થધર્મનેજ શ્રેષ્ઠ માની તેનુ આચરણ કરનાર, ધર્મ-ચિંતક-ધર્મનો વિચાર કરી તે મુજબ પ્રવૃત્તિ કરનાર, અવિરુદ્ધ – માતાપિતા, તિર્યંચ વગેરેના ભેદ વગર બધાનો વિનય કરનાર વિનયવાદી, વિરુદ્ધ – પુણ્ય, પાપ પરલોકાદિને ન માનનાર અક્રિયાવાદી, વૃદ્ધ-શ્રાવક-બ્રાહ્મણકે જે પાષંડસ્થ છે તેઓ રાત્રિ વ્યતીત થતાં પ્રભાત થવાપર યાવત્ સૂર્ય તેજથી જ્વાજલ્યમાન બને ત્યારે ઇન્દ્રની, સ્કન્દની, રુદ્રની, શિવની, વૈશ્રમણ-કુબેરની તથા દેવ, નાગ, યક્ષ, ભૂત, મુકુન્દ, આર્યા-દેવી, દુર્ગાદેવી, કોટ્ટક્રિયાદેવી વગેરેની ઉપલેપક

અર્થાત્ ચંદનાદિનો લેપ કરવારૂપ, સમાર્જન–વસ્ત્રથી મૂર્તિને લુછવારૂપ, દૂધાદિવડે સ્નાન કરાવવારૂપ અને ફૂલ, ધૂપથી પૂજા કરવારૂપ જે દ્રવ્યાવશ્યક કરે છે તે કુપ્રાવચનિક દ્રવ્યાવશ્યક છે.

२२. से किं तं लोगुत्तरियं दव्वावस्सयं ? लोगुत्तरियं दव्वावस्सयं जे इमे समण–गुणमुक्कजोगी छक्कायनिरणुकंपा हय इव उद्दामा, गया इव निरंकुसा, घट्ठा मट्ठा तुप्पोट्ठा पंडुरपडपाउरणा जिणाणं मणाणाए सछंद विहरिऊणं ऊभओ कालं आवस्सयस्स उवट्ठंति । से तं लोगुत्तरियं दव्वावस्सयं । से तं जाण–यसरीरभवियसरीरवइरित्तं दव्वावस्सयं। से तं नोआगमओ दव्वावस्सयं ।

२२. પ્રશ્ન– લોકત્તરદ્રવ્યાવશ્યકનું સ્વરૂપ કેવું છે ?
ઉત્તર– જે સાધુ શ્રમણોના મૂળગુણો અને ઉત્તરગુણોથી રહિત હોય, છકાયના જીવો પ્રત્યે અનુકંપા ન હોવાને કારણે જે અશ્વની જેમ ઉદ્દામ–જલ્દી ચાલનાર, હસ્તિવત્–નિરકુંશ હોય, સ્નિગ્ધ પદાર્થોથી અવયવોને મુલાયમ બનાવતો હોય, જળથી શરીરને વારંવાર ધોતો હોય અથવા વાળનો તેલાદિથી સંસ્કાર કરતો હોય, હોઠને મુલાયમ રાખવા પ્રયત્ન કરતો હોય, પહેરવા–ઓઢવાના વસ્ત્ર ધોવામાં જે આસક્ત હોય, જિનેન્દ્ર ભગવાનની આજ્ઞાની પરવા કર્યા વિના સ્વચ્છંદ વિચરણ કરતો હોય પરંતુ ઉભયકાળ–પ્રાતકાળ અને સાયંકાળ આવશ્યક કરવા તૈયાર થાયતો તેમની આવશ્યક ક્રિયા લોકોત્તરિક–દ્રવ્યાવશ્યક છે. આ જ્ઞાયક શરીર–ભવ્ય શરીર વ્યતિરિકતદ્રવ્યાવશ્યકનુ સ્વરૂપ થયું આ નોઆગમદ્રવ્યાવશ્યકનું નિરૂપણ થયુ.

२३. से किं तं भावावस्सयं ?

भावावस्सयं दुविहं पण्णत्तं, तं जहा आगमओ य, नो आगमओ य ।

૨૩. પ્રશ્ન– ભાવાવશ્યકનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– ભાવાવશ્યક બે પ્રકારે છે, જેમકે–(૧) આગમભાવાવશ્યક અને (૨) નોઆગમ ભાવાવશ્યક.

२४. से किं तं आगमओ भावावस्सयं ? आगमओ भावावस्सयं जाणय उवउत्ते। से त्तं आगमओ भावावस्सयं ।

૨૪. પ્રશ્ન– નોગમભાવાવશ્યકનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– આવશ્યક પદનો જ્ઞાતા હોય અને સાથે ઉપયોગ યુકત હોય તે આગમભાવાવશ્યક કહેવાય છે.

२५. से किं तं नो आगमओ भावावस्सयं ? नो आगमओ भावावस्सयं तिविहं पण्णत्तं, तं जहा-लोइयं कुप्पावयणियं,लोगुत्तरियं।

૨૫. પ્રશ્ન– નોઆગમભાવાવશ્યકનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– નોઆગમભાવાવશ્યકના ત્રણ પ્રકાર કહ્યા છે, જેમકે– (૧) લૌકિક (૨) કુપ્રાવ–ચનિક (૩) લોકોત્તરિક

२६. से किं तं लोइयं भावावस्सयं ? लोइयं भावावस्सयं पुव्वण्हे भारहं अवरण्हे रामायणं । से तं लोइयं भावावस्सयं ।

૨૬. પ્રશ્ન– લૌકિકભાવાવશ્યકનુ સ્વરૂપ કેવું છે ? ઉત્તર– દિવસના પૂર્વાર્ધમાં – દિવસના આગલા ભાગમાં મહાભારતને વાંચવું અને દિવસના ઉત્તરાર્ધમાં–દિવસના પાછલા ભાગમાં રામાયણ વાચવું યા શ્રવણ કરવું. લોકમાં તે વાંચનાદિ અવશ્યકરણીય છે માટે આવશ્યક છે અને અર્થમાં ઉપયોગરૂપ પરિ–ણમનને કારણે ભાવરૂપ છે.તથા પાના ફેરવવા હાથ જોડવા વગેરે આગમરૂપ નથી **'किरिया आगमो न होइ'** ક્રિયા આગમ નથી જ્ઞાન જ આગમરૂપ છે માટે અંશતઃ આગમતા હોવાથી નોઆગમ કહેવાય છે આ લૌકિક–નોઆગમભાવાવશ્યકનું સ્વરૂપ છે.

२७. से किं तं कुप्पावयणियं भावावस्सयं ? कुप्पावयणियं भावावस्सयं जे इमे चरगचीरिग जाव पासंडत्था इज्जंजलि होमजपोंदुरुक्कनमोकारमाइयाइं भावा–वस्सयाइ करेंति । से तं कुप्पावयणियं भावावस्सयं ।

૨૭. પ્રશ્ન– કુપ્રાવચનિક ભાવાવશ્યકનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– કુપ્રાવચનિકભાવાવશ્યક તે ચરગ, ચીરિક યાવત્ પાખંડી મનુષ્યો ( ઉપયોગ લગાડીને) ઈજ્ય–યજ્ઞ કરે, અંજલિ–સૂર્યને જલાંજલિ અર્પણ કરે, હોમ–નિત્ય હોમ–હવન કરે, ગાયત્રીનો જાપ કરે, ઉન્દુરુકક–મુખથી બળદ જેવો શબ્દ કરે, વંદના આદિ ભાવાશ્યક કરે તે કુપ્રાવચનિક ભાવાવશ્યક છે.

२८. से किं तं लोगुत्तरियं भावावस्सयं ? लोगुत्तरियं भावावस्सयं जण्णं इमे समणे वा समणी वा सावओ वा साविआ वा तच्चित्ते तम्मणे तल्लेसे तद–ज्झवसिए तत्तिव्वज्झवसाणे तदट्ठोवउत्तो

૨૮. પ્રશ્ન– લોકોત્તરિકભાવાવશ્યકનું સ્વરૂપ કેવું છે? ઉત્તર– જે શ્રમણ કે શ્રમણી, શ્રાવક કે શ્રાવિકા આવશ્યકમા ચિત્ત લગાવી. તેમાં મન લગાવી, શુભ લેશ્યાથી સંપન્ન થઈ, તે ક્રિયા સંપાદન વિષયક અધ્યવસાયથી યુકત

तदप्पियकरणे तब्भावणाभाविए अण्णत्थकत्थइ मणं अकारेमाणे उभओकालं आवस्सयं करेंति, तं लोगुत्तरियं भावावस्सयं । से तं नो आगमओ भावावस्सयं, से भावावस्सयं ।

થઇ, તીવ્ર આત્મ અધ્યવસાયથી યુકત થઇ આવશ્યકના અર્થમાં ઉપયોગ યુકત થઇ તદર્પિત કરણ યુકત થઇ, તે પ્રકારની ભાવનાથી ભાવિત થઈ અન્ય કોઇ વસ્તુમાં મનને ભમવા દીધા વિના ઉભયકાળમાં જે આવશ્યક પ્રતિક્રમણાદિ કરે છે તે લોકોત્તરિકભાવાવશ્યક છે આ નોઆગમભાવાવશ્યકનુ સ્વરૂપ છે. આ ભાવાવશ્યકનુ સ્વરૂપ છે.

२९. तस्स णं इमे एगट्ठिया णाणाघोसा णाणावंजणा णामधेज्जा भवंति, तं जहा–

आवस्सयं, अवस्सकरणिज्जं, धुवनिग्गहो, विसोहीय ।
अज्झयणछक्कवग्गो, नाओ, आराहणा, मग्गो ॥१॥
समणेणं सावएण य अवस्सकायव्वयं हवइ जम्हा ।
अंते अहो निसस्सयं तम्हा आवस्सयं नाम ॥२॥
से तं आवस्सयं ।

૨૯. તે આવશ્યકના અનેક નામો છે જે એકાર્થક છે પણ નાનાઘોષ–જુદા જુદા ઉદાત્તાદિ સ્વરોવાળા, અનેક કકારાદિ વ્યંજનવાળા છે. તે આપ્રમાણે–(૧) આવશ્યક–અવશ્ય કરવા યોગ્ય, (૨) અવશ્યકરણીય–મોક્ષાર્થીજનો દ્વારા જે અવશ્ય અનુષ્ઠેય હોય (૩) ધ્રુવનિગ્રહ–ધ્રુવ એટલે સંસારનો નિગ્રહ કરે તે (૪) વિશોધિ–જેના દ્વારા કર્મમળની નિવૃત્તિ કે વિશુદ્ધિ થાય તે (૫) અધ્યયનષટ્કવર્ગ–છ અધ્યયનના સમૂહરૂપ હોય તે (૬) ન્યાય–અભિષ્ટ અર્થની સિદ્ધિના સૌથી સારા ઉપાયરૂપ હોય તે (૭) આરાધના– જે મોક્ષની આરાધના કરવામાં હેતુરૂપ હોય તે (૮) માર્ગ– મોક્ષનગરમાં પહોંચાડનાર આ આવશ્યકના આઠ નામ છે.

શ્રમણ અને શ્રાવક ધ્વારા તે દિવસ અને રાત્રિના અ તે અવશ્યકરણીય હોય છે તે કારણે તેનુ નામ આવશ્યક છે. આ આવશ્યકનુ સ્વરૂપ છે. આવશ્યકનો નિક્ષેપ પૂર્ણ થયો

## શ્રુતની વ્યાખ્યા

३०. से किं तं सुयं ?

सुयं चउव्विहं पण्णत्तं,तं जहा नामसुयं, ठवणासुयं, दव्वसुयं भावसुयं ।

૩૦. પ્રશ્ન– શ્રુતનું સ્વરૂપ કેવુ છે ?

ઉત્તર– શ્રુતના ચાર પ્રકાર કહ્યાં છે તે આ પ્રમાણે– (૧) નામશ્રુત (૨) સ્થાપનાશ્રુત (૩) દ્રવ્યશ્રુત (૪) ભાવશ્રુત

३१. से किं तं नामसुयं ?
नामसुयं जस्स णं जीवस्स वा जाव सुयत्ति नाम कज्जइ ।

૩૧. પ્રશ્ન- નામશ્રુતનું સ્વરૂપ કેવું છે ?
જે કોઇ જીવ કે અજીવનું યાવત્ 'શ્રુત' એવું નામ રાખવામાં આવે તેને નામશ્રુત કહે છે.

३२. से किं तं ठवणासुयं ?
ठवणासुयं जण्णं कट्ठकम्मे वा जाव ठवणा ठविज्जइ, से तं ठवणासु ।

૩૨. પ્રશ્ન- સ્થાપનાશ્રુતનું સ્વરૂપ કેવું છે ?
ઉત્તર— કાષ્ઠ યાવત્ કોડી આદિમાં 'આ શ્રુત છે' તેવી સ્થાપના, કલ્પના કે આરોપ કરવામાં આવે તે સ્થાપનાશ્રુત છે.

नामठवणाणं को पइविसेसो ?

પ્રશ્ન— નામ અને સ્થાપનામાં શું તફાવત છે ?

नाम आवकहिय, ठवणा इत्तरिया वा होज्जा आवकहिया वा ।

ઉત્તર— નામ યાવત્કથિત હોય છે જ્યારે સ્થાપના ઈત્વરિક અને યાવત્કથિત બન્ને પ્રકારની હોય છે.

३३. से किं तं दव्वसुयं ?
दव्वसुयं दुविहं पण्णत्तं, तं जहा-आगमओ य नो आगमओ य ।

૩૩. પ્રશ્ન— દ્રવ્યશ્રુતનું સ્વરૂપ કેવું છે ?
ઉત્તર- દ્રવ્યશ્રુતના બે પ્રકાર કહ્યાં છે, જેમ કે- (૧) આગમદ્રવ્યશ્રુત (૨) નોઆ-ગમદ્રવ્યશ્રુત.

३४. से किं तं आगमओ दव्वसुयं ?
आगमओ दव्वसुयं जस्स णं सुंएत्ति पयं सिक्खियं ठियं जियं जाव णो अणुप्पेहाए कम्हा ? अणुवओगो दव्वमिति कट्टु, नेगमस्स णं एगो अणु-वउत्तो आगमओ एगं दव्वसुयं जाव कम्हा ? जइ जाणए अणुवउत्ते न भवइ । से तं आगमओ दव्वसुयं ।

૩૪. પ્રશ્ન- આગમદ્રવ્યશ્રુતનુ સ્વરૂપ કેવું છે ?
ઉત્તર- જે સાધુઆદિને 'શ્રુત' આ પદ શિક્ષિત છે, સ્થિત છે, જિત છે યાવત્ અનુપ્રેક્ષાથી રહિત છે તે દ્રવ્યશ્રુત છે કારણ કે અનુપયોગ તે દ્રવ્ય છે નૈગમનયની અપેક્ષાએ એક અનુપયુકત આત્મા એક આગમદ્રવ્યશ્રુત છે યાવત્ જે જ્ઞાયક હોય છે તે અનુપયુકત ન હોઈ શકે. તાત્પર્ય એ છે કે આવશ્યકના વિષયમા વિભિન્ન નયોનું જે મન્તવ્ય પહેલા કહયુ છે તે જ અહીં પણ જાણી લેવુ જોઈએ. તે આગમદ્રવ્યશ્રુતનુ સ્વરૂપ છે.

३५. से किं तं नो आगमओ दव्वसुयं ?
नो आगमओ दव्वसुयं तिविहं पण्णत्तं, तं जहा—जाणयसरीरदव्वसुयं, भवियसरीर–

૩૫ નોઆગમદ્રવ્યશ્રુતનુ સ્વરૂપ કેવું છે?
ઉત્તર- નોઆગમદ્રવ્યશ્રુતના ત્રણ પ્રકાર પ્રરૂપ્યા છે. જેમકે-(૧) જ્ઞાયકશરીરદ્રવ્યશ્રુત

दव्वसुयं, जाणयसरीरभवियसरीरवइरित्तं दव्वसुयं ।

(૨) ભવ્યશરીરદ્રવ્યશ્રુત (૩) જ્ઞાયકશરીર ભવ્યશરીર વ્યતિરિકતદ્રવ્યશ્રુત

३६. से किं तं जाणयसरीरदव्वसुयं ? जाणयसरीरदव्वसुयं सुयत्तिपयत्थाहिगारजाणयस्स जं सरीरय ववगयचुयचावियचत्तदेहं तं चेव पुव्वभणियं भाणियव्वं जाव से तं जाणयसरीरदव्वसुय ।

૩૬. પ્રશ્ન— જ્ઞાયકશરીરદ્રવ્યશ્રુતનુ સ્વરૂપ કેવુ છે? ઉત્તર– શ્રુત શબ્દના અર્થના જ્ઞાતાનુ શરીર જે વ્યપગત, ચ્યુત, ચ્યાવિત, ત્યકત છે– નિર્જીવ થઇ ગયુ છે તે જ્ઞાયકશરીરદ્રવ્યશ્રુત કહેવાય છે એનુ વર્ણન પૂર્વકથિત ૧૭ માં સૂત્ર પ્રમાણે જાણવુ આ જ્ઞાયયકશરીરદ્રવ્યશ્રુતનુ સ્વરૂપ છે

३७. से किं तं भवियसरीरदव्वसुयं ? भवियसरीरदव्वसुयं जे जीवे जोणीजम्मण निक्खंते जहा दव्वावस्सए तहा भाणियव्वं जाव, से तं भवियसरीरदव्वसुयं ।

૩૭. પ્રશ્ન- ભવ્યશરીરદ્રવ્યશ્રુતનુ સ્વરૂપ કેવુ છે? ઉત્તર– ભવ્યશરીરદ્રવ્યશ્રુત આ પ્રમાણે છે– જે જીવ યોનિમાથી સમયપૂર્ણ થતા નીકળ્યો છે ઈત્યાદિ યાવત્ જેમ દ્રવ્યાવશ્યકમા કહ્યુ છે તેમ જાણવુ અર્થાત્ જે અત્યારે શ્રુતશબ્દનો અર્થ જાણતો નથી, ભવિષ્યમા જાણશે તે ભવ્યશરીરદ્રવ્યશ્રુત છે

३८. से किं तं जाणयसरीरभवियसरीरवइरित्तं दव्वसुयं ? जाणयसरीरभवियसरीरवइरित्तं दव्वसुयं पत्तयपोत्थयलिहियं जाणयसरीरभवियसरीरवइरित्तं अहवा दव्वसुयं पंचविहं पण्णत्तं, तं जहा-अंडयं १ वोंडयं २ कीडयं ३ वालय ४ वागयं ५ । (तत्थ) अंडयं हंसगब्भादि वोंडयं कप्पासमाइ । कीडयं पंचविहं पणणतं, तंजहा—पट्टे मलए, अंसुए, चीणंसुए, किमिरागे । वालयं पंचविहं पण्णत्तं, तं जहा-उण्णिए, उट्टिए, मियलोमिए, कोतवे, किटिसे । वागयं सणमाइ । से तं जाणयसरीभवियसरीरवइरित्तं दव्वसुयं । से तं नो आगमओ दव्वसुयं । से तं दव्वसुय ।

૩૮. પ્રશ્ન– જ્ઞાયકશરીર-ભવ્યશરીર દ્રવ્યવ્યતિરિક્ત દ્રવ્યશ્રુતનુ સ્વરૂપ કેવુ છે ? ઉત્તર– તાડપત્રો અથવા પત્રીના સમૂહરૂપ પુસ્તકમાં લખેલુ જે શ્રુત છે તે જ્ઞાયકશરીર ભવ્યશરીર વ્યતિરિક્ત દ્રવ્યશ્રુત છે. 'सुय' પદની સસ્કૃત છાયા 'સૂત્ર'પણ થાય છે માટે શિષ્યની બુદ્ધિની વિશદતા નિમિત્તે સૂત્રકારે 'सुय' ના પ્રકરણમાં સૂત્રની વ્યાખ્યા પણ આપી છે જેમકે— જ્ઞાયકશરીરભવ્ય શરીરવ્યતિરિક્ત દ્રવ્યશ્રુતના પાંચ પ્રકાર પ્રરૂપ્યા છે (૧) અડજ (૨) બોંડજ (૩) કીટજ (૪) બાલજ (૫) વલ્કલ

(૧) હસાદિ–ચતુરિન્દ્રિય જીવ વિશેષની કોથળીમાથી જે સૂત્ર નીકળે તેને અંડજ કહે છે (૨) કપાસ અથવા રૂમાંથી બનાવેલ સૂત્રને બોડજ કહે છે (૩) કીટજ (કીટોથી ઉત્પન્ન સૂત્ર) ના પાચ પ્રકાર છે (૧) પટ્ટ (૨) મલય (૩) અશુક (૪) ચીનાશુક અને

(૫) કૃમિરાગ.
(૪) બાલજના પાંચ પ્રકાર છે.(૧) ઔર્ણિક– ઘેટાદિના વાળમાંથી બનાવેલ સૂત્ર (૨) ઔષ્ટ્રિક– ઊંટના વાળ– માંથી બનાવેલ (૩) મૃગલૌમિક– મૃગના વાળમાંથી બનાવેલ (૪) કૌતવ– ઉંદરની રુવાટીમાથી બનાવેલ (૫) કિટ્ટિસ
(૫) વલ્કલ– શણની છાલમાથી બનાવેલ સૂત્ર આ જ્ઞાયકશરીરભવ્યશરીર વ્યતિરિક્ત દ્રવ્યશ્રુતનું સ્વરૂપ છે. આ નોઆગમદ્રવ્ય શ્રુતનું સ્વરૂપ છે. આમ દ્રવ્યશ્રુતનું વર્ણન સમાપ્ત થયું.

३९. से किं तं भावसुयं ?
भावसुयं दुविहं पण्णत्तं, तं जहा आगमओ य, नोआगमओ य ।

૩૯. પ્રશ્ન— ભાવશ્રુતનું સ્વરૂપ કેવું છે ?
ઉત્તર– ભાવશ્રુતના બે ભેદ પ્રરૂપ્યા છે, જેમકે— (૧) આગમભાવશ્રુત (૨) નોઆગમભાવશ્રુત.

४०. से किं तं आगमओ भावसयं ?
आगमओ भावसुयं जाणए उववत्ते । से तं आगमओ भावसुयं ।

૪૦. પ્રશ્ન— આગમભાવશ્રુતનું સ્વરૂપ કેવું છે ?
ઉત્તર— જે સાધુઆદિ શ્રુતને જ્ઞાતા હોય અને ઉપયોગ યુક્ત હોય તે આગમભાવશ્રુત છે. આ આગમથી ભાવશ્રુતનું લક્ષણ છે.

४१. से किं तं नो आगमओ भावसुयं ?
नोआगमओ भावसुयं दुविहं पण्णत्तं, तं जहा–लोइयं, लोगुत्तरियं च ।

૪૧. નોઆગમભાવશ્રુતનું સ્વરૂપ કેવું છે ?
ઉત્તર— નોઆગમભાવશ્રુતના બે ભેદ છે. (૧) લૌકિક અને (૨) લોકોત્તરિક

४२. से किं तं लोइयं नोआगमओ भावसुयं ?
लोइयं नोआगमओ भावसुयं जं इमं अण्णाणिएहिं मिच्छादिट्ठिएहिं सच्छंद बुद्धिमइविगप्पियं, तं जहा–भारहं रामायणं भीमासुरुक्कं कोडिल्लयं घोड–यमुहं सगडभद्दियाओ कप्पासियं णागसुहुयं कणगसत्तरी वेसियं वइसे–सियं बुद्धसासणं काविलं लोगायइयं सट्ठितंतं माढरं पुराणं वागरणं नाडगाइं, अहवा बावत्तरिकलाओ चत्तारि वेया

૪૨. પ્રશ્ન— લૌકિકનોઆગમભાવશ્રુતનું સ્વરૂપ કેવું છે ?
ઉત્તર— અજ્ઞાની મિથ્યાદષ્ટિ દ્વારા પોતાની સ્વચ્છંદ બુદ્ધિ અને મતિથી રચેલ મહા–ભારત, રામાયણ, ભીમાસુરોક્ત, કૌટિલ્ય–રચિતઅર્થશાસ્ત્ર, ઘોટકમુખ, શટકભદ્રિકા, કાર્પાસિક, નાગસૂક્ષ્મ, કનકસપ્તતિ, કામ–શાસ્ત્ર, વૈશેષિકશાસ્ત્ર, ત્રિપિટક નામક બૌદ્ધ શાસ્ત્ર, કપિલનું સાંખ્યદર્શન, ચાર્વાકદર્શન, ષષ્ઠિતંત્ર, માઠરનિર્મિત્તશાસ્ત્ર, પુરાણ, વ્યાકરણ, દશ્ય અને શ્રાવ્યકાવ્ય, અથવા૭૨

सगोवंगा से तं लोइयं नो आगमओ भासुयं ।

કળાઓના પ્રતિપાદકશાસ્ત્રો અંગ, ઉપાગ સહિત ચાર વેદ, આ બધા લૌકિકનોઆગ-મભાવશ્રુત છે

४३. से किं तं लोउत्तरियं नोआगमओ भावसुयं ?

લોઉत्तरियं नोआगमओ भावसुयं जं इमं अरहंतेहिं भयवंतेहिं उप्पण्णणाणदंसणधरेहिं तीयपच्चुप्पण्णमणागयं जाणएहिं सवण्णूहिं सव्वदरिसीहिं तिलुक्कवहियमहियपूइएहिं अप्पडियहवरनाणदंसणधरेहिं पणीय दुवालसंगं गणिपिडगं, तं जहा-आयारो सूयगडो ठाणं समवाओ विवाहपण्णत्ती नायाधम्मकहाओ, उवासगदसाओ अंतगडदसाओ अणुत्तरोववाइयदसाओ, पण्हावागरणाइं विवागसुयं दिट्ठिवाओय । से तं लोउत्तरियं नोआगमओ भावसुयं । से तं आगमओ भावसुय । से त भावसुयं ।

૪૩. પ્રશ્ન— લોકોત્તરિકનોઆગમભાવશ્રુતનું સ્વરૂપ કેવું છે?

ઉત્તર— લોકોત્તરિકનોઆગમભાવશ્રુત તે છે જે જ્ઞાનાવરણકર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલ કેવળજ્ઞાન અને કેવળદર્શનને ધારણ કરનાર, ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાલિક પદાર્થોને જાણનારા, સર્વજ્ઞ, સર્વદર્શી ત્રણેલોકવર્તી જીવોદ્વારા અવલોકિત, મહિત અર્થાત્ યથાવસ્થિત ગુણોના કીર્તનરૂપ ભાવસ્તવનથી સંસ્તુત, પૂજિત- વંદનરૂપ કાયિક ક્રિયાથી સત્કારિત, અપ્રતિહત જ્ઞાન દર્શનને ધારણ કરનારા, અરિહંત ભગવંતોદ્વારા બારઅંગવાળુ આ જે ગણિપિટક છે જેમકે— (૧) આચારાગ (૨) સૂત્રકૃતાંગ (૩) સ્થાનાંગ (૪) સમવાયાંગ (૫) વિવાહપ્રજ્ઞપ્તિ (૬) જ્ઞાતાધર્મકથા (૭) ઉપાસકદશાંગ (૮) અંતકૃતદશાગ (૯) અનુત્તરોપપાતિક દશાગ (૧૦) પ્રશ્ન વ્યાકરણ (૧૧) વિપાકશ્રુત (૧૨) દૃષ્ટિવાદ સૂત્ર. તે લોકોત્તરિકનોઆગમભાવશ્રુત છે. આ નોઆગમભાવશ્રુતનુ સ્વરૂપ છે. આ ભાવશ્રુતનું વર્ણન પૂર્ણ થયુ.

४४. तस्स णं इमे एगट्ठिया णाणाघोसा णाणावंजणा नामधेज्जा भवंति, तं जहा—

सुयसुत्तगंथसिद्धं, तसासणे आणावयण उवएसे ।
पन्नवण आगमे वि य, एगट्ठा पज्जवा सुत्ते । से तं सुयं ।

૪૪. તે શ્રુતના ઉદાત્તાદિ વિવિધ સ્વરોથી યુક્ત તથા કકારાદિ અનેક વ્યંજનોથી યુક્ત કિન્તુ એકાર્થવાચક (પર્યાયવાચી) નામો આ પ્રમાણે છે— (૧) શ્રુત—ગુરુ સમીપે જેનું શ્રવણ હોય તે (૨) સૂત્ર- અર્થોની સૂચના તે દ્વારા મળતી હોવાથી સૂત્ર (૩) ગ્રંથ- તીર્થંકરરૂપ કલ્પવૃક્ષના વચનરૂપ પુષ્પોનું ગ્રંથન થયેલું હોવાથી (૪) સિદ્ધાંત- પ્રમાણસિદ્ધ અર્થને પ્રગટ કરનાર (૫) શાસન- મિથ્યાત્વાદિથી દૂર રહેવાની શિક્ષા આપે છે માટે શાસન

(૬) આજ્ઞા—મુક્તિમાટે આજ્ઞા કરનાર (૭) વચન—વાણીદ્વારા સ્પષ્ટ કરવામા આવે છે માટે વચન (૮) ઉપદેશ—જીવોને ઉપાદેયમા પ્રવૃત્ત થવાનો તથા હેયથી નિવૃત્ત થવાનો ઉપદેશ આપનાર (૯) પ્રજ્ઞાપના—જીવાદિક સર્વ પદાર્થોના યથાર્થ સ્વરૂપનું પ્રરૂપણ કરનાર, (૧૦) આગમ—આચાર્ય પરંપરાથી આવેલ હોવાનેકારણે આગમ આરીતે શ્રુતનું નિરૂપણ સમાપ્ત થાય છે

## સ્કન્ધની વ્યાખ્યા

४५. से किं तं खंधे ?

૪૫. પ્રશ્ન— સ્કન્ધ ( પુદ્ગલ પરમાણુઓના પિંડ ) નુ સ્વરૂપ કેવુ છે ?

खंधे चउव्विहे पण्णत्ते, तं जहा—नामखंधे ठवणाखंधे दव्वखंधे भावखंधे ।

ઉત્તર— સ્કન્ધના ચાર પ્રકાર પ્રરૂપ્યા છે. તે આપ્રમાણે— (૧) નામસ્કન્ધ (૨) સ્થાપના સ્કન્ધ (૩) દ્રવ્યસ્કન્ધ (૪) ભાવસ્કન્ધ.

४६. नामट्ठवणाओ पुव्वभणियाणुक्कमेण भाणियव्वाओ ।

૪૬. નામસ્કન્ધ અને સ્થાપનાસ્કન્ધનું સ્વરૂપ નામઆવશ્યક અને સ્થાપનાઆવશ્યકની જેમજ સમજી લેવુ જોઈએ.

४७. से किं तं दव्वखंधे ?

૪૭. પ્રશ્ન— દ્રવ્યસ્કન્ધનું સ્વરૂપ કેવું છે ?

दव्वखंधे दुविहे पण्णत्त, तंजहा—आगमओ य नोआगमओ य ।

ઉત્તર— દ્રવ્યસ્કન્ધના બે પ્રકાર પ્રરૂપ્યા છે તે આપ્રમાણે— (૧) આગમદ્રવ્યસ્કન્ધ (૨) નોઆગમદ્રવ્યસ્કન્ધ.

से किं तं आगमओ दव्वखंधे ?

પ્રશ્ન— આગમદ્રવ્યસ્કન્ધનુ સ્વરૂપ કેવું છે ?

आगमओ दव्वखंधे—जस्स णं खंधेत्ति पसिक्खियं, सेसं जहा दव्वावस्सए तहा भाणियव्वं । नवरं खंधाभिलावो जाव ।

ઉત્તર— જે સાધુએ 'સ્કન્ધ' આ પદના અર્થને ગુરુ સમીપે શીખી લીધો છે અને ઉપયોગ સહિત છે તે આગમદ્રવ્યસ્કન્ધ છે. શેષ સર્વ દ્રવ્યઆવશ્યક મુજબ જાણવું. વિશેષતા એટલી છે કે દ્રવ્યસ્કન્ધનુ કથન કરીએ ત્યારે દ્રવ્યાવશ્યકના સ્થાને દ્રવ્ય-સ્કન્ધ કહેવુ

से किं तं जाणयसरीर भवियसरीर वइरित्ते दव्वखंधे ? जाणयसरीरवइरित्ते दव्वखंधे तिविहे पण्णत्ते, तंजहा–सचित्त अचित्त मीसए ।

પ્રશ્ન– જ્ઞાયકશરીર–ભવ્યશરીર વ્યતિરિક્ત દ્રવ્યસ્કન્ધનુ સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– જ્ઞાયકશરીર–ભવ્યશરીર વ્યતિરિક્ત દ્રવ્યસ્કન્ધના ત્રણ પ્રકાર પ્રરૂપ્યા છે. તે આપ્રમાણે– (૧) સચિત્ત (૨) અચિત્ત અને (૩) મિશ્ર

४८. से किं तं सचित्ते दव्वखंधे ?

सचित्ते दव्वखंधे अणेगविहे पण्णत्ते, तं जहा–हयखंधे गयखंधे किन्नरखंधे किंपुरिसखंधे महोरगखंधे गंधव्वखंधे उसभखंधे । से तं सचित्ते दव्वखंधे ।

૪૮ પ્રશ્ન– સચિત્તદ્રવ્યસ્કન્ધનું સ્વરૂપ કેવુ છે ?

ઉત્તર– સચિત્તદ્રવ્યસ્કન્ધના અનેક પ્રકારો પ્રરૂપ્યા છે તે આપ્રમાણે– હયસ્કન્ધ, ગજસ્કન્ધ, કિન્નરસ્કન્ધ, કિંપુરુષસ્કન્ધ, મહોરગસ્કન્ધ, ગંધર્વસ્કન્ધ, વૃષભસ્કન્ધ, જીવનો ગૃહીત શરીરસાથે અમુકરૂપે અભેદ છે, છતા પણ સચિત્તદ્રવ્યસ્કન્ધનો અધિકાર ચાલતો હોવાથી અહી તે તે પર્યાયમાં રહેલા જીવોમાજ પરમાર્થત· સચેતનતા હોવાથી હયાદિ જીવોજ વિવક્ષિત થયા છે તદધિષ્ઠિતશરીરની વિવક્ષા થઇ નથી.

४९. से किं तं अचित्ते दव्वखंधे ?

अचित्ते दव्वखंधे अणेगविहे पण्णत्ते, तं जहा–दुपएसिए तिपएसिए जाव दसपएसिए संखिज्जपएसिए असंखिज्ज-पएसिए अणंतपएसिए । से तं अचित्ते दव्वखंधे ।

૪૯ પ્રશ્ન– અચિત્તદ્રવ્યસ્કન્ધનુ સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– અચિત્તદ્રવ્યસ્કન્ધના અનેક પ્રકાર પ્રરૂપ્યા છે તે આપ્રમાણે– દ્વિપ્રદેશિક (બે પ્રદેશવાળો), ત્રિપ્રદેશિક યાવત્ દસપ્રદેશિક, સંખ્યાતપ્રદેશિક, અસંખ્યાતપ્રદેશિક, અનંતપ્રદેશિક અચિત્તદ્રવ્યસ્કન્ધ આ અચિત્તદ્રવ્યસ્કન્ધનુ સ્વરૂપ છે.

५०. से किं तं मीसए दव्वखंधे ?

मीसए दव्वखंधे अणेगविहे पण्णत्ते, तं जहा–सेणाए अग्गिमे खंधे, सेणाए मज्झिमे खंधे, सेणाए पच्छिमे खंधे, से तं मीसए दव्वखंधे ।

૫૦. પ્રશ્ન– મિશ્રદ્રવ્યસ્કન્ધનુ સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– મિશ્રદ્રવ્યસ્કન્ધના અર્થાત્ સચેતન–અચેતનનુ મિશ્રણ જેમાં હોય તેવા સ્કન્ધના અનેક પ્રકારો કહ્યા છે. તે આપ્રમાણે— સેનાનો અગ્રિમસ્કન્ધ, સેનાનો મધ્યમસ્કન્ધ, સેનાનો અંતિમસ્કન્ધ. આ મિશ્રદ્રવ્યસ્કન્ધનુ સ્વરૂપ છે ( સેનામા હાથી આદિ સચિત્ત હોય છે, શસ્ત્રાદિ અચિત્ત હોય છે, માટે બધાનો સમૂહ મિશ્રસ્કન્ધ કહેવાય છે. )

५१. अहवा जाणयसरीरभवियसरीरवइरित्ते दव्वखंधे तिविहे पण्णते, तं जहा-कसिणखंधे, अकसिणखंधे अणगदवियखंधे ।

૫૧. અથવા જ્ઞાયકશરીર–ભવ્યશરીર વ્યતિરિકત દ્રવ્યસ્કન્ધના ત્રણ પ્રકાર છે. તે આપ્રમાણે– (૧) કૃત્સ્નસ્કન્ધ ( પૂર્ણસ્કન્ધ ) (૨) અકૃત્સ્નસ્કન્ધ ( અપરિપૂર્ણસ્કન્ધ ) અને (૩) અનેકદ્રવ્યસ્કન્ધ.

५२. से किं तं कसिणखंधे ?
कसिणखंधे से चेव हयखंधे, गयखंधे ।
से तं कसिणखंधे ।

૫૨. પ્રશ્ન– કૃત્સ્નસ્કન્ધનુ સ્વરૂપ કેવુ છે ?
ઉત્તર– કૃત્સ્નસ્કન્ધ– જીવ અને જીવાધિષ્ઠિત શરીરાવયવોનો સમુદાય તે હયસ્કન્ધ, ગજસ્કન્ધ આદિ જે પૂર્વે કહ્યાં તે જ કૃત્સ્નસ્કન્ધ છે આ કૃત્સ્નસ્કંધનુ સ્વરૂપ છે.

५३. से किं तं अकसिणखंधे ?
अकसिणखंधे सो चेव दुपएसियाइखंधे जाव अणंतपएसए खंधे । से तं अकसिणखंधे ।

૫૩ પ્રશ્ન– અકૃત્સ્નસ્કંધનુ સ્વરૂપ કેવુ છે ?
ઉત્તર– અકૃત્સ્નસ્કંધ– આપેક્ષિક અપરિપૂર્ણ અચિત્તસ્કન્ધ તે પૂર્વે કહેલ દ્વિપ્રદેશિકસ્કંધ યાવત્ અનંતપ્રદેશિકસ્કન્ધ છે આ અકૃત્સ્નસ્કન્ધનુ વર્ણન છે.

५४. से किं तं अणेगदवियखंधे ?
अणेगदवियखंधे–तस्स चेव देसे अवचिए तस्स चेव देसे उवचिए, से तं अणेगदवियखंधे से तं जाणयसरीरभवियसरीरवइरित्ते दव्वखंधे, से तं नो आगमओ दव्वखंधे, से तं दव्वखंधे ।

૫૪ પ્રશ્ન– અનેકદ્રવ્યસ્કંધનુ સ્વરૂપ કેવુ છે ?
ઉત્તર– એકદેશે અપચિતભાગો– જીવપ્રદેશોથી રહિત કેશ–નખાદિ અને એકદેશે ઉપચિતભાગો એટલે જીવપ્રદેશોથી વ્યાપ્ત પૃષ્ઠ, ઉદરાદિ, કે જે એક વિશિષ્ટ આકારે થઇને તેનો જે દેહરૂપ સમુદાય બને તે અનેકદ્રવ્યસ્કંધ છે આ અનેકદ્રવ્યસ્કંધનુ સ્વરૂપ છે

५५. से किं तं भावखंधे ?
भावखंधे दुविहे पण्णत्ते, तं जहा आगमओ य नोआगमओ य ।

૫૫. પ્રશ્ન– ભાવસ્કંધનુ સ્વરૂપ કેવું છે ?
ઉત્તર– ભાવસ્કંધના બે પ્રકાર પ્રરૂપ્યા છે. તે આપ્રમાણે– (૧) આગમભાવસ્કંધ (૨) નોઆગમભાવસ્કંધ

५६. से किं तं आगमओ भावखंधे ?
आगमओ भावखंधे जाणए उवउत्ते ।
से तं आगमओ भावखंधे ।

૫૬ પ્રશ્ન– આગમભાવસ્કંધનુ સ્વરૂપ કેવુ છે ?
ઉત્તર– આગમભાવસ્કંધ તે ઉપયોગયુકત સ્કંધ શબ્દના અર્થનો જ્ઞાતા છે. આ પ્રકારનું આગમભાવસ્કંધનું સ્વરૂપ છે.

५७. से किं त नोआगमओ भावखंधे ? नोआगमओ भावखंधे एएसिं चेव सामाइयमाइयाणं छण्हं अज्झयणाणं समुदय-समिइसमागमेणं आवस्सयसुयखंधे भाव खंधेत्ति लब्भइ। से तं नोआगमओ भावखंधे, से तं भावखंधे।

૫૭ પ્રશ્ન– નોઆગમભાવસ્કંધનું સ્વરૂપ કેવું છે?

ઉત્તર– પરસ્પર સંબંધિત સામાયિકાદિ છ અધ્યયનોના સમુદાયથી જે આવશ્યક શ્રુતસ્કંધ નિષ્પન્ન થાય છે તે ભાવસ્કંધ છે, અને મુખવસ્ત્રિકા રજોહરણના વ્યાપાર રૂપ ક્રિયાથી યુકત વિવક્ષા કરવાથી તે નોઆગમ-ભાવસ્કંધ કહેવાય છે. આમ ભાવસ્કંધનું વર્ણન પૂર્ણ થયુ.

५८. तस्स णं इमे एगट्ठिया णाणाघोसा णाणावंजणा एगट्ठिया नामधेज्जा भवंति, तं जहा–गणकाए य निकाए, खंधे वग्गे तहेव रासी य। पुंजे पिंडे निगरे, संघाए आउलसमूहे ॥१॥ से तं खंधे।

૫૮. તે 'સ્કંધ'ના વિવિધ ઘોષવાળા તથા વિવિધ વ્યંજનવાળા એકાર્થક (પર્યાયવાચી) નામો પ્રરૂપ્યા છે તે આપ્રમાણે છે– (૧) ગણ-- મલ્લ આદિના ગણની જેમ સ્કંધ પણ અનેક પરમાણુઓના એક સંશ્લિષ્ટ પરિણામરૂપ હોવાથી તેનું નામ ગણ છે. (૨) કાય– પૃથ્વીકાયાદિની જેમ સ્કંધ હોવાથી કાય કહેવાય (૩) નિકાય– ષટ્જીવનિકાયની જેમ આ સ્કંધ નિકાય કહેવાય છે. (૪) સ્કંધ– દ્વિપ્રદેશિકસ્કંધ ની જેમ (૫) વર્ગ– ગોવર્ગની જેમ તે વર્ગ કહેવાય (૬) રાશિ– શાલિધાન્યાદિવત્ તે રાશિ છે (૭) પુંજ– એકત્રિત ધાન્યપુંજની જેમ પુંજ કહેવાય (૮) પિંડ– ગોળાદિના પિંડની જેમ પિંડ છે. (૯) નિકર– ચાંદી આદિના સમૂહની જેમ નિકર છે. (૧૦) સંઘાત– મહોત્સવાદિમા એકત્રિત જનસમુદાયની જેમ સંઘાત છે (૧૧) આકુલ-- આગણમા એકત્રિત જન-સમૂહની જેમ આકુલ છે. (૧૨) સમૂહ– નગરાદિના જનસમૂહની જેમ તે સમૂહ છે. આપ્રમાણે સ્કંધનુ વર્ણન પૂર્ણ થયુ

## આવશ્યકનો અર્થાધિકાર

५९. आवस्सगस्स णं इमे अत्थाहिगारा भवंति, तं जहा सावज्जजोगविरई, उक्कित्तण गुणवओ य पडिवत्ती। खलियस्स

૫૯. આવશ્યકનો અર્થાધિકાર આ પ્રકારે છે. (૧) સાવદ્યયોગ વિરતિ– પ્રથમ અધ્યયન સામાયિકમાં સમ્પૂર્ણ સાવદ્યયોગની વિરતિનું

णिंदणावणचिगिच्छा गुणधारणा चेव ।

પ્રતિપાદન કર્યું છે. (૨) ઉત્કીર્તન– બીજા ચતુર્વિંશતિસ્તવઅધ્યયનમાં ૨૪ તીર્થંકરોની સ્તુતિ કરી છે (૩) ગુણવાનની પ્રતિપતિ— ત્રીજા વંદના અધ્યયનમાં મૂળગુણ-ઉત્તરગુણ સંપન્ન મુનિઓને વંદના કરવારૂપ અર્થાધિકાર છે. (૪) સ્ખલિતનિંદા– પ્રતિક્રમણ નામના ચોથા અધ્યયનમાં મૂળગુણો અને ઉત્તરગુણોથી સ્ખલિત થતાં લાગેલા અતિચારની નિંદા કરવારૂપ અર્થાધિકાર છે (૫) વ્રણચિકિત્સા– કાયોત્સર્ગ નામના પાંચમાં અધ્યયનમાં ચારિત્રરૂપપુરુષને જે અતિચારરૂપ ભાવવ્રણ (ઘા) છે તેની દશ પ્રકારની પ્રાયશ્ચિત્તરૂપ ચિકિત્સા કરવારૂપ અર્થાધિકાર છે. (૬) ગુણધારણા– પ્રત્યાખ્યાન નામના છઠ્ઠા અધ્યયનમા મૂળગુણ-ઉત્તરગુણને અતિચારરહિત ધારણ કરવારૂપ અર્થાધિકાર છે.

६०. आवस्सयस्स एसो पिंडत्थो वण्णिओ समासेणं । एत्तो एक्केक्कं पुण, अज्झयणं कित्तइस्सामि ॥१॥

तं जहा–सामाइयं, चउवीसत्थओ वन्दणयं पडिक्कमणं काउस्सग्गो पच्चक्खाणं । तत्थ पढमं अज्झ–यणं सामाइयं, तस्सणं ।

इमे चत्तारि अणुओगदारा भवंति, तं जहा–उवक्कमे, निक्खेवे, अणुगमें, नये ।

૬૦. આવશ્યકશાસ્ત્રનો આ પ્રકારનો સમુદાયાર્થે— નામાર્થ સંક્ષેપમાં વર્ણવ્યો. હવે એક-એક અધ્યયનનું વર્ણન કરીશ. તે આપ્રમાણે— (૧) સામાયિક (૨) ચતુર્વિંશતિસ્તવ (૩) વંદના (૪) પ્રતિક્રમણ (૫) કાયોત્સર્ગ (૬) પ્રત્યાખ્યાન. તેમાંથી પ્રથમ અધ્યયન 'સામાયિક' ના ચાર અનુયોગદ્વાર થાય છે. તે આપ્રમાણે– (૧) ઉપક્રમ– દૂરની વસ્તુ– ઓનું એવી રીતે પ્રતિપાદન કરવું કે તે નિક્ષેપ યોગ્ય બની જાય (૨) નિક્ષેપ– નામ-સ્થાપનાદિ દ્વારા વિષયનું વ્યવસ્થાપન કરવું અથવા જેનાવડે વસ્તુનું પ્રતિપાદન કરાય (૩) અનુગમ– સૂત્રને અનુકૂળ અર્થ કહેવો (૪) નય– અનંત ધર્માત્મક વસ્તુના એક અંશને મુખ્યરૂપે ગ્રહણ કરનાર બોધ.

६१. से किं तं उवक्कमें ?

उवक्कमे छव्विहे पण्णत्ते, तं जहा णामोवक्कमे ठवणोवक्कमे दव्वोवक्कमे खेत्तोवक्कमे ।

૬૧. પ્રશ્ન– ઉપક્રમનું સ્વરૂપ કેવુ છે ?

ઉત્તર– ઉપક્રમના છ પ્રકાર વર્ણવ્યા છે તે આપ્રમાણે– (૧) નામઉપક્રમ (૨) સ્થાપના

વ્યતિરિક્ત દ્રવ્યોપક્રમનું સ્વરૂપ વર્ણવ્યું. આ રીતેનો આગમદ્રવ્યોપક્રમનું નિરૂપણ કર્યું અને દ્રવ્યોપક્રમનું વર્ણન પણ પૂર્ણ થયું.

६८. से कि तं खेत्तोवक्कमे ?

खेत्तोवक्कमे जण्णं हलकुलियाईहिं खेत्ताइं उवक्कमिज्जंति । से तं खेत्तोवक्कमे ।

૬૮. પ્રશ્ન– ક્ષેત્રોપક્રમનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– હળ અને કુલિક (ખેતરમાંથી તૃણાદિને દૂર કરવા હળ જેવા સાધન) વડે ખેતરને બી વાવવા યોગ્ય બનાવવા અથવા બીજોત્પાદનને અયોગ્ય બનાવવારૂપ જે ઉપક્રમ–પ્રયત્ન તે ક્ષેત્રોપક્રમ છે.

६९. से कि तं कालोवक्कमे ?

कालोवक्कमे जण्णं नालियाईहिं कालस्सोवक्कमणं कीरइ । से तं कालोवक्कमे ।

૬૯. પ્રશ્ન– કાલોપક્રમનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– નાલિકા (તામ્રની ઘટિકા), કીલ આદિ સાધનોવડે કાળનુ યથાવત્ પરિજ્ઞાન થાય તે પરિકર્મકાલોપક્રમ છે અને નક્ષત્રોની ચાલવડે કાળનો નાશ તે વસ્તુવિનાશરૂપ ક્ષેત્રોપક્રમ છે.

७०. से कि तं भावोवक्कमे ?

भावोवक्कमे दुविहे पण्णत्ते, तं जहा आगमओ य नोआगमओ य । आगमओ भावोवक्कमो जाणए उववत्ते । नोआगमओ भावोवक्कमे दुविहे पण्णत्ते, तं जहा पसत्थे, य अपसत्थे य । तत्थ अपसत्थे डोडिणिगणिया अमच्चाईणं । पसत्थे गुरुमाइणं । से तं नोआगमओ भावोवक्कमे । से तं भावोवक्कमे । से तं उवक्कमे ।

૭૦. પ્રશ્ન– ભાવોપક્રમનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– ભાવોપક્રમના બે પ્રકાર કહ્યા છે. તે આ પ્રમાણે– (૧) આગમભાવોપક્રમ (૨) નોઆગમભાવોક્રમ જ્ઞાયક–ઉપક્રમ શબ્દના અર્થનો અથવા ભગવદુક્ત શાસનની પ્રાપ્તિના ઉપાયનો જ્ઞાતા–કોઇપુરૂષ ઉપક્રમમાં/ઉપયોગયુક્ત હોય તે આગમભાવોપક્રમ છે.
નોઆગમભાવોપક્રમના બે પ્રકાર પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે– પ્રશસ્ત અને અપ્રશસ્ત. *

---

* તેમાં અપ્રશસ્ત તે ડોડિણિ–બ્રાહ્મણી, ગણિકા અને અમાત્યાદિનો બીજાના અભિપ્રાય ને જાણવારૂપ ઉપક્રમ છે.

ડોડિણિ બ્રાહ્મણી આદિના અપ્રશસ્તભાવોપક્રમને સમજાવવામાટે અત્રે તેઓની કથા આપવામા આવી છે. તે ત્રણે બધાના અભિપ્રાયને પરિજ્ઞાત કરવાને સમર્થ હતાં. તેઓનો ભાવોપક્રમ સંસારરૂપ ફળનો જનક હોવાથી અપ્રશસ્ત હતો

કોઈ એક ગામમા ડોડિણિ નામની બ્રાહ્મણી રહેતી હતી. તેને ત્રણ પુત્રીઓ હતી. ત્રણે પુત્રીઓના વિવાહ બાદ તેને વિચાર આવ્યો કે ત્રણે જમાઇઓનો અભિપ્રાય-સ્વભાવ જાણી લઈને મારે મારી પુત્રીઓને એવા પ્રકારની શિક્ષા આપવી જોઇએ કે તે શિક્ષાને અનુરૂપ જીવન જીવીને તેઓ પોતાના જીવનને સુખી બનાવી શકે. આ પ્રકારનો વિચાર કરીને તેણે પોતાની ત્રણે પુત્રીઓને બોલાવીને સલાહ આપી—

"આજે જ્યારે તમારા પતિ તમારા શયનખંડમાં આવે ત્યારે તમારે કોઈ કલ્પિતદોષ બતાવીને તેમના મસ્તકપર લાતો મારવી, ત્યારે પ્રતિકારરૂપે તેઓ તમને જે કંઈ કહે, અથવા જે કંઇ કરે, તે મને સવારમાં કહેવાનું છે

તે ત્રણે પુત્રીઓએ માતાની સલાહ પ્રમાણે જ કર્યું— તેઓ પોતપોતાના પતિની પ્રતીક્ષા કરવા લાગી. સૌથી મોટી પુત્રીનો પતિ જ્યારે શયનખંડમા આવ્યો, ત્યારે તેણે તેનાપર કોઇદોષનુ આરોપણ કરીને તેના મસ્તકપર એક લગાવી દીધી. લાત ખાતાની સાથે જ તેના પતિએ તેનો પગ પકડીને તેને આપ્રમાણે કહ્યુ– "પ્રિયે! પથ્થરથી પણ કઠોર એવા મારા મસ્તકપર તમે કેતકીના પુષ્પસમાન કોમળ પગવડે જે લાત મારી છે તેને લીધે તમારો નાજુકચરણ દુખવા માડચો હશે." આ પ્રમાણે કહી તેણે તેના તે પગને દાબવા માંડ્યો, બીજે દિવસે મોટી પુત્રીએ સમસ્તવાત માતાને કહી સભળાવી. તે સાભળી ડોડિણિ-બ્રહ્મણીને ઘણોજ આનંદ થયો. જમાઈના આવા વર્તન થી તે તેના સ્વભાવને સમજી ગઈ. તેણે મોટી પુત્રીને આ પ્રમાણે સલાહ આપી "તું તારા ઘરમાં જે કરવા ધારે તે કરી શકીશ, કારણ કે તારા પતિના આ વ્યવહારથી એવું લાગે છે કે તે તારી આજ્ઞાને આધીન રહેશે.

બીજી પુત્રીએ પણ પતિની સાથે એવોજ વર્તાવ કર્યો– જેવો તે શયનખંડમા પ્રવેશ્યો કે તરતજ કોઇ દોષનુ આરોપણ કરીને તેણે તેના મસ્તકપર એક લાત લગાવી દીધી. ત્યારે તેના પતિને થોડો રોષ ઉપજ્યો. તેણે પોતાનો રોષ માત્ર શબ્દદ્વારા પ્રગટ કર્યો– "મારી સાથે તે જે વર્તાવ કર્યો છે, તે કુળવધૂઓને યોગ્ય વર્તાવ ન ગણાય તારે અવુ કરવુ જોઇએ નહીં" આ પ્રમાણે કહીને તે શાત થઈ ગયો પ્રાતકાળે બીજી પુત્રીએ પણ આ બધીવાત માતાને સભળાવી માતાએ સતોષ પામી તેને આ પ્રમાણે કહ્યુ –"બેટી! તુ પણ તારા ઘરમાં તારી ઈચ્છા પ્રમાણે વર્તાવ કરી શકે છે તારા પતિનો સ્વભાવ એવો છે કે તે ગમે તેટલો રુષ્ટ થયો હોય તો પણ ક્ષણમાત્રમાં તુષ્ટ થઇ જાય એવો છે"

ત્રીજી પુત્રીએ પણ કોઈ દોષનું આરોપણ કરીને તેના પતિના મસ્તકપર લાત લગાવી દીધી ત્યારે તેના ક્રોધનો પારો પણ ઘણો ઉંચો ચડી ગયો, તેની આંખો ક્રોધથી લાલ થઇ ગઈ અને તેણે તેને આ પ્રમાણે કહ્યુ – "અરે નીચ! કુલકન્યાએ ન કરવા યોગ્ય આ પ્રકારનું કાર્ય તે શામાટે કર્યું ? આ પ્રમાણે કહી તેણે તેને મારીમારીને ઘરમાથી ધક્કો મારી બહાર કાઢી મૂકી ત્યારે તે પુત્રી તેની માતા પાસે ગઈ અને સર્વ હકીકત કહી સંભળાવી પુત્રીની વાતદ્વારા બ્રાહ્મણીને ત્રીજી પુત્રીના પતિના સ્વભાવનો ખ્યાલ આવી ગયો તુરત જ તે પુત્રીના પતિ પાસે ગઈ અને મીઠી વાણીદ્વારા તેના ક્રોધને શાંત પાડવાનો પ્રયત્ન કરવા લાગી તેણે તેને આ પ્રમાણે કહ્યું— જમાઈરાજ! અમારા કુળમા સુહાગરાતે પ્રથમ સમાગમ વખતે પતિના મસ્તકપર ચરણપ્રહાર કરવાનો આચાર ચાલ્યો આવે છે તે કારણે મારી પુત્રીએ તમારી સાથે એવો વ્યવહાર કર્યો છે, દુષ્ટતાને કારણે એવું કર્યું નથી, માટે આપે ક્રોધ છોડી તેના વર્તનમાટે તેને માફી આપવી જોઇએ સાસુના વચનથી તેનો ગુસ્સો ઉતરી ગયો

कालोवक्कमे भावोवक्कमे । नामठवणाओ गयाओ ।

ઉપક્રમ (૩) દ્રવ્યઉપક્રમ (૪) ક્ષેત્રઉપક્રમ (૫) કાળઉપક્રમ અને (૬) ભાવઉપક્રમ. નામઉપક્રમ અને સ્થાપનાઉપક્રમનું સ્વરૂપ નામ અને સ્થાપનાઆવશ્યક મુજબ જાણવું.

से किं तं दव्वोवक्कमे ?

પ્રશ્ન– દ્રવ્યઉપક્રમનું સ્વરૂપ કેવું છે ?

दव्वोवक्क मे दुविहे पण्णत्ते, तं जहा आगमओ य नो आगमो य जाव जाण-यसरीभवियसरीर वइरित्ते दव्वोवक्कमे तिविहे पण्णत्ते तं जहा–सचित्ते अचिते मीसए ।

ઉત્તર– દ્રવ્યઉપક્રમના બે પ્રકાર વર્ણવ્યા છે. તે આપ્રમાણે— આગમદ્રવ્યઉપક્રમ અને નોઆગમદ્રવ્યઉપક્રમ ઈત્યાદિ પૂર્વવત્ જાણવું યાવત્ જ્ઞાયકશરીર–ભવ્યશરીર વ્યતિરિક્ત દ્રવ્યઉપક્રમના ત્રણ પ્રકાર પ્રરૂપ્યા છે. તે આપ્રમાણે– (૧) સચિત્તદ્રવ્યઉપક્રમ (૨) અચિત્તદ્રવ્યઉપક્રમ અને (૩) મિશ્ર–દ્રવ્યઉપક્રમ.

६२. से किं तं सचित्ते दव्वोवक्कमे ?

સચિત્તે दव्वोवक्कमे तिविहे पण्णत्ते, तं जहा–दुपए चउप्पए अपए । एक्कि पुण दुविहे पण्णत्ते तं जहा–परिक्कमे य वत्थुविणासे य ।

૬૨. પ્રશ્ન– સચિત્તદ્રવ્યઉપક્રમનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– સચિત્તદ્રવ્યઉપક્રમના ત્રણ પ્રકાર પ્રરૂપ્યા છે, તે આ પ્રમાણે– દ્વિપદ-મનુષ્યાદિ દ્રવ્યોનો ઉપક્રમ (૨) ચતુષ્પદ–ચારપગવાળા પશુઆદિ દ્રવ્યોનો ઉપક્રમ (૩) અપદ–પગ નથી તેવા એકેન્દ્રિય વૃક્ષાદિ દ્રવ્યોનો ઉપક્રમ તે પ્રત્યેક ઉપક્રમના પણ બબ્બે પ્રકાર છે, તે આ પ્રમાણે– (૧) પરિકર્મ–દ્રવ્યઉપક્રમ– શક્તિવર્ધક પદાર્થના સેવનથી બળાદિની વૃદ્ધિ થાય તેવુ આયોજન કરવું (૨) વસ્તુવિનાશદ્રવ્યઉપક્રમ– ઉપાય વિશેષ-દ્વારા વસ્તુવિનાશ કરવારૂપ આયોજન કરવુ.

६३. से किं तं दुपए उवक्कमे ?

दुपए उवक्कमे नडाणं नच्चगाणं जल्लाणं मल्लाणं मुट्ठियाणं वेलवगाण कहगाणं पवगाणं लासगाणं आइक्खगाणं लंखाणं मंखाणं तूणइल्लाणं तुंबवीणियाणं काव–डियाणं मागहाणं । से तं दुपए उवक्कमे ।

૬૩. પ્રશ્ન– દ્વિપદદ્રવ્યોપક્રમનુ સ્વરૂપ કેવુ છે ?

ઉત્તર– દ્વિપદદ્રવ્યોપક્રમ તે નટો, નર્તકો, જલ્લો ( દોરડા ઉપર ખેલ કરનાર ), મલ્લો, મૌષ્ટિકો (મુષ્ટિઓનો પ્રહાર કરનાર મલ્લો), વિદૂષકો, કથાકારો, પ્લવકો–નદીને પાર કરવાની ક્રિયામા અભ્યસ્ત, ભાંડો–રાસલીલા કરનાર, આખ્યાયકો (શુભાશુભ બતાવનાર), લંખો–મોટા વાંસપર આરોહણ કરનાર,

મંખો–ચિત્રપટાદિને હાથમાં રાખી ભીખ માંગનારા, તૂણિકો–તંતુવાદ્યો વગાડનાર, તુબવીણિકો–તુંબડીની વીણા વગાડનારા, કાવડીયાઓ તથા માગધો–મંગળપાઠકો આદિનો શરીરવર્ધક અને વિનાશ કરવારૂપ જે ઉપક્રમ–આયોજન છે તે દ્વિપદદ્રવ્યોપક્રમ છે.

६४. से किं तं चउप्पए उवक्कमे ?

चउप्पए उवक्कमे चउप्पयाणं आसाणं हत्थीणं हत्थीणं इच्चाइ । से तं चउप्पए उवक्कमे ।

૬૪. પ્રશ્ન– ચતુષ્પદોપક્રમનું સ્વરૂપ કેવુ છે ?

ઉત્તર– ચોપગા-અશ્વ, હાથી આદિ પશુઓને સારીચાલ ચાલવાની શિક્ષા દેવારૂપ તથા તલવારાદિથી વિનાશરૂપ ઉપક્રમને ચતુષ્પદોપક્રમ કહે છે.

६५. से किं तं अपए उवक्कमे ?

अपए उवक्कमे अपयाणं अंवाणं अ-वाड-गाणं इच्चाइ । से त अपओवक्कमे । से तं सचित्तदव्वोवक्कमे ।

૬૫. પ્રશ્ન– અપદદ્રવ્યોપક્રમનું સ્વરૂપ કેવુ છે ?

ઉત્તર– આમ્ર, આમ્રતકવૃક્ષ અને તેના ફળની વૃદ્ધિ અને વિનાશ સંબંધી ઉપક્રમને અપદઉપક્રમ કહે છે. આ પ્રમાણે સચિત્ત–દ્રવ્યોપક્રમનું વર્ણન પૂર્ણ થયું.

६६. से किं तं अचित्तदव्वोवक्कमे ?

अचित्तदव्वोवक्कमे खंडाईणं गुडाईणं मच्छंडीणं से तं अचित्तदव्वोवक्कमे ।

૬૬. પ્રશ્ન– અચિત્તદ્રવ્યોપક્રમનું સ્વરૂપ કેવુ

ઉત્તર– ખાંડ, ગોળ, રાબાદિ પદાર્થોમાં મધુરતાની વૃદ્ધિ કરવારૂપ અને પદાર્થનો સર્વથા વિનાશ કરવારૂપ જે ઉપક્રમ છે તે અચિત્તદ્રવ્યોપક્રમ છે.

६७. से किं तं मीसए दव्वोवक्कमे ?

मीसए दव्वोवक्कमे से चेव थासग आयं सगाइमडिए आसाइ । से तं मीसए दव्वोक्कमे । से तं जाणयसरीर भवि-यरीर वइरित्ते दव्वोवक्कमे । से तं नोआगमओ दव्वोवक्कमे । से तं दव्वोवक्कमे ।

૬૭. પ્રશ્ન– મિશ્રદ્રવ્યેપક્રમનુ સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– સ્થાસક–અશ્વને શણગારવાનું આભૂષણ, દર્પણ–બળદને શણગારવાનું આભૂષણઆદિથી આભૂષિત અશ્વાદિને શિક્ષણ આપવારૂપ અથવા નાશ કરવારૂપ જે ઉપક્રમ છે તે મિશ્રદ્રવ્યોપક્રમ છે. (અશ્વ–આદિ સચિત્ત અને આભૂષણો અચિત્ત હોવાથી તે ઉપક્રમ મિશ્રદ્રવ્યોપક્રમ કહેવાય છે.) આ રીતે જ્ઞાયકશરીર–ભવ્યશરીર

ત્યારબાદ ડોડિણિ–બ્રાહ્મણીએ ત્રીજી પુત્રીને સલાહ આપી કે "બેટી! તારા પતિ દુરારાધ્ય છે, માટે તારે તેમની આજ્ઞાનુ બરાબર પાલન કરવું અને ખૂબજ સાવધાનીપૂર્વક તેમની સેવા કરવી.

આ રીતે બ્રાહ્મણીએ જમાઈઓના અભિપ્રાયને ઉપર દર્શાવેલી યુક્તિવડે જાણી લીધા.

હવે પરનો ભાવ જાણવાને સમર્થ એવી વિલાસવતીનામક ગણિકાનુ દ્રષ્ટાંત આપે છેઃ— એક નગરમા કોઈએક ગણિકા રહેતી હતી. તે ૬૪ કળાઓમાં નિપુણ હતી તેણે પરનો અભિપ્રાય જાણવા આ પ્રકારની પદ્ધતિ અપનાવી હતી તેણે પોતાના રતિભવનની ભીંતોપર જુદાજુદા પ્રકારની ક્રિયાઓ કરતા વિવિધજાતિના પુરૂષોના ચિત્રો દોરાવ્યાં હતાં. જે પુરૂષ ત્યાં આવતો, તે પોતાના જાતિયોચિત ચિત્રનુ નિરીક્ષણ કરવામા તન્મય થઇ જતો તેના આ પ્રકારના વર્તનથી તેની જાતિ, સ્વભાવ, રુચિ આદિને વિલાસવતી સમજી જતી હતી અને તે પુરૂષની સાથે તેની જાતિરુચિને યોગ્ય વર્તાવ બતાવીને તેને સત્કારાદિદ્વારા ખુશખુશ કરી નાખતી. તેના વર્તાવ આદિથી ખુશ થઇને તેને ત્યાં જનાર પુરૂષો ખૂબ ધન આપીને સંતોષ પ્રગટ કરતાં

અમાત્ય કેવી રીતે પરના અભિપ્રાયને જાણી લેતો તેનું દ્રષ્ટાંત આપે છે— કોઈ એક નગરમાં ભદ્રબાહુરાજા રાજ્ય કરતો હતો. તેને સુશીલ નામે અમાત્ય હતો. તે પરના અભિપ્રાયને જાણવામાં નિપુણ હતો. એક દિવસ રાજા અમાત્યસાથે અશ્વક્રિડા કરવા નગર બહાર ગયો. ચાલતાં–ચાલતાં માર્ગમાં કોઈ એક પડતર પ્રદેશપર ઉભા રહી ઘોડાએ લઘુશંકા કરી તે મૂત્ર સૂકાઈ ન જતા ત્યા જમીનપરજ એમને એમ પડ્યુ રહ્યુ રાજા અને અમાત્ય તેજ રસ્તેથી થોડીવાર પછી પાછા ફર્યા. તે પડતર જમીનપર ઘોડાના મૂત્રને વિના સૂકાયેલું જોઇને રાજાના મનમાં વિચાર આવ્યો– જો આ જગ્યાએ તળાવ ખોદાવવામા આવે, તો તે તળાવ કાયમ અગાધજળથી ભરપૂર રહેશે. તેનુ પાણી સૂકાશે નહીં. આ પ્રકારનો વિચાર કરતો–કરતો રાજા ભૂમિભાગ તરફ ઘણીવાર સુધી તાકી રહ્યો. ત્યારબાદ રાજા અમાત્ય સાથે રાજમહેલ તરફ ચાલ્યો ગયો.

તે ચતુર અમાત્ય રાજાના મનોગત ભાવને બરાબર સમજી ગયો તેણે રાજાને પૂછ્યા વિનાજ તે જગ્યાએ એક વિશાળતલાવ ખોદાવ્યુ. અને તેના કિનારે વિવિધ પ્રકારનાં અને વિવિધઋતુઓના ફળ–ફૂલથી સંપન્નવૃક્ષો રોપાવી દીધા. ત્યારબાદ રાજા ફરી કોઈવાર અમાત્ય સાથે તેજ રસ્તેથી ફરવા નીકળ્યો. પેલી જગ્યાએ વૃક્ષોના ઝુંડોથી સુશોભિત જળાશયને જોઈ રાજાએ અમાત્યને પૂછ્યું– અરે! આ રમણીય જળાશય કોણે બંધાવ્યું છે? અમાત્યે જવાબ આપ્યો— મહારાજ! આપેજ બંધાવ્યુ છે. ત્યારે રાજાને આશ્ચર્ય થયું અને અમાત્યને કહ્યું—"આ જળાશય શું મે બધાવ્યુ છે? જળાશય બંધાવવાનો કોઈ આદેશ કર્યાનું મને યાદ નથી." અમાત્યે ખુલાશો કર્યો કે— "મહારાજ! ઘણા સમય સુધી મૂત્રને સૂકાયા વિનાનુ જોઈને આપે અહીં જળાશય બંધાવવાનો વિચાર કરેલ. આપના આ મનોગત વિચારને મે, તમે જે દષ્ટિથી મૂત્રને નિરખી રહ્યાં હતાં તે દષ્ટિદ્વારા જાણી અહીં જળાશય બંધાવ્યુ છે. પરના ચિત્તને સમજવાની અમાત્યની શક્તિ જોઈ રાજા ઘણો હર્ષિત થયો અને તેની પ્રશંસા કરવા લાગ્યો.

આ ત્રણે ભાવોપક્રમના દ્રષ્ટાંતો છે. આ ભાવોપક્રમમાં સંસારરૂપ ફલજનકતાનો સદ્ભાવ હોવાથી તેમને અપ્રશસ્ત કહેવામાં આવેલ છે.

એ ઉપક્રમ સંસારરૂપ ફળના જનક હોવાથી અપ્રશસ્તભાવોપક્રમ છે. અને ગુરુઆદિના અભિપ્રાયને યથાર્થરૂપે જાણીલેવું તે પ્રશસ્તભાવોપક્રમ છે. આ નોઆગમભાવોપક્રમનું સ્વરૂપ સમજવું. આ ભાવોપક્રમનું નિરૂપણ થયું. ઉપક્રમના સમસ્ત ભેદોનું વર્ણન અહીં પૂર્ણ થાય છે.

७१. अहवा-उवक्कमे छव्विहे पण्णत्ते, तंजहा-आणुपुव्वी, नामं, पणामं, वत्तव्वया, अत्थाहिगारे, समोयारे ।

૭૧. અહીંઆ સુધી લૌકિક દૃષ્ટિએ ઉપક્રમનું સ્વરૂપ નિરૂપણ કર્યું. હવે શાસ્ત્રીય પદ્ધતિએ નિરૂપણ કરાય છે- અથવા ઉક્રપમના છ પ્રકારો પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે- (૧) આનુપૂર્વી (૨) નામ (૩) પ્રમાણ (૪) વકતવ્યતા (૫) અર્થાધિકાર અને (૬) સમવતાર.



# આનુપૂર્વીનિરૂપણ.

७२. से किं तं आणुपुव्वी ?
आणुपुव्वी दसविहा पण्णत्ता, तंजहा नामाणुपुव्वी ठवणाणुपुव्वी, दव्वाणुपुव्वी, खेत्ताणुपुव्वी, कालाणुपुव्वी, उक्कित्तणाणुपुव्वी, गणणाणुपुव्वी, संठाणाणुपुव्वी, समायारीआणुपुव्वी भावाणुपुव्वी ।

૭૨. પ્રશ્ન- આનુપૂર્વીનું સ્વરૂપ કેવું છે?

ઉત્તર- આનુપૂર્વી-અનુક્રમ-એક ની પાછળ બીજુ ,એવી પરિપાટી તેના દશપ્રકાર પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે- (૧) નામાનુપૂર્વી (૨) સ્થાપનાનુપૂર્વી (૩) દ્રવ્યાનુપૂર્વી (૪) ક્ષેત્રાનુપૂર્વી (૫) કાળાનુપૂર્વી (૬) ઉત્કીર્તનાનુપૂર્વી (૭) ગણનાનુપૂર્વી (૮) સંસ્થાનુપૂર્વી (૯) સમાચાર્યાનુપૂર્વી અને (૧૦) ભાવાનુપૂર્વી

७३. नाम ठवणाओ गयाओ ।

૭૩. નામાનુપૂર્વી અને સ્થાપનાનુપૂર્વીનુ સ્વરૂપ નામાવશ્યક અને સ્થાપનાવશ્યક પ્રમાણે સમજવુ.

से किं तं दव्वाणुपुव्वी ?

પ્રશ્ન- દ્રવ્યાનુપૂર્વીનું સ્વરૂપ કેવું છે?

दव्वाणुपुव्वी दुविहा पण्णत्ता, तंजहा-आगमओ य नोआगमओ य ।

ઉત્તર- દ્રવ્યાનુપૂર્વીના બે પ્રકાર પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે- (૧) આગમદ્રવ્યાનુપૂર્વી (૨) નોઆગમદ્રવ્યાનુપૂર્વી.

से किं तं आगमओ दव्वाणुपुव्वी ? जस्स णं आणुपुव्वित्ति पयं सिक्खियं ठियं जियं मियं परिजियं जाव नो अणुप्पेहाए, कम्हा ? अणुवओगो दव्वमिति कट्टु । णेगमस्स णं एगो अणुवउत्तो आगमओ एगा दव्वाणुपुव्वी जाव कम्हा ? जइ जाणए अणुवउत्ते न भवइ जइ अणुवउत्ते जाणए न भवइ तम्हा णत्थि आगमओ दव्वाणुपुव्वी । से तं आगमओ दव्वाणुपुव्वी ।

પ્રશ્ન– આગમદ્રવ્યાનુપૂર્વીનુ સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– જે સાધુઆદિએ 'આનુપૂર્વી' પદના વાચ્યાર્થને શીખી લીધો છે, તે સ્થિત કર્યો છે, તેના "સ્વર-વ્યંજન" આદિની સંખ્યાનું પરિમાણ જાણી લીધુ છે, સર્વ પ્રકારે, ચારે તરફથી પરાવર્તિત કરી લીધુ છે યાવત્ જે અનુપ્રેક્ષાથી રહિત છે તે દ્રવ્યાનુપૂર્વી છે કારણકે અનુપયોગને દ્રવ્ય કહ્યુ છે. નૈગમ-નયની અપેક્ષાએ એક અનુપયુકતઆત્મા એક દ્રવ્યાનુપૂર્વી છે. અનેક અનુપયુકત આત્મા અનેક દ્રવ્યાનુપૂર્વી છે, ઇત્યાદિ નય સબંધી મન્તવ્ય આવશ્યકની જેમ સમજવુ યાવત્ જે જ્ઞાયક હોય છે તે અનુપયુકત સભવી ન શકે અને જે અનુપયુકત હોય છે તે જ્ઞાયક ન થઇ શકે. તેથી આગમદ્રવ્યાનુ-પૂર્વી અવસ્તુ છે આ આગમદ્રવ્યાનુપૂર્વીનું સ્વરૂપ છે.

से किं त नो आगमओ दव्वाणुपुव्वी ?

नो आगमओ दव्वाणुपुव्वी तिविहा पण्णत्ता, तं जहा–जाणयसरीरदव्वाणुपुव्वी, भवियसरीरदव्वाणुपुव्वी, जाणयसरीरभवियसरीरवइरित्ता दव्वाणुपुव्वी ।

પ્રશ્ન–નોઆગમદ્રવ્યાનુપૂર્વીનુ સ્વરૂપ કેવુ છે ?

ઉત્તર– નોઆગમદ્રવ્યાનુપર્વીના ત્રણ પ્રકાર પ્રરૂપ્યા છે, તે આ પ્રમાણે– (૧) જ્ઞાયકશ-રીરદ્રવ્યાનુપૂર્વી (૨) ભવ્યશરીરદ્રવ્યાનુપ્વીં (૩) જ્ઞાયક– ભવ્ય– શરીરવ્યતિરિકતદ્રવ્યા-નુપૂર્વી.

से किं तं जाणयसरीरदव्वाणुपुव्वी ?

जाणयसरीरदव्वाणुपुव्वी आणुपुव्वी पयत्थाहिगारजाणयस्स जं सरीरयं ववगयचुयचावियचत्तदेहं सेसं जहा दव्वावस्सए जाव से तं जाणयसरीरदव्वाणुपुव्वी ।

પ્રશ્ન–જ્ઞાયકશરીરદ્રવ્યાનુપૂર્વીનું સ્વરૂપ કેવું છે?

ઉત્તર– જ્ઞાયકશરીરદ્રવ્યાનુપુર્વી તે 'આનુ-પૂર્વી' આ પદના અર્થાધિકારને જાણનાર સાધુનું વ્યપગત, ચ્યુત, ચ્યાવિત, ત્યકત જે નિર્જીવ શરીર તે શેષ સર્વ દ્રવ્યાવશ્યક મુજબ જાણવું યાવત્ આ જ્ઞાયક શરીરદ્ર-વ્યાનુપૂર્વીનું સ્વરૂપ છે.

से किं तं भवियसरीरदव्वाणुपुव्वी ?

भवियसरीरदव्वाणुपुव्वी जे जीवे जोणीजम्मणणिक्खंते सेसं जहा दव्वावस्सए जाव से तं भवियसरीदव्वाणुपुव्वी ।

પ્રશ્ન–ભવ્યશરીરદ્રવ્યાનુપૂર્વીનુ સ્વરૂપ કેવું છે?

ઉત્તર– જે જીવ સમય પૂર્ણ થતાં યોનિમાંથી બહાર આવેલ છે, ભવિષ્યમાં ‘આનુપૂર્વી’ પદના અર્થાધિકારને જાણવાનો છે તે ભવ્યશરીરનોઆગમદ્રવ્યાનુપૂર્વી છે શેષ સર્વ દ્રવ્યાવશ્યક પ્રમાણે જાણવું. આપ્રમાણે ભવ્યશરીરદ્રવ્યાનુપૂર્વીનું સ્વરૂપ છે.

से किं तं जाणयसरीरभविय-सरीरवइरित्ता दव्वाणुपुव्वी ?

પ્રશ્ન– જ્ઞાયક શરીર–ભવ્યશરીર વ્યતિરિક્ત દ્રવ્યાનુપૂર્વીનું સ્વરૂપ કેવું છે ?

जाणय सरीरभवियसरीरवइरित्ता दव्वाणुपुव्वी दुविहा पण्णत्ता, तं जहा– ओवणिहिया य अणोवणिहिया य । तत्थ णं जा सा ओवणिहिया सा ठप्पा । तत्थ णं जा सा अणोवणिहिया सा दुविहा पण्णत्ता, तं जहा–नेगमववहाराणं, संगहस्स य ।

ઉત્તર– જ્ઞાયકશરીર–ભવ્યશરીર વ્યતિરિક્ત દ્રવ્યાનુપૂર્વીના બે પ્રકાર પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે– (૧) ઔપનિધિકી (ઉપનિધિ–વિવક્ષિત) પદાર્થને વ્યવસ્થાપિત કરી દીધા પછી તેની પાસે પૂર્વાનુપૂર્વી આદિના ક્રમથી અન્ય પદાર્થ રાખવા, તે જે આનુપૂર્વીનું પ્રયોજન છે તે, દ્રવ્યાનુપૂર્વી અને (૨) અનૌપનિધિકી (અનુપનિધિ–પૂર્વાનુપૂર્વી) આદિના ક્રમ પ્રમાણે જ્યાં પદાર્થની સ્થાપના કરવામા આવતી નથી, તેમાંથી જે ઔપ-નિધિકી આનુપૂર્વી છે તે સ્થાપ્ય છે એટલે એનું નિરૂપણ અત્યારે કરતું નથી– પછી કરવામાં આવશે.અનૌપનિધિકીદ્રવ્યાનુપૂર્વીના બે પ્રકાર છે. તે આ પ્રમાણે– (૧) નૈગમનય અને વ્યવહારનયસમંત તથા (૨) સંગ્રહ–નયસમત.

७४. से किं तं नेगमववहाराणं अणोवणि–हिया दव्वाणुपुव्वी ?

૭૪. પ્રશ્ન– નૈગમનય અને વ્યવહારનયને માન્ય અનૌપનિધિકીદ્રવ્યાનુપૂર્વીનું સ્વરૂપ કેવું છે?

नेगमववहाराणं अणोवणिहिया दव्वाणुपुव्वी पंचविहा पण्णत्ता, त जहा–अट्ठपयपरूवणया, भंगसमुक्कि–त्तणया, भंगोवदंसणया, समोयारे, अणुगमे ।

ઉત્તર– નૈગમનય–વ્યવહારનયને માન્ય દ્રવ્યાનુપૂર્વીના પાંચ પ્રકાર કહ્યા છે તે આ પ્રમાણે–(૧) અર્થપદપ્રરૂપણા (૨) ભંગસ–મુત્કીર્તનતા (૩) ભગોપદર્શનતા (૪) સમવતાર (૫) અનુગમ.

७५. से किं तं नेगमववहाराणं अट्ठपय-परूवणया ?

नेगमववहाराणं अट्ठपय-परूवणया-तिपएसिए आणुपुव्वी, चउ-प्पएसिए आणुपुव्वी जाव दसपएसिए आणुपुव्वी, संखेज्जपएसिए आणुपुव्वी, असंखिज्जपएसिए आणुपुव्वी, अणंत-पएसिए आणुपुव्वी, परमाणुपोग्गले अणाणुपुव्वी, दुपएसिए अवत्तव्वए, तिपएसिया आणुपुव्वीओ जाव अणंत-पएसियाओ आणुपुव्वीओ, परमाणु-पोग्गला अणाणुपुव्वीओ, दुपएसियाइं अवत्तव्वयाइं । से तं णेगमववहाराणं अट्ठपयपरूवणया ।

७५. પ્રશ્ન- નૈગમ-વ્યવહારનયસમ્મત અર્થપદ પ્રરૂપણા-ત્ર્યણુકસ્કન્ધ આદિરૂપ અર્થને વિષય કરનાર અર્થપદની પ્રરૂપણાનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર- ત્રણ પ્રદેશવાળો ત્ર્યણુકસ્કન્ધ આનુપૂર્વી છે. ચતુષ્પ્રદેશિકસ્કન્ધ આનુપૂર્વી છે, યાવત્ દશપ્રદેશિક, સંખ્યાતપ્રદેશિક, અસંખ્યાત પ્રદેશિકસ્કંધ આનુપૂર્વી છે, અને અનંતપ્રદેશિકસ્કંધ આનુપૂર્વી છે પણ પુદ્ગલપરમાણુ અનાનુપૂર્વી રૂપ છે. કેમકે એક પરમાણુમાં ક્રમ સંભવિત નથી. દ્વિપ્રદેશિકસ્કન્ધ અવકતવ્ય છે કેમકે દ્વિપ્રદેશિક સ્કંધમાં અન્યોન્ય પૂર્વ પશ્ચાત્ ભાવ હોવાથી તેને અનાનુપૂર્વી તરીકે ન કહી શકાય અને મધ્યભાગ ન હોવાને કારણે સમ્પર્ણ ગણનાનુક્રમ ( આ આદિ, આ મધ્ય, આ અન્ત છે, એવો અનુક્રમ ) સંભવતો ન હોવાથી આનુપર્વી પણ ન કહી શકાય. ઘણા ત્રિપ્રદેશિકસ્કન્ધો આનુપૂર્વીઓરૂપ છે યાવત્ ઘણા અનંતપ્રદેશિકસ્કન્ધો આનુપૂર્વીઓ છે પુદ્ગલપરમાણુઓ અનાનુપૂર્વીઓ છે. ઘણા દ્વિપ્રદેશિકસ્કન્ધો અવકતવ્યો છે. આ પ્રકારનું નૈગમ-વ્યવહારનયસંમત અર્થપદપ્રરૂપણાનું સ્વરૂપ છે.

७६. एयाए णं नेगमववहाराणं अट्ठपयपरूवणयाए किं पओयणं ?

एयाए णं नेगमववहाराणं अट्ठपयपरूवणयाए भंगसमुक्कित्तणया कज्जइ ।

७६. પ્રશ્ન-આ નૈગમ-વ્યવહારનય સંમત અર્થપદ પ્રરૂપણાદ્વારા કયું પ્રયોજન સિદ્ધ થાય છે ?

ઉત્તર- નૈગમ-વ્યવહારનયસમંત અર્થપદ પ્રરૂપણાવડે ભંગસમુત્કીર્તન કરાય છે- ભંગોનું પ્રરૂપણ કરાય છે. તાત્પર્ય- અર્થપદ પ્રરૂપણામાં આનુપૂર્વી, અનાનુપૂર્વી અને અવકતવ્ય સંજ્ઞાઓ નક્કી કરવામાં આવીછે. આ સંજ્ઞાઓ નક્કી થયા પછી જ ભંગોનું કથન થઇ શકે છે.

७७. से किं तं नेगमववहाराणं भंगसमुक्कित्तणया ?

नेगमववहाराणं भगसमुक्कित्तणया अत्थि आणुपुव्वी १, अत्थि अणाणुपुव्वी २, अत्थि अवत्तव्वए ३, अत्थि आणुपुव्वीओ १, अत्थि अणाणुपुव्वीओ २, अत्थि अवत्तव्वयाइं ३, । अहवा-अत्थि आणुपुव्वी य अणाणुपुव्वी य १ । अहवा-अत्थि आणुपुव्वीय अणाणुपुव्वीओ २ । अहवा अत्थि आणुपुव्वीओ य अणाणुपुव्वीओ य ३ । अहवा अत्थि आणुपुव्वीओ य अणाणुपुव्वीओ य ४ । अहवा-अत्थि आणुपुव्वी य अवत्तव्वए य । १ । अहवा-अत्थि आणुपुव्वीओ य अवत्तव्वयाइं य २ । अहवा-अत्थि आणुपुव्वीओ य अवत्तव्वए य ३ । अहवा-अत्थि आणुपुव्वीओ य अवत्तव्वयाइं य ४ । अहवा-अत्थि अणाणुपुव्वी य अवत्तव्वए य १ । अहवा अत्थि अणाणुपुव्वी य अवत्तयाइं य २ । अहवा-अत्थि अणाणुपुव्वीओ य अवत्तव्वए य ३ । अहवा-अत्थि अणाणुपुव्वीओ य अवत्तव्वयाइं य ४ । अहवा-अत्थि आणुपुव्वी य अणाणुपुव्वी य अवत्तव्वए य १ । अहवा-अत्थि आणुपुव्वी य अणाणुपुव्वी य अवत्तयाइं य २ । अहवा-अत्थि आणुपुव्वी य अणाणुपुव्वीओ य अवत्तव्वए य ३ । अहवा-अत्थि आणुपुव्वी य अणाणुपुव्वीओ य अवत्तव्वयाइं य ४ । अहवा-अत्थि आणुपुव्वीओ य अणाणुपुव्वी य अवत्तव्वए य ५ । अहवा-अत्थि आणुपुव्वीओ य अणाणुपुव्वी य अवत्तव्वयाइं

૭૭. પ્રશ્ન– નૈગમ-વ્યવહારનયસંમત ભંગસમુત્કીર્તનનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– નૈગમ-વ્યવહારનય સંમત ભંગસમુત્કીર્તન આ પ્રકારે છે. અસંયોગી ભેદ-૬. તેમા એક વચનાંત ૩ છે. જેમકે— (૧) આનુપૂર્વી છે. (૨) અનાનુપૂર્વી છે. (૩) અવકતવ્યક છે, બહુવચનાન્ત ૩ છે. જેમકે– (૧) આનુપૂર્વીઓ છે (૨) અનાનુપૂર્વીઓ છે. (૩) અવકતવ્યો છે. દ્વિસંયોગથી નિષ્પન્ન ભેદ ૧૨ છે. તેમાં પ્રથમ ચતુર્ભંગી (૧) આનુપૂર્વી–અનાનુપૂર્વી છે. (૨) આનુપૂર્વી-અનાનુપૂર્વીઓ છે. (૩) આનુપૂર્વીઓ-અનાનુપૂર્વી છે. (૪) આનુપૂર્વીઓ–અનાનુપૂર્વીઓ છે. દ્વિતીયચતુર્ભંગી– (૧) આનુપૂર્વી-અવકતવ્ય છે. (૨) આનુપૂર્વી–અવકતવ્યકો છે. (૩) આનુપૂર્વીઓ-અવકતવ્યક છે. (૪) આનુપૂર્વીઓ–અવકતવ્યકો છે. તૃતીયચતુર્ભંગી– (૧) અનાનુપૂર્વી–અવકતવ્યક છે. (૨) અનાનુપૂર્વી–અવકતવ્યકો છે. (૩) અનાનુપૂર્વીઓ–અવકતવ્યક છે. (૪) અનાનુપૂર્વીઓ–અવકતવ્યકો છે. ત્રણેયના સંયોગથી આઠ ભંગ થાય છે, યથા— (૧) આનુપૂર્વી–અનાનુપૂર્વી–અવકતવ્યક છે (૨) આનુપૂર્વી અનાનુપૂર્વી અવકતવ્યો છે (૩) આનુપૂર્વી-અનાનુપૂર્વીઓ–અવકતવ્યક છે. (૪) આનુપર્વી–અનાનુપૂર્વીઓ-અવકતવ્યો છે. (૫) આનુપૂર્વીઓ–અનાનુપૂર્વી અવકતવ્યક છે (૬) આનુપૂર્વીઓ–અનાનુપૂર્વી–અવકતવ્ય છે. (૭) આનુપૂર્વીઓ–અનાનુપૂર્વીઓ–અવકતવ્યો છે (૮) આનુપૂર્વીઓ–અનાનુપૂર્વીઓ–અવકતવ્યકો છે. આમ સર્વ મળી ૨૬ભંગો છે. તે નૈગમ-વ્યવહારનય સંમત ભંગસમુત્કીર્તનતાનું સ્વરૂપ છે.

य ६ । अहवा–अत्थि आणुपुव्वीओ य अणाणुपुव्वीओ य अवत्तव्वए य ७। अहवा–अत्थिआणुपुव्वीओ य अणाणु–पुव्वीओ य अवत्तव्वयाइं ८। एए अट्ठ भंगा। एवं सव्वे वि छव्वीसं भंगा। से तं नेगमववहाराणं भंगसमु–क्कित्तणया।

७८. एयाएणं नेगमववहाराणं भंगसमुक्कि–त्तणयाए किं पयोयणं ?

एयाएणं नेगमववहाराणं भंग–समुक्कित्तणयाए भंगोवदंसणया कीरइ।

७८. પ્રશ્ન– આ નૈગમ–વ્યવહારનયસંમત ભંગસમુત્કીર્તનતાનું શું પ્રયોજન છે ?

ઉત્તર– નૈગમ–વ્યવહારનયસંમતભંગ-સમુત્કીર્તનતાવડે ભંગોપદર્શન-ભંગોનું કથન કરાય છે અર્થાત્ ભંગસમુત્કીર્ત્તનમાં ભંગસૂત્ર કહેવામા આવેલ છે અને ભંગોપદર્શનતામાં તેનો ત્ર્યણુકઆદિ વાચ્યાર્થ કહેવામાં આવશે.

७९. से किं तं नेगमववहाराणं भंगोवदंसणया?

नेगमववहाराणं भंगोवदंसणया–तिपएसिए आणुपुव्वी १, परमाणु–पोग्गले अणाणुपुव्वी २, दुप्पएसिए अवत्तव्वए ३। अहवा तिपएसिया आणुपुव्वीओ १, परमाणुपोग्गला अणाणुपुव्वीओ २, दुप्पएसिया अव–त्तव्वयाइं ३।

अहवा तिपएसिए १ य परमा–णुपुग्गले २ य आणुपुव्वी ३ य अणाणुपुव्वी ४ य चउभंगो। अहवा–तिप्पएसिए १ य दुप्पएसिए य आणुपुव्वी य अवत्तव्वए य चउभंगो ८। अहवा परमाणुपोग्गले य दुप्प–एसिए य अणाणुपुव्वी य अवत्तव्वए य चउभंगो १२। अहवा तिप्पएसिए य परमाणुपोग्गले य दुप्पएसिए य

७९. પ્રશ્ન– નૈગમ-વ્યવહારનયસંમત ભંગોપદર્શનતાનું સ્વરૂપ કેવુ છે ?

ઉત્તર– નૈગમ–વ્યવહારનયસંમત ભંગોપદર્શનતાનું સ્વરૂપ નીચે પ્રમાણે છે— (૧) ત્રણ પ્રદેશવાળા સ્કંધરૂપ અર્થ–પદાર્થને આનુપૂર્વી કહે છે. (૨) પરમાણુપુદ્ગલ અનાનુપૂર્વી છે. (૩) દ્વિપ્રદેશિક સ્કંધ અવકતવ્ય છે અથવા (૧) ત્રિપ્રદેશિકસ્કન્ધો અનાનુપૂર્વીઓ છે. (૨) પુદ્ગલપરમાણુઓ અનાનુપૂર્વીઓરૂપ છે. (૩) દ્વિપ્રદેશિકસ્કન્ધો અવક્તવ્યો છે આ અસંયોગે ૬ ભાંગાના અર્થ થયા. દ્વિસંયોગે ૧૨ ભાંગા થાય છે. તેમાં એક ત્રિપ્રદેશિકસ્કંધ એક આનુપૂર્વીરૂપ અને એક પુદ્ગલપરમાણુ એક અનાનુપૂર્વીના વાચ્યાર્થરૂપ વિવક્ષિત થયા છે આ પ્રથમ ચતુર્ભંગીનો પ્રથમ ભંગ છે, તે પ્રમાણે ચાર ભંગ સમજવા અથવા ત્રિપ્રદેશિક એક સ્કંધ એક આનુપૂર્વીરૂપ અને દ્વિપ્રદેશિક એક સ્કંધ એક અવકતવ્યકના વાચ્યાર્થરૂપ વિવક્ષિત

आणुपुव्वी य अणाणुपुव्वीय अवत्तव्वए य १ । अहवा तिप्पएसिए य परमाणु-पोग्गले य दुप्पएसिया य आणुपुव्वी य अणाणुपुव्वी य अवत्तव्वयाइं च २ । अहवा तिप्पएसिए य परमाणुपुग्गला य दुप्पएसिए य आणुपुव्वी य अणा-णुपुव्वीओ य अवत्तव्वए य ३ । अहवा तिप्पएसिए य परमाणुपोग्गला य दुप्पएसिया य आणुपुव्वी य अणाणुपु-व्वीओ य अवत्तव्वयाइं च ४ । अहवा तिप्पएसिया य परमाणुपोग्गले य दुप्पएसिए य आणुपुव्वीओ य अणा-णुपुव्वी य अवत्तव्वए य ५ । अहवा तिप्पएसिया य परमाणुपोग्गले य दुप्पएसिया य आणुपुव्वीओ य अणा-णुपुव्वी य अवत्तव्वयाइं च ६ । अहवा-तिप्पएसिया य परमाणुपोग्गला य दुप-एसिए य आणुपुव्वीओ य अणाणु-पुव्वीओ य अवत्तव्वए य ७ । अहवा-तिप्पएसिया य परमाणुपोग्गला य दुप्पएसिया य आणुपुव्वीओ य अणा-णुपुव्वीओ य अवत्तव्वयाइं च ८ । से तं नेगमववहाराणं भंगोवदंसणया ।

થાય છે. આ પ્રમાણે દ્વિતીય ચતુર્ભંગી અથવા એક પુદ્ગલપરમાણુ એક અનાનુપૂર્વી અને એક દ્વિપ્રદેશિકસ્કન્ધ એક અવકત-વ્યકના વાચ્યાર્થરૂપ વિવક્ષિત થાય છે આ પ્રમાણે તૃતીય ચતુર્ભંગી આમ દ્વિસંયોગે ૧૨ ભાંગા અથવા [૧] ત્રિપ્રદેશિક, પુદ્ગ-લપરમાણુ, દ્વિપ્રદેશિક અનુક્રમે આનુપૂર્વી, અનાનુપૂર્વી અને અવકતવ્યકના વાચ્યાર્થ-રૂપ વિવક્ષિત છે [૨] ત્રિપ્રદેશિક, પુદ્ગલ-પરમાણુ, દ્વિપ્રદેશિકો, આનુપૂર્વી, અનાનુ-પૂર્વી અને અવક્તવ્યોના વાચ્યાર્થ છે. (૩) ત્રિપ્રદેશિક. પુદ્ગલપરમાણુઓ, દ્વિપ્રદેશિક, આનુપૂર્વી, અનાનુપૂર્વીઓ અને અવકત-વ્યકના વાચ્યાર્થ છે. (૪) ત્રિપ્રદેશિક, પુદ્ગલપરમાણુઓ, દ્વિપ્રદેશિકો, આનુપૂર્વી, અનાનુપૂર્વીઓ અવકતવ્યોના વાચ્યાર્થ છે. (૫) ત્રિપ્રદેશિકો, પુદ્ગલપરમાણુ, દ્વિપ્રદે-શિક, આનુપૂર્વીઓ, અનાનુપૂર્વી, અવકત-વ્યકના વાચ્યાર્થ છે (૬) ત્રિપ્રદેશિકો, પુદ્ગલપરમાણુ, દ્વિપ્રદેશિકો, આનુપૂર્વીઓ, અનાનુપૂર્વી, અવકતવ્યોના વાચ્યાર્થ છે. (૭) ત્રિપ્રદેશિકો, પુદ્ગલપરમાણુઓ, દ્વિપ્રદેશિક, આનુપૂર્વીઓ, અનાનુપૂર્વીઓ અને અવકતવ્યકના વાચ્યાર્થ છે. (૮) ત્રિપ્રદેશિકો, પુદ્ગલપરમાણુઓ, દ્વિપ્રદે-શિકો, આનુપૂર્વીઓ, અનાનુપૂર્વીઓ અને અવકતવ્યોના વાચ્યાર્થ છે આ રીતે નૈગમ-વ્યવહારનયસંમત ભંગોપદર્શનતાનુ વર્ણન પૂર્ણ થયુ.

८०. से किं तं समोयारे ? समोयारे–नेगम-ववहाराणं आणुपुव्वीदव्वाइं कहिं समोयरंति ? किं आणुपुव्वीदव्वेहिं समोयरंति ? अणाणुपुव्वीदव्वेहिं समो-यरंति ? अवत्तव्वयदव्वेहिं समोयरंति ?

૮૦ પ્રશ્ન– આનુપૂર્વીઆદિ દ્રવ્યોના સમા-વેશને સમવતાર કહે છે. તેઓનો અંતર્ભાવ સ્વસ્થાનમા કે પરસ્થાનમા થાય છે, તેવા ચિંતનનો જે ઉત્તર તે સમવતાર. તેનું સ્વરૂપ કેવુ છે ? નૈગમ-વ્યવહારનયસંમત આનુ-પૂર્વીદ્રવ્યોનો કયાં સમાવેશ થાય છે ? શું

આનુપૂર્વીદ્રવ્યોમાં સમાવેશ થાય છે કે અનાનુપૂર્વીદ્રવ્યોમા સમાવેશ થાય છે કે અવકતવ્યદ્રવ્યોમાં સમાવેશ થાય છે ?

नेगमववहाराणं आणुपुव्वीदव्वाइं आणुपुव्वीदव्वेहिं समोयरंति नो अणापुव्वीदव्वेहिं समोयरंति णो अवत्तव्वयदव्वेहिं समोयरंति ।

ઉત્તર— નૈગમ અને વ્યવહારસંમત આનુપૂર્વીદ્રવ્યોનો આનુપૂર્વીદ્રવ્યોમાં સમાવેશ થાય છે. અનાનુપૂર્વીદ્રવ્યોમા સમાવેશ થતો નથી. અવકતવ્યદ્રવ્યોમા પણ સમાવેશ થતો નથી.

नेगमववहाराणं अणाणुपुव्वीदव्वाइं कहिं समोयरंति ? किं आणुपुव्वीदव्वेहिं समोयरंति ? अणाणुपुव्वीदव्वेहिं समोयरंति ? अवत्तव्वयदव्वेहिं समोयरंति ?

પ્રશ્ન— નૈગમ-વ્યવહારનયસંમત અનાનુપૂર્વીદ્રવ્યોનો કયાં સમાવેશ થાય છે? શું તેઓ આનુપૂર્વીદ્રવ્યોમા સમાવિષ્ટ થાય છે કે અનાનુપૂર્વીદ્રવ્યોમાં સમાવિષ્ટ થાય છે કે અવકતવ્યદ્રવ્યોમાં સમાવિષ્ટ થાય છે?

नो आणुपुव्वीदव्वेहिं समोयरंति अणाणुपुव्वीदव्वेहिं समोयरंति, नो अवत्तव्वयदव्वेहिं समोयरंति ।

ઉત્તર— તેઓ આનુપૂર્વીદ્રવ્યોમા સમાવિષ્ટ થતા નથી. અનાનુપૂર્વીદ્રવ્યોમાં સમાવિષ્ટ થાય છે. અવકતવ્યદ્રવ્યોમાં પણ સમાવિષ્ટ થતા નથી.

नेगमववहाराणं अवत्तव्वयदव्वाइं कहिं समोयरंति ? किं आणुपुव्वीदव्वेहिं समोयरंति ? अणाणुपुव्वीदव्वेहिं समोयरंति ? अवत्तव्वयदव्वेहिं समोयरंति ?

પ્રશ્ન— નૈગમ-વ્યવહારનયસંમત અવકતવ્યદ્રવ્યોનો કયાં સમાવેશ થાય છે ? શુ તેઓ આનુપૂર્વીદ્રવ્યોમાં સમાવિષ્ટ થાય છે કે અનાનુપૂર્વીદ્રવ્યોમા સમાવિષ્ટ થાય છે કે અવકતવ્યદ્રવ્યોમા સમાવિષ્ટ થાય છે ?

नो आणुपुव्वीदव्वेहिं समोयरंति, णो अणाणुपुव्वीदव्वेहिं समोयरंति अवत्तव्वयदव्वेहिं समोयरंति । से तं समोयारे ।

ઉત્તર— તેઓ આનુપૂર્વીદ્રવ્યોમા સમાવિષ્ટ થતાં નથી, અનાનુપૂર્વીદ્રવ્યોમાં સમાવિષ્ટ થતાં નથી, અવકતવ્યકદ્રવ્યોમા સમાવિષ્ટ થાય છે આ પ્રમાણે સમવતારનું વર્ણન પૂર્ણ થયું.

८१. से किं तं अणुगमे ? अणुगमे नवविहे पण्णत्ते

૮૧. પ્રશ્ન— અનુગમ-સૂત્રનુ અનુરૂપ વ્યાખ્યાન કરવું તેનું સ્વરૂપ કેવું છે ?

तं जहा संतपयपरूणया १ दव्वप्पमाणं २ च खित्त ३ फुसणा य ४ । कालो य५ अंतरं ६ भाग ७ भाव ८ अप्पावहुं चेव९ ॥१॥ से तं अणुगमे ।

ઉત્તર— અનુગમ નવ પ્રકારનો છે. તે આપ્રમાણે-(૧) સત્પદપ્રરૂપણુતા-આનુપૂર્વી-આદિપદો વિદ્યમાન પદાર્થ વિષયક છે અથવા અવિદ્યમાન અર્થ વિષયક છે, એવી પ્રરૂપણા. (૨) દ્રવ્યપ્રમાણ-સંખ્યા (૩) ક્ષેત્ર વિવક્ષિત દ્રવ્ય ( આનુપૂર્વી આદિ ) કેટલા ક્ષેત્રમાં રહે છે. (૪) સ્પર્શન-આનુપૂર્વીઆદિદ્રવ્યો કેટલા આકાશપ્રદેશોને સ્પર્શ કરે છે. (૫) કાળ-દ્રવ્યની સ્થિતિનો વિચાર. (૬) અન્તર-વિરહકાળ (૭) ભાગ-આનુપૂર્વીઆદિ દ્રવ્યો બીજા દ્રવ્યોના કેટલા ભાગમાં રહે છે. (૮) ભાવ-વિવક્ષિત આનુપૂર્વીઆદિ દ્રવ્યો કયા ભાવમાં છે. (૯) અલ્પબહુત્વ-ન્યૂનાધિકતા.

८२. नेगमववहाराणं आणुपुव्वीदव्वाइं किं अत्थि नत्थि ?

णियमा अत्थि ।

नेगमववहाराणं. अणाणुपुव्वी-दव्वाइं किं अत्थि णत्थि ?

णियमा अत्थि ।

नेगमववहाराणं अवत्तव्वगदव्वाइं किं अत्थि णत्थि ?

णियमा अत्थि ।

૮૨. પ્રશ્ન– નૈગમ-વ્યવહારનયની અપેક્ષાએ આનુપૂર્વીદ્રવ્યો છે કે નથી ?

ઉત્તર– અવશ્ય છે.

પ્રશ્ન— નૈગમ-વ્યવહારનયસંમત અનાનુપૂર્વીદ્રવ્યો છે કે નથી ?

ઉત્તર— અવશ્ય છે.

પ્રશ્ન— નૈગમ- વ્યવહારનયસંમત અવક્તવ્યદ્રવ્યો છે કે નથી ?

ઉત્તર— અવશ્ય છે.

આ સત્પદપ્રરૂપણારૂપ પ્રથમ ભેદ છે.

८३. नेगमववहाराणं आणुपुव्वीदव्वाइं किं संखिज्जाइं असंखिज्जाइं अणंताइं ?

नो संखिज्जाइं नो असंखिज्जाइं अणंताइं । एवं अणाणुपुव्वीदव्वाइं अवत्तव्वगदव्वाइं च अणंताइं भाणियव्वाइं ।

૮૩. પ્રશ્ન– નૈગમ-વ્યવહારનયની અપેક્ષાએ આનુપૂર્વીદ્રવ્યો શું સંખ્યાત છે ? અસંખ્યાત છે ? અથવા અનંત છે ?

ઉત્તર– સંખ્યાત નથી, અસંખ્યાત નથી પરંતુ અનંત છે. આ પ્રમાણે અનાનુપૂર્વી દ્રવ્યો અને અવક્તવ્યદ્રવ્યો પણ અનંત જાણવા. આ દ્રવ્યપ્રમાણ નામનો દ્વિતીય ભંગ છે.

८४. नेगमववहाराणं आणुपुव्वी दव्वाइं लोगस्स किं संखिज्जइभागे होज्जा, असंखिज्जइभागे होज्जा, संखेज्जेसु भागेसु होज्जा, असंखेज्जेसु भागेसु होज्जा, सव्वलोए होज्जा ?

८४. પ્રશ્ન— નૈગમ-વ્યવહારનયસંમત આનુપૂર્વીદ્રવ્યો શુ લોકના સંખ્યાતમા ભાગમાં અવગાઢ છે? અસંખ્યાતમા ભાગમાં અવગાઢ છે? કે સંખ્યાતભાગોમાં અવગાઢ છે કે અસંખ્યાત ભાગોમાં અવગાઢ છે? કે સમસ્ત લોકમાં અવગાઢ છે?

एगं दव्वं पडुच्च संखेज्जइभागे वा होज्जा, असंखेज्जइभागे वा होज्जा संखेज्जेसु भागेसु वा होज्जा, असंखिज्जेसु भागेसु वा होज्जा, सव्वलोए वा होज्जा। णाणादव्वाइं पडुच्च नियमा सव्वलोए होज्जा।

ઉત્તર—એક આનુપૂર્વી દ્રવ્યની અપેક્ષાએ તે લોકના સંખ્યાતમાં ભાગમા અવગાઢ હોય છે કોઈ લોકના અસંખ્યાતમાં ભાગમા—અવગાઢ હોય છે. સંખ્યાત ભાગોમાં અવગાઢ હોય છે અસંખ્યાત ભાગોમાં અવગાઢ હોય છે અથવા સમસ્ત લોકમા અવગાઢ હોય છે અનેક આનુપૂર્વીદ્રવ્યોની અપેક્ષાએ તે સમસ્ત લોકમા અવગાઢ છે.

नेगमववहाराणं अणाणुपुव्वीदव्वाइ किं लोयस्स संखिज्जइभागे होज्जा जाव सव्वलोए वा होज्जा ?

પ્રશ્ન— નૈગમ-વ્યવહારનયસંમત અનાનુપૂર્વીદ્રવ્યો શુ લોકના સંખ્યાત ભાગમા અવગાઢ છે યાવત્ સમસ્ત લોકમા અવગાઢ છે?

एगं दव्वं पडुच्च नो संखेज्जइ भागे होज्जा असंखिज्जइभागे होज्जा नो संखेज्जेसु भागेसु होज्जा नो असंखेज्जेसु भागेसु होज्जा नो सव्वलोए होज्जा। एवं अवत्तव्वगदव्वाइं भाणियव्वाइं।

ઉત્તર—એક અનાનુપૂર્વીદ્રવ્યની અપેક્ષાએ તે લોકના સંખ્યાતમા ભાગમાં અવગાઢ નથી. અસખ્યાતમાં ભાગમાં અવગાઢ છે,સખ્યાત ભાગોમાં અવગાઢ નથી, અસખ્યાત ભાગોમા કે સમસ્ત લોકમા અવગાઢ નથી. અનેક અનાનુપૂર્વીદ્રવ્યો નિયમથી સમસ્ત લોકમાં અવગાઢ છે. આ પ્રમાણે જ અવકતવ્ય દ્રવ્યના વિષયમા સમજવુ

८५. नेगमववहाराणं आणुपुव्वीदव्वाइं लोगस्स किं संखेज्जइभागं फुसंति ? असंखेज्जइभागं फुसंति ? संखेज्जे भागे फुसंति ? असंखेज्जे भागे फुसंति ? सव्वलोगं फुसंति ?।

८५ પ્રશ્ન- નૈગમ-વ્યવહારનયની અપેક્ષાએ આનુપૂર્વીદ્રવ્યો શુ લોકના સંખ્યાતમા ભાગને સ્પર્શે છે? અસંખ્યાતમા ભાગને સ્પર્શે છે? સંખ્યાતમા ભાગોને સ્પર્શે છે, અસખ્યાતમા ભાગોને સ્પર્શે છે? કે સમસ્ત લોકને સ્પર્શે છે?

एगं दव्वं पडुच्च लोगस्स संखेज्जइभागं वा फुसइ जाव सव्वलोगं वा फुसइ । णाणादव्वाइं पडुच्च नियमा सव्वलोगं फुसंति ।

ઉત્તર– એક-એક આનુપૂર્વીદ્રવ્ય લોકના સંખ્યાતમા ભાગને સ્પર્શે છે યાવત્ સમસ્ત લોકને સ્પર્શે છે, અનેક આનુપૂર્વીદ્રવ્યો નિયમથી સમસ્ત લોકને સ્પર્શે છે.

णेगमववहाराणं अणाणुपुव्वीदव्वाइं लोयस्स किं संखिज्जइभागं फुसंति जाव सव्वलोगं फुसंति ?

પ્રશ્ન– નૈગમ-વ્યવહારનયની અપેક્ષાએ અનાનુપૂર્વી દ્રવ્યો શું લોકના સંખ્યાતમા ભાગને સ્પર્શે છે યાવત્ સમસ્ત લોકને સ્પર્શે છે ?

एगं दव्वं पडुच्च नो संखिज्जइ भागं फुसइ, असंखिज्जइ भागं फुसइ नो संखिज्जे भागे फुसइ, नो असंखिज्जे भागे फुसइ, नो सव्वलोयं फुसइ । नाणादव्वाइं पडुच्च नियमा सव्वलोयं । फुसंति एवं अवत्तव्वगदव्वाइं भाणियव्वाइं ।

ઉત્તર– એક-એક અનાનુપૂર્વી દ્રવ્યની અપેક્ષાએ લોકના સંખ્યાતમા ભાગને સ્પર્શતું નથી પણ અસંખ્યાતમા ભાગને સ્પર્શે છે, સંખ્યાત ભાગોને, અસંખ્યાત ભાગોને કે સર્વલોકને સ્પર્શતું નથી. અનેક અનાનુપૂર્વી દ્રવ્યોની અપેક્ષાએ તે નિશ્ચયથી સમસ્તલોકને સ્પર્શે છે. અવકતવ્યદ્રવ્યોની સ્પર્શના પણ આજ પ્રમાણે સમજવી જોઇએ.

८६. णेगमववहाराणं आणुपुव्वी दव्वाइं कालओ केवच्चिरं होइ ?

૮૬. પ્રશ્ન– નૈગમ-વ્યવહારનયસંમત આનુપૂર્વીદ્રવ્યો કાળની અપેક્ષાએ કેટલા કાળ સુધી રહે છે ?

एगं दव्वं पडुच्च जहण्णेणं एगं समयं उक्कोसेणं असंखेज्ज कालं, णाणादव्वाइं पडुच्च णियमा सव्वद्धा । अणाणुपुव्वी दव्वाइं अवत्तव्वग दव्वाइं च एवंचेव भाणियव्वाइं ।

ઉત્તર– એક આનુપૂર્વીદ્રવ્ય જઘન્ય એક સમય સુધી અને ઉત્કૃષ્ટ અસંખ્યાત કાળ સુધી તે સ્વરૂપે રહે છે. વિવિધ આનુપૂર્વીદ્રવ્યોની અપેક્ષાએ નિશ્ચયથી સર્વકાળમાં હોય છે, અર્થાત્ લોક આનુપૂર્વી દ્રવ્યોથી કોઇ પણ સમયે શૂન્ય હોતો નથી. અનાનુપૂર્વી અને અવકતવ્ય દ્રવ્યોની સ્થિતિ પણ ઉપર પ્રમાણે એટલે જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અસંખ્યાત કાલની સમજવી.

८७. णेगमववहाराणं आणुपुव्वीदव्वाणं अंतरं कालओ केवच्चिरं होइ ?

૮૭. પ્રશ્ન— નૈગમ – વ્યવહારનયસમત આનુપૂર્વી દ્રવ્યનું વ્યવધાન–વિરહકાળ કાળની અપેક્ષાએ કેટલું હોય છે ?

एगं दव्वं पडुच्च जहन्नेणं एगं समयं उक्कोसणं अणत कालं, नाणा- दव्वाइं पडुच्च णत्थि अंतरं ।

ઉત્તર– એક આનુપૂર્વી દ્રવ્યની અપેક્ષાએ જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અનંતકાળનું અંતર હોય છે. વિવિધ દ્રવ્યોની અપેક્ષાએ વિરહકાળ થતો નથી.

णेगमववहाराणं अणाणुपुव्वीद- व्वाणं अंतरं कालओ केवच्चिरं होइ ?

પ્રશ્ન– નૈગમ–વ્યવહારનયસંમત અનાનુપૂર્વી દ્રવ્યનું કાળની અપેક્ષાએ અંતર કેટલું હોય છે ?

एगं दव्वं पडुच्च जहण्णेणं एगं समयं उक्कोसेणं असंखेज्जं कालं, नाणादव्वाइं पडुच्च णत्थि अंतर ।

ઉત્તર— એક અનાનુપૂર્વી દ્રવ્યની અપેક્ષાએ અંતરકાળ જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અસંખ્યાત કાળનો છે. વિવિધ અનાનુપૂર્વી દ્રવ્યોની અપેક્ષાએ અ તર નથી.

णेगमववहाराणं अवत्तगदव्वाणं अंतरं कालओ केवच्चिर होइ ?

પ્રશ્ન– નૈગમ–વ્યવહારનયસંમત અવકતવ્યદ્રવ્યોનો કાળાપેક્ષયા અંતર કાળ કેટલો છે ?

एगं दव्वं पडुच्च जहन्नेणं एगं समयं उक्कोसेणं अणतं कालं, नाणा- दव्वाइं पडुच्च णत्थि अंतरं ।

ઉત્તર– એક અવકતવ્યદ્રવ્યની અપેક્ષાઓ જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અનંતકાળનું અંતર છે. વિવિધ દ્રવ્યની અપેક્ષાએ અ તર નથી.

८८. णेगमववहाणं आणुपुव्वीदव्वाइ सेसद- व्वाणं कइभागे होज्जा ? किं संखिज्ज- इभागे होज्जा ? असंखिज्जइभागे होज्जा ? संखेज्जेसु भागेसु होज्जा ? असंखेज्जेसु भागेसु होज्जा ?

८८. પ્રશ્ન– નૈગમ–વ્યવહારનયસંમત આનુપૂર્વીદ્રવ્યો શેષ દ્રવ્યોના કેટલામાં ભાગમા છે ? શુ સ ખ્યાત ભાગમા છે કે અસ ખ્યાત ભાગમાં છે કે સ ખ્યાત ભાગોમાં છે કે અસ ખ્યાત ભાગોમા છે ?

नो संखेज्जइभागे होज्जा, नो असंखिज्जइभागे होज्जा नो संखेज्जेसु भागेसु होज्जा, नियमा असंखेज्जेसु भागेसु होज्जा ।

ઉત્તર– આનુપૂર્વી દ્રવ્યો શેષ દ્રવ્યોના સંખ્યાત ભાગ, અસ ખ્યાત ભાગ કે સાંખ્યાત ભાગોમાં નથી પરંતુ નિશ્ચયથી અસ ખ્યાતમાં ભાગમાં હોય છે.

णेगमववहाराणं अणाणुपुव्वी दव्वाइं सेसदव्वाणं कइभागे होज्जा ? किं संखिज्जइभागे होज्जा ? असंखि- ज्जइभागे होज्जा ? संखेज्झेसु भागेसु होज्जा ? असंखेज्जेसु भागेसु होज्जा ? नो संखेज्जइभागे होज्जा, असंखेज्जइ-

પ્રશ્ન– નૈગમ–વ્યવહારનયસંમત અનાનુપૂર્વીદ્રવ્યો શેષ દ્રવ્યોના કેટલામા ભાગમા હોય છે ? શું સ ખ્યાત ભાગમાં હોય છે કે અસંખ્યાત ભાગમા કે સંખ્યાત ભાગોમાં કે અસંખ્યાત ભાગોમા હોય છે ?

भागे होज्जा, नो संखेज्जेसु भागेसु होज्जा, नो असंखेज्जेसु भागेसु होज्जा। एवं अवत्तव्वगदव्वाणि वि भाणयव्वाणि।

ઉત્તર– અનાનુપૂર્વીદ્રવ્યો સંખ્યાત ભાગ, સંખ્યાત ભાગો કે અસંખ્યાત ભાગોમાં નથી પરંતુ શેષ દ્રવ્યોના અસંખ્યાત ભાગમાં હોય છે. અવકતવ્યદ્રવ્યોનો ભાગદ્વાર પણ ઉપર પ્રમાણે સમજી લેવો.

८९. णेगमववहाराणं आणुपुव्वीदव्वाइं कतरम्मि भावे होज्जा? किं उदइए भावे होज्जा? उवसमिए भावे होज्जा? खइए भावे होज्जा? खओवसमिए भावे होज्जा? पारिणामिए भावे होज्जा? संनिवाइए भावे होज्जा?

૮૯. પ્રશ્ન– નૈગમ–વ્યવહારનયસંમત આનુપૂર્વીદ્રવ્યો કયા ભાવમા છે? એટલે ઔદયિક ભાવમા કે ઔપશમિક ભાવમાં કે ક્ષાયિક ભાવમા કે ક્ષાયોપશમિક ભાવમા કે પારિણામિક ભાવમાં છે? કે સાન્નિપાતિક ભાવમા છે?

णियमा साइपारिणामिए भावे होज्जा। अणाणुपुव्वीदव्वाणि अवत्तव्वगदव्वाणि य एव चेव भाणियव्वाणि।

ઉત્તર– સમસ્ત આનુપૂર્વીદ્રવ્યો સાદિ પારિણામિક ભાવમા હોય છે અનાનુપૂર્વી અને અવકતવ્યદ્રવ્યોનો ભાવદ્વાર પણ ઉપર પ્રમાણે જ સમજવો.

९०. एएसि णं भंते! णेगमववहाराणं आणुपुव्वीदव्वाणं अणाणुपुव्वीदव्वाणं अवत्तव्वगदव्वाणं य दव्वट्ठयाए पएसट्ठयाए दव्वट्ठपएसट्ठयाए कयरे कयरेहिंतो अप्पा वा वहुया वा तुल्ला वा विसेसाहिया वा?

૯૦. પ્રશ્ન - ભગવન્! નૈગમ–વ્યવહારનયસંમત આનુપૂર્વીદ્રવ્યો, અનાનુપૂર્વીદ્રવ્યો, અને અવકતવ્ય દ્રવ્યોમાં દ્રવ્ય, પ્રદેશ અને દ્રવ્યપ્રદેશની અપેક્ષાએ કયા દ્રવ્યો કરતા અલ્પ, અધિક તુલ્ય અથવા વિશેષાધિક છે?

गोयमा! सव्वत्थोवाइं णेगमववहाराणं अवत्तव्वगदव्वाइं दव्वट्ठयाए, अणाणुपुव्वीदव्वाइं दव्वट्ठयाए विसेसाहियाइं, आणुपुव्वीदव्वाइं दव्वट्ठयाए असंखेज्जगुणाइं। पएसट्ठयाए सव्वत्थोवाइं णेगमववहाराणं अणाणुपुव्वीदव्वाइं अपएसट्ठयाए। अवत्तव्वगदव्वाइं पएसट्ठयाए विसेसाहियाइं। आणुपुव्वीदव्वाइं पएसट्ठयाए अणंतगुणाइं। दव्वट्ठपएसट्ठयाए सव्वत्थोवाइं णेगमववहाराणं अवत्तव्वगदव्वाइं दव्वट्ठयाए। अणाणुपुव्वीदव्वाइं दव्वट्ठयाए अपएस-

ઉત્તર– હે ગૌતમ! દ્રવ્યની અપેક્ષાએ નૈગમ–વ્યવહારનયસંમત અવકતવ્યકદ્રવ્યો સૌથી અલ્પ છે અવકતવ્યકદ્રવ્યો કરતા અનાનુપૂર્વીદ્રવ્યો દ્રવ્યની અપેક્ષાએ વિશેષાધિક હોય છે દ્રવ્યની અપેક્ષાએ આનુપૂર્વીદ્રવ્યો અનાનુપૂર્વીદ્રવ્યો કરતા અસંખ્યાતગણા હોય છે. પ્રદેશની અપેક્ષાએ નૈગમ–વ્યવહારનયસંમત અનાનુપૂર્વી સૌથી અલ્પ હોય છે કારણકે અનાનુપૂર્વીદ્રવ્યો (પુદ્ગલપરમાણુઓ) પ્રદેશરહિત છે. પ્રદેશોની અપેક્ષાએ અવકતવ્યકદ્રવ્યો અનાનુપૂર્વીદ્રવ્યો કરતા વિશેષાધિક હોય છે. પ્રદેશોની અપેક્ષાએ આનુપૂર્વીદ્રવ્યો અવકતવ્યકદ્રવ્યો

ट्ठयाए विसेसाहियाइं । अवत्तव्वगद-व्वाइं पएसट्ठयाए विसेसाहियाइं । आणुपुव्वीदव्वाइं दव्वट्ठयाए असंखे-ज्जगुणाइं, ताइं चेव पएसट्ठयाए अणंतगुणाइं । से तं अणुगमे, से तं नेगमववहाराणं अणोवणिहिया दव्वा-णुपुव्वी ।

કરતાં અનંતગણા હોય છે. નૈગમ-વ્યવહાર-નયસંમત અવક્તવ્યકદ્રવ્યો ઉભય-દ્રવ્ય-પ્રદેશની અપેક્ષાએ સર્વથી અલ્પ છે કારણકે દ્રવ્યની અપેક્ષાએ સર્વસ્તોકતાનું પ્રતિપાદન પહેલા કરવામાં આવ્યું છે. દ્રવ્ય અને અપ્રદેશાર્થતાની અપેક્ષાએ અનાનુપૂર્વીદ્રવ્યો વિશેષાધિક છે. પ્રદેશની અપેક્ષાએ અવક્ત-વ્યકદ્રવ્યો વિશેષાધિક છે. આનુપૂર્વીદ્રવ્યો દ્રવ્યની અપેક્ષાએ અસંખ્યાતગુણા અને પ્રદેશોની અપેક્ષાએ અનંત ગુણા હોય છે. આપ્રમાણે અનુગમનું વર્ણન પૂર્ણ થયુ. આ પ્રમાણે નૈગમ-વ્યવહારનયસંમત અનૌપનિ-ધિકીદ્રવ્યાનુપર્વીના સ્વરૂપનું નિરૂપણ કર્યું.

९१. से किं तं संगहस्स अणोवणिहिया दव्वाणुपुव्वी ?

संगहस्स अणोवणिहिया दव्वा-णुपुव्वी पंचविहा पण्णत्ता, तं जहा-अट्ठपयपरूवणया १, भंगसमुक्कित्तणया २ भंगोवदंसणया ३ समोयारे ४ अणुगमे ५ ।

૯૧. પ્રશ્ન- સંગ્રહનયસંમત અનૌપનિધિકી દ્રવ્યાનુપર્વીનુ સ્વરૂપ કેવું છે?

ઉત્તર- સંગ્રહનયસંમત દ્રવ્યાનુપર્વીના પાચપ્રકાર પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે— (૧) અર્થપદપ્રરૂપણુતા (૨) ભંગસમુત્કીર્ત-નતા (૩) ભંગોપદર્શનતા (૪) સમવતાર (૫) અનુગમ.

९२. से किं तं संगहस्स अट्ठपयपरूवणया ? संगहस्स अट्ठपयपरूवणया तिप्पएसिए आणुपुव्वी चउप्पसिए आणुपुव्वी जाव दसपएसिए आणुपुव्वी संखिज्जपएसिए आणुपुव्वी असंखिज्जपएसिए आणुपुव्वी अणंतपएसिए आणुपुव्वी परमाणुपोग्गले अणाणुपुव्वी दुप्पएसिए अवत्तव्वए । से तं संगहस्स अट्ठपयपरूवणया ।

૯૨ પ્રશ્ન— સામાન્યને ગ્રહણ કરનાર સંગ્રહનયને સંમત અર્થપદપ્રરૂપણુતાનું સ્વરૂપ કેવું છે?

ઉત્તર— ત્રણ પ્રદેશવાળો સ્કંધ આનુ-પૂર્વી છે, ચાર પ્રદેશવાળો સ્કંધ આનુપૂર્વી છે, યાવત્ દસપ્રદેશિક, સંખ્યાતપ્રદેશિક, અસંખ્યાતપ્રદેશિક, અનંતપ્રદેશિકસ્કંધ આનુપૂર્વી છે. પુદ્‌ગલપરમાણુ અનાનુપૂર્વી છે, દ્વિપ્રદેશિકસ્કંધ અવક્તવ્યક છે. આ પ્રકારનું સંગ્રહનયસંમત અર્થપદપ્રરૂપણુતાનું સ્વરૂપ છે.

९३. एयाए णं संगहस्स अट्ठपयपरूवणयाए किं पओयणं ?

૯૩. પ્રશ્ન— સંગ્રહનયસંમત અર્થપદપ્રરૂપ-ણુતાનું પ્રયોજન શું છે?

एयाए णं संगहस्स अट्ठपयपरूवणयाए संगहस्स भंगसमुक्कित्तणया कज्जइ।

ઉત્તર— સંગ્રહનયસંમત અર્થપદપ્રરૂપણુતાદ્વારા સંગ્રહનયસંમત ભંગસમુત્કીર્તનતા કરી શકાય છે એટલેકે ભંગોનું કથન કરી શકાય છે.

से किं तं संगहस्स भंगसमुक्कित्तणया ?

પ્રશ્ન— સંગ્રહનયસંમતભંગસમુત્કીર્તનતાનું સ્વરૂપ શું છે ?

संगहस्स भंगसमुक्कित्तणया अत्थि आणुपुव्वी, अत्थि अणाणूपूव्वी, अत्थि अवत्तव्वए, अहवा अत्थि आणुपुव्वी य अणाणुपुव्वी य,अहवा अत्थि आणुपुव्वी य अवत्तव्वए य, अहवा अत्थि अणाणुपुव्वी य अवत्तव्वए य, अहवा अत्थि आणुपुव्वी य अणाणुपुव्वी य अवत्तव्वए य। एवं सत्त भंगा। से तं संगहस्स भंगसमुक्कित्तणया।

ઉત્તર— સગ્રહનયસમતભંગસમુત્કીર્તનતા આ પ્રમાણે છે— આનુપૂર્વી છે, અનાનુપર્વી છે, અવકતવ્યક છે, તે ત્રણ અસયોગી ભંગ છે. આનુપૂર્વી–અનાનુપૂર્વી છે, આનુપૂર્વી–અવકતવ્યક છે અથવા અનાનુપૂર્વી અવકતવ્યક છે. આ ત્રણ દ્વિકસંયોગી ભંગો છે આનુપૂર્વી–અનાનુપૂર્વી અવકતવ્ય છે, આ એક ત્રિકસયોગી ભંગ છે. આ પ્રમાણે અત્રે સાત વિકલ્પો–ભગો બને છે. આ પ્રકારે ભગોનું પ્રરૂપણુ કરવુ સગ્રહનયસંમતભંગસમુત્કીર્તનતાનું સ્વરૂપ છે.

९४. एयाए णं संगहस्स भंगसमुक्कित्तणयाए किं पओएणं ?

૯૪. પ્રશ્ન— સગ્રહનયસંમત ભંગસમુત્કીર્તનતાનું પ્રયોજન શુ છે ?

एयाए णं संगहस्स भंगसमुक्कित्तणयाए संगहस्स भंगोवदंसणया कीरइ।

ઉત્તર— આ સંગ્રહનયસંમતભંગસમુત્કીર્નતાવડે ભંગોપદર્શન કરાય છે.

से किं तं संगहस्स भंगोवदंसणया ?

પ્રશ્ન— સંગ્રહનયસમતભગોપદર્શનતાનુ સ્વરૂપ કેવું છે ?

सगहस्स भंगोवदसणया तिप्पएसिया आणुपुव्वी परमाणुपोग्गला अणाणुपुव्वी दुप्पएसिया अवत्तव्वए। अहवा तिप्पएसिया य परमाणुपोग्गला य आणुपुव्वी य अणाणूपूव्वी य। अहवा तिप्पएसिया य दुप्पएसिया य आणुपुव्वी य अवत्तव्वए य। अहवा परमाणुपोग्गला य दुप्पएसिया य अणाणुपुव्वी

ઉત્તર— ત્રિપ્રદેશિકસ્કધો આનુપૂર્વી શબ્દના વાચ્યાર્થ રૂપે વિવક્ષિત થાય છે. પુદ્ગલપરમાણુ અનાનુપૂર્વી શબ્દના વાચ્યાર્થરૂપે વિવક્ષિત થાય છે. દ્વિપ્રદેશિકસ્કધો અવકતવ્યક શબ્દના વાચ્યાર્થરૂપે વિવક્ષિત થાય છે અથવા ત્રિપ્રદેશિકપરમાણુપુદ્ગલ

य अवत्तव्वए य। अहवा–तिपएसिया य परमाणुपोग्गला य दुप्पएसिया य आणुपुव्वी य अणाणुपुव्वी य अवत्तव्वए य। से त्तं संगहस्स भंगोवदंसणया।

અનુક્રમે આનુપૂર્વી અને અનાનુપૂર્વીના વાચ્યાર્થરૂપે વિવક્ષિત થાય છે અથવા ત્રિપ્રદેશિક-દ્વિપ્રદેશિકસ્કંધ આનુપર્વી–અવક્તવ્યકના વાચ્યાર્થરૂપે વિવક્ષિત થાય છે.અથવા પુદ્ગલપરમાણુ–દ્વિપ્રદેશિક, અનાનુપૂર્વી–અવક્તવ્યક શબ્દના વાચ્યાર્થરૂપે વિવક્ષિત થાય છે અથવા ત્રિપ્રદેશિક–પરમાણુ-પુદ્ગલ દ્વિપ્રદેશિકસ્કંધો અનુક્રમે આનુપૂર્વી-અનાનુપૂર્વી અને અવક્તવ્યકશબ્દના વાચ્યાર્થ રૂપે વિવક્ષિત થાય છે. આ પ્રકારનું સંગ્રહનય–સંમત ભંગોપદર્શનતાનું સ્વરૂપ છે.

९५. से किं तं संगहस्स समोयारे? संगहस्स समोयारे संगहस्स आणुपुव्वीदव्वाइं कहिं समोयरंति? किं आणुपुव्वीदव्वेहिं समोयरंति? अणाणुपुव्वीदव्वेहिं समोयरंति? अवत्तव्वगदव्वेहिं समोयरंति? संगहस्स आणुपुव्वीदव्वाइं आणुपुव्वी–दव्वेहिं समोयरंति नो अणाणुपुव्वी–दव्वेहिं समोयरंति नो अवत्तव्वदव्वेहिं समोयरंति। एवं दोन्नि वि सट्ठाणे सट्ठाणे समोयरंति। से तं समोयारे।

૯૫. પ્રશ્ન— સંગ્રહનયસંમત સમવતારનું સ્વરૂપ કેવું છે? સંગ્રહનયસંમત સમવતારનું સ્વરૂપ આ પ્રમાણે છે— સંગ્રહનય–સંમત આનુપૂર્વીદ્રવ્ય કયાં સમાવિષ્ટ થાય છે? શું આનુપૂર્વીદ્રવ્યોમાં સમાવિષ્ટ થાય છે કે અનાનુપૂર્વીદ્રવ્યોમાં કે અવક્તવ્યકદ્રવ્યોમાં સમાવિષ્ટ થાય છે?

ઉત્તર— સંગ્રહનયસંમત આનુપૂર્વી-દ્રવ્યો આનુપૂર્વીદ્રવ્યોમાં સમાવિષ્ટ થાય છે, અનાનુપૂર્વી કે અવક્તવ્યકદ્રવ્યોમાં નહિ. એજ પ્રકારે અનાનુપૂર્વીદ્રવ્યો અને અવક્તવ્યકદ્રવ્યો પણ સ્વસ્થાનમા જ સમાવિષ્ટ થાય છે. આ સમવતારનુ સ્વરૂપ છે.

९६. से किं तं अणुगमे?

अणुगमे अट्ठविहे पण्णत्ते, तं जहा– 'संतपयपरूवणया, दव्वप्पमाणं च खित्तं फुसणा य। कालो य अंतरं भाग भावे अप्पावहुं नत्थि।'

૯૬. પ્રશ્ન— સંગ્રહનયસમત અનુગમનું સ્વરૂપ કેવુ છે?

ઉત્તર– અનુગમના આઠ પ્રકાર પ્રરૂપ્યા છે તે આ પ્રમાણે— (૧) સત્પદપ્રરૂપણતા (૨) દ્રવ્યપ્રમાણ (૩) ક્ષેત્ર (૪) સ્પર્શના (૫) કાળ (૬) અતર (૭) ભાગ અને (૮) ભાવ, સંગ્રહનય સામાન્યગ્રાહી હોવાથી તેની અપેક્ષાએ અલ્પબહુત્વ હોતું નથી.

संगहस्स आणुपुव्वीदव्वाइं किं अत्थि णत्थि?

પ્રશ્ન— સંગ્રહનયસમત આનુપૂર્વી–દ્રવ્યો છે કે નથી?

सुसिक्खिओ रंगमज्झमि ॥१॥

भीयं दुयं रहस्सं, गायंतो मा य गाहि उत्तालं । काकस्सरमणुणासं, च होति गीयस्स छद्दोसा ॥२॥

पुण्णं रत्तं च अलंकियं च वत्तं तहा अविघुट्ठ । महुरं समं सुललियं अट्ठगुणा होंति गीयस्स ॥३॥

उरकंठसिरपसत्थं, गिज्जइ मउयरिभियपदबद्ध । समतालपडुक्खेवं, सत्तस्सरसीभरं गीयं ॥४॥

निद्दोसं सारमंतं च, हेउजुत्तमलंकियं । उवणीयं सोवयारं च, मियं महुरमेव य ॥५॥

समं अद्धसमं चेव, सव्वत्थ विसमं च जं । तिण्णि वित्तपयाराइं, चउत्थं नोवलब्भइ ॥६॥

सक्कया पायया चेव, दुहा भणिइओ आहिया । सरमंडलंमि गिज्जंते, पसत्था इसिभासिया ॥७॥

केसी गायई महुरं केसी गायइ खरं च रुक्खं च । केसी गायइ चउरं, केसी य विलवियं दुतं केसी ? ॥८॥
विस्सर पुण केरिसी ?

-सामा गायइ महुरं काली गायइ खर च रुक्खं च । गोरी गायइ चउरं, काणा विलम्बं दुतं चंधा ॥९॥
विस्सर पुण पिंगला, ।

तंतिसम तालसमं, पायसमं

જાણશે તે સુશિક્ષિત નિપુણ કલાકાર રંગશાળામા ગાયન કરી શકશે ગીતના છ દોષો આ પ્રમાણે છે– બીતા બીતા ગાવું, ઉતાવળથી ગાવું, અલ્પ સ્વરમા ગાવું, તાલ વગર (ઉત્તાલ) ગાવુ, કાગડાના જેવા સ્વરથી ગાવુ અને નાકમાં ગાવું, આ ગીતના છ દોષો મનાય છે. ગીતના આઠ ગુણ આ પ્રમાણે છે– (૧) પૂર્ણ— ગીતમા સમસ્ત ગાયન કળાનું પ્રદર્શન કરવુ (૨) રક્ત– અનુરાગથી ભાવિત થઈને ગીત ગાવુ (૩) અલકૃત– બીજા વિશેષ સ્ફુટ સ્વરોથી ગીતને અલકૃત કરવું (૪) વ્યક્ત– ગીતમા અક્ષરો અને સ્વરોને સ્ફુટરૂપે ઉચ્ચારવા (૫) અવિઘુષ્ટ— ઘાટા પાડતાં હોય તેવા સ્વરે ન ગાવુ (૬) મધુર– કોયલના સ્વર જેવા સ્વરથી ગાવુ (૭) સમ– જે ગાનમા તાલ, વ શસ્વર વગેરેથી સમનુગત સ્વર હોય તે (૮) સુલલિત– સ્વરઘોલનાદિવડે જે શ્રોત્રેન્દ્રિયને સુખ અર્પે એવી રીતે ગાવુ આ ગીતના આઠ ગુણો છે આ આઠ ઉપરાંત બીજા પણ ગીતના ગુણો આ પ્રમાણે છે— ઉર પ્રશસ્ત, કઠપ્રશસ્ત અને શિર પ્રશસ્ત (ગીતનો વિશાળસ્વર વક્ષસ્થળમા ભરાઈ જાય તે– ઉર પ્રશસ્ત કહેવાય સ્વર જ્યારે કઠમાં ભરાઈ જાય અને સારી રીતે વ્યક્ત હોય ત્યારે કઠપ્રશસ્ત કહેવાય ગાનનો સ્વર મસ્તકમા જઈ અનુનાસિક વગરનો થઈ જાય ત્યારે શિર પ્રશસ્ત કહેવાય. અથવા મૃદુ, રિભિત (અક્ષરોમા ઘોલનાથી ચાલનાર સ્વર) અને પદબદ્ધ (વિશિષ્ટ પદરચનાવાળુ) આ ત્રણ ગુણો છે. તે સિવાય સમતાલ પ્રત્યુત્ક્ષેપગીત (જે ગીતમા તાલ, વાદ્ય અને નર્તકીના પાદક્ષેપની ધ્વનિ એક જ સાથે હોય) સપ્તસ્વરસીભર– (સાત સ્વર- અક્ષરોની સાથે સમાન હોય) જે નિર્દોષ હોય સારવત્ એટલે વિશિષ્ટ અર્થથી યુક્ત હોય, જે હેતુ યુક્ત હોય, અલકૃત હોય, ઉપનીત (ઉપસહારથી યુક્ત) હોય, સોપ-

१६८. से किं तं अट्ठनामे ?

अट्ठनामे अट्ठविहा वयणविभत्ती पण्णत्ता, तं जहा-निद्देसे पढमा होइ, विइया उवएसणे । तइया करणम्मि कया, चउत्थी संपयावणे ॥१॥

पंचमी य अवायाणे, छट्टी सस्सामिवायणे । सत्तमी सण्णिहाणत्थे, अट्ठमाऽऽमंतणी भवे ॥२॥

तत्थ पढमा विभत्ती, निद्देसे सो इमो अहं वत्ति । विइया पुण उवएसे भण कुणसु इमं व तंवत्ति ॥३॥

तइया करणंमि कया, भणियं च कय च तेण व मए वा । हंदि णमो साहाए, हवइ चउत्थी पयाणंमि ॥४॥

अवणय गिण्ह य एत्तो, इउत्ति वा पंचमी अवायाणे । छट्टी तस्स इमस्स व गयस्स वा सामिसंबंधे ॥५॥

हवइ पुण सत्तमी तं इमंमि आहारकालभावे य । आमंतणे भवे अट्ठमी उ जहा हे जुवाणत्ति ॥६॥

से त्तं अट्ठणामे ॥

૧૬૮. પ્રશ્ન– અષ્ટ નામનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– કર્તા, કર્મ વગેરે આઠ પ્રકારની જે વચન-વિભકિતઓ છે તે અષ્ટનામ કહેવાય. વચન–વિભકિતના આઠ પ્રકારો આ પ્રમાણે છે. નિર્દેશપ્રાતિપાદિક– અર્થનું પ્રતિપાદન કરવાના અર્થમાં પ્રથમા અને ઉપદેશમા દ્વિતીયા વિભકિત હોય છે. કરણમા તૃતીયા વિભકિત હોય છે. સંપ્રદાનમાં ચતુર્થી વિભકિત હોયછે. અપાદાનમા પચમીવિભકિત હોય છે. સ્વ–સ્વામીસંબંધ પ્રતિપાદન કરવામા ષષ્ઠી વિભકિત હોય છે. સન્નિધાન અર્થમાં સપ્ત-મીવિભકિત હોય છે આમ ત્રણ અર્થમાં સંબોધનરૂપ અષ્ટમીવિભકિત હોય છે. આ અષ્ટ નામને ઉદાહરણ સહિત સમજાવતા કહે છે કે– નિર્દેશમાં પ્રથમા વિભકિત હોય છે જેમકે સ (તે), અય (આ), કે અહમ્ (હું). ઉપદેશમાં બીજી વિભકિત હોય છે. જેમકે– જે તમે પ્રત્યક્ષ સાંભળ્યુ છે તેને કહો, આ સામેનું કામ કરો. કરણમાં ત્રીજીવિભકિત હોય છે. જેમકે— તેના અને મારાવડે કહેવાયુ, તેના અને મારાવડે કરાયુ. ચતુર્થી વિભકિત નમઃ તથા સ્વાહા આદિ અર્થમા હોય છે. જેમકે–નમો જિનાય–જિનેશ્વરમાટે મારા નમસ્કાર થાઓ, અગ્નયે સ્વાહા, આદિ અપાદાનમા પચમી હોય છે, જેમકે– અહીંથી દૂર કરો અથવા અહીંથી લઇ લો. સ્વ-સ્વામી સબંધ વાચ્ય હોય ત્યા ષષ્ઠિ વિભક્તિ હોયછે, જેમકે–તેની અથવા આની ગયેલ વસ્તુ આ છે આધાર, કાળ અને ભાવમા સપ્તમીવિભકિત હોય છે. જેમ–તે આમા છે આમન્ત્રણ અર્થમા અષ્ટમીવિભકિત હોયછે, જેમકે– 'હે યુવાન!' આ પ્રકારે આ આઠ વિભકિતઓના નામો આઠ નામો છે.

१६९. से किं तं नवनामे ?,

नवनामे–णव कव्वरसा पण्णत्ता,

૧૬૯ પ્રશ્ન– નવનામનું સ્વરૂપ કેવુ છે ?

ઉત્તર– કાવ્યના નવરસો નવનામ કહે–

तं जहा–वीरो सिंगारो अब्भुओ य रोद्दो य होई बोद्धव्वो । वेलणओ वीभच्छो, हासो कलुणो पसंतो य ॥१॥

વાય છે તે આ પ્રમાણે– વીરરસ, શૃંગારરસ, અદ્‌ભુતરસ, રૌદ્રરસ, વ્રીડનકરસ- લજ્જાજનકરસ, બીભત્સરસ, હાસ્યરસ. કરુણરસ, અને પ્રશાન્તરસ.

१७०. तत्थ परिच्चायंमि य, तवचरणसत्तुजणविणासे य । अणणुसयधिइपरकम–लिंगो वीरो रसो होई ॥१॥

वीरो रसो जहा–सो नाम महावीरो,जो रज्जं पयहिऊण पव्वइओ । काम कोहमहासत्तुपक्खनिग्घायणं कुणइ ॥२॥

૧૭૦ તે નવરસોમા વીરરસ- દાન દેવામા પશ્ચાત્તાપ ન કરવો, તપશ્ચર્યામા ધૈર્ય હોવું અને શત્રુઓના વિનાશમાં પરાક્રમ હોવું, આવા લક્ષણોવાળા વીરરસ હોય છે. તે આ પ્રમાણે– રાજ્યના વૈભવને ત્યજી દીક્ષિત થઇને જે કામ-ક્રોધરૂપ ભયકર શત્રુઓનો વિઘાત કરે છે તે ચોક્કસ મહાવીર કહેવાય છે.

१७१. सिंगारो नाम रसो रतिसंजोगाभिलासंजणणो । मंडणविलासविब्बोयहास–लीलारमणलिंगो ॥४॥

सिंगारो रसो जहा-महुरविलास-सुसभलियं हियउम्मादणकरं जुवाणाणं । सामा सद्‌दुद्दामं दाएती मेहलादामं॥५॥

धी धीमं सिंगारे, साहूणं जो उवज्जियव्वो य । मोक्खगिहअग्गला सो, नायरियव्वो य मुणिहि इमो ॥६॥

૧૭૧. શૃગારરસ રતિના કારણભૂત રમણી આદિ સબધી અભિલાષાનો જનક હોય છે મંડન– અલકારોથી શરીરને અલંકૃત કરવું, વિલાસ– વિલોકન આદિમા વિકાર તેમજ ઓચિંતા ક્રોધ, સ્મિત, ચમત્કાર, મુખવિક્લવન હોય છે તે, બિબ્બોક– શારીરિકવિકાર, હાસ્ય, લીલા– સકામ ચેષ્ટાઓ તથા રમણ, આ સર્વ શૃંગાર રસના લક્ષણો છે જેમકે– શ્યામા– સોળ વર્ષની તરુણી સ્ત્રી ક્ષુદ્રઘટિકાઓથી મુખરિત હોવાથી મધુર, કામયુકત ચેષ્ટાઓથી મનોહર તથા યુવકોના હ્રદયને ઉન્મત્ત કરનાર,પોતાના કટિસૂત્રને દેખાડે છે ઉપરોકત સ્વરૂપવાળા શ્રૃગારને ધિક્કાર છે, ધિક્કાર છે આ રસ મુનિઓ માટે ત્યાજ્ય કહેવામાં આવ્યો છે. મોક્ષરૂપ ઘરની અર્ગલા છે, તેથી મુનિ આ રસનુ સેવન ન કરે.

१७२. विम्हयकरो अपुव्वो, अनुभूयपुव्वो य जो रसो होइ । हरिसविसा– उप्पत्ति,–लक्खणो अब्भुओ नाम ॥६॥ अब्भुओ रसो जहा–अब्भुयतरमिह एत्तो अन्नं किं अत्थि जीवलोगंमि । जं जिण–वयणे अत्था तिकालजुत्ता मुणिज्जंति ? ॥७॥

૧૭૨ પૂર્વે કોઇ દિવસ ન અનુભવેલ અથવા તો અનુભવેલ એવા કોઈ અદ્‌ભુત પદાર્થને જોઇ આશ્ચર્ય થાય, તે અદ્‌ભુત રસ છે હર્ષ અને વિષાદ અદ્‌ભુત રસના લક્ષણો છે જેમકે— આ સસારમા એનાથી વધારે અદ્‌ભુત શું થઈ શકે કે જિનવચનથી ત્રિકાળસબંધી સમસ્ત–સૂક્ષ્મ, અમૂર્ત્ત, અતીન્દ્રિય આદિ પદાર્થો જાણી લેવાય છે

१७३. भयजणणरूवसद्दंधयारचिंताकहासमुप्पण्णो । संमोहसंभमविसायमरणलिंगो रसो रोद्दो ॥८॥ रोद्दो रसो जहा-भिउडी-विडंबियमुहो संदट्ठोट्ठ इयरुहिरमाकिण्णो । हणसि पसुं असुरणिभो भीमरसिय अइरोद्द ! रोद्दोऽसि ॥९॥

૧૭૩. પિશાચ તથા શત્રુઆદિના ભયોત્પાદક રૂપ અને શબ્દ તથા અંધકારના ચિન્તનથી, કથાથી, દર્શનથી જે ઉત્પન્ન થાય છે તેમજ વિવેક રહિતપણારૂપ સંમોહ, વ્યાકુલતારૂપ સંભ્રમ, શોકરૂપ વિષાદ અને પ્રાણ વિસર્જનરૂપ મરણ લક્ષણવાળો રૌદ્રરસ હોય છે. જેમકે— ભ્રુકુટીઓથી તારુ મુખ વિકરાલ બની ગયુ છે, ક્રોધાદિના આવેગથી તારા દાત અધરોષ્ઠોને ભીસી રહ્યા છે, તારુ શરીર લોહીથી ખરડાઈ રહ્યું છે, ભયોત્પાદક વચન બોલનાર તું અસુર જેવો થઇ ગયો છે અને પશુની હત્યા કરી રહ્યો છે. તેથી અતિશય રૌદ્રરૂપધારી તું સાક્ષાત્ રૌદ્રરસરૂપ છે.

१७४. विणओवयारगुज्झगुरुदारमेरावइक्कमुप्पण्णो । वेलणओ नाम रसो, लज्जासंकाकरणलिंगो ॥१०॥ वेलणओ जहा–किं लोइयकरणीओ लज्जणी अतरंति लज्जयामुत्ति । वारिज्जम्मि गुरुयणो परिवदइ जं वहुप्पोत्त ॥११॥

૧૭૪. વિનય કરવા યોગ્ય માતા–પિતાદિનો અવિનય કરવાથી, મિત્રાદિનું રહસ્ય પ્રગટ કરવાથી, ગુરુપત્ની આદિ સાથેની મર્યાદાનું અતિક્રમણ કરવાથી વ્રીડનક રસ ઉત્પન્ન થાય છે લજ્જા અને શંકા ઉત્પન્ન થવી એ આ રસના લક્ષણો છે. જેમકે * કોઇ વધૂ કહે છે– આ લૌકિક–વ્યવહારથી વધારે કંઇ લજ્જાસ્પદ વાત થઇ શકે? મને તો એનાથી બહુ લજ્જા આવે છે. મને તો એનાથી બહુ શરમ આવે છે વર–વધૂના પ્રથમ સમાગમ પછી ગુરુજનો વગેરે વધૂએ પહેરેલા વસ્ત્રના વખાણ કરે છે

---

* કોઈ એક દેશમા એવી પ્રથા છે કે જ્યારે સુહાગરાત્રિમા વધૂ વરનો પ્રથમ-સમાગમ થાય છે ત્યારે તે સમાગમમા જો વધૂએ પહેરેલું વસ્ત્ર લોહીવાળુ થઈ જાય છે તો તેથી એમ માનવામાં આવે છે કે તે સ્ત્રી પહેલા અકૃતસંગમા રહી છે તેથી તે સતી છે. વધૂના તે લોહીથી ખરડાયેલા વસ્ત્રને તેના સતીત્વની પ્રસિદ્ધિ માટે દરેકે દરેક ઘરમા બતાવવામા આવે છે. તેના શ્વસુર વગેરે ગુરુજનો સન્માનપૂર્વક તે વસ્ત્રના વખાણ કરે છે આ જાતના લોકાચારને અનુલક્ષીને કોઇ એક વધૂના વસ્ત્રને ગુરુજનો વડે પ્રશંસિત થતું જોઇને તે વધૂએ પોતાની સખી સામે લજ્જા પ્રગટ કરી છે.

१७५. असुइकुणिमदुद्दंसणसंजोगब्भासगंधनिप्फण्णो । निव्वेयऽविहिंसालक्खणो रसो होइ वीभच्छो ॥१॥ वीभच्छो रसो जहा-असुइमलभरियनिज्झरसभावदुग्गंधि सव्वकालंपि । धण्णा उ सरीरकलिं वहुमलकलुसं विमुंचंति ॥२॥

१७५. અશુચિ–મળ મૂત્રાદિ, કુણપ-શબ, દુદર્શન-લાળ આદિથી યુકત ઘૃણિત શરીરને વારવાર જોવારૂપ અભ્યાસથી અને નીતે દુર્ગન્ધથી બીભત્સરસ ઊત્પન્ન થાય છે. નિર્વેદ–ઉદ્વેગ અને અવિહિંસા (જીવઘાતથી નિવૃત્તિ) એ બીભત્સરસના લક્ષણો છે. બીભત્સરસ આ પ્રકારે જણાય છે. જેમકે– અપવિત્ર મળોથી પૂર્ણ ઇંદ્રિયોના વિકારરૂપ ઝરાઓ જેમા છે, જે સદા સર્વ કાળમા સ્વભાવથી જ દુર્ગંધયુકત છે તે શરીર સર્વ કલહોનું મૂળ છે, એમ જાણી ભાગ્યશાળી વ્યકિતઓ તેની મૂર્ચ્છાનો ત્યાગ કરી પોતાની જાતને ધન્ય બનાવે છે.

१७६. रूववयवेसभासाविवरीयविडंवणा समुप्पणो । हासो मणप्पहासो पगासलिंगो रसो होइ ॥१॥ हासो रसो जहा–पासुत्तमसीमंडिअपडिवुद्धं देवरं पलोयंती । ही जह थणभरकंपणपणमियमज्झा हसई सामा ॥२॥

१७६. રૂપ, વય, વેષ અને ભાષાના વિપરીતપણાથી હાસ્યરસ ઉત્પન્ન થાય છે હાસ્યરસ મનને હર્ષિત કરનાર છે. પ્રકાશ–મુખનુ વિકસિત થવુ, 'પેટ' ધ્રુજવુ, અટ્ટહાસ વગેરે તેના લક્ષણો છે. હાસ્યરસ આ રીતે જણાય છે, જેમકે– રાત્રે સુઇને ઉઠેલ દિયરના મુખપર થયેલી કાજળની લીટીને જોઈ કોઇ યુવતી–ભ્રાતૃપત્ની, સ્તન–ભારથી જેનો મધ્યભાગ લળી રહ્યો હતો તે, હી .. હી... કરતી હસી.

१७७. पियविप्पओगवंधवहवाहिविणिवायसमुप्पणो । सोइ अविलविय पम्हणरुण्णलिंगो रसो करुणो ॥१॥ करुणो रसो जहा–पज्झायकिलामिअयं वाहागयपप्पुअच्छियं वहुसो । तस्स वियोगे पुत्तिय ! दुव्वलयं ते मुहं जायं ॥२॥

१७७. પ્રિયના વિયોગથી, બંધથી, વધ–તાડનથી, વ્યાધિ–રોગથી, વિનિપાત–સ્વજનના મરણથી અને પરચક્રના ભયથી કરૂણ રસ ઉત્પન્ન થાયછે. શોક, વિલાપ, મુખશુષ્કતા, રુદન, વગેરે કરુણરસના લક્ષણો છે. કરુણરસ આ પ્રમાણે જાણી શકાય છે. જેમકે– હે પુત્રીકે ! પતિના વિયોગમા, પ્રિયતમની ચિન્તાથી તારૂં મુખ કલાન્ત–શુષ્ક અને વારવાર આખમાથી અશ્રુ વહેવાને કારણે. કૃશ થઈ ગયુ છે.

१७८. निद्दोसमणसमाहाणसंभवो जो पसंतभावेणं । अविगारलक्खणो सो रसो

१७८. હિંસાદિ દોષોથી રહિત મનની સ્વસ્થતા (સમાધિ) થી અને પ્રશાન્તભાવથી જે રસ

पसंतोत्ति णायव्वो ॥१॥

पसंतो रसो जहा–सब्भावनिव्विगारं उवसंतपसंतसोमदिट्ठीयं । ही जहा मुणिणो सोहई मुहकमलं पीवरसिरीय ॥२॥

ઉત્પન્ન થાય છે તે પ્રશાન્તરસ છે. પ્રશાતરસ નીચેના પદોથી જાણી શકાય છે, જેમકે– જુઓ, સ્વભાવથી-નિષ્કપટભાવથી, નિર્વિકાર, વિષયદર્શનની ઉત્સુકતાના ત્યાગ અને ક્રોધાદિ દોષોના ત્યાગના કારણે શાત–સૌમ્ય દૃષ્ટિથીયુક્ત, મુનિનું મુખકમળ ખરેખર અતીવ શોભાસંપન્ન થઈને સુશોભિત થઇ રહ્યુ છે !

एए नव कव्वरसा बत्तीसदोसविहिसमुप्पण्णा । गाहाहिं मुणियव्वा, हवंति सुद्धा वा मीसा वा ॥३॥

से त्तं नवनामे ॥

સૂત્રના જે બત્રીસ દોષો છે તેનાથી આ રસો ઉત્પન્ન થાય છે. આ નવ કાવ્યરસો શુદ્ધ (અમિશ્રિત-જે એક રસ સાથે બીજા રસનું મિશ્રણ ન હોય) પણ હોય છે અને મિશ્ર (બે આદિ રસોનો સંયોગ) પણ હોય છે. આ રીતે નવનામનું વર્ણન પૂર્ણ થયુ. તાત્પર્ય– આ નવ રસોના જે નામો છે તે નવનામ કહેવાય.

१७९. से किं तं दसनामे ?

૧૭૯. પ્રશ્ન– હે ભગવન્ ! દશનામનું સ્વરૂપ કેવું છે ?

दसनामे–दसविहे पण्णत्ते, तं जहा–गोण्णे नोगोण्णे आयाणपएणं पडिवक्खपएणं पहाणयाए अणाइसिद्धंतेणं नामेणं अवयवेणं संजोगेणं पमाणेणं ।

ઉત્તર— દશ પ્રકારના નામો દશનામ કહેવાય છે. તે આ પ્રમાણે છે– (૧) ગૌણનામ (૨) નોગૌણનામ (૩) આદાનપદનિષ્પન્નનામ (૪) પ્રતિપક્ષપદનિષ્પન્નનામ (૫) પ્રધાનપદનિષ્પન્નનામ (૬) અનાદિસિદ્ધાન્તનિષ્પન્નનામ (૭) નામનિષ્પન્નનામ (૮) અવયવનિષ્પન્નનામ (૯) સંયોગનિષ્પન્નનામ (૧૦) પ્રમાણનિષ્પન્નનામ.

से किं तं गोण्णे ?

પ્રશ્ન– ગૌણ– ગુણનિષ્પન્ન (યથાર્થ) નામનું સ્વરૂપ કેવું છે ?

गोण्णे–खमइत्ति खमणो, तवइत्ति तवणो, जलइत्ति जलणो, पवइत्ति पवणो, से तं गोण्णे ।

ઉત્તર— ક્ષમાગુણથી યુક્ત હોય તેને 'ક્ષમણ' નામથી સંબોધિત કરવો, તપે છે તે તપન–સૂર્ય, પ્રજ્વલિત હોય તે જ્વલન (અગ્નિ), વાય તે પવન. આ રીતે ક્ષમા, તપન, જ્વલન, પવનરૂપ ગુણોથી નિષ્પન્ન હોવાને કારણે આ સર્વને ગૌણનામ સમજવા. આ ગૌણનામ કહેવાય.

से किं तं नोगोण्णे ?

પ્રશ્ન— નોગૌણનામ ( અયથાર્થ )-ગુણોની અપેક્ષા વગર નિષ્પન્ન નામનુ સ્વરૂપ કેવુ છે ?

नोगोण्णे-अकुंतो सकुतो असुग्गो समुग्गो अमुद्दो समुद्दो अलालं पलालं अकुलिया सकुलिया नो पलं असइत्ति पलासो अमाइवाइए माइवाहए अवीयवावए वीयवावए नो इंदगोवए इंदगोवए से तं नोगोण्णे ।

ઉત્તર—કુન્ત—શસ્ત્રવિશેષથી રહિત હોવા છતાં પક્ષીને 'સકુન્ત' કહેવુ, મુદ્દગ—મગથી રહિત હોવા છતા પેટીને 'સમુદ્દગ' કહેવુ, મુદ્રા—વીંટીથી રહિત હોવા છતા સાગરને 'સમુદ્ર' કહેવુ, પ્રચુર લાળથી રહિત હોવા છતા પિંયાર—ધાન્ય રહિત ઘાસને 'પલાલ' કહેવુ, કુલિકા (ભિત્તિ)થી રહિત હોવા છતાં પક્ષિણીને 'સકુલિકા' કહેવું, પલ—માંસનો આહાર ન કરવા છતાં વૃક્ષ વિશેષને 'પલાશ' કહેવું, માતાને ખભાપર વહન ન કરવા છતા 'માતૃવાહક' એવુ નામ રાખવુ, બીજ ન વાવવા છતાં 'બીજવાપક' એવુ નામ રાખવુ, ઇન્દ્રની ગાયનું પાલન ન કરવા છતા કીટ વિશેષને 'ઇન્દ્ર—ગો-પ' કહેવું આ બધા નામ અગુણનિષ્પન્ન હોવાથી નોગૌણનામ કહેવાય છે. આ પ્રમાણેનું નોગૌણનામનુ સ્વરૂપ છે.

से किं तं आयाणपएणं ?

પ્રશ્ન— આદાનપદથી નિષ્પન્નનામનું સ્વરૂપ કેવુ છે ?

आयाणपएणं आवंती चाउरंगिज्ज असंखयं अहातत्थिज्जं अदइज्जं जण्णइय पुरिसइज्जं उसुकारिज्जं एलइज्जं वीरियं धम्मो मग्गो समोसरणं जमईयं । से तं आयाणपएणं ।

ઉત્તર— આદાનપદનામ— કોઈપણ અધ્યયન અથવા રચનાના આરંભમા જે પદ હોય તે પદથી તે અધ્યયન અથવા રચનાનું નામ રાખવામા આવે તે જેમકે— આચારાગસૂત્રના પાચમા અધ્યયનમાં ઉચ્ચારિત 'આવતી કેયાવતી' પદથી શરૂ થનાર અધ્યયનનું નામ પણ 'આવતી' રાખ્યુ છે ઉત્તરાધ્યયનસૂત્રના ત્રીજા અધ્યયનના આરંભમા આવેલ 'चत्तारि परमंगाणि दुल्लहाणीहजतुणो' આ પદદ્વયથી તે અધ્યયનનુ નામ 'चाउरंगिज्जं' રાખ્યુ છે ઉત્તરાધ્યયનના ચતુર્થ અધ્યયનના પ્રારભમાં 'असखयं जीवियं मा पमायए' કહ્યુ છે તેનાથી

'असंखयं' તે નામ રાખ્યું છે. સૂત્રકૃતાંગસૂત્રનાં ૧૩ મા અધ્યયનના પ્રારંભમાં 'जह सुत्तं तह अत्थो' કહ્યું છે તો ત્યાંના બે પદોના આધારે 'जहतह' તે નામ અધ્યયનનું છે. સૂત્રકૃતાંગસૂત્રના દ્વિતીયશ્રુતસ્કંધના છઠ્ઠા અધ્યયનના પ્રારંભમા 'पुराकडं अद्दइमं सुणेह' ગાથા આવેલ છે તેનાથી તે અધ્યયનનું નામ 'अद्दइज्ज' છે. ઉત્તરાધ્યયનનાં ૨૫મો અધ્યયનના પ્રારંભમા 'माहण कुलसंभूओ आसी विप्पो महाजसो जायाई जनजण्णम्मि जयघोसो त्ति नामओ' એવી ગાથા છે. તેના 'जण्ण' પદના આધારે આ અધ્યયનનું નામ 'जण्णीय' છે. ઉત્તરાધ્યયનસૂત્રના ૧૪ મા અધ્યયનની પ્રથમ ગાથાના 'उसुयार' પદથી આ અધ્યયનનું નામ 'उसुयारिज्ज' રાખ્યું છે. ઉત્તરાધ્યયનસૂત્રના ૭ મા અધ્યયનના પ્રારંભમાં આવેલ ગાથાના 'एलयं' પદના આધારે અધ્યયનનું નામ 'एलइज्ज' રાખ્યુ છે. સૂત્રકૃતાગસૂત્રના અષ્ટમ અધ્યયનના પ્રારંભમાં આવેલ ગાથાના 'वीरिय' પદના આધારે અધ્યયનનું નામ 'वीरिय' રાંખ્યું છે સૂત્રકૃતાંગસૂત્રના નવમા અધ્યયનમાં પ્રારંભની ગાથાના 'धम्म' પદના આધારે અધ્યયનનું નામ 'धम्मज्झयण' રાખ્યું છે સૂત્રકૃતાગસૂત્રના ૧૧ મા અધ્યયનની પ્રસ્તાવની ગાથાના 'मग्ग' શબ્દથી અધ્યયનનુ નામ 'मग्ग' રાખવામાં આવ્યું છે. તેમજ તેજ સૂત્રના ૧૨ મા અધ્યયનની પ્રારંભની ગાથામાં 'समोसरणाणिमाणि' પદના આધારે અધ્યયનનું નામ 'समोसरणज्झयण' રાખવામાં આવેલ છે આજ સૂત્રના ૧૫ મા અધ્યયનની પ્રારંભની ગાથાના 'जमइयं' પદના આધારે અધ્યયનનુ નામ પણ તેજ રાખ્યું છે આ સર્વ નામો આદાનપદનિષ્પન્ન નામ કહેવાય

१८०. से किं तं पडिवक्खपएणं ?

पडिवक्खपएणं नवेसु गामागर-णयरखेडकब्बडमडंबदोणमुहपट्टणासमसंवाहसन्निवेसेसु संनिविस्समाणेसु असिवा ासवा अग्गी सीयलो विसं महुरं कल्लालघरेसु अंबिलं साउयं जे रत्तए से अलत्तए जे लाउए से अलाउए जे सुंभए से कुसुंभए आलवंते विवलीअभासए । से तं पडिवक्खपएणं ।

१८०. પ્રશ્ન— પ્રતિપક્ષપદનિષ્પન્નનામનુ સ્વરૂપ કેવું છે ?

ઉત્તર— વિવક્ષિતવસ્તુના વિપરીત-ધર્મને પ્રતિપક્ષ કહેછે. તે પ્રતિપક્ષપદથી નિષ્પન્નનામનું સ્વરૂપ આ પ્રમાણે છે. જેમકે- ચોમેર કાટા વગેરેની વાડ હોય તે 'ગ્રામ', રત્ન સુવર્ણ વગેરે જ્યાંથી નિકળતા હોય તે સ્થાન 'આકર (ખાણ)', અઢાર પ્રકારના ટેકસથી મુકત હોય તે 'નગર', જેની ચોમેર માટીનો કોટ હોય તે 'ખેટ', જે નગર કુત્સિત હોય તે 'કર્બટ', જેની આસપાસ અઢી ગાઉસુધી કોઇ ગામ ન હોય તે 'મડબ', જેમાં જવા માટે જળમાર્ગ અને સ્થળમાર્ગ બન્ને હોય તે 'દ્રોણમુખ' જ્યાં બધી વસ્તુઓ મળી શકતી હોય તે 'પત્તન', જ્યાં વણિકોનો નિવાસ હોય તે 'નિગમ', તાપસ આદિનું સ્થાન 'આશ્રમ', ઘણા પ્રકારના લોકોથી વ્યાપ્ત સ્થાન તે 'સંવાહ', અથવા જ્યાં પથિકો વિશ્રામ લે તે સ્થાન 'સંવાહ', સાર્થવાહો પોતાને રહેવા જે સ્થાન વસાવે તે 'સન્નિવેશ'. આ સર્વ સ્થાનો નવા વસાવવામા આવે ત્યારે મગળ નિમિત્ત 'અશિવા' (શ્રૃગાલી) ના સ્થાને 'શિવા' એવો મગળાર્થક શબ્દ ઉચ્ચારિત કરવામાં આવે છે કારણવશાત અગ્નિપદના સ્થાને 'શીતલ' શબ્દ બોલાય છે વિષના સ્થાને 'મધુર' શબ્દનો પ્રયોગ કરાય છે કલાલના ઘરમા 'આમ્લ' શબ્દના સ્થાને 'સ્વાદુ' શબ્દનો વ્યવહાર કરાય છે, તે સર્વ પ્રતિપક્ષપદનિષ્પન્ન નામ છે હવે સૂત્રકાર સામાન્યપણે કથન કરતા કહે છે— જે રકતવર્ણ હોય તેજ અલ (૨) કતક-અરકતવર્ણ કહેવાય છે. તેમજ જે લાબુ-પાત્ર વિશેષ તેજ 'અલાબુ' કહેવાય છે, જે સુભક-શુભવર્ણકાર હોય તેજ 'કુસુંભક' કહેવાય છે. જે ઘણુ અને અસબદ્ધ બોલે તે

'અભાષક' કહેવાય છે. આ સર્વ નામો પ્રતિપક્ષપદનિષ્પન્ન જાણવા જોઈએ.

से किं तं पाहण्णयाए ?

પ્રશ્ન— પ્રધાનપદનિષ્પન્ન નામનું સ્વરૂપ કેવું છે ?

पाहण्णयाए-असोगवणे सत्तवण्णवणे चंपगवणे चूअवणे नागवणे पुन्नागवणे उच्छुवणे दक्खवणे सालिवणे, से तं पाहण्णयाए ।

ઉત્તર— જેની પ્રચુરતા હોય તે પ્રધાન કહેવાય. તે પ્રધાનની અપેક્ષાએ નિષ્પન્ન-નામનું સ્વરૂપ આ પ્રમાણે છે, જેમકે-અશોકવન-વનમાં ઘણા પ્રકારના વૃક્ષો હોવા છતાં અશોકવૃક્ષ વધુ હોવાથી તે વનને 'અશોકવન' એવું નામ આપવું, તેજ પ્રમાણે સપ્તપર્ણવન, ચમ્પકવન, આમ્રવન, નાગવન, પુન્નાગવન, ઈક્ષુવન, દ્રાક્ષવન, શાલિવન તે પ્રધાનપદનિષ્પન્ન નામો છે

से किं तं अणाइसिद्धंतेणं ?

પ્રશ્ન— અનાદિ સિદ્ધાંતનિષ્પન્નનામનું સ્વરૂપ કેવું છે ?

अणाइसिद्धंतेणं-धम्मत्थिकाए अधम्मत्थिकाए आगासत्थिकाए जीवत्थिकाए पुग्गलत्थिकाए अद्धासमए, से तं अणाइयसिद्धंतेणं ।

ઉત્તર— શબ્દ વાચક છે, અર્થ (પદાર્થ) વાચ્ય છે. આ પ્રમાણે વાચ્યવાચકનું જે જ્ઞાન તે 'અંત' કહેવાય છે, આ અંત અનાદિ કાલથી સિદ્ધ છે. આ અનાદિ સિદ્ધાન્તથી જે નામનિષ્પન્ન થાય તે અનાદિ સિદ્ધાંત-નિષ્પન્ન નામ તેનું સ્વરૂપ આ પ્રમાણે છે-ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિ-કાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, અદ્ધા-સમય, આ સર્વ પોતાના સ્વરૂપનો પરિત્યાગ કદિ પણ કરશે નહિ. આ પ્રમાણે અનાદિ-સિદ્ધાંતનિષ્પન્ન નામનું સ્વરૂપ પૂર્ણ થયું.

से किं तं नामेणं ?

પ્રશ્ન— નામનિષ્પન્ન નામનું સ્વરૂપ કેવું છે ?

नामेणं पिउपियामहस्स नामेणं उन्नामिज्जइ । से तं णामेणं ।

ઉત્તર— જે નામ નામથી નિષ્પન્ન હોય છે તેનું સ્વરૂપ આ પ્રમાણે છે, જેમકે-પિતા કે પિતામહ અથવા પિતાના પિતામહનું

જે નામ તે નામથી પુત્રાદિનુ નામ હોય તે. કારણ કે 'પિતા કે પિતામહ' આદિ સ્વયં એક પ્રકારનું નામ છે. વ્યવહારમાટે તેનું યજ્ઞદત્ત–દેવદત્ત વગેરે નામ રખાય છે તે નામ નામથી નિષ્પન્ન નામ છે.

से किं तं अवयवेणं ?

પ્રશ્ન— અવયવનિષ્પન્નનામનું સ્વરૂપ કેવુ છે ?

अवयवेणं–सिंगी सिही विसाणी, दाढी पक्खी खुरी नही वाली । दुपय–चउप्पयबहुपया, नंगुली केसरी कउही । परियरबंधेण भडं, जाणिज्जा महिलियं निवसणेणं ॥१॥ सित्थेणं दोणवायं कविं च इक्काए गाहाए ॥ से तं अवयवेणं ॥

ઉત્તર– અવયવ અને અવયવીને એક–રૂપ માની જે નામ અસ્તિત્વમા આવે તે અવયવનિષ્પન્નનામ. તેનું સ્વરૂપ આ પ્રમાણે છે, જેમકે— શૃંગી–શૃંગ (શીંગડા) રૂપ અવયવના સંબંધથી શૃંગી કહેવુ, શિખાના સંબંધથી શિખી, તે પ્રમાણે વિષાણી, દંષ્ટ્રી વગેરે નામ જાણવા. આ ઉપરાંત પરિકર–બંધન– વિશિષ્ટ રચના યુકત વસ્ત્રથી 'ભટ' કે 'યોદ્ધો' કહેવો, સ્ત્રી જેવા વસ્ત્ર પરિધાન કરનારને 'મહિલા' કહેવુ, એક કણ પાકી જવાથી દ્રોણપરિમિત અન્ન પાકી ગયું, એમ કહેવાય છે, અને ગુણસંપન્ન એક ગાથાના પરીક્ષણથી 'કવિ' આવા શબ્દ-નામ પ્રચલિત થઇ જાય છે. આ સર્વ અવયવની પ્રધાનતાથી નિષ્પન્ન હોવાથી અવયવનિષ્પન્ન નામ કહેવાય છે.

१८१. से किं तं संजोगेणं ?

૧૮૧. પ્રશ્ન– સંયોગનિષ્પન્નનામનું સ્વરૂપ કેવું છે ?

संजोगे चउव्विहे पण्णत्ते, तं जहा–दव्वसंजोगे खेत्तसंजोगे कालसंजोगे भावसंजोगे ।

ઉત્તર– સંયોગની પ્રધાનતાથી નિષ્પન્ન નામ તે સંયોગનિષ્પન્નનામ સંયોગ ચાર પ્રકારનો છે. તે આ પ્રમાણે— (૧) દ્રવ્ય-સંયોગ (૨) ક્ષેત્રસંયોગ (૩) કાલસંયોગ અને (૪) ભાવસંયોગ

से किं तं दव्वसंजोगे ?

પ્રશ્ન— દ્રવ્યસંયોગથી નિષ્પન્નનામનુ સ્વરૂપ કેવું છે ?

दव्वसंजोगे तिविहे पण्णत्ते, तं जहा–सचित्ते अचित्ते मीसए ।

ઉત્તર— દ્રવ્યસંયોગના ત્રણ પ્રકાર પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે– (૧) સચિત્ત–દ્રવ્યસંયોગ (૨) અચિત્તદ્રવ્યસંયોગ અને (૩) મિશ્રદ્રવ્યસયોગ. સચિત્તદ્રવ્યસંયોગથી નિષ્પન્ન જેમકે– ગાયના સંયોગથી ગોમાન, ભેંસોના સયોગથી મહિષીમાન્, ઘેટાના સયોગથી ઘેટાવાન્, ઊંટોના સંયોગથી ઉષ્ટ્રીપાલ, આ સર્વનામ સચિત્તદ્રવ્ય–સંયોગથી નિષ્પન્નનામ છે, કારણકે ગાય–ભેંસ વગેરે સચિત્ત પદાર્થો છે તેના સંયોગથી ગોમાન્ વગેરે નામો નિષ્પન્ન થાય છે.

से किं तं सचित्ते ?

सचित्ते गोहिं गोमिए, महिसीहिं महिसिए, ऊर्णाहिं ऊरणिए, उट्टीहिं उट्टीवाले । से तं सचित्ते ।

से किं तं अचित्ते ?

अचित्ते-छत्तेणं छत्ती, दंडेण दंडी पडेणं पडी, घडेण घडी, कडेण कडी, से त्तं अचित्ते ।

અચિત્તદ્રવ્યસંયોગનિષ્પન્નનામ આ પ્રમાણે છે– છત્રના સંયોગથી (ધારણ કરવાથી) છત્રી, તેમાં છત્ર અચિત્તદ્રવ્ય છે. તેનાથી નિષ્પન્નનામ છત્રી છે. તેજ પ્રમાણે દંડના સંયોગથી દંડી, પટના સંયોગથી પટી, ઘટના સયોગથી ઘટી, કટના સયો–ગથી કટી વગેરે નામ કહેવાય છે, તે સર્વ અચિત્તદ્રવ્યસંયોગનિષ્પન્ન નામ છે.

से किं तं मीसए ?

मीसए–हलेणं हालिए, सगडेणं सागडिए, रहेणं रहिए, नावाए नाविए, से त्तं मीसए । से त्तं दव्वसंजोगे ।

મિશ્રદ્રવ્યસંયોગનિષ્પન્નનામ આ પ્રમાણે છે- હળના સંયોગથી હાળિક, શકટના સયોગથી શાકટિક, રથના સયોગથી રથિક, નાવના સંયોગથી નાવિક, આ સર્વ ઉભય-દ્રવ્યસંયોગ રૂપ છે કેમકે હળ વગેરે અચિત્ત અને બળદાદિ સચિત્ત તે બંનેથી નિષ્પન્નનામ 'હળિક' વગેરે મિશ્રદ્રવ્ય–સંયોગનિષ્પન્નનામ છે

से किं त्तं खित्तसंजोगे ?

પ્રશ્ન–ક્ષેત્રસંયોગનિષ્પન્નનામનું સ્વરૂપ કેવું છે ?

खित्तसंजोगे–भारहे एरवए हेम–वए एरण्णवए हरिवासए रम्मगवासए देवकुरुए उत्तरकुरुए पुव्वविदेहए अव–रविदेहए । अहवा मागहए मालवए

ઉત્તર — ક્ષેત્રના આધારે નિષ્પન્નનામ આ પ્રમાણે છે, જેમકે– આ ભારતીય છે, આ ઐરાવતક્ષેત્રીય છે, આ હૈમવતક્ષેત્રીય છે, આ ઐરણ્યવતક્ષેત્રીય છે, આ હરિવર્ષક્ષેત્રીય

सोरट्ठए मरहट्ठए कुंकणए । से त्तं खेत्तसंजोगे ।

છે, આ રમ્યકવર્ષીય છે, આ દેવકુરુક્ષેત્રીય છે, આ ઉત્તરકુરુક્ષેત્રીય છે, આ પૂર્વવિદેહનો છે આ અપરવિદેહનો છે અથવા તો આ મગધનો છે, આ માલવક છે, આ સૌરાષ્ટ્રક છે, આ મહારાષ્ટ્રીયન છે, આ કોંકણક છે આ સર્વ નામો ક્ષેત્રસંયોગથી નિષ્પન્નનામ છે.

से किं तं कालसंजोगे ?

પ્રશ્ન– કાળસંયોગથી નિષ્પન્નનામનું સ્વરૂપ કેવું છે ?

कालसंजोगे-सुसमसुसमाए, सुसमाए, सुसमदूसमाए दूसमसुसमाए, दूसमाए दूसमदूसमाए । अहवा पावसए वासारत्तए, सरदए, हेमंतए वसंतए गिम्हए । से तं कालसंजोगे ।

ઉત્તર— કાળના સંયોગે–આધારે ઉત્પન્ન થતાં નામ આ પ્રમાણે છે– આ સુષમ–સુષમ કાળમાં ઉત્પન્ન થવાથી 'સુષમ સુષમજ' છે, આ સુષમ–સુંદર–સુખદ્કાળમાં ઉત્પન્ન થવાથી 'સુષમજ' છે, આ સુષમ દુષમ–સુંદરતા ઘણી અને વિષમતા થોડી એવા કાળમા ઉત્પન્ન થવાથી 'સુષમદુષમજ, છે, આ દુષમસુષમ– વિષમતા ઘણીને સુંદરતા થોડી એવા કાળમાં ઉત્પન્ન થવાથી 'દુષમસુષમજ' છે, આ દુષમ– તદ્દન વિષમતા હોય તેવા કાળમાં ઉત્પન્ન થવાથી 'દુષમજ' છે, આ દુષમદુષમા– ઘણા ત્રાસદાયક કાળમાં ઉત્પન્ન થવાથી 'દુષમ–દુષમજ' છે. એમ નામ આપવું અથવા આ પ્રાવૃષિક ( વર્ષના પ્રારંભકાળમાં ઉત્પન્ન થયેલ ) છે, વર્ષારાત્રિક ( વર્ષાના અંતમા ઉત્પન્ન થયેલ ) છે, આ શારદ ( શરદ–ઋતુમા ઉત્પન્ન થયેલ ) છે, આ હૈમન્તક છે, આ વાસન્તક છે, આ ગ્રીષ્મક છે. આ સર્વ નામો કાળસંયોગથી નિષ્પન્ન નામ છે.

से किं तं भावसंजोगे ?

પ્રશ્ન— ભાવસયોગનિષ્પન્નનામનુ સ્વરૂપ કેવું છે ?

भावसंजोगे–दुविहे पण्णत्ते, तं जहा–पसत्थे य अपसत्थे य ।

ઉત્તર— ભાવસયોગના બે પ્રકારો છે. (૧) પ્રશસ્તભાવસયોગ અને (૨) અપ્રશસ્તભાવસંયોગ

से किं तं पसत्थे–नाणेणं नाणी दंसणेणं दंसणी, चरित्तेणं चरित्ती। से तं पसत्थे।

પ્રશ્ન– પ્રશસ્તભાવસંયોગથી નિષ્પન્નનામનું સ્વરૂપ કેવું છે?

ઉત્તર— જ્ઞાન, દર્શન, ચારિત્ર આ પ્રશસ્તભાવો છે. આ ભાવોના સંયોગથી જેમકે– જ્ઞાનથી 'જ્ઞાની', દર્શનથી 'દર્શની' ચારિત્રથી 'ચારિત્રી' આ નામ પ્રશસ્તભાવસંયોગનિષ્પન્ન નામ છે.

से किं तं अपसत्थे ?

પ્રશ્ન– અપ્રશસ્તભાવસંયોગનિષ્પન્ન–નામનું સ્વરૂપ કેવું છે?

अपसत्थे–कोहेणं कोही,माणेणं माणी, मायाए मायी, लोहेणं लोही। से तं अपसत्थे। से तं भावसंजोगे। से तं सजोगेणं।

ઉત્તર— ક્રોધ, માન, માયા, લોભ એ અપ્રશસ્ત ભાવો છે આ ભાવોના સંયોગથી જેમ ક્રોધથી 'ક્રોધી', માનથી 'માની' માયાથી 'માયી' અને લોભથી 'લોભી' નામ હોવું આ સર્વ નામો અપ્રશસ્તભાવથી નિષ્પન્ન થતાં હોવાથી અપ્રશસ્તભાવનિષ્પન્નનામ કહેવાય છે.

१८२. से किं तं पमाणेणं ?

૧૮૨. પ્રશ્ન— પ્રમાણુથી નિષ્પન્ન નામનું સ્વરૂપ કેવું છે?

पमाणे चउव्विहे पण्णत्ते, तं जहा–नामप्पमाणे ठवणप्पमाणे दव्वप्पमाणे भावप्पमाणे।

ઉત્તર— જેનાવડે વસ્તુનો નિર્ણય કરવામાં આવે છે તે પ્રમાણુ. તેનાથી નિષ્પન્નનામના ચાર પ્રકારો છે તે આ પ્રમાણે— (૧) નામપ્રમાણુથી નિષ્પન્નનામ (૨) સ્થાપનાપ્રમાણુથી નિષ્પન્નનામ (૩) દ્રવ્યપ્રમાણુથી નિષ્પન્નનામ અને (૪) ભાવપ્રમાણુથી નિષ્પન્નનામ.

से किं तं नामप्पमाणे ?

પ્રશ્ન– નામપ્રમાણુનું સ્વરૂપ કેવું છે?

नामप्पमाणे जस्स णं जीवस्स वा अजीवस्स वा, जीवाण वा, अजीवाण वा, तदुभयस्स वा, तदुभयाण वा पमाणेत्ति नामं कज्जइ। से तं णामप्पमाणे।

ઉત્તર– કોઈપણુ જીવનુ અથવા અજીવનું, જીવોનું કે અજીવોનું, જીવાજીવનું અથવા જીવોઅજીવોનું, 'પ્રમાણુ' એવું નામ– સંજ્ઞા રાખવામાં આવે છે તે નામ પ્રમાણુ કહેવાય. તેનાથી નિષ્પન્નનામ 'નામપ્રમાણુનિષ્પન્નનામ' કહેવાય છે.

१८३. से किं तं ठवणप्पमाणे ?

૧૮૩. પ્રશ્ન– સ્થાપનાપ્રમાણથી નિષ્પન્નનામનું સ્વરૂપ કેવું છે ?

ठवणप्पमाणे सत्तविहे पण्णत्ते, तं जहा–णक्खत्तदेवयकुले पासंडगणे य जीवियाहेउं । आभिप्पाइयणामे ठवणानामं तु सत्तविहं ॥१॥

ઉત્તર– સ્થાપનાપ્રમાણના કારણથી જે સાત નામ નિષ્પન્ન થાય છે તે આ પ્રમાણે– (૧) નક્ષત્રનામ (૨) દેવનામ (૩) કુળનામ (૪) પાષંડનામ (૫) ગણનામ (૬) જીવિત-હેતુનામ (૭) આભિપ્રાયિકનામ.

से किं तं णक्खत्तणामे ?

પ્રશ્ન– નક્ષત્રનામ– નક્ષત્રના આધારે જે નામ રાખવામાં આવે છે તેનું સ્વરૂપ કેવું છે ?

णक्खत्तणामे–कित्तिआहिं जाए-कित्तिए कित्तिआदिण्णे, कित्तिआधम्मे, कित्तिआसम्मे, कित्तिआदेवे, कित्ति-आदासे, कित्तिआसेणे, कित्तिआर-क्खिए । रोहिणीहिं जाए–रोहिणिए, रोहिणिदिन्ने, रोहिणिधम्मे, रोहिणि-सम्मे, रोहिणिदेवे, रोहिणिदासे, रोहि-णिसेणे, रोहिणिरक्खिए य । एवं सव्वनक्खत्तेसु नामा भाणियव्वा । एत्थं संगहणिगाहाओ–कित्तिय रोहिणि मिग-सिर,–अद्दा य पुणव्वसू य पुस्से य । तत्तो य अस्सिलेसा, महा उ दो फग्गु-णीओ य ॥१॥ हत्थो चित्ता साती, (१४) विसाहा तह य होई(१५) अणु-राहा । (१६) जेट्ठा (१७) मूला (१८) पुव्वासाढा तह (१९) उत्तरा चेव ॥२॥ (२०) अभिई (२१) सवण (२२) धणिट्ठा, (२३) सतभिसया दो य होंति [२४] [२५] भद्दवया । [२६] रेवइ [२७] अस्सिणि [२८] भरणी, एसा

ઉત્તર— 'કૃત્તિકા' નામના નક્ષત્રમાં જન્મેલાઓના નામ કૃત્તિક, કૃત્તિકાદત્ત, કૃત્તિકાધર્મ, કૃત્તિકાશર્મા, કૃત્તિકાદેવ, કૃત્તિ-કાદાસ, કૃત્તિકાસેન, કૃત્તિકારક્ષિત, એવા નામ રાખવા, રોહિણીનક્ષત્રમા જન્મેલા-ઓના નામ— રૌહિણેય, રોહિણીદત્ત, રોહિણીધર્મ, રોહિણીશર્મા, રોહિણીદેવ, રોહિણીદાસ, રોહિણીસેન, રોહિણીરક્ષિત, વગેરે નામ રાખવામા આવે છે. આ પ્રમાણે બીજા નક્ષત્રોપરથી પણ નામો રાખવામાં આવે છે તે આ પ્રમાણેજ જાણવા જોઈએ નક્ષત્રોના નામ ત્રણ સંગ્રહણી ગાથાઓ વડે આ પ્રમાણે બતાવવામાં આવ્યા છે– (૧) કૃત્તિકા (૨) રોહિણી (૩) મૃગ-શિરા (૪) આર્દ્રા (૫) પુનર્વસુ (૬) પુષ્ય (૭) અશ્લેષા (૮) મઘા (૯) પૂર્વાફાલ્ગુની (૧૦) ઉત્તરાફાલ્ગુની (૧૧) હસ્ત (૧૨) ચિત્રા (૧૩) સ્વાતિ (૧૪) વિશાખા (૧૫) અનુરાધા (૧૬) જ્યેષ્ઠા (૧૭) મૂલા (૧૮) પૂર્વાષાઢા (૧૯) ઉત્તરાષાઢા (૨૦) અભિજિત (૨૧) શ્રવણ (૨૨) ધનિષ્ઠા (૨૩) શતભિષ (૨૪) ઉત્તરાભાદ્રપદ (૨૫) પૂર્વાભાદ્રપદ (૨૬) રેવતી

नक्खत्तपरिवाडी ॥३॥ से तं नक्खत्त-
नामे ॥

(૨૭) અશ્વિની (૨૮) ભરણી. આ નક્ષત્રની પરિપાટી છે. આ ૨૮ નક્ષત્ર અગ્નિ વગેરે ૨૮ દેવતાઓથી અધિષ્ઠિત છે. આથી ઘણીવાર કોઇ નક્ષત્રમાં જન્મેલ વ્યક્તિનુ નામ તે નક્ષત્રના અધિષ્ઠાયક દેવના નામપરથી રાખવામા આવે છે.

से किं तं देवयाणामे ?

પ્રશ્ન– આ દેવતાઓના આધારે જે નામ સ્થાપિત કરવામાં આવે છે તે કેવા હોય છે ?

देवयाणामे–अग्गिदेवयाहिं जाए अग्गिए, अग्गिदिण्णे, अग्गिसम्मे, अग्गिधम्मे, अग्गिदेवे, अग्गिदासे, अग्गिसेणे, अग्गिरक्खिए ।
एवं सव्वनक्खत्तदेवयानामा भाणि–यव्वा । एत्थंपि संगहणिगाहाओ–(१) अग्गि (२) पयावइ (३) सोमे,(४)रुद्दा (५) अदिती (६) विहस्सई (७) सप्पे (८) पिति (९) भगं (१०) अज्जम [११] सविया [१२] तट्ठा [१३] वाउय [१४] इंदग्गी ॥१॥ [१५] मित्तो [१६] इंदो [१७] निरई, [१८] आऊ [१९] विस्सो य [२०] बंभ [२१] विण्हुया । [२२] वसु [२३] वरुण [२४] अयं (२५) विवद्धी (२६) पूसे (२७) आसे (२८) जमे चेव ॥२॥
से तं देवया णामे ।

ઉત્તર– અગ્નિદેવતાના અધિષ્ઠિત નક્ષ–ત્રમાં જન્મેલાઓના નામ– આગ્નિક, અગ્નિદત્ત, અગ્નિશર્મા, અગ્નિધર્મ, અગ્નિદેવ, અગ્નિદાસ, અગ્નિસેન, અગ્નિરક્ષિત, આજ પ્રમાણે બીજા સર્વ દેવતાઓના આધારે પણ નામ પાડવામાં આવે છે. દેવતાઓના નામ બે સંગ્રહણી ગાથા વડે સૂત્રકારે જણાવ્યા છે તે આ પ્રમાણે— (૧) અગ્નિ (૨) પ્રજાપતિ (૩) સોમ (૪) રુદ્ર (૫) અદિતિ (૬) બૃહ–સ્પતિ (૭) સર્પ (૮) પિતા (૯) ભગ (૧૦) અર્યમા (૧૧) સવિતા (૧૨) ત્વષ્ટા (૧૩) વાયુ (૧૪) ઇદ્રાગ્નિ (૧૫) મિત્ર (૧૬) ઇંદ્ર (૧૭) નિર્ઋતિ (૧૮) અંભ (૧૯) વિશ્વ (૨૦) બ્રહ્મા (૨૧) વિષ્ણુ (૨૨) વસુ (૨૩) વરૂણ (૨૪) અજ (૨૫) વિવર્દ્ધિ (૨૬) પૂષા (૨૭) અશ્વ (૨૮) યમ. આ ૨૮ દેવતા–ઓના નામ છે.

से किं तं कुलनामे ?

પ્રશ્ન– કુળનામ શુ છે ?

कुलनामे–उग्गे भोगे रायण्णे खत्तिए इक्खागे णाए कोरव्वे । से तं कुलनामे ।

ઉત્તર– જે વ્યક્તિ જે કુળમા ઉત્પન્ન થાય તે કુળના નામપરથી તેનુ નામ રાખ-વામા આવે તે કુળસ્થાપનાપ્રમાણુનિષ્પન્ન નામ કહેવાય છે તે આ પ્રમાણે– ઉગ્રકુળમા ઉત્પન્ન થવાથી ‘ઉગ્ર’ નામ રાખવુ, ભોગ-કુળમા ઉત્પન્ન થવાથી ‘ભોગ’ તે પ્રમાણે–

રાજન્યકુલ, ક્ષત્રિયકુલ, ઐક્ષ્વાકુકુલ, જ્ઞાતકુલ, કૌરવ્યકુલ, વગેરે કુલના આધારે નામ સ્થાપિત કરવામાં આવે છે. તે આ પ્રમાણે કુલનામો છે.

से किं तं पासंडनामे ?

प्रश्न– પાષંડનામ શું છે ?

पासंडनामे-समणे य पंडुरंगे, भिक्खू कावालिए य तावसए । परिवायगे । से तं पासंडनामे ।

ઉત્તર– જેને જે પાષંડ (વ્રત) નો આશ્રય લીધો હોય તે પરથી તેનું નામ રાખવામાં આવે તે પાષંડનામ છે. તે આ પ્રમાણે– નિર્ગ્રંથ, શાકય, તાપસ, ગૈરિક, આજીવક, આ પાંચ પ્રકારના વ્રતને આધારે 'શ્રમણ' એવું નામ સ્થાપિત થાય છે. ભસ્મથી લિપ્ત જેનું શરીર હોય તેવા શૈવ 'પાંડુરાંગ' કહેવાય છે. બુદ્ધદર્શનને માનનારા 'ભિક્ષુ' કહેવાય છે. ચિતાભસ્મને શરીરપર લગાડનાર 'કાપાલિક' કહેવાય છે. વનમાં રહી તપ કરનાર 'તાપસ' અને ઘરનો ત્યાગ કરી જનાર 'પરિવ્રાજક' કહેવાય છે. તેના આધારે જે નામ રાખવામાં આવે છે તે પાષંડ-સ્થાપનાનિષ્પન્ન-નામ કહેવાય છે.

से किं तं गणनामे ?

प्रश्न– ગણનામ શું છે ?

गणनामे मल्ले मल्लदिन्ने मल्लधम्मे मल्लसम्मे मल्लदेवे मल्लदासे मल्लसेणे मल्लरक्खिए । से त्तं गणनामे ।

ઉત્તર– આયુધજીવિઓનો સમૂહ ગણ કહેવાય છે. તેના પરથી કોઇનું નામ રાખવામાં આવે તો તે ગણનામ કહેવાય છે. જેમકે– મલ્લ, મલ્લદત્ત, મલ્લધર્મ, મલ્લશર્મા, મલ્લદેવ, મલ્લદાસ, મલ્લસેન, મલ્લરક્ષિત વગેરે નામ ગણસ્થાપના-નિષ્પન્નનામ છે.

से किं तं जीवियनामे ?

प्रश्न– ભદંત ! જીવિતનામ શું છે ?

जीवियनामे-अवकरए उक्कुरुडए उज्झियए कज्जवए सुप्पए । से तं जीवियनामे ।

ઉત્તર– જે સ્ત્રીના સંતાન જન્મ પામતાજ મરણ પામતા હોય તેવી સ્ત્રીના બાળકોને દીર્ઘકાળસુધી જીવિત રાખવા જે

નામ રાખવામાં આવે છે તેને જીવિતનામ કહે છે. જેમકે- (૧) કચરો (૨) ઉકરડો (૩) ઉજ્ઝિતક (૪) કચવર (૫) સપડિયો આદિ. આ પ્રમાણે જીવિતનામ જાણવા.

से किं तं आभिप्पाइय णामे ?

પ્રશ્ન- હે ભદંત ! આભિપ્રાયિક નામ શું છે ?

आभिप्पाइयनामे-अंबए निंबए वकुलए पलासए सिणए पिलूए करीरए। से तं आभिप्पाइयनामे। से तं ठवण-प्पमाणे ॥

ઉત્તર- ગુણની અપેક્ષા રાખ્યા વિના લોકરુઢિઅનુસાર અને પોતાના અભિપ્રાય પ્રમાણે જે નામ રાખવામાં આવે તેને આભિપ્રાયિકનામ કહેવામાં આવે છે. તે આ પ્રમાણે- અંબક, નિંબક, બકુલક, પલાશક, સ્નેહક, પીલુક, કરીરક, વગેરે આભિપ્રાયિક નામ જાણવા. આ પ્રમાણે સ્થાપના પ્રમાણનુ કથન પૂર્ણ થયુ.

१८४. से किं तं दव्वप्पमाणे ?

૧૮૪. પ્રશ્ન- હે ભદંત ! દ્રવ્યપ્રમાણ કેટલા પ્રકારે છે ?

दव्वप्पमाणे-छव्विहे पण्णत्ते, तं जहा-धम्मत्थिकाए जाव अद्धासमए। से तं दव्वप्पमाणे ॥

ઉત્તર- દ્રવ્યપ્રમાણના છ પ્રકાર પ્રરૂપ્યા છે, તે આ પ્રમાણે- ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય યાવત્ અદ્ધાસમય આ રીતે દ્રવ્ય-પ્રમાણ જાણવુ.

१८५. से किं तं भावप्पमाणे ?

૧૮૫. પ્રશ્ન- હે ભગવન્ ! ભાવપ્રમાણ એટલે શું ?

भावप्पमाणे-चउव्विहे पण्णत्ते, तं जहा-सामासिए तद्धियए धाउए निरुत्तिए।

ઉત્તર- ભાવપ્રમાણ સામાસિક, તદ્ધિતજ, ધાતુજ અને નિરુકિતજ રૂપ ચાર પ્રકારે છે.

से किं तं सामासिए ?

પ્રશ્ન- ભદંત ! સામાસિક ભાવપ્રમાણ એટલે શુ ?

सत्त समासा भवंति, तं जहा-दंदे य बहुव्वीही, कम्मधारय दिग्गु य। तप्पुरिस अव्वईभावे, एक्कसेसे

ઉત્તર- બે કે તેથી વધારે પદોની વિભકિતનો લોપ કરી ભેગા કરવામા આવેલ પદને સમાસ કહે છે. તે સમાસ સાત હોય

य सत्तमे ॥१॥

છે. તે આ પ્રમાણે– (૧) દ્વન્દ્વ (૨) બહુવ્રીહિ (૩) કર્મધારય (૪) દ્વિગુ (૫) તત્પુરુષ (૬) અવ્યયીભાવ (૭) એકશેષ.

से किं तं दंदे ?

પ્રશ્ન– ભદંત ! દ્વન્દ્વસમાસ એટલે શું ?

दंदे–दंता य ओट्ठा य दंतोट्ठं, थणा य उयरं य थणोयरं, वत्थं य पत्तं य वत्थपत्तं, आसा य महिसा य आसमहिसं अही य नउलो य अहिनउलं, से त्तं दंदे समासे ।

ઉત્તર– જે સમાસના બધા પદો પ્રધાન હોય અને વિગ્રહ કરતાં પદોનો સંબંધ 'ચ' કે 'અને' થી થાય તેને દ્વન્દ્વસમાસ કહે છે જેમકે– दंताश्च ओष्ठौ च इति दंतोष्ठम्, स्तनौ च उदरं च इति स्तनोदरम्, वस्त्रं च पात्रं च वस्त्रपात्रम्, अश्वाश्च महिषाश्च इति अश्वमहिषम्, अहिश्च नकुलं च इति अहिनकुलम्, આ પ્રમાણે દ્વન્દ્વસમાસ છે.

से किं तं वहुव्वीही समासे ?

પ્રશ્ન– હે ભદંત ! બહુવ્રીહિ સમાસ શું છે ?

वहुव्वीहीसमासे–फुल्ला इमंमि गिरिंमि कुडयकयंबो सो इमो गिरी फुल्लकुडयकयंबो । से त्तं वहुव्वीही समासे ।

ઉત્તર– સમાસમાં આવેલ પદો જ્યારે પોતાથી ભિન્ન કોઈ અન્ય પદાર્થનો બોધ કરાવે એટલે જે સમાસ અન્યપદાર્થ પ્રધાન હોય ત્યારે તે બહુવ્રીહિ સમાસ કહેવાય છે જેમ આ પર્વત ઉપર કુટજ, કદંબવૃક્ષો પુષ્પિત (પ્રફુલ્લિત) છે તેથી આ પર્વત 'ફુલ્લકુટજકદંબ' છે. અહીં 'ફુલ્લકુટજ–કદંબ' બહુવ્રીહિસમાસ છે

से किं तं कम्मधारए ?

પ્રશ્ન–ભદંત ! કર્મધારયસમાસ શું છે ?

कम्मधारए धवलो वसहो धवलवसहो, किण्हो मियो किण्हमियो, सेतो पडो सेतपडो, रत्तो पडो रत्तपडो से तं कम्मधारए ।

ઉત્તર– જેમા ઉપમાન–ઉપમેય, વિશેષણ–વિશેષ્યનો સમાસ થાય તે કર્મધારય સમાસ કહેવાય છે. જેમકે– धवलश्चासौ वृषभ धवलवृषभ', कृष्णश्चासौ मृग कृष्णमृग, श्वेतश्चासौ पट श्वेतपट', रक्तश्चासौ पटः रक्तपटः આ કર્મધારય સમાસ છે

से किं तं दिगुसमासे ?

પ્રશ્ન– દ્વિગુસમાસ એટલે શું ?

दिगुसमासे—तिण्णि कडुगाणि तिकडुगं, तिण्णि महुराणि तिमहुरं, तिण्णि गुणाणि तिगुणं, तिण्णि पुराणि तिपुरं तिण्णि सराणि तिसरं, तिण्णि पुक्खराणि तिपुक्खरं,तिण्णि विंदुआणि तिविंदुअं, तिण्णि पहाणि तिपहं, पंच नईओ पंचणयं, सत्त गया सत्तगयं, नव तुरंगा नव तुरंगं, दसगामा दसगामं, दस पुराणि दसपुरं । से तं दिगुसमासे ।

ઉત્તર– જે સમાસમાં પ્રથમપદ સંખ્યાવાચક હોય અને સમાહાર–સમૂહનો બોધ થતો હોય તેને દ્વિગુસમાસ કહેવામાં આવે છે. જેમકે– ત્રણ કટુક વસ્તુઓનો સમૂહ તે ‘ત્રિકટુક’, ત્રણ મધુરોનો સમૂહ તે ‘ત્રિમધુર’, ત્રણ ગુણોનો સમૂહ તે ‘ત્રિગુણ’, ત્રણ પુરો-નગરોનો સમૂહ તે ‘ત્રિપુર’, ત્રણ સ્વરોનો સમૂહ તે ‘ત્રિસ્વર’ ત્રણ પુષ્કરો–કમળોનો સમૂહ તે ‘ત્રિપુષ્કર’ ત્રણ બિંદુ–ઓનો સમૂહ ‘ત્રિબિંદુક’, ત્રણ-પથ-રસ્તાનો સમૂહ ‘ત્રિપથં’, પાંચ નદીઓનો સમૂહ ‘પંચનદં’ સાત હાથીઓનો સમૂહ ‘સપ્તગજમ્’ નવ તુરંગોનો સમૂહ ‘નવતુરંગ’ દસગામનો સમૂહ ‘દસગ્રામં’, દસ પુરોનો સમૂહ ‘દસપુર’ આ દ્વિગુ સમાસ છે.

से किं त तप्पुरिसे ?

પ્રશ્ન– તત્પુરુષસમાસ શું છે?

तप्पुरिसे—तित्थे कागो, तित्थ कागो वणे हत्थी वणहत्थी, वणे वराहो वणवराहो, वणे महिसो वणमहिसो, वणे मऊरो वणमऊरो । से तं तप्पुरिसे ।

ઉત્તર– જે સમાસમાં અંતિમપદ પ્રધાન હોય અને પ્રથમપદ પ્રથમા વર્જિત વિભક્તિમાં હોય અને બીજુ પદ પ્રથમાન્ત હોય તેને તત્પુરુષસમાસ કહે છે જેમકે– તીર્થમાં કાક તે ‘તીર્થકાક’, વનમાં હાથી તે ‘વન–હાથી’ વણમા વરાહ તે ‘વનવરાહ’, વનમા મહિષ તે ‘વનમહિષ’ વનમાં મયૂર તે ‘વનમયૂર’, આ તત્પુરુષ સમાસ છે.

से किं तं अव्वईभावे ?

પ્રશ્ન– અવ્યયીભાવસમાસ કોને કહે છે ?

अव्वईभावे—गामस्स पच्छा-अणुगामं एवं अणुणइयं, अणुफारिसं, अणुचरियं । से तं अव्वईभावे समासे ।

ઉત્તર— જેમા પૂર્વપદ અવ્યય અને ઉત્તરપદ નામ હોય, જેના અંતમાં સદા–નપુસકલિંગ અને પ્રથમા એકવચન રહે છે તે અવ્યયીભાવસમાસ કહેવાય છે જેમકે–ગામનીસમીપ તે ‘અનુગ્રામ’, તેજ પ્રમાણે ‘અનુનદિકમ્’ ‘અનુસ્પર્શમ્’ ‘અનુચરિતમ્’ આદિ આ અવ્યયીભાવસમાસ છે.

से किं तं एगसेसे ?

एगसेसे जहा एगो पुरिसो तहा बहवे पुरिसा, जहा बहवे पुरिसा तहा एगो पुरिसो, जहा एगो करिसावणो तहा बहवे करिसावणा, जहा बहवे करिसावणा तहा एगो करिसावणो, जहा एगो साली तहा बहवे साली, जहा बहवे साली तहा एगो साली । से तं एग सेसे समासे, से तं सामासिए ॥

પ્રશ્ન– એકશેષસમાસ કોને કહે છે ?

ઉત્તર– સમાન રૂપવાળા બે અથવા વધારે પદોના સમાસથી એક બાકી રહે અને બીજા પદોનો લોપ થઇ જાય છે તેને એક-શેષસમાસ કહે છે. તે આ પ્રમાણે– જેમ એક પુરુષ તેમ ઘણા પુરુષ, જેમ ઘણા પુરુષ તેમ એક પુરુષ, જેમ એક સુંવર્ણમુદ્રા છે તેમ ઘણી સુવર્ણમુદ્રા છે, જેમ ઘણી સુવર્ણ-મુદ્રા છે તેમ એક સુવર્ણમુદ્રા છે, જેમ એક શાલી તેમ ઘણા શાલી છે, જેમ ઘણા શાલી તેમ એક શાલી છે આ પ્રમાણે સામાસિક ભાવપ્રમાણ જાણવુ જોઇએ.

१८६. से किं तं तद्धितए ?

તદ્ધિતએ अट्ठविहे पण्णत्ते, तं जहा–
कम्मे सिप्पसिलोए, संजोगसमीवओ य संजूहो । इस्सरिय अवच्चेण य, तद्धि-तणामं तु अट्ठविहं ॥१॥

૧૮૬. પ્રશ્ન– હે ભદંત ! તદ્ધિતથી જે નામ નિષ્પન્ન થાય છે તે કેવા હોય છે ?

ઉત્તર–(૧) કર્મ (૨) શિલ્પ (૩) શ્લોક (૪) સયોગ (૫) સમીપ (૬) સંયૂથ (૭) ઐશ્વર્ય (૮) અપત્ય આ આઠ પ્રકારે તદ્ધિત-નિષ્પન્ન નામ હોય છે.

से किं तं कम्मणामे ?

कम्मणामे–तणहारिए, कट्ठहा-रिए, पत्तहारिए, दोसिए, सोत्तिए, कप्पासिए, भंडवेआलिए कोलालिए । से तं कम्मनामे ।

પ્રશ્ન– ભદંત ! કર્મનામનુ સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– વેચવાલાયક પદાર્થના અર્થમાં તદ્ધિત પ્રત્યય 'ઠક્' અને તેને 'इक्' પ્રત્યય લગાડવાથી જે નામ નિષ્પન્ન થાય તે કર્મનામ કહેવાય છે. જેમકે– તાર્ણભારિક-તૃણ વેચનાર, પાત્રભારિક–પાત્ર વેચનાર, દૌષ્યિક વસ્ત્ર વેચનાર, સૌત્રિક-સુતર વેચનાર, કાર્પાસિક–કપાસ વેચનાર, ભાંડવૈચારિક-વાસણ વેચનાર, કૌલાલિક–માટીના પાત્ર વેચનાર. આ સર્વ કર્મનામો છે

से किं तं सिप्पनामे ?

પ્રશ્ન– ભદંત ! શિલ્પનામનુ સ્વરૂપ કેવું છે ?

सिप्पनामे–तुण्णिए तंतुवाइए पट्टकारिए उव्वट्टिए वरुडिए मंजकारिए कट्ठकारिए छत्तकारिए वज्झकारिए पोत्थकारिए चित्तकारिए दंतकारिए लेप्पकारिए सेलकारिए कोट्टिमकारिए। से तं सिप्पनामे ।

ઉત્તર– શિલ્પ-કળા અર્થમાં તદ્ધિત પ્રત્યય– 'ઠક્' કરવાથી જે નામ નિષ્પન્ન થાય છે તે શિલ્પનામ છે. તે આ પ્રમાણે– તુન્ન જેનું શિલ્પ છે તે તૌન્નિક–દર્જી છે. તંતુઓનું વાય–સૂતર ફેલાવવું એ જેનું શિલ્પ છે તે તન્તુવાયિક-વણકર, પટ્ટ તૈયાર કરવું એ જેનું શિલ્પ છે તે પાટ્ટકારિક–વણકર, પિષ્ટ–પીઠી વગેરેથી શરીરના મલને દૂર કરવો એ જેનું શિલ્પ છે તે ઔદ્વૃત્તિક–હજામ, આ પ્રમાણે વારૂણિક, મૌંજકારિક, કાષ્ઠકારિક, છત્રકારિક, બાહ્યકારિક, પૌસ્તકારિક, ચૈત્રકારિક, દંતકારિક, લેપ્યકારિક, શૈલકારિક, કૌટ્ટિમકારિક વગેરે જાણવા. આ પ્રમાણે શિલ્પનામ છે.

से किं तं सिलोयनामे ?

પ્રશ્ન– હે ભદંત ! શ્લોકનામ શું છે ?

सिलोयनामे–समणे माहणे सव्वातिही । से तं सिलोयनामे ।

ઉત્તર– શ્લોક-યશરૂપ અર્થમાં તદ્ધિત પ્રત્યય કરવાથી જે નામ નિષ્પન્ન થાય છે તે શ્લોકનામ છે. તે આ પ્રમાણે– તપશ્ચર્યાદિ શ્રમ જેની પાસે છે તે 'શ્રમણ' અને પ્રશસ્ત બ્રહ્મ છે તે 'બ્રાહ્મણ' અહીં પ્રશસ્ત અર્થમાં મત્વર્થીય 'अच्' પ્રત્યય થવાથી સર્વ વર્ણોના અતિથિ માનવામાં આવે છે. તે શ્લોકનામ છે.

से किं तं संजोगनामे ?

પ્રશ્ન– હે ભદંત ! સંયોગનામ એટલે શું ?

संजोगनामे-रण्णो ससुरए, रण्णो जामाउए, रण्णो साले, रण्णो भाउए, रण्णो भगिणीवई । से तं संजोगनामे ।

ઉત્તર– સંબંધાર્થમાં તદ્ધિત પ્રત્યય હોવાથી જે નામ નિષ્પન્ન થાય છે તે સંયોગનામ છે. તે આ પ્રમાણે– રાજાનો શ્વસુર–રાજકીય શ્વસુર, રાજકીય જામાતા–જમાઈ, રાજકીય શાળો રાજકીય બનેવી વગેરે સંયોગનામ છે.

से किं तं समीवनामे ?

પ્રશ્ન– સમીપનામ એટલે શું ?

समीवनामे–गिरिसमीवे णयरं–गेरं गिरिणयरं, विदिसासमीवे णयरं–वेदिसं, वेन्नाए समीवे णयरं–वेन्नं वेन्नायडं, तगराए समीवे णयरं–तागरं तगरायडं । से त समीवनामे ।

ઉત્તર– સમીપ પાસે અર્થમાં તદ્ધિત સંબંધી 'अण्' પ્રત્યય થવાથી જે નામ નિષ્પન્ન થાય તે સમીપનામ. તે આ પ્રમાણે– ગિરિની પાસેનું નગર ગૈર, ગિરિનગર, વિદિશાની પાસેનું નગર વૈદિશ, વેન્નાની પાસેનું નગર વૈન્ન–વેન્નાતટ, તગરાપાસેનું નગર તાગર, તાગરાતટ, આ સમીપનામ કહેવાય છે.

से किं तं संजूहनामे ?,

પ્રશ્ન– હે ભદંત ! સયૂથનામ શું છે ?

संजूहनामे–तरंगवइकारे, मलयवइकारे, अत्ताणुसट्ठिकारे विंदुकारे । से तं संजूहनामे ।

ઉત્તર– ગ્રંથરચનાને સયૂથ કહે છે. આ ગ્રંથરચનારૂપ સંયૂથ જે તદ્ધિત પ્રત્યયવડે સૂચિત કરવામા આવે તે સંયૂથાર્થ તદ્ધિત પ્રત્યય તેનાથી જે નામ નિષ્પન્ન થાય તે સંયૂથનામ છે. તે આ પ્રમાણે– તરંગવતી નામક કથાગ્રંથની રચના કરનાર 'તરંગ–વતીકાર', મલયવતીનામક ગ્રંથની રચના કરનાર 'મલયવતીકાર' કહેવાય આપ્રમાણે આત્માનુષષ્ટિ, બિંદુક વગેરે ગ્રંથો વિશે પણ જાણી લેવું.

से किं तं ईसरियनामे ?

પ્રશ્ન– ઐશ્વર્યનામ શુ છે ?

रायए ईसरए तलवरए माडंविए कोडंविए इब्भे सेट्ठिए सत्थवाहए सेणावइए । से तं ईसरियनामे ।

ઉત્તર– ઐશ્વર્યદ્યોતક શબ્દોથી તદ્ધિત પ્રત્યય 'कन्' કરવામા આવે અને તેથી જે નામ નિષ્પન્ન થાય તે અશ્વર્યનામ કહે–વાય છે. તે આ પ્રમાણે– રાજક, ઈશ્વરક, માડંબિક, કૌટુંબિક, ઇભ્ય, શ્રેષ્ઠિક, સાર્થવાહક સેનાપતિક આ પ્રમાણે ઐશ્વર્યનામ છે

से किं तं अवच्चनामे ?

પ્રશ્ન– અપત્યનામ એટલે શુ ?

अवच्चनामे–अरिहंतमाया चक्कवट्टिमाया बलदेवमाया, वासुदेवमाया, रायमाया मुणिमाया वायगमाया से तं अवच्चनामे, से त्तं तद्धितए ।

ઉત્તર–અપત્ય–પુત્ર અર્થમા તદ્ધિતપ્રત્યય લગાડવાથી જે નામ નિષ્પન થાય તે અપત્ય–નામ છે જેમકે– અર્હત્માતા– મારુદેવીનો પુત્ર મારુદેવેય–ઋષભઅર્હંત, ચક્રવર્તીમાતા–સુમંગલાનો પુત્ર સૌમંગલેય–ભરતચક્રવર્તી

બલદેવમાતા-રોહીણીનો પુત્ર રૌહિણેય બલદેવ, વાસુદેવ-માતા- દેવકીનો પુત્ર દૈવકેય-કૃષ્ણવાસુદેવ, રાજમાતા-ચેલણાનો પુત્ર ચૈલનેય- કુણીકરાજા, મુનિમાતા-ધારણીનો પુત્ર ધારિણેય-મેઘકુમારમુનિ, વાચકમાતા રૂદ્રસોમનો પુત્ર રૌદ્રસોમેય-વાચક આર્યરક્ષિત આ અપત્યનામ છે. આ સર્વ તદ્ધિત પ્રત્યયથી નિષ્પન્નનામનું સ્વરૂપ છે.

से किं त धाउए ?

धाउए-भू सत्ताए परस्सभासा, एध वुड्ढीए, फद्ध संघरिसे, गाह पइट्ठा-लिच्छासु गंथे य, बाह लोयणे । [ भू सत्तायां परस्मैभाषा, एध वृद्धौ, स्पर्द्ध संहर्षे, गाधृ प्रतिष्ठालिप्सयोर्ग्रन्थे च, बाधृ लोडने ] से तं धाउए ।

પ્રશ્ન- ધાતુજ નામનું સ્વરૂપ કેવું છે?

ઉત્તર- જે નામ ધાતુથી નિષ્પન્ન થાય તેને ધાતુજ નામ કહેવામાં આવે છે. તે આ પ્રમાણે- 'ભૂ' ધાતુ સત્તા અર્થમાં, પરસ્મૈપદી ધાતુ છે. તે અથવા તેનાથી 'ભવ' [ સંસાર ] એવું નામનિષ્પન્ન થાય છે. તે પ્રમાણે 'એધ' ધાતુ વૃદ્ધિ, સ્પર્દ્ધધાતુ સંઘર્ષ, ગાધૃધાતુ પ્રતિષ્ઠા, લિપ્સા [ ઇચ્છા ] કે સંચય અને બાધૃ ધાતુ વિલોકન અર્થમાં હોય છે. તેનાથી નિષ્પન્નનામ ધાતુજનામ કહેવાય છે.

से किं तं निरुत्तिए ?

પ્રશ્ન- ભદંત ! નિરૂક્તિજ નામ એટલે શું ?

निरुत्तिए-महीए सेए-महिसो, भमइ य रोवइ य भमरो, मुहुं मुहुं लसइत्ति मुसलं, कविस्सविलंवए त्थेत्ति य करेइ कविट्ठं; चिच्चि करेइ खल्लं च होइ चिक्खल्लं, उड्ढकण्णो उलूगो, मेहस्स माला मेहला । से तं निरुत्तए । से तं भावप्पमाणे । से तं पमाणनामे । से तं दसनामे । से तं नामे । नामेत्ति पयं सम्मत्तं ॥

ઉત્તર- ક્રિયાકારક, ભેદ અને પર્યાયવાચી શબ્દોવડે શબ્દાર્થનું કથન કરવું તે નિરૂક્તિ. તેનાથી જે નામ નિષ્પન્ન થાય તે નિરૂક્તિજનામ છે. જેમકે- मह्यां शेते इति महिष :- પૃથ્વીપર જે શયન કરે તે મહિષ-ભેંસ, भ्रमति रौति इति भ्रमर :- જે ભ્રમણ કરતાં શબ્દ કરે તે ભ્રમર, मुहुर्मुहुर्लसति इति मुसलं- જે વારંવાર ઊંચે-નીચે જાય છે તે મૂસલ, કપિ-વાનર જેમ વૃક્ષની શાખાપર ચેષ્ટા કરે તે કવિત્થ, પગોને શ્લેષ કરનાર ચિકખલ, [ કીચડ ] જેના કર્ણ ઉર્ધ્વ હોય તે ઉલ્લૂ [ ઘુવડ ] મેખસ્ય માલા તે મેખલા, આ નિરૂક્તિતદ્ધિતનું કથન થયું. આ પ્રમાણે પ્રમાણનામ અને દસનામના સ્વરૂપનું વર્ણન પૂર્ણ થયું.

# ઉપક્રમનો તૃતીયભેદ-પ્રમાણ



१८७. से किं त पमाणे ?

पमाणे–चउव्विहे पण्णत्ते, तं जहा–दव्वप्पमाणे खेत्तप्पमाणे काल–प्पमाणे भावप्पमाणे ॥

૧૮૭. પ્રશ્ન– ઉપક્રમના ત્રીજાભેદ પ્રમાણનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– પ્રમાણના ચાર પ્રકાર છે. જેમકે–(૧) દ્રવ્યપ્રમાણ (૨) ક્ષેત્રપ્રમાણ (૩) કાલપ્રમાણ અને (૪) ભાવપ્રમાણ. પ્રમાણનો વ્યુત્પતિલભ્ય અર્થ એ છે કે જેનાવડે ધાન્યાદિ પદાર્થનું માપ જાણવામાં આવે તે પ્રમાણ. આ વ્યાખ્યામુજબ પ્રસૃતિ–પ્રસૃતિ માપ વિશેષો પ્રમાણ છે. પ્રતિનિયત વસ્તુના સ્વરૂપના જ્ઞાનને પણ પ્રમાણ કહેવામાં આવે છે. આ રીતે ધાન્યાદિ દ્રવ્યોની પ્રમિતિ અને પ્રમિતિના હેતુભૂત માપવિશેષને પણ પ્રમાણ માનવામા આવે છે.

१८८. से किं तं दव्वप्पमाणे ?

दव्वप्पमाणे–दुविहे पण्णत्ते, तं जहा–पएसनिप्फण्णे य विभागनिप्फण्णे य ।

૧૮૮. પ્રશ્ન– ભદંત ! દ્રવ્યપ્રમાણનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– દ્રવ્યવિષયક પ્રમાણનું નામ દ્રવ્યપ્રમાણ છે. તેના બે ભેદો છે. (૧) પ્રદેશનિષ્પન્ન અને (૨) વિભાગનિષ્પન્ન.

से किं तं पएसनिप्फण्णे ?

પ્રશ્ન– ભદંત ! પ્રદેશનિષ્પન્નદ્રવ્ય–પ્રમાણ શું છે ?

पएसनिप्फण्णे–परमाणुपोग्गले दुपएसिए जाव दसपएसिए संखिज्ज–पएसिए असंखिज्जपएसिए अणंतपए–सिए । से त पएसनिप्फण्णे ।

ઉત્તર– જે દ્રવ્યપ્રમાણ પુદ્ગલપરમાણુ, બે પ્રદેશ યાવત્ દસપ્રદેશ, સંખ્યાતપ્રદેશ. અસંખ્યાતપ્રદેશ અનેઅનંતપ્રદેશથી નિષ્પન્ન થાય તે પ્રદેશનિષ્પન્ન દ્રવ્યપ્રમાણ છે. આ દ્વિપ્રદેશિક યાવત્ અનંતપ્રદેશિસ્કન્ધો સ્વ–સ્વરૂપે જાણવામાં આવતા હોવાથી 'प्रमीयते यत् तत्प्रमाणम्' જે જાણવામાં આવે તે પ્રમાણ. આ કર્મસાધનદ્વારા પ્રમાણની કોટિમાં સ્થાન પામે છે.

से किं तं विभागनिप्फण्णे ?

પ્રશ્ન- હે ભદંત ! વિભાગનિષ્પન્નદ્રવ્યપ્રમાણ શું છે ?

विभागनिप्फण्णे-पंचविहे पण्णत्ते, तं जहा-माणे उम्माणे ओमाणे गणिमे पडिमाणे ।

ઉત્તર— વિવિધ અથવા વિશિષ્ટ જે ભાગ-ભંગ-વિકલ્પ કે પ્રકાર છે, તે વિભાગથી જે દ્રવ્યપ્રમાણની નિષ્પત્તિ થાય છે તે વિભાગનિષ્પન્ન દ્રવ્યપ્રમાણ છે. જેમકે-આ ધાન્યાદિ એક શેર, બશેર છે, આ પ્રમાણે સ્વરૂપનુ નિરૂપણ ધાન્યાદિ દ્રવ્યગત પ્રદેશોના આધારે નહીં પણ ૧ શેર, બશેરરૂપ વિશિષ્ટ વિભાગના આધારે થાય છે આ વિભાગનિષ્પન્નદ્રવ્યપ્રમાણના પાંચ ભેદો છે. તે આ પ્રમાણે— (૧) માન (૨) ઉન્માન (૩) અવમાન (૪) ગણિમ અને (૫) પ્રતિમાન.

से किं तं माणे ?

પ્રશ્ન- ભદંત ! માનનું સ્વરૂપ કેવું છે ?

माणे-दुविहे पण्णत्ते, त जहा-धन्नमाणप्पमाणे य रसमाणप्पमाणे य ।

ઉત્તર- ધાન્યના માપ અને રસના-માપને માન કહે છે.

से किं तं धन्नमाणप्पमाणे ?

પ્રશ્ન- ધાન્યમાનનું સ્વરૂપ કેવું છે ?

धन्नमाणप्पमाणे-दो असईओ पसई, दो पसइओ सेतिया, चत्तारि सेईआओ कुलओ, चत्तारि कुलयो पत्थो, चत्तारि पत्थया आढगं, चत्तारि आढगाइं दोणो, सट्ठि आढयाइं जहन्नए कुंभे, असीइ आढयाइं मज्झिमए कुंभे, आढयसयं उक्कोसए कुंभे, अट्ठ य आढयसइए वाहे ।

ઉત્તર— ધાન્યાદિ નક્કરદ્રવ્ય જેનો વિષય છે તે ધાન્યમાન. તે આ પ્રમાણે— અધોમુખ હાથમાં જેટલું ધાન્ય સમાવિષ્ટ થાય તે અસૃતિ, બે અસૃતિની પ્રસૃતિ— ખોબા પ્રમાણ ધાન્ય જેમાં સમાવિષ્ટ થાય તે, બે પ્રસૃતિઓની સેતિકા- મગધનું માપ વિશેષ, ચાર સેતિકાનું કુડવ, ચાર કુડવ બરાબર પ્રસ્થ, ચાર પ્રસ્થ બરાબર આઢક, ચાર આઢક બરાબર દ્રોણ, સાઠ આઢકનો જઘન્ય કુંભ, ૮૦ આઢકનો મધ્યમ કુંભ અને ૧૦૦ આંઢકનો ઉત્કૃષ્ટ કુંભ હોય છે. ૮૦૦ આઢક બરાબર વાહ હોય. અસૃતિથી વાહ પર્યંતના માપ મગધદેશમાં પ્રસિદ્ધ છે.

एएणं धण्णमाणप्पमाणेणं किं पओएणं ?

प्रश्न— धान्यमानथी कयुं प्रयोजन सिद्ध थाय छे ?

एएणं धण्णमाणप्पमाणेण मुत्तोली-मुख-इदुर–अलिंद-ओचारसंसियाणं धण्णाणं धण्णमाणप्पमाणनिव्वित्तिलक्खणं भवइ, से तं धण्णमाणप्पमाणे ।

ઉત્તર— મુક્તોલી ( એવી કોઠી જે ઉપર-નીચે સાંકડીને મધ્યમા થોડી પહોળી હોય ), મુખ ( જેમાં અનાજ ભરી લોકો વેચવા જાય ), ઇદુર ( સૂતર કે સૂતળીની બનાવેલ ગુણ ), અલિંદ ( ધાન્ય મૂકવાનો આધાર વિશેષ ), અપચારિ ( મોટી કોઠી જેવું પાત્ર વિશેષ–બંડા ) આ પાત્ર વિશેષોમાં ભરવામાં આવેલ અનાજના પ્રમાણનું પરિજ્ઞાન ધાન્યમાન પ્રમાણથી થાય છે.

से किं तं रसमाणप्पमाणे ?

પ્રશ્ન– રસમાન પ્રમાણ કોને કહે છે ?

रसमाणप्पमाणे धण्णमाणप्पमाणाओ चउभागविवड्ढिए अब्भिंतरसिहाजुत्ते रसमाणप्पमाणे विहिज्जइ, तं जहा- चउसट्ठिया४ चउपलपमाणा बत्तीसिया ८ सोलसिया १६ अट्ठभाइआ३२ चउभाइआ६४ अद्धमाणी१२८ माणी२५६ दो चउसट्ठियाओ बत्तीसिया, दो बत्तीसियाओ सोलसिया, दो सोलसियाओ अट्ठमाइया, दो अट्ठमाइयाओ चउभाइया, दो चउभाइयाओ अद्धमाणी, दो अद्धमाणीओ माणी ।

ઉત્તર– પ્રવાહી પદાર્થ જ જેનો વિષય છે એવું રસમાનપ્રમાણ સેતિકાદિરૂપ ધાન્યપ્રમાણથી ચતુર્ભાગ વૃદ્ધિરૂપ આભ્યંતરશિખાથી યુક્ત હોય છે. ( રસદ્રવ્ય ધાન્યદ્રવ્યની જેમ નક્કર ન હોવાથી તેની શિખા-હોતી નથી. ) ૨૫૬ પલનું એક માની નામક રસપ્રમાણ હોય છે. માનીના ૬૪ માં ભાગપ્રમાણ એટલે ૪ પલ પ્રમાણ 'ચતુષ્ષષ્ટિકા', માનીનો ૩૨ મો ભાગ એટલે ૮ પલપ્રમાણ 'દ્વાત્રિંશિકા', માનીનો ૧૬ મો ભાગ એટલે ૧૬ પલ પ્રમાણ 'ષોડશિકા', માનીનો આઠમો ભાગ એટલે ૩૨ પલ પ્રમાણ 'અષ્ટભાગિકા', માનીના ચતુર્ભાગપ્રમાણ એટલે ૬૪ પલપ્રમાણ 'ચતુર્ભાગિક', માનીના અર્ધાભાગપ્રમાણ એટલે ૧૨૮ પલપ્રમાણ 'અર્ધમાનિક' નામક રસપ્રમાણ હોય છે. આજ માનપ્રમાણને સ્પષ્ટ કરતાં સૂત્રકાર કહે છે બે ચતુષ્ષષ્ટિકાની ૧ દ્વાત્રિંશિકા, બે દ્વાત્રિંશિકાની ષોડશિકા, બે ષોડશિકાની એક અષ્ટભાગિકા, બે અષ્ટભાગિકાની એક ચતુર્ભાગિકા, બે ચતુર્ભાગિકાની એક અર્દ્ધમાની અને બે અર્ધમાનીની એક માની થાય છે.

एएणं रसमाणप्पमाणेण किं पओयणं ?

પ્રશ્ન— આ રસમાનપ્રમાણથી કયા પ્રયોજનની સિદ્ધિ થાય છે ?

एएणं रसमाणप्पमाणेणं वारक-घडक-करक-कलसिय-गागरिय-दिइय-करोडिय-कुडिअसंसियाणं रसाणं रसमाणप्पमाणनिव्वित्तिलक्खणं भवइ । से तं रसमाणप्पमाणे । से तं माणे ॥

ઉત્તર— વારક–નાનો દેગડો, ઘટક–સામાન્ય કળશ, કરક–ઘટ વિશેષ, કલશિકા-નાનો કળશ, ગર્ગરી–ગાગર, દતિ–મશક, કરોડિકા–એવું વાસણ જેનું મુખ પહોળું હોય છે અને કુંડી વગેરે પાત્રોમાં રાખેલ રસના પ્રમાણનું પરિજ્ઞાન થાય છે. આ રીતે માનપ્રમાણનું સ્વરૂપ જાણવું.

१८९. से किं तं उम्माणे ?

૧૮૯. પ્રશ્ન— ભદંત ! ઉન્માનપ્રમાણનું સ્વરૂપ કેવું છે ?

उम्माणे–जण्णं उम्मिणिज्जइ, तं जहा–अद्धकरिसो, करिसो, अद्धपलं, पलं, अद्धतुला, तुला, अद्धभारो, भारो, दो अद्धकरिसा करिसो, दो करिसा अद्धपलं, दो अद्धपलाइं पलं, पंच पलसइआ तुला, दस तुलाओ अद्धभारो, वीसं तुलाओ भारो ।

ઉત્તર— ત્રાજવામાં મૂકીને જે વસ્તુ તોળવામાં આવે છે તેને ઉન્માનપ્રમાણ કહે છે. તે આ પ્રમાણે– અર્ધકર્ષ (પલનો આઠમો ભાગ–આ સૌ કરતાં લઘુપ્રમાણ છે), કર્ષ (પલનો ચતુર્થભાગ), અર્દ્ધપલ, પલ, અર્ધતુલા, તુલા, અર્દ્ધભાર, ભાર. આ પ્રમાણોની નિષ્પત્તિ આ રીતે થાય છે. બે અદ્ધકર્ષો બરાબર એક કર્ષ. બે કર્ષોનો એક અર્દ્ધપલ, બે અર્દ્ધપલોનો એક પલ. ૫૦૦ પલની એક તુલા,૧૦ તુલાનો એક અર્દ્ધભાર, ૨૦ તુલાનો એક ભાર થાય છે.

एएणं उम्माणप्पमाणेणं किं पओयणं ?

પ્રશ્ન– આ ઉન્માનપ્રમાણથી કયા પ્રયોજનની સિદ્ધિ થાય છે ?

एएणं उम्माणप्पमाणेणं पत्तागरतगरचोययकुंकुमखंडगुलमच्छंडिआईणं दव्वाणं उम्माणपमाणनिव्वित्तिलक्खणं भवइ । से तं उम्माणपमाणे ॥

ઉત્તર– આ ઉન્માનપ્રમાણથી તેજપત્ર વગેરે પત્ર, અગર, તગર, ગંધ–દ્રવ્યવિશેષ, ચોયક, કુંકુમ, ખાંડ, ગોળ, મિસરી વગેરે દ્રવ્યના પ્રમાણનું પરિજ્ઞાન થાય છે. આ રીતે ઉન્માનપ્રમાણનું સ્વરૂપ જાણવું.

१९०. से किं तं ओमाणे ?

ओमाणे–जण्णं ओमिणिज्जइ, तं जहा–हत्थेण वा दंडेण वा धणुक्केण वा जुगेण वा नालियाए वा अक्खेण वा मुसलेण वा । दंडधणुजुगनालिया य अक्खमुसलं च चउहत्थं । दसनालियं च रज्जुं, वियाण ओमाणसण्णाए ॥१॥

वत्थुंमि हत्थमेज्जं, खित्ते दंडं धणुं च पत्थंमि । खायं च नालियाए वियाण ओमाणसण्णाए ॥२॥

१९०. પ્રશ્ન– ભદન્ત ! અવમાનપ્રમાણ શું છે ?

ઉત્તર– જે માપવામાં આવે અથવા જેનાવડે મપાય તે અવમાન છે. તે આ પ્રમાણે– હાથથી, દંડથી, ધનુષથી, યુગથી, નાલિકાથી, અક્ષથી, અથવા મુસલથી, માપવામાં આવે છે. આ ચાર હાથ પ્રમાણ ધનુષ, યુગ, નાલિકા, અક્ષ અને મુસલ હોય છે. ૧૦ નાલિકા પ્રમાણ ૪૦ હાથની એક રજ્જુ હોય છે ધનુષ આદિ બધા સમાન માપવાળા છે છતાં ધનુષ આદિ વડે પૃથક્ પૃથક્ વસ્તુઓ માપવામાં આવે છે. તે સર્વેના વિષય કહેતાં શાસ્ત્રકાર કહે છે વાસ્તુ-ગૃહભૂમિને હાથવડે માપવામાં આવે છે, ક્ષેત્ર-ખેતરને દંડવડે, માર્ગને ધનુષથી, કૂપાદિને નાલિકાથી માપવામાં આવે છે. આ સર્વ હસ્તાદિ અવમાનસંજ્ઞક જાણવા જોઈએ

एएणं अवमाणपमाणेणं किं पओयणं ?

एएणं अवमाणपमाणेणं खाय-चियरइयकरकचियकडपडभित्तिपरि-क्खेवसंसियाणं दव्वाणं अवमाणपमाण-निव्वित्तिलक्खणं भवइ। से तं अवमाणे।

પ્રશ્ન– ભગવન્ ! આ અવમાનપ્રમાણથી કયું પ્રયોજન સિદ્ધ થાય છે ?

ઉત્તર— ખાત–કૂપાદિ, ચિત–ઈંટ વગેરેથી નિર્મિત પ્રાસાદ પીઠાદિ, ક્રકચિત–ક્રકચવડે વહેરાયેલ કાષ્ઠાદિ, પટ-વસ્ત્ર, ભિત્તિ–ભીંત, પરિક્ષેપ (ભીંતની પરિધિ અથવા નગરની જે પરિખા હોય તે પરિક્ષેપ) કટ-ચટાઈ, આ બધામાં સંશ્રિત દ્રવ્યોનું અવમાનપ્રમાણથી પરિજ્ઞાન થાય છે. આ રીતે અવમાનપ્રમાણનું સ્વરૂપ જાણવું.

से किं तं गणिमे ?

गणिमे–जण्णं गणिज्जइ, त जहा-एगो, दस, सयं, सहस्सं, दस सहस्साइं सयसहस्स, दससयसहस्साइं, कोडी ।

પ્રશ્ન– ભદન્ત ! ગણિમ પ્રમાણ શું છે ?

ઉત્તર– જે ગણવામાં આવે તે અથવા જે વડે ગણવામાં આવે તે ગણિમ. તે આ પ્રમાણે– એક, દસ, સો, હજાર, દશહજાર, લાખ, દશલાખ, ક્રોડ વગેરે.

एएणं गणिमप्पमाणेणं किं पओयणं ?

પ્રશ્ન– ભદંત ! ગણિમપ્રમાણથી કયા પ્રયોજનની સિદ્ધિ થાય છે ?

एएणं गणिमप्पमाणेणं भिच्चगभित्तिभत्तवेयणआयव्वयसंसियाणं दव्वाणं गणिमप्पमाणनिव्वित्तिलक्खणं भवइ । से तं गणिमं ।

ઉત્તર– આ ગણિમપ્રમાણથી કામ કરનાર ભૃત્ય-નોકરાદિની વૃત્તિ, ભોજન, વેતન સંબંધી આયવ્યયથી સંબધિત રૂપિયા વગેરે દ્રવ્યોના પ્રમાણનું પરિજ્ઞાન થાય છે, ગણિમપ્રમાણનું આ સ્વરૂપ છે.

१९१. से किं तं पडिमाणे ?

૧૯૧. પ્રશ્ન– ભદંત ! પ્રતિમાનપ્રમાણ શું છે ?

पडिमाणे–जण्णं पडिमिणिज्जइ, तं जहा-गुंजा कागणी निप्फाओ कम्ममासओ मंडलओ सुवण्णो । पंच गुंजाओ कम्ममासओ, चत्तारि कागणीओ कम्ममासओ, तिण्णि निप्फावा कम्ममासओ, एवं चउक्को कम्ममासओ, बारस कम्ममासया मंडलओ एवं अडयालीसं कागणीओ मंडलओ, सोलसकम्ममासया सुवण्णो, एवं चउसट्ठि कागणीओ सुवण्णो ।

ઉત્તર– સુવર્ણાદિદ્રવ્ય જેનાવડે માપવામાં આવે અથવા જેનુ વજન કરવામાં આવે તે પ્રતિમાન છે સુવર્ણાદિદ્રવ્ય ગુંજારત્તિ (ચણોઠી પ્રમાણમાપ), કાકણી, નિષ્પાવ કર્મમાષક, મંડલક, સ્વર્ણ વગેરેથી જોખવામાં આવે છે. સવા ચણોઠીથી એક કાકણી અને પોણા બે ચણોઠીથી એક નિષ્પાવ થાય છે. ૪ કાકણી અથવા ત્રણ નિષ્પાવોથી એક કર્મમાષક, ૪ કાકણીથી નિષ્પન્ન એવા ૧૮ કર્મમાષકોનું એક મંડળ થાય છે. આ રીતે ૪૮ કાકણીઓ બરાબર એક મંડલક હોય છે ૧૬ કર્મમાષક બરાબર એક સુવર્ણ અથવા ૬૪ કાકણી બરાબર ૧ સુવર્ણ હોય છે.

एएणं पडिमाणप्पमाणेणं किं पओयणं ?

પ્રશ્ન– ભદંત ! આ પ્રતિમાનપ્રમાણથી કયા પ્રયોજનની સિદ્ધિ થાય છે ?

एएणं पडिमाणप्पमाणेणं सुवण्णरजतमणिमोत्तियसंखसिलप्पवालाईणं दव्वाणं पडिमाणप्पमाणनिव्वित्तिलक्खणं भवइ । से तं पडिमाणे । से तं विभागनिप्फण्णे । से तं दव्वप्पमाणे ॥

ઉત્તર– આ પ્રતિમાનપ્રમાણથી સુવર્ણ, રજત, મણિ, મૌક્તિક, શંખ, પ્રવાલ વગેરે દ્રવ્યોના પ્રમાણનું પરિજ્ઞાન થાય છે. આ રીતે વિભાગનિષ્પન્ન દ્રવ્યપ્રમાણના પાંચે ભેદોનું સ્વરૂપવર્ણન પૂર્ણ થયું. આ રીતે પ્રદેશનિષ્પન્નના નિરૂપણથી દ્રવ્યપ્રમાણનું પણ નિરૂપણ થઇ ગયું.

१९२. से किं तं खेत्तप्पमाणे ?

खेत्तप्पमाणे-दुविहे पण्णत्ते, तं जहा-पएसनिप्फण्णे य विभागनिप्फण्णे य ।

से किं तं पएसनिप्फण्णे ?

पएसनिप्फण्णे—एगपएसोगाढे दुप्पएसोगाढे तिप्पएसोगाढे जाव संखिज्जपएसोगाढे असंखिज्जपएसोगाढे, से तं पएसनिप्फण्णे ।

से किं तं विभागणिप्फण्णे ?

विभागनिप्फण्णे-अंगुलविहत्थिरयणीकुच्छीधणुगाउयं च बोद्धव्वं । जोयणसेढी पयरं लोगमलोगऽवि य तहेव ॥१॥

से किं तं अंगुले ?

अंगुले-तिविहे पण्णत्ते, तं जहा-आयंगुले उस्सेहंगुले पमाणंगुले ।

से किं तं आयंगुले ?

१९२. પ્રશ્ન–ક્ષેત્રપ્રમાણ શું છે ?

ઉત્તર– ક્ષેત્રપ્રમાણ બે પ્રકારનું છે– પ્રદેશનિષ્પન્ન અને વિભાગ-નિષ્પન્ન.

પ્રશ્ન– પ્રદેશનિષ્પન્ન ક્ષેત્રપ્રમાણનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– ક્ષેત્રનો નિર્વિભાગ (જેનો વિભાગ ન થઈ શકે તેવો) જે ભાગ તે પ્રદેશ કહેવાય છે. એવા પ્રદેશથી જે પ્રમાણ નિષ્પન્ન થાય તે પ્રદેશનિષ્પન્ન ક્ષેત્રપ્રમાણ. યથા– એક પ્રદેશાવગાઢ, બે પ્રદેશાવગાઢ, ત્રણ પ્રદેશાવગાઢ યાવત્ સંખ્યાત પ્રદેશાવગાઢ, અસંખ્યાતપ્રદેશાવગાઢ, જે ક્ષેત્રરૂપ પ્રમાણ છે તે પ્રદેશનિષ્પન્ન ક્ષેત્રપ્રમાણ છે. પ્રદેશોથી નિષ્પન્ન થવું તેજ એનું સ્વરૂપ છે. આ સ્વરૂપ જાણવામાં આવે છે તેથી 'प्रमीयते तत् प्रमाणम्' આ કર્મસાધન રૂપ પ્રમાણશબ્દ અહીં ઘટિત થાય છે.

પ્રશ્ન— વિભાગનિષ્પન્ન ક્ષેત્રપ્રમાણનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર— વિભાગ-અંશથી નિષ્પન્ન થાય તે વિભાગનિષ્પન્ન અર્થાત્ અંગુલ, વેંત, રત્નિ (હાથ), કુક્ષિ, ધનુષ, ગાઉ, યોજન, શ્રેણિ, પ્રતર, લોક, અલોકરૂપ વિભાગવડે જે ક્ષેત્ર જાણવામાં આવે તે વિભાગનિષ્પન્ન ક્ષેત્રપ્રમાણ છે.

પ્રશ્ન— ભદંત ! અંગુલ એટલે શું ?

ઉત્તર— અંગુલ ત્રણ પ્રકારના છે– આત્માંગુલ, ઉત્સેધાંગુલ, અને પ્રમાણાંગુલ.

પ્રશ્ન— ભદંત ! આત્માંગુલ શું છે ?

आयंगुले-जे णं जया मणुस्सा भवंति तेसिं णं तया अप्पणो अंगुलेणं दुवालस अंगुलाइं मुहं, नवमुहाइं पुरिसे पमाणजुत्ते भवइ, दोणिए पुरिसे माणजुत्ते भवइ, अद्धभारं तुल्लमाणे पुरिसे उम्माणजुत्ते भवइ ।

माणुम्माणपमाणजुत्ता लक्खण-वंजणगुणेहिं उववेया । उत्तमकुलप्पसूया उत्तमपुरिसा मुणेयव्वा ॥१॥

होंति पुण अहियपुरिसा, अट्ठसयं अंगुलाण उव्विद्धा । छण्णउइ अहम-पुरिसा, चउत्तरं मज्झिमिल्ला उ ॥२॥

हीणा वा अहिया वा, जे खलु सरसत्तसारपरिहीणा । ते उत्तमपुरिसाणं अवस्स-पेसत्तणमुवेंति ॥३॥

एएणं अंगुलपमाणेणं छ अंगुलाइं पाओ, दो पाया विहत्थी, दो विहत्थीओ रयणी, दो रयणीओ कुच्छी, दो कुच्छीओ दंडं, धणू, जुगे, नालिया, अक्खे, मुसले, दो धणुसहस्साइं गाउयं, चत्तारि गाउयाइं जोयणं ॥

ઉત્તર— જે કાળમા જે પુરૂષો હોય તેમના અંગુલને આત્માંગુલ કહે છે ૧૨ આત્માંગુલનું એક મુખ, નવમુખ પ્રમાણવાળો એટલે ૧૦૮ આત્માંગુલની ઊંચાઇવાળો પુરુષ પ્રમાણયુક્ત કહેવાય છે. દ્રોણિક પુરુષ માનયુક્ત હોય છે અર્થાત્ દ્રોણી-જળથી પરિપૂર્ણ મોટી જળકુંડીમાં પુરુષ પ્રવેશે તેના પ્રવેશવાથી દ્રોણ જલ બહાર નીકળી જાય તો તે પુરુષ માનયુક્ત માનવામાં આવે છે. અર્દ્ધભાર પ્રમાણ તુલિત પુરુષ ઉન્માનયુક્ત હોય છે. તાત્પર્ય એ છે કે ત્રાજવામાં તોળવાથી જે પુરુષ અર્ધભાર વજનવાળો હોય તે ઉન્માનપ્રમાણથી યુક્ત હોય છે. ચક્રવર્તી આદિ ઉત્તમપુરુષો ઉન્માનપ્રમાણ યુક્ત, શંખ, સ્વસ્તિક વગેરે લક્ષણો, મષા, તિલક, તલાદિ વ્યંજનો અને ઔદાર્યાદિ ગુણોથી સંપન્ન હોય અને ઉગ્રકુલ આદિ ઉત્તમકુલોમાં જન્મ પ્રાપ્ત કરે છે. ઉત્તમપુરુષ પોતાના અંગુલથી ૧૦૮ અંગુલ, અધમપુરૂષ ૯૬ અંગુલ અને મધ્યમપુરૂષ ૧૦૪ અંગુલ ઊંચા હોય છે. આ હીન તથા મધ્યમ પુરૂષોની વાણી જનોપાદેય અને ધીર, ગભીર નથી હોતી. તે માનસિક સ્થિતિથી હીન હોય છે અને શુભપુદ્ગલોના ઉપચયથી ઉત્પન્ન થનાર શારીરિકશક્તિથી રહિત હોય છે. તે અશુભ કર્મોદયના પ્રભાવથી ઉત્તમપુરૂષોના દાસત્વને પ્રાપ્ત થાય છે. (જો હીન હોય પરંતુ સ્વરાદિ ગુણોથી સંપન્ન હોય તો તે બધા ઉત્તમકોટિમાંજ પરિગણિત થાય છે) પૂર્વોક્ત છ અંગુલનો એક 'પાદ' હોય છે. બે પાદની એક 'વિતસ્તિ' હોય છે. બે વિતસ્તિની એક રત્નિ, બે રત્નિની એક 'કુક્ષિ' હોય છે. દંડ, ધનુષ, યુગ, નાલિકા, અક્ષ અને મુસલ બે કુક્ષિ પ્રમાણ હોય છે. બે હજાર ધનુષનો એક ગવ્યૂત (કોષ) અને ચાર ગવ્યૂત બરાબર એક યોજન હોય છે.

१९३. एएणं आयंगुलप्पमाणेणं किं पओयणं ? १९३. પ્રશ્ન– ભગવન્ ! આત્માંગુલપ્રમાણથી [illegible] પ્રયોજનની સિદ્ધિ થાય છે ?

एएणं आयंगुलप्पमाणेणं जे णं जया मणुस्सा हवंति तेसिं णं तया णं आयंगुलेणं अगडतलागदहनईदीवीपुक्खरिणीदीहियगुंजालियाओ सरा सरपंतियाओ सरसरपंतियाओ बिलपंतियाओ आरामुज्जाणकाणणवणवणसंडवणराईओ देउलसभापवाथूभखाइअपरिहाओ पागारअट्टालयचरियदारगोपुरपासायघरसरणलयण आवणसिंघाडगतिगचउक्कचच्चरचउम्मुहमहापहपहसगडरहजाणजुग्गगिल्लिथिल्लिसिवियसंदमाणियाओ लोहीलोहकडाहकडिल्लयभंडमत्तोवगरणमाईणि अज्ज–कालियाइं च जोयणाइं मविज्जंति ।

ઉત્તર– જે કાળમાં જે મનુષ્ય થાય છે તે સમય પ્રમાણેના તેમના આત્મગુલથી [illegible] કૂવા, તડાગ–તળાવ [illegible] [illegible] કહ્યા છે [illegible] વાપી–ચોરસ [illegible] વાવ જેમાં [illegible] હોય છે, પુષ્કરિણી–કમળયુક્ત વાવ, [illegible] [illegible] પરિક્ષીણ, ગુંજાલિકા [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible], [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] કે જેની દીવાલ ને ગોળ [illegible] [illegible] વગેરેનું હોય તે, બિલપંક્તિ– જે કૂવાઓના મુખ [illegible] જેમ સાંકડું હોય તે, આરામ– જેમાં સ્ત્રી-પુરુષો ક્રીડા કરે, ઉદ્યાન–અનેક વૃક્ષોથી યુક્ત સ્થાન જેમાં નાગરિકો ઉત્સવ ઉજવવા એકત્રિત થાય, કાનન–અનેકવૃક્ષોથી યુક્ત નગરનો નિકટવર્તી પ્રદેશ અથવા જેમાં ફક્ત સ્ત્રીઓ કે પુરુષો જ પ્રવિષ્ટ થાય, વન– જેમાં એકજ જાતના વૃક્ષો હોય, વનખંડ– જેમાં એક કે અનેક ઉત્તમ જાતિના વૃક્ષોની શ્રેણિ હોય, દેવકુલ–યક્ષનું આયતન, સભા– જે સ્થાનમાં ઘણા સ્ત્રી–પુરુષો એકત્ર થાય અથવા પુસ્તકો વાંચવાનું સ્થાન, પ્રપા (પરબ) સ્તૂપ, ખાતિકા–ઉપર–નીચે સરખી ખોદેલી હોય, પરિખા– નીચે સાંકડી અને ઉપર પહોળી હોય તે, પ્રાકાર–કોટ, અટ્ટાલક–પ્રાકાર ઉપરનો આશ્રય વિશેષ, ચરિકા–ઘર અને પ્રાકારની વચ્ચેનો આઠ હાથનો માર્ગ, દ્વાર, ગોપુર–મુખ્યદ્વાર, પ્રાસાદ-મહેલ, ગૃહ, આપણ–હાટ, શ્રૃંગાટક–ત્રિકોણમાર્ગ, ત્રિક-જ્યાં ત્રણ માર્ગ એકત્રિત થતાં હોય, ચતુષ્ક-ચાર રસ્તા એકત્રિત થતાં હોય, ચત્વર–જ્યાં ચાર અથવા છ માર્ગ એકત્રિત થતાં હોય, ચતુર્મુખ–ચારે બાજૂ બારણાવાળા દેવાલય

से समासओ तिविहे पण्णत्ते, तं जहा-सूईअंगुले, पयरंगुले, घणंगुले । अंगुलायया एगपएसिया सेढी सूईअंगुले, सूई सूईगुणिया पयरंगुले, पयरं सूइए गुणितं घणंगुले । एएसि णं भंते ! सूईअंगुलपयरंगुलघणंगुलाणं कयरे कयरेहिंतो अप्पा वा बहुया वा तुल्ला वा विसेसाहिया वा ? सव्वत्थोवे सूइअंगुले, पयरंगुले असंखेज्जगुणे, घणंगुले असंखिज्जगुणे । से तं आयंगुले ॥

આદિ, મહાપથ–રાજમાર્ગ, પથ–સામાન્ય માર્ગ, શકટ–ગાડું, યાન–રથ, યુગ્ય–વિશેષ પ્રકારની પાલખી, ગિલ્લિ, થિલ્લિ–વિશેષ પ્રકારની સવારી, શિબિકા-સામાન્ય પાલખી, સ્યન્દમાનિકા- પુરૂષપ્રમાણ લાંબુ યાન વિશેષ, લૌહી-લોખંડની નાની કડાઇ, લોહ-કટાહ–મધ્યમ પ્રમાણવાળી કડાઇ, કટિલ્લક–ઘણી-મોટી કડાઈ, ભાંડ–માટીના પાત્રો, અમત્ર–કાંસાના પાત્રો, ઉપકરણ–ગાર્હસ્થિક કામમાં વપરાતી વસ્તુ, પોતાના યુગમાં ઉત્પન્ન થયેલ વસ્તુઓ તેમજ યોજન આ સર્વનું માપ કરવામાં આવે છે. અર્થાત્ આ બધી અશાશ્વત વસ્તુઓ આત્માંગુલથી માપવામાં આવે છે.

તે આત્માંગુલ સંક્ષેપથી ત્રણ પ્રકારમાં વિભકત થાય છે (૧) સૂચ્યંગુલ (૨) પ્રતરાંગુલ અને (૩) ઘનાંગુલ એક અંગુલ લાંબી અને એક પ્રદેશપ્રમાણે પહોળી આકાશપ્રદેશોની શ્રેણીનું નામ સૂચ્યંગુલ છે.આ સૂચ્યગુલ પરિમિત સ્થાનમાં અસંખ્યાત પ્રદેશ હોય છે. તે સૂચી આકારે (.... આ રીતે) ગોઠવાયેલ હોય છે. સૂચીને સૂચીથી ગુણતાં પ્રતરાંગુલ બને છે. અસત્ કલ્પનાથી સૂચીના ત્રણ પ્રદેશ માનવામાં આવે તો ૩ ને ૩ થી ગુણતાં ગુણનફલરૂપ ૯ પ્રદેશ પ્રતરાંગુલરૂપ જાણવા. તેની સ્થાપના [ ⁝ ⁝ ⁝ ] આ પ્રમાણે છે. સૂચી સાથે પ્રતરને ગુણતાં ઘનાંગુલ થાય છે. કલ્પના પ્રમાણે ૩ અને ૯ ના ગુણનફળરૂપ ૨૭ પ્રદેશ ઘનાંગુલ થાય છે. તેની સ્થાપના આ રીતે થાય છે.

⁝ ⁝ ⁝
⁝ ⁝ ⁝
⁝ ⁝ ⁝

પ્રશ્ન- ભદંત ! સૂચ્યંગુલ, પ્રતરાંગુ અને ઘનાંગુલ, આ ત્રણમાં કોણ કોનાથી અલ્પ, બરાબર અથવા વિશેષાધિક છે ?

ઉત્તર— આ વર્ષના મનુષ્યનું [illegible] આત્મ છે તેનાથી [illegible], પ્રમાણાંગુલ છે. તેનાથી [illegible], [illegible] છે. [illegible] પ્રમાણે આત્માંગુલનું સ્વરૂપ જાણવું.

१९४. से किं तं उस्सेहंगुले ?

उस्सेहंगुले-अणेगविहे पण्णत्ते, तं जहा-परमाणू तसरेणू, रहरेणू अग्गयं च वालस्स । लिक्खा जूया य जवो, अट्ठ-गुणवड्ढिया कमसो ॥१॥

१९४. પ્રશ્ન— ભદન્ત ! ઉત્સેધાંગુલ શું છે ?

ઉત્તર— ઉત્સેધ એટલે વૃદ્ધિથી જે અંગુલ બનાય તે ઉત્સેધાંગુલ કહેવાય. નારક-તિર્યંચ આદિઓની ઊંચાઈનું નિરૂપણ કરવા માં [illegible] ઉપયોગમાં લેવાય તે ઉત્સેધાંગુલ તે આ પ્રમાણે— પરમાણુ, ત્રસરેણુ, રથરેણુ, વાલાગ્ર, લિક્ષા, યૂકા, યવ ને બધાને ક્રમથી આઠ-આઠ ગણા વધતા જાણવા.

से किं तं परमाणू ?

પ્રશ્ન— ભદન્ત ! પરમાણુ શું છે ?

परमाणू-दुविहे पण्णत्ते, तं जहा-सुहुमे य ववहारिए य, तत्थ णं जे से सुहुमे से ठप्पे । तत्थ णं जे से ववहा-रिए से णं अणंताणंताणं सुहुमपोग्ग-लाणं समुदयसमिइसमागमेणं ववहारिए परमाणुपोग्गले निप्फज्जइ ।

ઉત્તર— પરમાણુ બે પ્રકારના કહ્યા છે. (૧) સૂક્ષ્મપરમાણુ અને (૨) વ્યાવહારિક પરમાણુ. આમાં સૂક્ષ્મપરમાણુ અહીંયાં અનુપયોગી હોવાથી અવ્યાખ્યેય છે (તેની વ્યાખ્યા કરતા નથી) વ્યાવહારિક પરમાણુ છે તે અનંતાનંત સૂક્ષ્મપરમાણુઓના સમુદાય-સમિતિના સમાગમથી અર્થાત્ એકીભાવરૂપ સંયોગાત્મક મિલનથી ઉત્પન્ન થાય છે નિશ્ચયનયથી તો તે પરમાણુઓના સંયોગથી નિષ્પન્ન થવાને કારણે સ્કંધરૂપ છે. પરંતુ વ્યવહારનયથી જ્યાં સુધી સૂક્ષ્મપર-માણુઓથી નિષ્પન્ન સૂક્ષ્મપરમાણુઓનો સમૂહ સ્થૂલતાને પ્રાપ્ત ન કરે ત્યાં સુધી 'વ્યાવહા-રિકપરમાણુ' કહેવાય છે

से णं भंते ! असिधारं वा खुर-धारं वा ओगाहेज्जा ?

પ્રશ્ન— ભદંત ! તે વ્યાવહારિક પુદ્ગલ પરમાણુ તલવાર કે છરાધાર ને અવગાહિત કરી શકે છે ? અર્થાત્ તલવારાદિ શસ્ત્ર તેનાપર આક્રમણ કરી શકે છે ?

हंता ओगहोज्जा ।

ઉત્તર– હા, એમ થઇ શકે છે.

से णं तत्थ छिज्जेज्ज वा भिज्जेज्ज वा ?

પ્રશ્ન– શુ તે તેનાથી છેદાઈ–ભેદાઇ શકે છે ?

नो इणट्ठे समट्ठे, नो खलु तत्थ सत्थं कमइ ।

ઉત્તર– આ અર્થ સમર્થ નથી અર્થાત્ શસ્ત્ર વ્યાવહારિકપુદ્ગલને છેદી ન શકે કારણકે વ્યાવહારિકપુદ્ગલપરમાણુ યદ્યપિ સ્કંધરૂપ છે છતા સૂક્ષ્મ–પરિણત હોવાથી છેદાતો–ભેદાતો નથી.

से णं भंते ! अगणिकायस्स मज्झं मज्झेणं वीइवएज्जा ?

પ્રશ્ન— ભંતે ! તે વ્યાવહારિકપરમાણુ શુ અગ્નિના મધ્યભાગમા થઇને પસાર થઇ જાય છે ?

हंता वीइवएज्जा ।

ઉત્તર– હા, પસાર થઈ જાય છે.

से णं भंते ! तत्थ डहेज्जा ?

પ્રશ્ન– ભદંત ! તેમાં તે બળી જાય છે ?

नो इणट्ठे, समट्ठे, नो खलु तत्थ सत्थं कमइ ।

ઉત્તર– આ અર્થ સમર્થ નથી અર્થાત્ અગ્નિમાંથી પસાર થવા છતા તે બળતો નથી કેમકે અગ્નિરૂપ શસ્ત્રની તેનાપર અસર થતી નથી

से णं भंते ! पुक्खरसंवट्टगस्स महामेहस्स मज्झ मज्झेणं वीइवएज्जा ?

પ્રશ્ન–ભદંત ! તે વ્યાવહારિક પરમાણુ શું પુષ્કરસવર્તક નામક મેઘની મધ્યમાથી પસાર થઈ શકે છે ? [ ઉત્સર્પિણીકાળનો 'દુષમદુષમા' નામક પ્રથમ આરો પૂર્ણ–થવાપર મનુષ્યના અભ્યુદયમાટે થતા પાચ-મેઘોમાથી પ્રથમ મેઘ તે પુષ્કરસવર્તક છે. તેનાથી ભૂમિગત રૂક્ષતા આતાપ વગેરે અશુભ પ્રભાવ શાન્ત થાય છે ]

हंता वीइवएज्जा ।

ઉત્તર– હા, તે પસાર થઇ જાય છે

से णं तत्थ उदउल्ले सिया ?

પ્રશ્ન– તેના પાણીમા તે ભીનો થાય છે ?

नो इणट्ठे समट्ठे, णो खलु तत्थ सत्थं कमइ ।

ઉત્તર– આ અર્થ સમર્થ નથી અર્થાત્ તે ભીનો થતો નથી કેમકે પાણીરૂપ શસ્ત્રની

તેના પર અસર થતી નથી.

से णं भंते ! गंगाए महाणईए पडिसोयं हव्वमागच्छेज्जा ?

પ્રશ્ન- ભગવન્ ! શું તે વ્યાવહારિક પરમાણુ ગંગા મહાનદીના પ્રતિસ્રોત (ઉલટા પ્રવાહ) માં શીઘ્રતાથી ગતિ કરે છે ?

हंता हव्वमागच्छेज्जा ।

ઉત્તર- હા, તે પ્રતિકૂળ પ્રવાહમાં શીઘ્ર ગતિ કરી શકે છે.

से णं तत्थ विणिघायमावज्जेज्जा ?

પ્રશ્ન- શું તે તેમાં પ્રતિસ્ખલના પામે છે ?

नो इणट्ठे समट्ठे, णो खलु तत्थ सत्थं कमइ ।

ઉત્તર- આ અર્થ સમર્થ નથી કારણ કે તેનાપર પ્રતિસ્ખલના રૂપ શસ્ત્રની અસર થતી નથી.

से णं भंते ! उदगावत्तं वा उदगबिंदुं वा ओगाहेज्जा ?

પ્રશ્ન- ભગવન્ ! શું તે વ્યાવહારિક પરમાણુ ઉદકાવર્ત-જલભ્રમમાં અથવા જળબિંદુમાં અવગાહિત થઈ શકે છે ?

हंता ओगाहेज्जा ।

ઉત્તર- હા, તે તેમાં અવગાહિત થઈ શકે છે.

से णं तत्थ कुच्छेज्जा वा ? परियावज्जेज्जा वा ?

પ્રશ્ન- તો શું તે તેમાં પૂતિભાવ (સડો) ને પ્રાપ્ત થાય છે અથવા જળરૂપ પરિણમિત થઈ જાય છે ?

णो इणट्ठे समट्ठे, नो खलु तत्थ सत्थं कमइ ॥

ઉત્તર- આ અર્થ સમર્થ નથી. તે સડી જતો નથી અથવા જળરૂપ પરિણમતો નથી કારણકે આ શસ્ત્રની તેનાપર અસર થતી નથી. આ અર્થને સંક્ષેપમાં ગાથાવડે કહેતા સૂત્રકાર કહે છે- કેવળજ્ઞાનીઓએ કહ્યું છે કે પરમાણુનું સુતીક્ષ્ણ શસ્ત્રવડે છેદન-ભેદન કરી શકાતું નથી. આ પરમાણુ સર્વ પ્રમાણોની આદિ છે અર્થાત્ ત્રસરેણુ વગેરેની શરૂઆત તેનાથીજ થાય છે.

सत्थेणं सुतिक्खेण वि, छित्तुं भेत्तुं च जो किर न सक्को । तं परमाणुं सिद्धा, वयंति आइं पमाणाणं ॥१॥

१९५. अणंताणं ववहारिय परमाणुपोग्गलाणं समुदयसमिइसमागमेणं सा एगा उस-

૧૯૫. અનંત વ્યાવહારિકપરમાણુઓના એકમેક થઈ મળવાથી ઉત્ શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા,

ण्हसण्हियाइ वा सण्हसण्हियाइ वा उड्ढ–
रेणूइ वा तसरेणूइ वा रहरेणूइ वा ।

तेनाथी શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા, તેનાથી ઉર્ધ્વરેણુ– પોતાની મેળે કે પવનથી પ્રેરિત થઇ ઉર્ધ્વ, અધો, તિર્યક્ દિશામા ઉડતા ધૂળ રે , તેનાથી ત્રસરેણુ– જે ધૂળકણો પવનથી પ્રેરિત થઇ આમતેમ ઉડતા રહે, અને તેનાથી રથ-રેણુ–ગતિમાન રથના ચક્રથી ઉખડી જે ધૂળ તેની પાછળ ઉડે છે તે, ઉત્પન્ન થાય છે.

अट्ठ उसण्हसण्णियाओ सा एगा सण्हसण्हिया । अट्ठ सण्हसण्हियाओ सा एगा उड्ढरेणू, अट्ठ उड्ढरेणूओ सा एगा तसरेणू । अट्ठ तसरेणूओ सा एगा रह–रेणू । अट्ठ रहरेणूओ देवकुरु–उत्तरकु–रूणं मणुआणं से एगे वालग्गे । अट्ठ देवकुरुउत्तरकुरूण मणुयाणं वालग्गा हरिवासरम्मगवासाणं मणुयाणं से एगे वालग्गे । अट्ठ हरिवासरम्मगवासाणं मणुस्साणं वालग्गा हेमवयहेरण्णवयाणं मणुस्साणं से एगे वालग्गे । अट्ठ हेमव-यहेरण्णवयाणं मणुस्साणं वालग्गा पुव्व-विदेहअवरविदेहाणं मणुस्साणं से एगे वालग्गे । अट्ठपुव्वविदेहअवरविदेहाणं मणुस्साणं वालग्गा भरहएरवयाणं मणु–स्साणं से एगे वालग्गे, अट्ठ भरहेरव–याणं मणुस्साणं वालग्गा सा एगा लिक्खा, अट्ठ लिक्खाओ सा एगा जूया, अट्ठ जूयाओ से एगे जवमज्झे, अट्ठ जवमज्झा से एगे अंगुले । एएणं अंगुलाणं पमाणेणं छ अंगुलाइं पादो, बारस अंगुलाइं विहत्थी, चउवीसं अंगुलाइं रयणी, अडयालीसं अंगुलाइं कुच्छी, छन्नवइअंगुलाइं से एगे दंडेइ वा धणूइ वा जुगेइ वा नालियाइ वा अक्खेइ वा, मुसलेइ वा । एएणं धणुप्पमाणेणं दो धणुसहस्साइं गाउयं, चत्तारि गाउयाइं जोयणं ।

આઠ ઉત્–શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકાથી ૧ શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા, આઠ શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા–ઓથી એક ઉર્ધ્વરેણુ, આઠ ઉર્ધ્વરેણુઓથી એક ત્રસરેણુ,આઠ ત્રસરેણુઓથી એક રથરેણુ, આઠ રથરેણુઓથી એક દેવકુરુ–ઉત્તરકુરુના મનુષ્યોનુ બાલાગ્ર, દેવકુરૂ–ઉત્તરકુરૂના માણસોના આઠ બાલાગ્રોથી હરિવર્ષ–રમ્યક્-વર્ષના માણસોનુ એક બાલાગ્ર, થાય છે. હરિવર્ષ–રમ્યક્વર્ષના માણસોના આઠ બાલાગ્રોથી હૈમવત–હૈરણ્યવતના માણસોનું એક બાલાગ્ર થાય છે. હૈમવત–હૈરણ્યવતના માણસોના આઠ બાલાગ્રોથી પૂર્વવિદેહ–અપરવિદેહના માણસોનું એક બાલાગ્ર થાય છે. પૂર્વવિદેહ–અપરવિદેહના માણસોના આઠ બાલાગ્રોથી ભરત–ઐરવત ક્ષેત્રના માણસોનું એક બાલાગ્ર થાય છે. ભરત–ઐરવતક્ષેત્રના માણસોના આઠ બાલાગ્રોની એક લિક્ષા, આઠ લિક્ષાઓની યૂકા, આઠ યૂકાઓથી યવમધ્ય અને આઠ યવમધ્યનો એક અંગુલ થાય છે. ( આ પ્રમાણે આ સર્વે પૂર્વ-પૂર્વની અપેક્ષાએ ઉત્તરોત્તર અંગુલ સુધી આઠ આઠ ગુણિત થાય છે. ) આ અંગુલપ્રમાણથી છ અંગુલનો એક પાદ થાય છે. બાર અંગુલની વિતસ્તિ, ૨૪ અંગુલની રત્નિ, ૪૮ અંગુલની કુક્ષિ, દંડ, ધનુષ, યુગ, નાલિકા, અક્ષ તથા મુસલ, ( આ સર્વે ૯૬ અંગુલના થાય છે. ) આ ધનુષ પ્રમાણથી બે હજાર ધનુષ્યનો એક ગવ્યૂત-કોસ થાય છે. ૪ ગવ્યુતનો યોજન થાય છે.

एएण उस्सेहंगुलेणं किं पओ-
यणं ?

પ્રશ્ન- આ ઉત્સેધાંગુલથી કયા પ્રયોજનની સિદ્ધિ થાય છે ?

एएणं उस्सेहंगुलेणं णेरइयतिरि-
क्खजोणियमणुस्स-देवाणं सरीरोगाहणा
मविज्जइ ॥

ઉત્તર — આ ઉત્સેધાંગુલથી નારકો, તિર્યંચો, મનુષ્યો અને દેવોના શરીરની અવગાહના માપવામાં આવે છે.

१९६. णेरइयाणं भंते ! के महालिया सरीरो-
गाहणा पण्णत्ता ? गोयमा ! दुविहा
पण्णत्ता, तं जहा–भवधारणिज्जा य उत्त-
रवेउव्विया य । तत्थ णं जा सा भव-
धारणिज्जा सा णं जहण्णेणं अंगुलस्स
असंखेज्जइभागं, उक्कोसेणं पंच धणुस-
याइं । तत्थ णं जा सा उत्तरवेउव्विया
सा जहण्णेणं अंगुलस्स संखेज्जइभागं
उक्कोसेणं धणुसहस्सं ।

१९६. પ્રશ્ન- ભદંત ! નારક જીવોના શરીરની અવગાહના કેટલી કહી છે ?

ઉત્તર- હે ગૌતમ ! નારકજીવોની અવગાહના બે પ્રકારની કહી છે તે આ પ્રમાણે- (૧) ભવધારણીયશરીર અવગાહના નારકાદિ પર્યાયરૂપ અથવા પોતપોતાના આયુની સમાપ્તિસુધી રહેનાર (૨) ઉત્તરવૈક્રિયશરીર અવગાહના- સ્વાભાવિક રીતે પ્રાપ્ત શારીરિક અવગાહના પછી કોઈપણ નિમિત્તથી અન્ય શરીરની વિકુર્વણા કરાતી અવગાહના. તેમાં જે ભવધારણીય- અવગાહના છે તે જઘન્ય અંગુલના અસં- ખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષ્યપ્રમાણ છે, ઉત્તરવૈક્રિયઅવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગ અને ઉત્કૃષ્ટ હજાર ધનુષપ્રમાણ છે. આ સામાન્ય કથન થયું. હવે એક-એક પૃથ્વીના નારકોની અવગાહના કહેવામાં આવે છે—

रयणप्पहाए पुढवीए नेरइयाणं
भंते ! के महालिया सरीरोगाहणा
पण्णत्ता ? गोयमा ! दुविहा पण्णत्ता,
तं जहा–भवधारणिज्जा य उत्तरवेउ-
व्विया य, तत्थ णं जा सा भवधार-
णिज्जा सा जहन्नेणं अंगुलस्स असंखि-
ज्जइभागं उक्कोसेणं सत्त धणूइं तिण्णि
रयणीओ छच्च अंगुलाइं, तत्थ णं जा
उत्तरवेउव्विया सा जहण्णेणं अंगुलस्स
संखेज्जइभागं उक्कोसेणं पण्णरसधणू
दोण्णि रयणीओ बारसअंगुलाइं ।

પ્રશ્ન– ભદંત ! રત્નપ્રભાપૃથ્વીમાં નારકોની શરીરાવગાહના કેટલી કહી છે ?

ઉત્તર–ગૌતમ ! ત્યાં ભવધારણીય અને ઉત્તરવૈક્રિય આ બે પ્રકારે શરીરાવગાહના કહેવામાં આવી છે. તેમાં ભવધારણીયશરીરાવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ સાત ધનુષ, ત્રણ રત્નિ અને છ અંગુલપ્રમાણ છે. તેમાં જે ઉત્તરવૈક્રિયઅવગાહના તે જઘન્ય અંગુલના અસંખ્યાતમાભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૧૫ ધનુષ, બે રત્નિ ૧૨ અંગુલપ્રમાણ છે.

सक्करप्पहापुढवीए णेरइयाणं भंते ! के महालिया सरीरोगाहणा पण्णत्ता ?

પ્રશ્ન– ભદંત ! શર્કરાપ્રભા પૃથ્વીમાં નારકોની શરીરાવગાહના કેટલી છે ?

गोयमा ! दुविहा पण्णत्ता, तं जहा–भवधारणिज्जा य उत्तरविउव्विया य। तत्थ णं जा सा भवधारणिज्जा सा जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं पण्णरस धणूइं दुण्णि रयणीओ बारस अंगुलाइं। तत्थ णं जा सा उत्तरवेउव्विया सा जहण्णेणं अंगुलस्स संखेज्जइभागं उक्कोसेणं एकतीसं धणुइं एकरयणी य।

ઉત્તર– હે ગૌતમ ! ભવધારણીય અને ઉત્તરવૈક્રિય– આ બે પ્રકારની અવગાહનામાંથી ભવધારણીય અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમાભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૧૫ ધનુષ, ૨ રત્નિ અને ૧૨ અંગુલ પ્રમાણ છે. ઉત્તરવૈક્રિય અવગાહના જઘન્ય અંગુલના સંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૩૧ ધનુષ, ૧ રત્નિ પ્રમાણ છે.

वालुयप्पहापुढवीए णेरइयाणं भंते ! के महालिया सरीरोगाहणा पण्णत्ता ? गोयमा ! दुविहा पण्णत्ता, तं जहा–भवधारणिज्जा य उत्तरवेउव्विया य। तत्थ णं जा सा भवधारणिज्जा सा जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं एकतीसं धणूइं इक्करयणी य, तत्थ णं जा सा उत्तरवेउव्विया सा जहण्णेणं अंगुलस्स संखेज्जइभागं उक्को-

પ્રશ્ન– ભદંત ! વાલુકાપ્રભાપૃથ્વીમાં નારકોની શરીરાવગાહના કેટલી છે ?

ઉત્તર– હે ગૌતમ ! ભવધારણીય અને ઉત્તરવૈક્રિય આ બે પ્રકારની અવગાહનામાંથી ભવધારણીય અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમાભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૩૧ ધનુષ અને ૧ રત્નિપ્રમાણ છે. ઉત્તરવૈક્રિય અવગાહના જઘન્ય અંગુલના સંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૬૨

सेणं बासट्ठि धणूइं दो रयणीओ य। एवं सव्वासिं पुढवीणं पुच्छा भाणियव्वा।

ધનુષ, ૨ રત્નિ પ્રમાણ છે. આ પ્રમાણે બધી પૃથ્વીઓના સંબંધી પ્રશ્ન-ઉત્તર લેવા જોઈએ.

पंकप्पहाए पुढवीए भवधारणिज्जा जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं बासट्ठि धणूइं दो रयणीओ य, उत्तरवेउव्विया जहण्णेणं अंगुलस्स संखेज्जइभागं उक्कोसेणं पणवीसं धणुसयाइं।

પંકપ્રભાપૃથ્વીમાં ભવધારણીય અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતના ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૬૨ ધનુષ અને ૨ રત્નિ પ્રમાણ છે. ઉત્તરવૈક્રિય અવગાહના જઘન્ય અંગુલના સંખ્યાતભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૧૨૫ ધનુષપ્રમાણ છે.

धूमप्पहाए भवधारणिज्जा जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं पणवीसं धणुसयाइं, उत्तरवेउव्विया अंगुलस्स संखेज्जइभागं उक्कोसेणं अड्ढाइज्जाइं धणुसयाइं।

ધૂમપ્રભાપૃથ્વીમાં ભવધારણીય અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતના ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૧૨૫ ધનુષપ્રમાણ છે. ઉત્તરવૈક્રિયઅવગાહના જઘન્ય અંગુલના સંખ્યાતમાભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૨૫૦ ધનુષપ્રમાણ છે.

तमाए भवधारणिज्जा जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं अड्ढाइज्जाइं धणुसयाइं, उत्तरवेउव्विया जहण्णेणं अंगुलस्स संखेज्जइभागं उक्कोसेणं पंच धणुसयाइं।

તમઃપ્રભા નામક છઠ્ઠી પૃથ્વીમાં ભવધારણીયઅવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ, અને ઉત્કૃષ્ટ ૨૫૦ ધનુષપ્રમાણ છે. ઉત્તરવૈક્રિયઅવગાહના જઘન્ય અંગુલના સંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષપ્રમાણ છે.

तमतमाए पुढवीए नेरइयाणं भंते! के महालिया सरीरोगाहणा पण्णत्ता? गोयमा! दुविहा पण्णत्ता, तं जहा–भवधारणिज्जा य उत्तरवेउव्विया य। तत्थ णं जा सा भवधारणिज्जा सा जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं पंच धणुसयाइं, तत्थ णं जा सा उत्तरवेउव्विया सा जहण्णेणं अंगुलस्स संखेज्जइभागं उक्कोसेणं धणुसहस्सं।

પ્રશ્ન– ભદંત! તમસ્તમઃપૃથ્વીમાં નારકીઓની અવગાહના કેટલી છે?

ઉત્તર– હે ગૌતમ! ભવધારણીય અને ઉત્તરવૈક્રિય આ બે પ્રકારની અવગાહનામાંથી ભવધારણીયઅવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમાં ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષપ્રમાણ છે. ઉત્તરવૈક્રિય અવગાહના જઘન્ય અંગુલના સંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૧ હજાર ધનુષપ્રમાણ છે.

असुरकुमाराणं भंते ! के महालिया सरीरोगाहणा पण्णत्ता ?

प्रश्न– ભદંત ! અસુરકુમારદેવોની શરીરાવગાહના કેટલી છે ?

गोयमा ! दुविहा पण्णत्ता, तं जहा–भवधारणिज्जा य उत्तरवेउव्विया य, तत्थ णं जा सा भवधारणिज्जा सा जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेण सत्त रयणीओ, जा उत्तरवेउव्विया सा जहण्णेणं अंगुलस्स संखेज्जइभागं उक्कोसेणं जोयणसयसहस्साइं । एवं असुरकुमारगमेणं जाव थणियकुमाराणं भाणियव्वं ॥

ઉત્તર– હે ગૌતમ ! અસુરકુમારદેવોની ભવધારણીય અને ઉત્તરવૈક્રિય આ રીતે બે પ્રકારની અવગાહનામાથી ભવધારણીય શરીરઅવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ અને ઉત્કૃષ્ટ ૭ રત્નિ પ્રમાણ છે. ઉત્તરવૈક્રિય અવગાહના જઘન્ય અંગુલના સંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૧ લાખ યોજન પ્રમાણ છે. અસુરકુમારની અવગાહના પ્રમાણે જ નાગકુમારોથી લઇ સ્તનિતકુમારોસુધી સમસ્ત ભવનવાસી દેવોની અવગાહનાનું પ્રમાણ જાણવું જોઇએ.

१९७. पुढविकाइयाणं भंते ! के महालिया सरीरोगाहणा पण्णत्ता ?

१९७. પ્રશ્ન–હે ભદંત ! પૃથ્વીકાયિક જીવોની શરીરાવગાહના કેટલી કહી છે ?

गोयमा ! जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेण वि असंखेज्जइभागं । एवं सुहुमाणं ओहियाणं अपज्जत्तगाणं पज्जत्तगाणं च भाणियव्वं एवं जाव बादरवाउकाइयाणं पज्जत्तगाणं भाणियव्वं ।

ઉત્તર— હે ગૌતમ ! પૃથ્વીકાયિક જીવોની જઘન્ય શરીરાવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ પણ અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ કહી ( પણ અસંખ્યાતના અસંખ્યાત ભેદો હોવાથી જઘન્ય કરતાં ઉત્કૃષ્ટ અવગાહના વધારે જાણવી. ) આજ પ્રમાણે સામાન્યરૂપે સૂક્ષ્મ પૃથ્વીકાયિકજીવોની અને વિશેષથી સૂક્ષ્મ અપર્યાપ્તા અને પર્યાપ્ત પૃથ્વીકાયિક જીવોની યાવત્ બાદર વાયુકાયિકજીવોની શરીરાવગાહના જાણવી.

वणस्सइकाइयाणं भंते ! के महालिया सरीरोगाहणा पण्णत्ता ?

પ્રશ્ન–ભદંત ! વનસ્પતિકાયિક જીવોની શરીરાવગાહના કેટલી છે ?

गोयमा ! जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं सातिरेगं जोयणसहस्सं । सुहुमवणस्सइकाइयाणं

ઉત્તર– ગૌતમ ! જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ કંઇક અધિક એક હજાર યોજનપ્રમાણ છે. સામા-

ओहियाणं अपज्जत्तगाणं पज्जत्तगाणं तिण्हंपि जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं वि अंगुलस्स असंखेज्जइभागं। बादरवणस्सइकाइयाणं जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेण सातिरेगं जोयणसहस्सं, अपज्जत्तगाणं जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं वि अंगुलस्स असंखेज्जइभागं, पज्जत्तगाणं जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं सातिरेगं जोयणसहस्सं ।

રૂપે આ વનસ્પતિ અને નિગોદરૂપે અપર્યાપ્ત, પર્યાપ્ત, સૂક્ષ્મ વનસ્પતિ કાયિક જીવોની જઘન્ય અને ઉત્કૃષ્ટ અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે. સામાન્યરૂપે બાદર વનસ્પતિકાયિક જીવોની અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ સાધિક હજાર યોજન પ્રમાણ છે વિશેષે અપર્યાપ્ત બાદરવનસ્પતિ કાયિકજીવોની જઘન્ય અને ઉત્કૃષ્ટ અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે. પર્યાપ્ત બાદર વનસ્પતિકાયિક જીવોની અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ સાધિક હજાર યોજન( કમલનાલની અપેક્ષાએ ) હોય છે.

बेइंदियाणं पुच्छा, ?

પ્રશ્ન— ભદંત ! દ્વીન્દ્રિયજીવોની અવગાહના કેટલી ?

गोयमा ! जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं बारसजोयणाइं। अपज्जत्तगाणं जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेण वि अंगुलस्स असंखेज्जइभागं पज्जत्तगाणं जहन्नेणं अंगुलस्स। असंखेज्जइभागं उक्कोसेणं बारस जोयणाइं ।

ઉત્તર— સામાન્યરૂપથી દ્વીન્દ્રિયજીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ અને ઉત્કૃષ્ટ બાર યોજન પ્રમાણ છે. અપર્યાપ્ત દ્વીન્દ્રિયજીવોની જઘન્ય અને ઉત્કૃષ્ટ અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે પર્યાપ્ત દ્વીન્દ્રિયજીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૧૨ યોજન પ્રમાણ છે. ( સ્વયંભૂરમણ વગેરેમાં ઉત્પન્ન થનાર શંખની અપેક્ષાએ આ અવગાહના જાણવી. )

तेइंदियाणं पुच्छा, गोयमा ! जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं तिण्णि गाउयाइं। अपज्जत्तगाणं जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं वि अंगुलस्स असंखेज्जइभागं, पज्जत्तगाणं जहन्नेणं अंगुलस्स असंखे–

પ્રશ્ન — ભદંત ! ત્રીન્દ્રિયજીવોની અવગાહનાનું પ્રમાણ કેટલું છે ?

ઉત્તર— ગૌતમ ! સામાન્યરૂપે ત્રીન્દ્રિયજીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ અવગાહના ત્રણ ગાઉપ્રમાણ છે. અપર્યાપ્ત

ज्जइभागं उक्कोसेणं तिण्णि गाउयाइं ।

ત્રીન્દ્રિયજીવોની જઘન્ય અને ઉત્કૃષ્ટ અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે. પર્યાપ્તક ત્રીન્દ્રિયજીવોની જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ત્રણ ગાઉપ્રમાણ અવગાહના હોય છે (અઢી-દ્વીપથી બહાર રહેનાર કર્ણશૃગાલી આદિની અપેક્ષાએ.)

चउरिंदियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं, उक्कोसेणं चत्तारि गाउयाइं । अपज्जत्तगाणं जहन्नेणं उक्कोसेण वि अंगुलस्स असंखेज्जइभागं । पज्जत्तगाणं जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं चत्तारि गाउयाइं ॥

પ્રશ્ન– ભદંત ! ચૌઇન્દ્રિયજીવોની અવગાહનાનું પ્રમાણ કેટલુ છે ?

ઉત્તર–ગૌતમ ! સામાન્યરૂપે ચૌઇન્દ્રિયજીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ચાર-ગાઉપ્રમાણ છે. અપર્યાપ્ત ચૌઇન્દ્રિયજીવોની જઘન્ય અને ઉત્કૃષ્ટ અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે. પર્યાપ્ત ચૌઇન્દ્રિયજીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણુ અને ઉત્કૃષ્ટ ચાર ગાઉ પ્રમાણ છે. ( અઢી દ્વીપ બહાર રહેનાર ભ્રમર આદિની અપેક્ષાએ. )

१९८. पंचेंदियतिरिक्खजोणियाणं भंते ! के महालिया सरीरोगाहणा पण्णत्ता ?

गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं, उक्कोसेणं जोयणसहस्सं । जलयरपंचेंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! एवं चेव । संमुच्छिमजलयरपंचेंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं जोयणसहस्सं । अपज्जत्तगसंमुच्छिमजलयरपंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं वि अंगुलस्स असंखेज्जइभागं । पज्जत्तगसंमुच्छिमजलयरपंचिंदियतिरिक्खजो–

१९८. પ્રશ્ન— ભદંત ! તિર્યંચપંચેન્દ્રિય-જીવોની અવગાહના કેટલી ?

ઉત્તર— ગૌતમ ! સામાન્યરૂપે તિર્યંચપંચેન્દ્રિયજીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણુ અને ઉત્કૃષ્ટ હજાર યોજનપ્રમાણુ છે. જળચર તિર્યંચપંચેન્દ્રિય જીવોની અવગાહના હે ગૌતમ ! આ પ્રમાણે છે- સામાન્યરૂપે સંમૂર્છિમજળચર તિર્યંચપંચેન્દ્રિયની અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણુ અને ઉત્કૃષ્ટ હજાર યોજન-પ્રમાણુ છે. અપર્યાપ્ત સંમૂર્છિમ જળચર તિર્યંચપંચેન્દ્રિયજીવોની જઘન્ય અને ઉત્કૃષ્ટ અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણુ છે. પર્યાપ્ત સંમૂર્છિમજળ–

णियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं जोयणसहस्सं। गब्भवक्कंतियजलयर-पंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं जोयणसहस्सं। अपज्जत्तगगब्भवक्कंतियजलयरपंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेण वि अंगुलस्स असंज्जइभागं। पज्जत्तगगब्भवक्कंतियजलयरपंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं जोयणसहस्सं।

ચર તિર્યંચપંચેન્દ્રિયજીવોની જઘન્ય અવગાહના હે ગૌતમ ! અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણુ અને ઉત્કૃષ્ટ એક હજાર યોજન પ્રમાણુ છે. ( આ ઉત્કૃષ્ટ અવગાહના સ્વયંભૂરમણુ સમુદ્રના મત્સ્યોનીજ અપેક્ષાએ સમજવી.) સામાન્યરૂપે ગર્ભજજળચરતિર્યંચપંચેન્દ્રિયજીવોની અવગાહના જઘન્ય અગુંલના અસંખ્યાતમા ભાગ અને ઉત્કૃષ્ટ એક હજાર યોજનની છે.અપર્યાપ્ત ગર્ભજ-જળચર તિર્યંચપંચેન્દ્રિય જીવોની જઘન્ય અને ઉત્કૃષ્ટ અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણુ છે. પર્યાપ્તક ગર્ભજતિર્યંચપંચેન્દ્રિય જીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગ અને ઉત્કૃષ્ટ ૧ હજાર યોજનની છે.

चउप्पयथलयरपंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं छ गाउयाइं। संमुच्छिमचउप्पयथलयरपंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं गाउयपुहुत्तं। अपज्जत्तगसंमुच्छिमचउप्पयथलयरपंचेदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं वि अंगुलस्स असंखेज्जइभागं। पज्जत्तगसंमुच्छिमचउप्पयथलयरपंचेंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं गाउयपुहुत्तं। गब्भवक्कंतियचउप्पयथलयरपंचेंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं ! अंगुलस्स असंखेज्जइभागं उक्को-

સામાન્યરૂપે હે ગૌતમ ! ચતુષ્પદ સ્થળચરતિર્યંચપંચેન્દ્રિયની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણુ અને ઉત્કૃષ્ટ ૬ ગવ્યૂતિ-ગાઉપ્રમાણુ છે. સંમૂર્છિમ ચતુષ્પદ સ્થળચરતિર્યંચપંચેન્દ્રિય જીવોની અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણુ અને ઉત્કષ્ટ ગવ્યૂતિપૃથક્ત્વ ( બે થી નવ ગાઉ ) ની છે. અપર્યાપ્તક સંમૂર્છિમ ચતુષ્પાદ સ્થળચર તિર્યંચની જઘન્ય અને ઉત્કૃષ્ટ અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગની છે. પર્યાપ્તક સંમૂર્છિમ ચતુષ્પાદતિર્યંચપંચેન્દ્રિય જીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણુ અને ઉત્કૃષ્ટ પૃથક્ત્વ ગાઉપ્રમાણુ છે, ગર્ભજ ચતુષ્પાદ સ્થળચર તિર્યંચપંચેન્દ્રિય જીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણુ અને ઉત્કૃષ્ટ ૬ ગાઉપ્રમાણુ છે. અપર્યાપ્તક ગર્ભજ ચતુષ્પાદ સ્થળચરતિર્યં-

सेणं छ गाउयाइं । अपज्जत्तगगब्भवक्कंतियचउप्पयथलयरपंचेंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेण वि अंगुलस्स असंखेज्जइभागं । पज्जत्तगगब्भवक्कंतियचउप्पयथलयरपंचेंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेण छ गाउयाइं ।

ચપંચેન્દ્રિય જીવોની જઘન્ય અને ઉત્કૃષ્ટ અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે. પર્યાપ્તક ગર્ભજચતુષ્પાદ સ્થળચર તિર્યંચપંચેન્દ્રિય જીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ, ઉત્કૃષ્ટ છ ગાઉપ્રમાણ છે.

उरपरिसप्पथलयरपंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेण जोयणसहस्सं । संमुच्छिमउरपरिसप्पथलयरपंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेण अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेण जोयणपुहुत्तं, अपज्जत्तगसंमुच्छिमउरपरिसप्पथलयरपंचेंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेग वि अंगुलस्स असंखेज्जइभागं । पज्जत्तगसंमुच्छिमउरपरिसप्पथलयरपंचेंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं जोयणपुहुत्तं । गब्भवक्कंतियउरपरिसप्पथलयरपंचेंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं जोयणसहस्सं । अपज्जत्तगगब्भवक्कंतियउरपरिसप्पथलयरपचोंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेण वि अंगुलस्स असंखेज्जइभागं । पज्जत्तगगब्भवक्कंतियउरपरिसप्पथलयरपचेंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं जोयणसहस्सं ।

સામાન્યરૂપે ઉરપરિસર્પ સ્થળચર-તિર્યંચપંચેન્દ્રિય જીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગ અને ઉત્કૃષ્ટ ૧ હજાર યોજનની છે. સંમૂર્છિમ-ઉરપરિસર્પ સ્થળચર તિર્યંચપંચેન્દ્રિય-જીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ યોજનપૃથક્ત્વ છે. અપર્યાપ્તક સંમૂર્છિમ-ઉરપરિસર્પ સ્થળચર તિર્યંચપંચેન્દ્રિય જીવોની જઘન્ય અને ઉત્કૃષ્ટ અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે. પર્યાપ્તક સમૂર્છિમ ઉરપરિસર્પ સ્થળચર તિર્યંચપંચેન્દ્રિય જીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ યોજનપૃથક્ત્વ છે. સામાન્યરૂપે ગર્ભજઉરપરિસર્પ સ્થળચર તિર્યંચપંચેન્દ્રિય જીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમાં ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૧ હજાર યોજન પ્રમાણ છે અપર્યાપ્તક ગર્ભજઉરપરિસર્પ સ્થળચર તિર્યંચપંચેન્દ્રિય જીવોની જઘન્ય અને ઉત્કૃષ્ટ અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે. પર્યાપ્તક-ગર્ભજ ઉરપરિસર્પસ્થળચરતિર્યંચપંચેન્દ્રિય-જીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગની અને ઉત્કૃષ્ટ ૧ હજાર યોજનની છે.

भुयपरिसप्पथलयरपंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं गाउयपुहुत्तं । संमुच्छिमभुयपरिसप्पथलयरपंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं, उक्कोसेणं धणुपुहुत्तं । अपज्जत्तगसंमुच्छिमभुयपरिसप्पथलयरपंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेण वि अंगुलस्स असंखेज्जइभागं । पज्जत्तगसंमुच्छिमभुयपरिसप्पथलयरपंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं धणुपुहुत्तं । गब्भवक्कंतिय भुयपारसप्पथलयरपंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं गाउयपुहुत्तं । अपज्जत्तगगब्भवक्कंतियभुयपरिसप्पथलयरपंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेण वि अंगुलस्स असंखेज्जइभागं । पज्जत्तगगब्भवक्कंतियभुयपरिसप्पथलयरपंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा । जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं गाउयपुहुत्तं ।

સામાન્યરૂપે ભુજપરિસર્પસ્થળચર તિર્યંચપંચેન્દ્રિયજીવોની અવગાહના હે ગૌતમ ! જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગની અને ઉત્કૃષ્ટ ગવ્યૂતિપૃથક્ત્વની છે. સંમૂર્ચ્છિમભુજપરિસર્પ સ્થળચરતિર્યંચપંચેન્દ્રિયજીવોની અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ધનુષપૃથક્ત્વની છે. અપર્યાપ્તકસંમૂર્ચ્છિમભુજપરિસર્પસ્થળચરતિર્યંચપંચેન્દ્રિયજીવોની જઘન્ય અને ઉત્કૃષ્ટ અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે. પર્યાપ્તકસંમૂર્ચ્છિમભુજપરિસર્પ સ્થળચર તિર્યંચપંચેન્દ્રિયજીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ધનુષપૃથક્ત્વ છે. સામાન્યરૂપે ગર્ભજભુજપરિસર્પસ્થળચરતિર્યંચપંચેન્દ્રિયજીવોની અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ગવ્યૂતિપૃથક્ત્વ છે. અપર્યાપ્તક ગર્ભજભુજપરિસર્પસ્થળચરતિર્યંચપંચેન્દ્રિયજીવોની જઘન્ય અને ઉત્કૃષ્ટ અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે. પર્યાપ્તક ગર્ભજ ભુજપરિસર્પસ્થળચરતિર્યંચપંચેન્દ્રિજીવોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે અને ઉત્કષ્ટ ગવ્યૂતિપૃથક્ત્વ છે.

खहयरपंचिंदियतिरिक्खजोणियाणं पुच्छा, गोयमा ! जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं धणुपुहुत्तं । संमुच्छिमखहयराणं जहा भुयपरिसप्प–

સામાન્યરૂપે ખેચરજીવોની અવગાહના હે ગૌતમ ! જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કષ્ટ ધનુષપૃથક્ત્વ છે. સંમૂર્ચ્છિમ ખેચરતિર્યંચપંચેન્દ્રિયજીવોની અવગાહના જે પ્રમાણે સંમૂર્ચ્છિમભુજપરિ-

संमुच्छिमाणं तिसु वि गमेसु तहा भाणियव्वं । गब्भवक्कंतियखहयरपचिं-दियतिरिक्खजोगियाणं पुच्छा, गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेण धणुपुहुत्तं । अपज्जत्तगगब्भव-वक्कंतियखहयरपंचिंदियतिरिक्खजोणि-याणं पुच्छा, गोयमा ! जहन्नेणं अंगु-लस्स असंखेजइभागं उक्कोसेण वि अंगु-लस्स असंखेज्जइभागं । पज्जत्तगगब्भ-वक्कंतियखहयरपचेंदियतिरिक्खजोणि-याणं पुच्छा, गोयमा जहन्नेणं अंगु-लस्स असंखेज्जइभागं उक्कोसेणं धणुपुहुत्तं ।

સર્પના ત્રણ ગમોમાં કહી છે તે પ્રમાણે જાણવી. ગર્ભજખેચરતિર્યંચ પંચેન્દ્રિયજીવોની જઘ-ન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ધનુષપૃથક્ત્વ છે. અપર્યાપ્તક ગર્ભજ ખેચર તિર્યંચપંચેન્દ્રિયજી-વોની જઘન્ય અને ઉત્કૃષ્ટ અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે. પર્યાપ્તક ગર્ભજ ખેચર તિર્યંચપંચેન્દ્રિય-જીવોની જઘન્ય અવગાહના અંગુલના અસં-ખ્યાતમા ભાગપ્રમાણ અને અને ઉત્કૃષ્ટ ધનુષ-પૃથક્ત્વ છે. આ પ્રમાણે તિર્યંચપંચેન્દ્રિયના ૩૬ અવગાહના સ્થાનોનું કથન કરી બે સંગ્ર-હણી ગાથાઓ દ્વારા સક્ષેપમા નિરૂપણ કરે છે. તે આ પ્રમાણે—

एत्थ संगहणिगाहाओ भवंति, तं जहा-जोयणसहस्सगाउयपुहुत्तं, तत्तो य जोयणपुहुत्तं । दोण्हं तु धणुपुहुत्त, संमुच्छिमे होइ उच्चत्तं ॥१॥

સંમૂર્ચ્છિમ તિર્યંચ પચેન્દ્રિયજીવોની ઉત્કૃષ્ટ અવગાહના અનુક્રમે આ પ્રમાણે છે જળચરની ૧ હજાર યોજન પ્રમાણ, ચતુષ્પાદસ્થળ-ચરની ગવ્યૂતિપૃથક્ત્વ, ઉરપરિસર્પસ્થળચરની યોજનપૃથકત્વ, ભુજપરિસર્પસ્થળચરની અને ખેચરતિર્યંચપચેન્દ્રિયની ધનુષપૃથકત્વ છે.

जोयणसहस्स छग्गाउयाइं तत्तो य जोयणसहस्सं । गाउयपुहुत्तं भुयगे, पक्खीसु भवे धणुपुहुत्तं ॥२॥

ગર્ભજ તિર્યંચપચેન્દ્રિય જીવોની ઉત્કૃષ્ટ અવગાહના અનુક્રમે આ પ્રમાણે છે— જળચરની એક હજાર યોજન, ચતુષ્પાદોની ૬ ગવ્યૂતિપ્રમાણ, ઉરપરિસર્પની એક હજાર યોજનપ્રમાણ, ભુજપરિસર્પની ગવ્યૂતિપૃથ-ક્ત્વ અને ગર્ભજપક્ષીઓની ધનુષપૃથક્ત્વની અવગાહના જાણવી.

मणुस्साणं भंते ! के महालिया सरीरोगाहणा पण्णत्ता ?

પ્રશ્ન— ભદંત ! મનુષ્યોની શરીરાવ-ગાહના કેટલી છે ?

गोयमा ! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं तिण्णि गाउ-याइं । संमुच्छिममणुस्साणं पुच्छा, गोयमा ! जहन्नेणं अंगुलस्स असंखे-

ઉત્તર— હે ગૌતમ ! સામાન્યરૂપે મનુષ્યની અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ત્રણ ગવ્યૂત-ગાઉ પ્રમાણ છે સંમૂર્ચ્છિમમનુ-ષ્યની અવગાહના, હે ગૌતમ ! જઘન્ય અને

ज्जइभागं उक्कोसेण वि अंगुलस्स असं-खेज्जइभागं। गब्भवक्कंतियमणुस्साणं पुच्छा, गोयमा ! जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेण वि अंगुलस्स असंखेज्जइभागं। पज्जत्तगगब्भवक्कं-तियमणुस्साणं पुच्छा, गोयमा! जहण्णेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं तिण्णि गाउयाइं ॥

ઉત્કૃષ્ટ અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે.સામાન્યરૂપે ગર્ભજ મનુષ્યોની અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ત્રણ ગવ્યૂતિ પ્રમાણ છે. અપર્યાપ્તક ગર્ભજ મનુષ્યોની અવગાહના જઘન્ય અને ઉત્કૃષ્ટ અંગુલના અસંખ્યાત ભાગ-પ્રમાણ છે. પર્યાપ્તક ગર્ભજ મનુષ્યોની જઘન્ય અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ત્રણ ગવ્યૂતિ પ્રમાણ છે.

१९९. वाणमंतराणं भवधारणिज्जा य उत्तरवे-उव्विया य जहा असुरकुमाराणं तहा भाणियव्वा। जहा वाणमंतराणं तहा जोइसियाण वि।

૧૯૯. વાણવ્યંતરોની ભવધારણીય શરીરની અને ઉત્તરવૈક્રિય શરીરની અવગાહના અસુર-કુમારો જેટલી જાણવી. જે પ્રમાણે વાણવ્યં-તરોની અવગાહના તેજ પ્રમાણે જ્યોતિષ્ક-દેવોની અવગાહના છે.

सोहम्मे कप्पे देवाणं भंते ! के महालिया सरीरोगाहणा पण्णत्ता ?

પ્રશ્ન– ભદંત ! સૌધર્મકલ્પમા દેવોની અવગાહના કેટલી હોય છે ?

गोयमा ! दुविहा पण्णत्ता, तं जहा–भवधारणिज्जा य उत्तरवेउ-व्विया य, तत्थ णं जा सा भवधार-णिज्जा सा जहन्नेण अंगुलस्स असंज्ज-खेज्जइभागं उक्कोसेणं सत्त रयणीओ, तत्थ णं जा सा उत्तरवेउव्विया सा जहन्नेणं अंगुलस्स संखेज्जइभागं उक्कोसेणं जोयणसयसहस्सं। एवं ईसाणकप्पेऽवि भाणियव्वं। जहा सोह-म्मकप्पाणं देवाणं पुच्छा तहा सेसक-प्पदेवाणं पुच्छा भाणियव्वा जाव अच्चुयकप्पो। सणंकुमारे कप्पे जा सा भवधारणिज्जा सा जहन्नेण अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेण छ रयणीओ, उत्तरवेउव्विया जहा सोहम्मे। जहा

ઉત્તર– ગૌતમ ! ભવધારણીય અને ઉત્તરવૈક્રિય આ બે પ્રકારની અવગાહનામાથી ભવધારણીયશરીરની અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણની અને ઉત્કૃષ્ટ સાત રત્નિની છે. ઉત્તરવૈક્રિય અવ-ગાહના જઘન્ય અંગુલના સંખ્યાતમા ભાગ-પ્રમાણ અને ઉત્કૃષ્ટ એક લાખ યોજન પ્રમાણ છે ઇશાનકલ્પના પણ એટલીજ અવગાહના છે ઇશાનકલ્પથી લઈ અચ્યુત-કલ્પસુધીના દેવોની અવગાહના સબંધે પ્રશ્ન પૂર્વવત્ સમજવા ઉત્તર આ પ્રમાણે છે— સનત્કુમારકલ્પમા ભવધારણીય અને ઉત્તર-વૈક્રિય આ બે પ્રકારની અવગાહનામાથી ભવધારણીય અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ ૬ રત્નિ પ્રમાણ જાણવી ઉત્તરવૈક્રિય અવગાહના સૌધર્મકલ્પ અનુસાર છે. સાનત્કુમારની

सणंकुमारे तहा माहिंदे वि भाणियव्वा, बंभलंतगेसु भवधारणिज्जा जहन्नेण अंगुलस्स असंखेज्जइभाग उक्कोसेण पंच रयणीओ, उत्तरवेउव्विया जहा सोहम्मे । महासुक्कसहस्सारेसु भवधारणिज्जा जहन्नेण अंगुलस्स असंखेज्जइभाग उक्कोसेण चत्तारि रयणीओ, उत्तरवेउव्विया जहा सोहम्मे । आणय--पाणय--आरण--अच्चुएसु चउसु वि भवधारणिज्जा जहन्नेण अंगुलस्स असंखेज्जइभाग उक्कोसेण तिण्णि रयणीओ, उत्तरवेउव्विया जहा सोहम्मे ।

જેટલી અવગાહના માહેન્દ્રકલ્પમાં જાણવી. બ્રહ્મ અને લાંતક આ બે કલ્પોમાં ભવધારણીય અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ પાંચ રત્નિ પ્રમાણ છે ઉત્તરવૈક્રિય અવગાહના સૌધર્મકલ્પ પ્રમાણે છે મહાશુક્ર અને સહસ્રાર આ બે કલ્પમાં ભવધારણીય અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ અવગાહના ચાર રત્નિ પ્રમાણ છે. ઉત્તરવૈક્રિય અવગાહના સૌધર્મકલ્પ પ્રમાણે જાણવી. આનત, પ્રાણત, આરણ અને અચ્યુત કલ્પોમાં ભવધારણીય અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગની અને ઉત્કૃષ્ટ ત્રણ રત્નિની છે. તેઓની ઉત્તરવૈક્રિય અવગાહના સૌધર્મકલ્પ પ્રમાણે જાણવી

गेवेज्जगदेवाणं भंते । के महालिया सरीरोगाहणा पण्णत्ता ?

પ્રશ્ન- ભદંત ! ગ્રૈવેયક દેવોની શરીરાવગાહના કેટલી છે ?

गोयमा ! एगे भवधारणिज्जे सरीरगे पण्णत्ते, से जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं उक्कोसेणं दुन्नि रयणीओ ।

ઉત્તર- હે ગૌતમ ! ગ્રૈવેયક દેવોને ભવધારણીય અવગાહનાજ હોયછે, ઉત્તરવૈક્રિય અવગાહના હોતી નથી ( કેમકે તે દેવો ઉત્તરવૈક્રિય કરતા નથી ). તે જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ બે રત્નિપ્રમાણ હોય છે.

अणुत्तरोववाइयदेवाणं भंते ! के महालिया सरीरोगाहणा पण्णत्ता ?

પ્રશ્ન- ભદંત ! અનુત્તરવિમાનોના દેવોની શરીરાવગાહના કેટલી હોય છે ?

गोयमा ! भवधारणिज्जे सरीरगे। से जहन्नेणं अंगुलस्स असंखेज्जइभागं. उक्कोसेणं एगा रयणी ।

ઉત્તર- ગૌતમ ! ભવધારણીય અવગાહના જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ અને ઉત્કૃષ્ટ એક રત્નિપ્રમાણ હોય છે. ઉત્તરવૈક્રિયઅવગાહના ત્યાં પણ હોતી નથી

से समासओ तिविहे पण्णत्ते, तं जहा—सूइअंगुले, पयरंगुले घणंगुले ।

તે ઉત્સેધાંગુલ સંક્ષેપથી ત્રણ પ્રકારનો છે. તે આ પ્રમાણે- સૂચ્યંગુલ, પ્રતરાંગુલ,

एगंगुलायया एगपएसिया सेढी सूई अंगुले, सूई सूईए गुणिया पयरंगुले, पयरं सूईए गुणियं घणंगुले ।

અને ઘનાંગુલ, એક અંગુલ લાંબી અને એક પ્રદેશ પહોળી જે આકાશના પ્રદેશોની શ્રેણી છે તે સૂચ્યંગુલ કહેવાય છે. સૂચીને સૂચી વડે ગુણન કરતાં પ્રતરાંગુલ બને છે ( એમાં લંબાઈ અને પહોળાઇ બન્ને હોય છે. ) અને સૂચીથી પ્રતરાંગુલને ગુણતાં ઘનાંગુલ બને છે. ( ઘનાંગુલમાં લંબાઈ, પહોળાઇ અને જાડાઈ ની પણ ગણત્રી હોય છે. )

एएसिणं सूईअंगुलपयरंगुल-घणंगुलाणं कयरे कयरेहिंतो अप्पे वा, बहुए वा तुल्ले वा विसेसाहिए वा ?

પ્રશ્ન– ભદંત ! સૂચ્યંગુલ, પ્રતરાંગુલ અને ઘનાંગુલ, આ ત્રણમાંથી કોણ કોનાથી અલ્પ, મહાન, તુલ્ય અથવા વિશેષાધિક છે ?

सव्वत्थोवे सूई अंगुले, पयरं-गुले असंखिज्जगुणे, घणंगुले असंखे-ज्जगुणे । से तं उस्सेहंगुले ।

ઉત્તર— સૌથી અલ્પ સૂચ્યંગુલ છે, સૂચ્યંગુલથી અસંખ્યાત ગણા પ્રતરાંગુલ છે. પ્રતરાંગુલથી અસંખ્યાતગણા ઘનાંગુલ છે. આ પ્રમાણે ઉત્સેધાંગુલનું સ્વરૂપ છે.

२००. से किं तं पमाणंगुले ?

૨૦૦. પ્રશ્ન– હે ભદંત ! પ્રમાણાંગુલ શું છે ?

पमाणंगुले एगमेगस्स रण्णो चाउरंतचक्कवट्टिस्स अट्ठसोवण्णिए काग-णिरयणे छत्तले दुवालसंसिए अट्ठक-ण्णिए अहिगरणिसंठाणसंठिए पण्णत्ते, तस्स णं एगमेगा कोडी उस्सेहंगुलवि-क्खंभा, तं समणस्स भगवओ महावी-रस्स अद्धंगुलं, तं सहस्सगुणं पमाणंगुलं भवइ ।

ઉત્તર– ઉત્સેધાંગુલને હજાર ગણા કર-વાથી પ્રમાણાંગુલ બને છે. અથવા જેનું પ્રમાણ પ્રકર્ષપ્રાપ્ત– સૌથી વધુ હોય તે પ્રમાણાંગુલ કહેવાય છે. તે આ પ્રમાણે– સમ્પૂર્ણ ભરતક્ષેત્રપર અખંડ શાસન કરનાર ચક્રવર્તીનું કાકિણીરત્ન અષ્ટસુવર્ણપ્રમાણ હોય છે. તે કાકિણીરત્નને છ તલ ( ચાર દિશાના ચાર અને ઉપર નીચે બે ), બાર કોટી, આઠ કર્ણિકાઓ હોય છે. તેનું સંસ્થાન ( આકાર ) સોનીની એરણ જેવું અર્થાત્ સમચતુરસ્ર હોય છે. આ કાકિણીરત્ન એક–એક કોટી ઉત્સેધાંગુલપ્રમાણ પહોળી હોય છે. ( કાકિણીરત્ન સમચતુરસ્ર હોવાથી તેની લંબાઈ પણ ઉત્સેધાંગુલપ્રમાણ છે તે સ્વયં થઈ જાય છે. ) તે એક–એક કોટી શ્રમણ–ભગવાન મહાવીર સ્વામીના અર્ધાંગુલ પ્રમાણ છે. તેને હજારગુણા કરવાથી પ્રમાણાંગુલ બને છે.

एएणं अंगुलप्पमाणेणं छ अंगुलाइं पादो, दुवालसंगुलाइं विहत्थी, दो विहत्थीओ रयणी, दो रयणीओ कुच्छी, दो कुच्छीओ धणू, दो धणुसहस्साइं गाउयं, चत्तारि गाउयाइं जोयणं ।

આ અંગુલપ્રમાણથી ૬ અંગુલોનો પાદ, ૧૨ અંગુલોની એક વિતસ્તિ, ૨ વિતસ્તિઓની ૧ રત્નિ, ૨ રત્નિની એક કુક્ષિ, બે કુક્ષિઓનું એક ધનુષ, બે હજાર ધનુષોનો એક ગવ્યૂતિ (ગાઉ) અને ૪ ગવ્યૂતિ બરાબર એક યોજન હોય છે.

एएणं पमाणंगुलेणं किं पओयणं ?

પ્રશ્ન– આ પ્રમાણાંગુલથી કયા પ્રયોજનની સિદ્ધિ થાય છે ?

एएणं पमाणंगुलेणं पुढवीणं कंडाणं पायालाणं भवणाणं भवणपत्थडाणं निरयाणं निरयावलीणं निरयपत्थडाणं कप्पाणं विमाणाणं विमाणपत्थडाणं टंकाणं कूडाणं सेलाणं सिहरीणं पब्भाराणं विजयाणं वक्खाराणं वासाणं वासहराणं वासहरपव्वयाणं वेलाणं वेइयाणं दाराणं तोरणाणं दीवाणं समुद्दाणं आयामविक्खंभोच्चत्तोव्वेहपरिक्खेवा माविज्जंति ।

ઉત્તર– આ પ્રમાણાંગુલથી રત્નપ્રભા વગેરે પૃથ્વીઓના કાંડોનું, પાતાળ કળશો, ભવનપતિના ભવનો, ભવનોના પાથડાઓ, નારકાવાસો, નરકોના પાથડાઓ, સૌધર્મ વગેરે કલ્પો,દેવવિમાનો, વિમાનોના પ્રસ્તરો, છિન્નટંકો, રત્નકૂટ વગેરે મુંડપર્વતો, શિખરવાળાપર્વતો, ઈષત્ નમિત પર્વતો, વિજયો, વક્ષસ્કારો, વર્ષો, વર્ષધરપર્વતો, વર્ષધરો, સમુદ્રતટની ભૂમિ, વેદિકાઓ, દ્વારો, સમુદ્રોની લંબાઇ, પહોળાઈ, ઊંચાઈ, ઉદ્વેધ, પરિધિ આ સર્વે (નિત્ય પદાર્થો) માપવામાં આવે છે.

से समासओ तिविहे पण्णत्ते, तं जहा–सेढीअंगुले पयरंगुले घणंगुले । असंखेज्जाओ जोयणकोडाकोडीओ सेढी, सेढी सेढीए गुणिया पयरं, पयरं सेढीए गुणियं लोगो, संखेज्जएणं लोगो गुणिओ संखेज्जा लोगा, असंखेज्जएणं लोगो गुणिओ असंखेज्जा लोगा, अणंतेणं लोगो गुणिओ अणंता लोगा ।

આ પ્રમાણાગુલ સંક્ષેપમાં ત્રણ પ્રકારે પ્રરૂપવામાં આવેલ છે. તે આ પ્રમાણે– (૧) શ્રેણ્યંગુલ (૨) પ્રતરાંગુલ અને (૩) ઘનાંગુલ. પ્રમાણાંગુલથી નિષ્પન્ન થયેલ અસંખ્યાત કોડા–કોડી યોજનની એક શ્રેણી થાય છે. (એક કરોડને એક કરોડવડે ગુણિત કરવાથી જે સંખ્યા થાય તે કોડાકોડી અને જે યોજન પ્રમણાંગુલથી નિષ્પન્ન થાય તે અહીં ગ્રહણ કરવામા આવેલ છે.) શ્રેણીને શ્રેણીથી ગુણિત કરતા પ્રતરાંગુલ બને છે. પ્રતરાગુલને શ્રેણ્યંગુલથી ગુણિત કરતા લોક બને છે. સખ્યાતરાશિથી ગુણિત લોક 'સખ્યાતલોક' કહેવાય છે. અસંખ્યાત લોકરાશિથી ગુણિત લોક અસંખ્યાત લોક કહેવાય છે. અનંત રાશિથી ગુણિત લોક અનંતલોક કહેવાય છે.

समयस्स णं परूवणं करिस्सामि, से जहा नामए-तुण्णागदारए सिया तरुणे बलवं जुगवं जुवाणे अप्पातंके थिरग्गहत्थे दढपाणिपायपासपिट्ठंतरोरु-परिणए तलजमलजुयलपरिघणिभबाहू चम्मेट्ठगदुहणमुट्ठियसमाहयनिचियगत्त-काए उरस्सबलसमण्णागए लंघणपवण-जवणवायामसमत्थे छेए दक्खे पत्तट्ठे कुसले मेहावी निउणे निउणसिप्पोवगए एगं महइं पडसाडियं वा, पट्टसाडियं वागहाय सयराहं हत्थमेत्तं ओसारेज्जा। तत्थ चोयए पण्णवयं एवं वयासि-जे णं काले णं तेणं तुण्णागदारएणं तीसे पडसाडियाए वा पट्टसाडियाए वा सयराहं हत्थमेत्ते ओसारिए से समए भवइ ? नो इणट्ठे समट्ठे। कम्हा ? जम्हा संखेज्जाणं तंतूणं समुदयसमिइसमागमेणं एगा पडसाडिया वा पट्टसाडिया वा निप्फज्जइ, उवरिल्लंमि तंतुंमि अच्छिण्णे हिट्ठिल्ले तंतू न छिज्जइ, अण्णंमि काले उवरिल्ले तंतू छिज्जइ, अण्णंमि काले हिट्ठिल्ले तंतू छिज्जइ, तम्हा से समए न भवइ। एवं वयंतं पण्णवयं चोयए एवं वयासी-जे णं काले णं तेणं तुण्णागदारएणं तीसे पडसाडियाए वा पट्टसाडियाए वा उवरिल्ले तंतू छिण्णे से समए भवइ ? न भवइ, कम्हा ? जम्हा संखेज्जाणं पम्हाणं समुदयसमिइसमागमेणं एगे तंतू निप्फज्जइ, उवरिल्ले पम्हे अच्छिण्णे हेट्ठिल्ले पम्हे न छिज्जइ, अण्णंमि काले उवरिल्ले पम्हे छिज्जइ अण्णंमि काले हेट्ठिल्ले पम्हे छिज्जइ, तम्हा से समए

ઉત્તર— સમયની પ્રરૂપણા કરીશ. કાળના નિર્વિભાગ અંશને 'સમય' કહે છે. તે આ પ્રમાણે– તરુણ, બળવાન, સુષમ-દુષમાદિ એટલે ત્રીજા–ચોથા આરામાં જન્મેલ, સ્થિર હસ્તવાળો, દૃઢ- વિશાળ હાથ, પગ, પાર્શ્વભાગ, પષ્ઠાન્ત અને ઉરુ (જંઘા) નો ધારક, દીર્ઘતા, સરલતા અને પીનત્વની દૃષ્ટિએ સમશ્રેણીવાળા હોવાથી બે તાલવૃક્ષ અથવા કપાટાર્ગલા જેવી બન્ને ભુજાઓને ધારણ કરનાર, વ્યાયામ કરતાં ચર્મેષ્ટકા–પ્રહરણવિશેષ, દ્રુઘણ–મુદ્ગર, મુષ્ટિક–મુષ્ટિબંધ વગેરે ફેરવવાથી શરીરના અવયવોને દૃઢ બનાવનાર, સ્વાભાવિક રીતે અત્યંત બળયુક્ત, કૂદવું, તરવું, દોડવું વગેરે વિવિધ વ્યાયામોથી જે સામર્થ્યસંપન્ન હોય, છે કે કપડા ફાડવાની યુક્તિને સારી રીતે જાણનાર, દક્ષ– પોતાના કાર્યમાં પ્રવીણ, કુશળ–વિચારપૂર્વક કાર્ય કરનાર, મેધાવી, નિપુણ-ચતુર, સીવણકળામાં નિપુણ એવો કોઈ દર્જીપુત્ર એક મોટી સૂતર કે રેશમી શાટિકા-સાડીને લઇ એકદમ શીઘ્રતાથી (એકજ ઝાટકે) એક હાથ પ્રમાણ ફાડી નાખે છે, તેને અનુલક્ષીને શિષ્ય ગુરુને પ્રશ્ન કરે છે.

પ્રશ્ન– હે ભદંત ! જેટલા સમયમાં તે દરજીપુત્ર સુતરાઉ અથવા રેશમી શાટિકાને શીઘ્રતાથી હસ્તપ્રમાણ ફાડી નાખે તેટલા કાળને સમય કહેવાય ?

ઉત્તર– હે શિષ્ય ! આ અર્થ સમર્થ નથી અર્થાત્ તેને સમય ન કહેવાય, કારણકે સંખ્યાત તંતુઓના સમુદાયરૂપ સમિતિના સમ્યક્ સંયોગથી એક સુતરાઉ કે રેશમી શાટિકા તૈયાર થાય છે. જ્યાં સુધી ઉપરનો તંતુ છેદાય નહીં ત્યાં સુધી નીચેનો તંતુ છેદાશે નહીં તેથી ઉપરના તંતુને છેદન કરવાનો કાળ અન્ય છે એના નીચેના તંતુના છેદનનો કાળ અન્ય છે. માટે એક હાથ

ક્ષેત્રપલ્યોપમનું એક સૂક્ષ્મ ક્ષેત્રસાગરોપમ હોય છે.

एएहिं सुहुमेहिं खेत्तपलिओवम सागरोवमेहिं किं पओयणं ?

પ્રશ્ન— આ સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમ અને સાગરોપમથી કયા પ્રયોજનની સિદ્ધિ થાય છે ?

एएहिं सुहुमपलिओवमसागरोमेहिं दिट्ठिवाए दव्वा मविज्जंति ।

ઉત્તર— આ સૂક્ષ્મ ક્ષેત્રપલ્યોપમ અને સાગરોપમથી દૃષ્ટિવાદઅંગમાં દ્રવ્યોની ગણુના કરવામાં આવે છે.

२०९. कइविहा णं भंते ! दव्वा पण्णत्ता ?

૨૦૯. પ્રશ્ન— ભગવન્ ! દ્રવ્ય કેટલા પ્રકારના છે ?

गोयमा ! दुविहा पण्णत्ता, तं जहा—जीवदव्वा य अजीवदव्वा य ।

ઉત્તર— ગૌતમ ! બે પ્રકારના છે— જીવ-દ્રવ્ય અને અજીવદ્રવ્ય.

अजीवदव्वा णं भंते ! कइविहा पण्णत्ता ?

પ્રશ્ન— ભગવન્ ! અજીવદ્રવ્યો કેટલા પ્રકારના છે ?

गोयमा ! दुविहा पण्णत्ता, तं जहा—रूवी अजीवदव्वा य अरूवी अजीवदव्वा य ।

ઉત્તર—ગૌતમ ! અજીવ દ્રવ્યો બે પ્રકારના કહેલ છે. તે આ પ્રમાણે— (૧) રૂપી અજીવ દ્રવ્ય અને (૨) અરૂપી અજીવ દ્રવ્ય.

अरूवी अजीवदव्वा णं भंते ! कइविहा पण्णत्ता ?

પ્રશ્ન— ભગવન્ ! અરૂપી અજીવ દ્રવ્ય કેટલા પ્રકારનાં છે ?

गोयमा ! दसविहा पण्णत्ता, तं जहा—धम्मत्थिकाए धम्मत्थिकायस्स देसा धम्मत्थिकायस्स पएसा । अधम्मत्थिकाए अधम्मत्थिकायस्स देसा अधम्मत्थिकायस्स पएसा । आगासत्थिकाए आगासत्थिकायस्स देसा आगासत्थिकायस्स पएसा, अद्धासमए ।

ઉત્તર— ગૌતમ ! દસપ્રકારના કહેવામા આવ્યા છે. તે આ પ્રમાણે— (૧) ધર્માસ્તિકાય (૨) ધર્માસ્તિકાયના દેશો (૩) ધર્માસ્તિકાયના પ્રદેશો (૪) અધર્માસ્તિકાય (૫) અધર્માસ્તિકાયના દેશો (૬) અધર્માસ્તિકાયના પ્રદેશો (૭) આકાશાસ્તિકાય (૮) આકાશાસ્તિકાયના દેશો (૯) આકાશાસ્તિકાયના પ્રદેશો અને (૧૦) અદ્ધાસમય

रूवी अजीवदव्वा णं भंते ! कइविहा पण्णत्ता ?

પ્રશ્ન-ભદંત ! રૂપી અજીવદ્રવ્ય કેટલાં પ્રકારનું પ્રજ્ઞપ્ત થયેલ છે ?

गोयमा ! चउव्विहा पण्णत्ता, तं जहा-खंधा खंधदेसा खंधप्पएसा परमाणुपोग्गला ।

ઉત્તર- ગૌતમ ! રૂપી અજીવદ્રવ્ય ચાર પ્રકારનું પ્રજ્ઞપ્ત થયેલ છે, તે આ પ્રમાણે- (૧) સ્કંધ (૨) સ્કંધદેશ (૩) સ્કંધ પ્રદેશ અને (૪) પરમાણુ પુદ્ગલ.

ते णं भंते ! किं संखिज्जा असंखिज्जा अणंता ?

પ્રશ્ન- ભગવન્ ! આ સ્કંધ દ્રિવ્યો સંખ્યાત છે, અસંખ્યાત કે અનંત છે ?

गोयमा ! नो संखेज्जा, नो असंखेज्जा, अणंता ।

ઉત્તર- ગૌતમ ! આ સ્કંધાદિદ્રવ્યો સંખ્યાત નથી, અસંખ્યાત નથી પરંતુ અનંત છે.

से केणट्ठेणं भंते ! एवं वुच्चइ नो संखेज्जा, नो असंखेज्जा, अणंता ?

પ્રશ્ન- ભગવન્ ! કયા હેતુથી એમ કહેવાય છે કે સ્કંધાદિક સંખ્યાત નથી, અસંખ્યાત નથી પરંતુ અનંત છે ?

गोयमा ! अणंता परमाणुपोग्गला अणंता दुपएसिया खंधा जाव अणंता अणंतपएसिया खंधा, से एएणट्ठेणं गोयमा ! एवं वुच्चइ-नो संखेज्जा नो असंखेज्जा अणंता ।

ઉત્તર-ગૌતમ ! પરમાણુપુદ્ગલ અનંત છે, દ્વિપ્રદેશિક સ્કંધો અનંત છે યાવત્ અનંત પ્રદેશિક સ્કન્ધો અનન્ત છે. આ હેતુથી અમે કહીએ છીએ કે સ્કંધાદિ દ્રવ્યો સખ્યાત નથી, અસખ્યાત નથી પરતુ અનંત છે.

जीवदव्वा णं भंते ! किं संखिज्जा असंखिज्जा अणंता ?

પ્રશ્ન-ભદંત ! જીવદ્રવ્ય સંખ્યાત છે ? અસંખ્યાત છે કે અનત છે ?

गोयमा ! नो संखिज्जा नो असंखिज्जा अणंता ।

ઉત્તર- ગૌતમ ! જીવદ્રવ્ય સંખ્યાત નથી, અસંખ્યાત નથી પરંતુ અનંત છે.

से केणट्ठेणं भंते ! एवं वुच्चइ-नो संखिज्जा नो असंखिज्जा अणंता ?

પ્રશ્ન- ભંતે ! કયા અર્થના આધારે કહેવાય છે કે જીવદ્રવ્ય સંખ્યાત નથી, અસંખ્યાત નથી પણ અનંત છે.

गोयमा ! असंखेज्जा णेरइया असंखेज्जा असुरकुमारा जाव असंखेज्जा थणियकुमारा, असंखिज्जा पुढवीकाइया जाव असंखिज्जा वाउकाइया अणंता वणस्सइकाइया, असंखेज्जा बेइंदिया जाव असंखिज्जा चउरिंदिया असांखिज्जा पंचिंदियतिरिक्खजोणिया, असांखिज्जा मणुस्सा असांखिज्जा वाणमंतरा असांखिज्जा जोइसिया असांखिज्जा वेमाणिया, अणंता सिद्धा, से एएणऽट्ठेणं गोयमा ! एवं वुच्चइ नो सांखिज्जा नो असांखिज्जा, अणंता ।

ઉત્તર– ગૌતમ ! અસંખ્યાત નારકો છે, અસંખ્યાત અસુરકુમાર દેવો છે યાવત્ અસંખ્યાત સ્તનિતકુમારો છે. અસંખ્યાત પૃથ્વીકાયિકો યાવત્ અસંખ્યાત વાયુકાયિકો છે, અનંત વનસ્પતિ કાયિકો છે. અસંખ્યાત બેઇન્દ્રિયજીવો યાવત્ અસંખ્યાત ચૌઇન્દ્રિય-જીવો, અસંખ્યાત તિર્યંચ પંચેન્દ્રિય જીવો, અસંખ્યાત મનુષ્યો, અસંખ્યાત વ્યંતર દેવો, અસંખ્યાત જ્યોતિષ્ક દેવો, અસંખ્યાત વૈમાનિક દેવો અને અનંત સિદ્ધો છે. આ અર્થના આધારે, ગૌતમ ! અમે કહીએ છીએ કે જીવદ્રવ્ય સંખ્યાત નથી, અસંખ્યાત નથી પણ અનંત છે.

२१०. कइविहा णं भंते ! सरीरा पण्णत्ता ?

૨૧૦. પ્રશ્ન– ભંતે ! શરીરો કેટલા પ્રકારના કહેવામા આવ્યા છે ?

गोयमा ! पंचसरीरा पण्णत्ता तं जहा–ओरालिए वेउव्विए आहारए तेअए कम्मए ।

ઉત્તર– ગૌતમ ! શરીરો પાચ પ્રકારના કહેવામા આવ્યા છે. તે આ પ્રમાણે– (૧) ઔદારિક– તીર્થંકરાદિને આ શરીર હોવાથી ઉદાર–પ્રધાન અથવા ઉદાર એટલે દીર્ઘ, વનસ્પતિની અપેક્ષાએ કંઈક અધિક એક સહસ્ર યોજન પ્રમાણવાળું હોવાથી ઔદારિક (૨) વૈક્રિય– નાના-મોટા વિવિધ રૂપ બનાવી શકાય તે. (૩) આહારક– વિશિષ્ટ પ્રયોજનથી ચૌદપૂર્વધારી મુનિ જે શરીર બનાવે તે (૪) તૈજસશરીર– ગ્રહણ કરેલ આહારના પરિપાકના હેતુરૂપ અને દીપ્તિનું નિમિત્ત હોય તે (૫) કાર્મણ શરીર– અષ્ટવિધ કર્મ સમુદાયથી નિષ્પન્ન હોય તે

णेरइयाणं भंते ! कइ सरीरा पण्णत्ता ?

પ્રશ્ન– ભદંત ! નારક જીવોના કેટલા શરીર હોય છે ?

गोयमा ! तओ सरीरा पण्णत्ता, तं जहा–वेउव्विए तेअए कम्मए ।

ઉત્તર– ગૌતમ ! ત્રણ શરીર હોય છે તે આ પ્રમાણે— (૧) વૈક્રિય (૨) તૈજસ અને (૩) કાર્મણ.

असुरकुमाराणं भंते ! कइ सरीरा पण्णत्ता ?

प्रश्न– भंते ! असुरकुमारदेवोने केटला शरीर होय ?

गोयमा ! तओ सरीरा पण्णत्ता, तं जहा–वेउव्विए तेअए कम्मए । एवं तिण्णि तिण्णि एए चेव सरीरा जाव थणियकुमाराणं भाणियव्वा ।

ઉત્તર– ગૌતમ ! ત્રણ શરીરો હોય– વૈક્રિયક, તૈજસ અને કાર્મણ. આ પ્રમાણે એજ ત્રણ-ત્રણ શરીરો યાવત્ સ્તનિત કુમાર સુધીના દેવોને હોય છે.

पुढवीकाइयाणं भंते ! कइ सरीरा पण्णत्ता ?

પ્રશ્ન– ભદંત ! પૃથ્વીકાયિક જીવોને કેટલા શરીર હોય છે ?

गोयमा ! तओ सरीरा पण्णत्ता, तं जहा–ओरालिए तेयए कम्मए । एवं आउतेउवणस्सइकाइयाणवि एए चेव तिण्णि सरीरा भाणियव्वा ।

ઉત્તર– ગૌતમ ! ત્રણ શરીરો હોય છે. તે આ પ્રમાણે— ઔદારિક, તૈજસ અને કાર્મણ. અપ્કાયિક, તેજસ્કાયિક અને વનસ્પતિકાયિક જીવોને પણ આજ ત્રણ શરીર હોય છે

वाउकाइयाणं भंते ! कइ सरीरा पण्णत्ता ?

પ્રશ્ન– ભદંત ! વાયુકાયિક જીવોને કેટલા શરીર હોય છે ?

गोयमा ! चत्तारि सरीरा पण्णत्ता, तं जहा–ओरालिए वेउव्विए तेयए कम्मए ।

ઉત્તર— ગૌતમ ! વાયુકાયિક જીવોને ચાર શરીર હોય છે. તે આ પ્રમાણે– ઔદારિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ.

वेइंदियतेइंदियचउरिंदियाणं भंते कइ सरीरा पण्णत्ता ?

પ્રશ્ન– ભંતે ! બેઇન્દ્રિય, ત્રીન્દ્રિય, ચઉરિન્દ્રિય જીવોને કેટલા શરીર હોય છે ?

गोयमा ! तओ सरीरा पण्णत्ता, तं जहा–ओरालिए तेयए कम्मए । पंचिंदियतिरिक्खजोणियाणं जहा वाउकाइयाणं । मणुस्साणं पुच्छा । गोयमा ! पंच सरीरा पण्णत्ता, तं जहा–ओरालिए वेउव्विए आहारए तेयए कम्मए । वाणमंतराणं जोइसियाणं वेमाणियाणं जहा णेरइयाणं ।

ઉત્તર - ગૌતમ ! ત્રણ શરીર હોય છે તે આ પ્રમાણે— ઔદારિક, તૈજસ અને કાર્મણ. તિર્યંચપંચેન્દ્રિય જીવોને વાયુકાયિક જીવોની જેમ ચાર શરીર હોય છે. મનુષ્યના સંબંધે પ્રશ્ન કરતાં હે ગૌતમ ! મનુષ્યોને પાંચ શરીર હોય છે જેમકે– ઔદારિક. વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોને નારકજીવોની જેમ ત્રણ શરીર હોય છે.

२११. केवइया णं भंते ! ओरालियसरीरा पण्णत्ता ?

गोयमा ! ओरालियसरीरा दुविहा पण्णत्ता, तं जहा–बद्धेल्लगा य मुक्केल्लगा य। तत्थ णं जे ते बद्धेल्लगा ते णं असंखिज्जा असंखिज्जाहिं उस्सप्पिणी–ओसप्पिणीहिं अवहीरंति कालओ, खेत्तओ असंखेज्जा लोगा । तत्थ णं जे ते मुक्केल्लगा तेणं अणंता अणंताहिं उस्सप्पिणी–ओसप्पिणीहिं अवहीरंति कालओ, खेत्तओ अणंता लोगा, दव्वओ अभवसिद्धिएहिं अणंतगुणा सिद्धाणं अणंतभागे ।

૨૧૧. પ્રશ્ન– ભંતે ! ઔદારિક શરીર કેટલા પ્રરૂપ્યા છે ?

ઉત્તર– ગૌતમ ! ઔદારિક શરીર બે પ્રકારના પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે— (૧) બદ્ધ ઔદારિકશરીર– વર્તમાનમા જીવોએ ધારણ કરેલ ઔદારિક શરીર અને (૨) મુકત ઔદારિક શરીર– ભવાન્તરમાં સંક્રમણ કરવાથી અથવા મોક્ષપ્રાપ્ત જીવોવડે જે ઔદારિક શરીર છોડી દેવામા આવે તે. તેમાં જે બદ્ધ ઔદારિક છે તે અસંખ્યાત છે. એક–એક સમયે એક–એક બદ્ધ ઔદારિક શરીરનો પરિત્યાગ કરવામા આવે તો અસંખ્યાત ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળ વ્યતીત થઇ જાય અર્થાત્ કાળની અપેક્ષાએ અસંખ્યાત ઉત્સર્પિણી-અવસર્પિણીના જેટલા સમયો છે તેટલા બદ્ધ ઔદારિક શરીરો છે. ક્ષેત્રની અપેક્ષાએ બદ્ધઔદારિક શરીર અસંખ્યાત લોક પ્રમાણ છે, અર્થાત્ એક લોકના અસંખ્યાતપ્રદેશો હોય, એવા અસંખ્યાત લોકોના પ્રદેશો જેટલા હોય. જે મુક્ત ઔદારિક શરીર છે તે અનંત છે. કાળથી અનંત છે. અનંત ઉત્સર્પિણી–અવસર્પિણી કાળના સમયો જેટલા છે ક્ષેત્રની અપેક્ષાએ અનંત લોક પ્રમાણ છે. અભવ્ય-જીવ દ્રવ્યથી અનંતગુણા છે અને સિદ્ધોથી અનંતમા ભાગ પ્રમાણ છે.

२१२. केवइया णं भंते ! वेउव्वियसरीरा पण्णत्ता ?

गोयमा ! वेउव्वियसरीरा दुविहा पण्णत्ता, तं जहा–बद्धेल्लया य मुक्केल्लया य । तत्थ णं जे ते बद्धेल्लया ते णं असंखिज्जा असंखिज्जाहिं उस्सप्पिणि-ओसप्पिणीहिं अवहीरंति कालओ,

૨૧૨. પ્રશ્ન– ભંતે ! વૈક્રિય શરીર કેટલા પ્રકારનું કહેવામા આવ્યું છે ?

ઉત્તર– ગૌતમ ! વૈક્રિય શરીરો બે પ્રકારના કહેવામા આવ્યા છે જેમકે– (૧) બદ્ધ વૈક્રિય શરીર અને (૨) મુકત વૈક્રિય શરીર- તેમા જે બદ્ધ વૈક્રિય શરીર છે તે અસંખ્યાત છે. અસંખ્યાત ઉત્સર્પિણી–

खेत्तओ असंखिज्जाओ सेढीओ पयरस्स असंखेज्जइभागे । तत्थ णं जे ते मुक्केलया ते णं अणंता अणंताहिं उस्सप्पिणीओसप्पिणीहिं अवहीरंति कालओ, सेसं जहा ओरालियस्स मुक्केलया तहा एएवि भाणियव्वा ।

અવસર્પિણી, કાળના સમયો જેટલા છે. ક્ષેત્રની અપેક્ષાએ બદ્ધવૈક્રિયશરીરોનું પ્રમાણ પ્રતરના અસંખ્યાતમા ભાગમાં રહેલી અસંખ્યાત શ્રેણીઓમાં રહેલા પ્રદેશો જેટલા છે. એટલે પૂર્વોક્ત પ્રતરના અસંખ્યાતમા ભાગમાં સ્થિત જે અસંખ્યાત શ્રેણીઓ છે તેમા જેટલી આકાશ-પ્રદેશોની રાશિ છે તેટલા બદ્ધવૈક્રિય શરીરો છે. મુક્ત વૈક્રિય શરીરો અનંત છે. કાળની અપેક્ષાએ સમયે સમયે તેનો પરિત્યાગ કરતાં અનંત ઉત્સર્પિણી–અવસર્પિણીઓ પસાર થઈ જાય છે શેષ 'સર્વ' મુક્તઔદારિકની જેમ જાણી લેવું જોઈએ.

केवइया णं भंते ! आहारगसरीरा पण्णत्ता ?

પ્રશ્ન– ભંતે ! આહારશરીર કેટલા કહેવામાં આવ્યાં છે ?

गोयमा ! आहारगसरीरा दुविहा पण्णत्ता, बद्धेल्लया य मुक्केल्लया य । तत्थ णं जे ते बद्धेल्लया ते णं सिय अत्थि सिय नत्थि । जइ अत्थि जहण्णेणं एगो वा दो वा तिण्णि वा, उक्कोसेणं सहस्सपुहुत्तं, मुक्केल्लया जहा ओरालियसरीरा तहा भाणियव्वा ।

ઉત્તર– ગૌતમ ! આહારકશરીર બે પ્રકારના કહેવામાં આવ્યાં છે તે આ પ્રમાણે– (૧) બદ્ધ અને (૨) મુકત તેમાં જે બદ્ધ આહારક શરીર છે તે કયારેક હોય છે અને કયારેક નથી હોતાં (કારણ કે તેનો ઉત્કૃષ્ટ વિરહકાળ છ માસનો છે.) જે સમયમા આહારક શરીર હોય છે ત્યારે તેની સંખ્યા જઘન્ય એક બે કે ત્રણ હોય છે અને ઉત્કૃષ્ટ સંખ્યા સહસ્રપૃથક્ત્વ અર્થાત્ બે હજારથી નવ હજાર સુધી હોય છે. મુકત આહારક શરીરોની સંખ્યા મુકત ઔદારિક શરીરોની જેમજ જાણવી.

केवइया णं भंते ! तेयगसरीरा पण्णत्ता ?

પ્રશ્ન– ભંતે ! તૈજસશરીર કેટલા કહેવામાં આવ્યા છે ?

गोयमा ! तेयगसरीरा दुविहा पण्णत्ता, तं जहा–बद्धेल्लया य मुक्केल्लया य । तत्थ णं जे ते बद्धेलया ते णं अणंता अणताहिं उस्सप्पिणी ओसप्पि–

ઉત્તર— ગૌતમ ! તૈજસશરીર બે પ્રકારના કહેવામાં આવ્યાં છે. તે આ પ્રમાણે– (૧) બદ્ધ અને (૨) મુકત. આમા બદ્ધ તૈજસશરીર અનંત છે તેના પરિત્યાગમાં

णीहिं अवहीरंति कालओ, खेत्तओ अणंता लोगा, दव्वओ सिद्धेहिं अणंत-गुणा सव्वजीवाणं अणंतभागूणा । तत्थ णं जे ते मुक्केल्लया ते णं अणंता अणंता-हिं उस्सप्पिणी ओसप्पिणीहिं अवहरंति कालओ, खेत्तओ अणंता लोगा, दव्वओ सव्वजीवेहि अणंतगुणा सव्वजीववग्गस्स अणंतभागे ।

અનંત ઉત્સર્પિણી–અવસર્પિણી વ્યતીત થઈ જાય છે. અર્થાત્ કાળની અપેક્ષાએ અનંત ઉત્સર્પિણી–અવસર્પિણી કાળના સમયો જેટલા બદ્ધવૈક્રિયશરીરો છે. ક્ષેત્રની અપે-ક્ષાએ બદ્ધતૈજસશરીર અનંતલોક પ્રમાણ પરિમિત છે. દ્રવ્યની અપેક્ષાએ બદ્ધતૈજસ શરીર સિદ્ધ ભગવાનથી અનંતગણા અને સર્વજીવોની અપેક્ષાએ અનંતભાગ ન્યૂન છે. તેમાં જે મુકતતૈજસશરીરો છે તે અનત છે તેના પરિત્યાગમા અનંત ઉત્સર્પિણી–અવસર્પિણી કાળ વ્યતીત થઈ જાય છે. ક્ષેત્રની અપેક્ષાએ અનંતલોકરાશિપ્રમાણ છે. દ્રવ્યથી તેઓ બધા જીવોથી અનંતગણા અને સર્વ જીવવર્ગના અનંત ભાગવર્તી હોય છે. ( જીવરાશિ સાથે જીવરાશિનો ગુણાકાર કરવાથી જે રાશિ ઉત્પન્ન થાય તે ‘ જીવવર્ગ ’ કહેવાય છે. મુકતતૈજસશરીર આ જીવવર્ગના અનંત ભાગવર્તી છે. )

केवइया ण भंते ! कम्मयसरीरा पण्णत्ता ?

પ્રશ્ન– ભંતે ! કાર્મણ શરીર કેટલા કહેવામાં આવ્યાં છે ?

गोयमा ! कम्मयसरीरा दुविहा पण्णत्ता, तं जहा–बद्धेल्लया य मुक्केल्लया य । जहा तेयगसरीरा तहा कम्मगस-रीरावि भाणियव्वा ।

ઉત્તર– ગૌતમ ! કાર્મણશરીર બદ્ધ અને મુકતના ભેદથી બે પ્રકારના હોય છે જે રીતે તૈજસ શરીરનુ કથન છે તે જ રીતે કાર્મણશરીર સબધી કથન પણ સમજી લેવુ

२१३. नेरइयाणं भंते ! केवइया ओरालियस-रीरा पण्णत्ता ?

૨૧૩ પ્રશ્ન– ભંતે ! નારક જીવોના કેટલા ઔદારિક શરીરો કહેવામા આવ્યાં છે ?

गोयमा ! ओरालियसरीरा दुविहा पण्णत्ता, तं जहा–बद्धेल्लया य मुक्केल्लया य । तत्थ णं जे ते बद्धेल्लया ते णं नत्थि । तत्थ णं जे ते मुक्केल्लया ते जहा ओहिया ओरालियसरीरा तहा भाणि-यव्वा ।

ઉત્તર– ગૌતમ ! નારકોના ઔદારિક-શરીર બે પ્રકારના કહેવામા આવ્યા છે, તે આ પ્રમાણે— (૧) બદ્ધ અને (૨) મુકત આમા જે બદ્ધ ઔદારિકશરીર છે તે નારક-જીવોને હોતા નથી. કારણકે તેઓ વૈક્રિય-શરીરવાળા છે જે મુકતઔદારિક શરીર છે તે સામાન્ય મુકતઔદારિકશરીર પ્રમાણે

જાણવા. ( પૂર્વ પ્રજ્ઞાપનનયની અપેક્ષાએ નારકજીવોના મુકતઔદારિકશરીર હોય છે.)

नेरइयाणं भंते ! केवइया वेउव्वियसरीरा पण्णत्ता ?

પ્રશ્ન- ભંતે ! નારકજીવોના વૈક્રિયશરીરો કેટલા કહેવામાં આવ્યા છે ?

गोयमा ! वेउव्वियसरीरा दुविहा पण्णत्ता, त जहा-बद्धेल्लया य मुकेल्लया य । तत्थ णं जे ते बद्धेल्लगा ते ण असंखिज्जा असंखिज्जाहिं उस्सप्पिणी-ओसप्पिणीहिं अवहीरंति कालओ, खेत्तओ असंखेज्जाओ सेढीओ पयरस्स असंखिज्जइभागं, तासि णं सेढीणं विक्खंभसूई अंगुलपढमवग्गमूलं विइअवग्गमूलपडुप्पण्णं। अहव णं अंगुलविइअ-वग्गमूलघणपमाणमेत्ताओ सेढीओ । तत्थ णं जे ते मुक्केल्लया ते णं जहा ओहिया ओरालियसरीरा तहा भाणियव्वा ?

ઉત્તર- ગૌતમ ! વૈક્રિયશરીરો બદ્ધ અને મુકતના ભેદથી બે પ્રકારના કહેવામાં આવ્યા છે. આમાં જે બદ્ધવૈક્રિયશરીર છે તે અસંખ્યાત છે. કાળની અપેક્ષાએ સમયે સમયે એક એક બદ્ધવૈક્રિયશરીરનો પરિત્યાગ કરતાં અસંખ્યાત ઉત્સર્પિણી-અવસર્પિણી વ્યતીત થઇ જાય છે. ક્ષેત્રની અપેક્ષાએ અંગુલપ્રમાણ પ્રતર ક્ષેત્રમા વર્તમાન અસંખ્યાત શ્રેણીઓમાં જે પ્રદેશરાશિ છે તેટલા છે. એટલે તેના દ્વિતીય વર્ગમૂળથી ગુણિત પ્રથમ વર્ગમૂળપ્રમાણ વિષ્કભસૂચીરૂપ શ્રેણી અથવા અંગુલપ્રમાણ પ્રતરક્ષેત્રમા આવેલી શ્રેણી-રાશિના દ્વિતીય વર્ગમૂળને ઘન કરવાથી જે શ્રેણીઓ થાય તેની બરાબર બદ્ધ-વૈક્રિયશરીરો છે. ( પ્રતરક્ષેત્રમાં અસત્ કલ્પનાથી માની લઇએ કે ૨૫૬ શ્રેણીઓ છે. ૨૫૬ નુ પ્રથમ વર્ગમૂળ ૧૬, અને દ્વિતીય વર્ગમૂળ ૪ છે, તે બનેને ગુણતા ૬૪ થાય અથવા ૨૫૬ નુ બીજુ વર્ગમૂળ ૪ છે તેને ઘન ( ૪×૪×૪ ) કરવાથી ૬૪ આવે. આ ૬૪ ને અસખ્યાતશ્રેણીઓ માનવી. આવી શ્રેણીરૂપ વિષ્કંભ સૂચી જાણવી. ) નારકોમા જે મુકતવૈક્રિયશરીરોની સખ્યા મુકતઔદારિકની જેમજ સમજી લેવી

णेरइयाणं भंते ! केवइया आहारगसरीरा पण्णत्ता ?

પ્રશ્ન- ભંતે ! નારકજીવોના આહારકશરીર કેટલા હોય છે ?

गोयमा ! आहारगसरीग दुविहा पण्णत्ता, तं जहा-बद्धेल्लया य मुक्केल्लया य । तत्थ णं जे ते बद्धेल्लया

ઉત્તર- ગૌતમ ! આહારકશરીર બે પ્રકારના છે તે આ પ્રમાણે- (૧) બદ્ધ અને (૨) મુકત તેમાં જે બદ્ધ આહારકશરીર છે

ते णं नत्थि । तत्थ णं जे ते मुक्केल्लया . ते जहा ओहिया ओरालिया तहा भाणियव्वा । तेयगकम्मयसरीरा जहा एएसिं चेव वेउव्वियसरीरा तहा भाणियव्वा ।

તે નારકોમાં નથી હોતા. (બદ્ધ આહારકશરીર ચૌદપૂર્વધારી મુનિઓને જ હોય છે.) મુક્ત આહારકશરીરોની સંખ્યા મુક્ત–ઔદારિક શરીર પ્રમાણે જ એટલે અનંત જાણવી. નારકજીવોના બદ્ધ અને મુક્ત–તૈજસશરીરો તેમજ કાર્મણશરીરોની સંખ્યા બદ્ધ અને મુક્તવૈક્રિયશરીરોની સંખ્યા સદૃશ જાણવી

असुरकुमाराणं भंते ! केवइया ओरालियसरीरा पण्णत्ता ?

પ્રશ્ન– ભંતે ! અસુરકુમારોના ઔદારિકશરીરો કેટલા કહેવામાં આવ્યા છે ?

गोयमा ! जहा नेरइयाणं ओरालियसरीरा तहा भाणियव्वा ।

ઉત્તર— ગૌતમ ! અસુરકુમારોના ઔદારિકશરીરો નારકોના ઔદારિકશરીરની જેમજ હોય છે. અર્થાત્ બદ્ધઔદારિકશરીર હોતા નથી અને મુક્ત ઔદારિકશરીર અનંત હોય છે

असुरकुमाराणं भंते ! केवइया वेउव्वियसरीरा पण्णत्ता ?

પ્રશ્ન– ભંતે ! અસુરકુમારોના વૈક્રિયશરીરો કેટલા હોય છે ?

गोयमा ! वेउव्वियसरीरा दुविहा पण्णत्ता, तं जहा–बद्धेल्लया य मुक्केल्लया य । तत्थ णं जे ते बद्धेल्लया, ते णं असंखिज्जा असंखिज्जाहिं उस्सप्पिणीओसप्पिणीहिं अवहीरंति कालओ, खेत्तओ असंखेज्जाओ सेढीओ पयरस्स असंखिज्जइभागे । तासि णं सेढीणं विक्खंभसूई अंगुलपढमवग्गमूलस्स असंखिज्जइभागे । मुक्केल्लया जहा ओहिया ओरालियसरीरा ।

ઉત્તર– ગૌતમ ! વૈક્રિયશરીરો બે પ્રકારના કહેવામાં આવ્યા છે. (૧) બદ્ધ અને (૨) મુક્ત તેમા જે બદ્ધવૈક્રિયશરીર છે તે અસંખ્યાત છે તે બદ્ધવૈક્રિયશરીરોને જો સમયે સમયે પરિત્યાગ કરવામા આવે તો અસંખ્યાત ઉત્સર્પિણી–અવસર્પિણી કાળ વ્યતીત થઇ જાય અર્થાત્ અસંખ્યાત ઉત્સર્પિણી–અવસર્પિણીના અસંખ્યાત સમયો જેટલા બદ્ધવૈક્રિયશરીરો અસુરકુમારોમા છે ક્ષેત્રની અપેક્ષાએ પ્રતરના અસંખ્યાતમા ભાગમા વર્તમાન વિષ્કંભસૂચિરૂપ અસંખ્યાત શ્રેણીઓના જેટલા પ્રદેશો હોય છે તેટલા બદ્ધવૈક્રિયશરીરો હોય છે. વિષ્કંભસૂચિ અંગુલના પ્રથમ વર્ગમૂળના અસંખ્યેય ભાગમા હોય છે. અસુરકુમારોના જે મુક્તવૈક્રિયશરીરોની સંખ્યા મુક્તઔદારિકશરીરો જેટલી જ છે

असुरकुमाराणं भंते ! केवइया आहारगसरीरा पण्णत्ता ?

प्रश्न–ભંતે ! અસુરકુમારોના આહારક શરીરો કેટલા કહેવામાં આવ્યા છે ?

गोयमा ! आहारगसरीरा दुविहा पण्णत्ता, तं जहा–बद्धेल्लया य मुक्केल्लया य । जहा एएसिं चेव ओरालियसरीरा तहा भाणियव्वा । तेयगकम्मयसरीरा जहा एएसिं वेउव्वियसरीरा तहा भाणियव्वा । जहा असुरकुमाराणं तहा जाव थणियकुमाराणं ताव भाणियव्वं ।

ઉત્તર– ગૌતમ ! આહારકશરીરો બે પ્રકારના કહેવામાં આવ્યા છે. (૧) બદ્ધ અને (૨) મુકત આ બંને પ્રકારના આહારકશરીરોની સંખ્યા ઔદારિકશરીરની જેમ જાણવી. બદ્ધ અને મુકત તૈજસ અને કાર્મણશરીરો બદ્ધ અને મુકત વૈક્રિયશરીર જેમજ જાણવા જોઇએ અસુરકુમારોમાં આ પાંચ શરીરોની સંખ્યા જે પ્રમાણે કહેવામાં આવી છે તેજ પ્રમાણે યાવત્ સ્તનિતકુમાર-સુધીના ભવનપતિઓના શરીરોની સંખ્યા જાણવી

२१४. पुढविकाइयाणं भंते ! केवइया ओरालियसरीरा पण्णत्ता ?

२१४. પ્રશ્ન– ભંતે ! પૃથ્વીકાયિક જીવોના ઔદારિકશરીરો કેટલા કહેવામાં આવ્યાં છે ?

गोयमा ! ओरालियसरीरा दुविहा पण्णत्ता, तं जहा–बद्धेल्लया य मुक्केल्लया य । एवं जहा ओहिया ओरालियसरीरा तहा भाणियव्वा ।

ઉત્તર– ગૌતમ ! ઔદારિકશરીરો બે પ્રકારનાં કહેવામા આવ્યાં છે તે આ પ્રમાણે— (૧) બદ્ધ અને (૨) મુકત પૃથ્વીકાયિકજીવોના આ બંને શરીરોની સંખ્યા બદ્ધ અને મુકત સામાન્ય (ઔધિક) ઔદારિકશરીરો જેટલીજ જાણવી

पुढविकाइयाणं भंते ! केवइया वेउव्वियसरीरा पण्णत्ता ?

પ્રશ્ન–ભંતે ! પૃથ્વીકાયિક જીવોના વૈક્રિયશરીરો કેટલા કહેવામા આવ્યા છે ?

गोयमा ! वेउव्वियसरीरा दुविहा पण्णत्ता, तं जहा–बद्धेल्लया य मुक्केल्लया य । तत्थ णं जे ते बद्धेल्लया ते णं णत्थि । मुक्केल्लया जहा ओहिया णं ओरालियसरीरा तहा भाणियव्वा । आहारगसरीरावि एवं चेव भाणियव्वा । तेयगकम्मयसरीरा जहा एएसिं चेव ओरालियसरीरा तहा भाणियव्वा । जहा

ઉત્તર– પૃથ્વીકાયિક જીવોના વૈક્રિય-શરીર બે પ્રકારનાં કહેવામાં આવ્યા છે, તે આ પ્રમાણે– (૧) બદ્ધ અને (૨) મુકત તેમાં બદ્ધવૈક્રિયશરીર પૃથ્વીકાયિકજીવોને હોતા નથી. મુકતવૈક્રિયશરીરોની સંખ્યા સામાન્ય મુકત ઔદારિક શરીર પ્રમાણે જાણવી. આહારક શરીરો વિશે પણ આજ પ્રમાણે જાણવું કે બદ્ધ આહારક શરીર પૃથ્વીકાયિક જીવોને હોતા નથી અને મુકત-

पुढविकाइयाणं तहा आउकाइयाणं तेउकाइयाणं य सव्वसरीरा भाणियव्वा ।

આહારકશરીર અનંત હોય છે. બદ્ધ અને મુકત તૈજસ અને કાર્મણશરીરોની સંખ્યા બદ્ધ અને મુકત ઔદારિકશરીરોની જેમ જ જાણવી. પૃથ્વીકાયિક જીવોના શરીરોની જેમજ અપ્કાયિક જીવો અને તેજસ્કાયિક જીવોના શરીરોની સંખ્યા જાણવી.

वाउकाइयाणं भंते ! केवइया ओरालियसरीरा पण्णत्ता ?

પ્રશ્ન— ભંતે ! વાયુકાયિક જીવોના ઔદારિકશરીરો કેટલા કહેવામાં આવ્યાં છે ?

गोयमा ! ओरालियसरीरा दुविहा पण्णत्ता, तं जहा-बद्धेल्लया य मुक्केल्लया य । जहा पुढविकाइयाणं ओरालियसरीरा तहा भाणियव्वा ।

ઉત્તર— ગૌતમ ! ઔદારિકશરીર બે પ્રકારના કહેવામાં આવ્યા છે. તે આ પ્રમાણે– (૧) બદ્ધ અને (૨) મુકત. વાયુકાયિક–જીવોના આ બંને પ્રકારના શરીરો પૃથ્વી–કાયિક જીવોના ઔદારિક શરીરો પ્રમાણે જાણવા.

वाउकाइगाणं भंते ! केवइया वेउव्वियसरीरा पण्णत्ता ?

પ્રશ્ન— ભંતે ! વાયુકાયિક જીવોમાં વૈક્રિયશરીરો કેટલા છે ?

गोयमा ! वेउव्वियसरीरा दुविहा पण्णत्ता, तं जहा–बद्धेल्लया य मुक्केल्लया य, तत्थ णं जे ते बद्धेल्लया तें णं असंखिज्जा समए समए अवहीरमाणा अवहीरमाणा खेत्तपलिओवमस्स असंखिज्जइभागमेत्तेणं कालेणं अवहीरंति नो चेव णं अवहिया सिया । मुक्केल्लया वेउव्वियसरीरा आहारगसरीरा य जहा पुढविकाइयाणं तहा भाणियव्वा । तेयगकम्मयसरीरा जहा पुढविकाइयाण तहा भाणियव्वा । वणस्सइकाइयाणं ओरालियवेउव्वियआहारगसरीरा जहा पुढविकाइयाणं तहा भाणियव्वा ।

ઉત્તર— વૈક્રિયશરીર બે પ્રકારના કહેવામાં આવ્યા છે. તે આ પ્રમાણે– (૧) બદ્ધ અને (૨) મુકત તેમા જે બદ્ધવૈક્રિયશરીરો છે તે અસંખ્યાત છે આ શરીરો જો સમયે સમયે પરિત્યાગ કરવામાં આવે તો ક્ષેત્રપ–લ્યોપમના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશપ્રદેશો છે ( અસંખ્યાત–પ્રદેશો ) તેટલા પ્રમાણ સમયોમા તે બહાર કાઢી શકાય છે અર્થાત્ તેટલા બદ્ધવૈક્રિયશરીરો છે વાયુકાયિક જીવોના મુકત વૈક્રિયશરીરો, બદ્ધ અને મુકત આહારકશરીરો પૃથ્વીકા–યિક જીવોના શરીરો પ્રમાણે જાણવા બદ્ધ અને મુકત તૈજસ અને કાર્મણ શરીરો પણ પૃથ્વીકાયિક જીવોના શરીર પ્રમાણે જ જાણવા. વનસ્પતિકાયિક જીવોના ઔદારિક, વૈક્રિય, આહારકશરીરો પૃથ્વીકાયિક જીવોના શરીરોના સદૃશ જાણવા

वणस्सइकाइयाण भंते ! केवइया तेयगसरीरा पण्णत्ता ?

પ્રશ્ન– ભંતે ! વનસ્પતિકાયિક જીવોના તૈજસ અને કાર્મણુશરીરો કેટલા કહેવામાં આવ્યા છે ?

गोयमा ! तेयगसरीरा दुविहा पण्णत्ता, जहा ओहिया तेयगकम्मय-सरीरा तहा वणस्सइकाइयाणवि तेयग-कम्मयसरीरा भाणियव्वा ।

ઉત્તર— ગૌતમ ! બદ્ધ અને મુક્ત તૈજસ અને કાર્મણુ શરીરો સામાન્ય તૈજસ અને કાર્મણુશરીરો પ્રમાણે જાણુવા.

२१५. वेइंदियाणं भंते ! केवइया ओरालिय-सरीरा पण्णत्ता ?

२१५. પ્રશ્ન—ભંતે ! દ્વીન્દ્રિય જીવોના ઔદારિકશરીરો કેટલા કહેવામાં આવ્યા છે ?

गोयमा ! ओरालियसरीरा दुविहा पण्णत्ता, तं जहा—वद्धेल्लया य मुक्केल्लया य । तत्थ णं जे ते वद्धेल्लया ते णं असंखिज्जा, असंखिज्जाहिं उस्सप्पिणीओसप्पिणीहिं अवहीरंति कालओ । खेत्तओ असंखेज्जाओ सेढीओ पयरस्स असंखिज्जइभागे । तासि णं सेढीण विक्खंभसूई असंखेज्जाओ जोयणकोडाकोडीओ असंखिज्जाइं सेढिवग्गमूलाइं । वेइंदियाणं ओरालिय वद्धेल्लएहिं पयरं अवहीरइ असंखिज्जाहिं उस्सप्पिणीओसप्पिणीहिं कालओ, खेत्तओ अंगुलपयरस्स आवलियाए असंखिज्जइभागपडिभागेणं । मुक्केल्लया जहा ओहिया ओरालियसरीरा तहा भाणियव्वा । वेउव्वियआहारगसरीरा वद्धेल्लया नत्थि । मुक्केल्लया जहा ओहियो ओरालियसरीरा तहा भाणियव्वा । तेयगसरीरा जहा एएसिं चेव ओरालियसरीरा तहा भाणियव्वा । जहा वेइंदियाणं तहा तेइंदियचउरिंदियाणवि भाणियव्वा । पंचिंदियातिरिक्खजोणियाणवि ओरालियसरीरा एवं चेव भाणियव्वा ।

ઉત્તર— દ્વીન્દ્રિય જીવોના ઔદારિકશરીરો બે પ્રકારના કહેવામા આવ્યા છે. તે આ પ્રમાણે– (૧) બદ્ધ અને (૨) મુક્ત. આમા બદ્ધઔદારિકશરીરો અસંખ્યાત છે કાળની અપેક્ષાએ અસંખ્યાત ઉત્સર્પિણી અને અવસર્પિણીકાળના જેટલા સમયો હોય છે તેટલા બદ્ધઔદારિકશરીરો છે ક્ષેત્રની અપેક્ષાએ પ્રતરના અસંખ્યાતભાગમા વર્તમાન અસંખ્યાત શ્રેણીઓના પ્રદેશોની રાશિ પ્રમાણુ છે આ શ્રેણીઓથી વિષ્કંભસૂચિ ગ્રહણુ કરવામા આવે છે. અસંખ્યાત કોટીકોટિ યોજનોના પ્રમાણુવાળી આ વિષ્કંભસૂચિ અસંખ્યાત શ્રેણિઓના વર્ગમૂળરૂપ હોય છે ( અસત્ કલ્પનાથી અંગુલપ્રમાણુ પ્રતરમા ૬૫૫૩૬ શ્રેણિઓના પ્રદેશ છે. તેનુ પ્રથમ વર્ગમૂળ ૨૫૬, બીજુ વર્ગમૂળ ૧૬, ત્રીજુ ૪ અને ચોથું વર્ગમૂળ ૨ આવે છે. આ કલ્પિત વર્ગમૂળો માનો કે અસંખ્યાત પ્રદેશો છે. તે સર્વ વર્ગમૂળોનો સરવાળો ૨૭૮ થાયછે. તેજ માનો પ્રદેશો છે આટલા પ્રદેશોવાળી વિષ્કંભસૂચિ છે. ) બીજી રીતે કહીએ તો દ્વીન્દ્રિય જીવોના જે બદ્ધ ઔદારિક શરીરો છે તેનાથી જો બધા પ્રતરો ખાલી કરવામાં આવે તો અસંખ્યાત ઉત્સર્પિણી–અવસર્પિણી કાળ સમાપ્ત થઇ જાય છે.

ક્ષેત્રની અપેક્ષાએ અંગુલપ્રતરના જેટલા પ્રદેશો હોય તે સર્વ પ્રદેશોમાં જો દરેકે-દરેક પ્રદેશ એક-એક દ્વીન્દ્રિયજીવથી પૂરિત કરવામાં આવે તો તે સર્વ પ્રદેશો દ્વીન્દ્રિય જીવથી સંપૂરિત થઇ જાય છે. અને તે ભરેલ પ્રદેશોથી આવલિકાના અસંખ્યાતમા ભાગ-રૂપ સમયમાં જો એક-એક દ્વીન્દ્રિયજીવ બહાર કાઢવામાં આવે તો તે પ્રદેશોને રિકત કરવામાં આવલિકાના અસખ્યાત ભાગો લાગે છે, તેટલા પ્રદેશો અંગુલપ્રતરના હોય છે.આ પ્રદેશો પ્રમાણુ દ્વીન્દ્રિયના બદ્ધઓદા-રિકશરીરો હોય છે. દ્વીન્દ્રિયજીવોના મુક્ત-ઓદારિકશરીરો સામાન્ય ઓદારિક શરીરો પ્રમાણે જાણુવા દ્વીન્દ્રિયજીવોને બદ્ધવૈક્રિય અને બદ્ધઆહારકશરીરો નથી હોતાં મુકત-વૈક્રિય અને આહારકશરીરોની સખ્યા મુકત ઓદારિક શરીરો જેટલી હોય છે. તૈજસ અને કાર્મણુશરીરો ઓદારિક શરીરો પ્રમાણે જાણુવા. જે પ્રમાણે દ્વીદ્રિંયજીવોના શરીરોની પ્રરૂપણુા કરવામા આવી છે તેજ પ્રમાણે ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય જીવોના શરીરની પ્રરૂપણુા સમજવી. તિર્યંચપંચેન્દ્રિયજીવોના ઓદારિકશરીરો પણુ દ્વીન્દ્રિયજીવોના ઓદા-રિકશરીરો પ્રમાણે જાણુવા.

पंचिंदियतिरिक्खजोणियाणं भंते ! केवइया वेउव्वियसरीरा पण्णत्ता ?

પ્રશ્ન–ભંતે ! તિર્યંચપંચેન્દ્રિય જીવોના વૈક્રિયશરીરો કેટલા કહ્યાં છે ?

गोयमा ! वेउव्वियसरीरा दुविहा पण्णत्ता, तं जहा बद्धेल्लया य मुक्केल्लया य । तत्थ णं जे ते बद्धेल्लया ते णं असंखिज्जा असंखिज्जाहिं उस्सप्पिणी–ओसप्पिणीहिं अवहीरंति कालओ । खेत्तओ असंखिज्जाओ सेढीओ पयरस्स असंखिज्जइभागे । तासि णं सेढीणं विक्खंभसूई अंगुलपढमवग्गमूलस्स असं-

ઉત્તર– ગૌતમ ! વૈક્રિયશરીરો બે પ્રકારના કહેવામાં આવ્યાં છે (૧) બદ્ધ અને (૨) મુકત બદ્ધ વૈક્રિયશરીર અસખ્યાત છે કાળની અપેક્ષાએ સમયે સમયે એક–એક શરીરનો પરિત્યાગ કરતા અસંખ્યાત ઉત્સ-સર્પિણી–અવસર્પિણીકાળ વ્યતીત થઇ જાય અને ક્ષેત્રની અપેક્ષાએ પ્રતરનાં અસંખ્યાત-માભાગમા વર્તમાન અસખ્યાત શ્રેણીરૂપ છે તે શ્રેણિઓની જે વિષ્કંભસૂચિ છે તે આગળના

खिज्जइभागे। मुक्केल्लुया जहा ओहिया ओरालिया तहा भाणियव्वा। आहारयसरीरा जहा बेइंदियाणं, तेयगकम्मयसरीरा जहा ओरालिया।

પ્રથમ વર્ગમૂળના અસંખ્યાતમા ભાગમાં જેટલી શ્રેણિઓ વર્તમાન હોય તેટલી ગ્રહણ કરવામાં આવી છે. તે શ્રેણિઓ પ્રમાણ બદ્ધ વૈક્રિયશરીર હોય છે. તિર્યંચપંચેન્દ્રિયના મુકતવૈક્રિયશરીરોની સંખ્યા મુકત ઔદારિક શરીરોની સખ્યા પ્રમાણે છે. આહારકશરીરોનું પ્રમાણ દ્વીન્દ્રિયજીવોના આહારક શરીર પ્રમાણ અને તૈજસ-કાર્મણશરીરોનું પ્રમાણ ઔદારિક શરીરોના પ્રમાણ જેવું છે.

२१६. मणुस्साणं भंते ! केवइया ओरालियसरीरा पण्णत्ता ?

૨૧૬. પ્રશ્ન- ભતે ! મનુષ્યોને ઔદારિકશરીરો કેટલા હોય છે ?

गोयमा ! ओरालियसरीरा दुविहा पण्णत्ता, तं जहा-वद्धेल्लया य मुक्केल्लया य। तत्थ णं जे ते वद्धेल्लया ते णं सिय संखिज्जा सिय असंखिज्जा। जहण्णपए संखेज्जा। संखेज्जाओ कोडाकोडीओ एगूणतीसं ठाणाइं तिजमलपयस्स उवरिं चउजमलपयस्स हेट्ठा। अहव णं छट्ठो वग्गो पंचमवग्गपडुप्पण्णो। अहव णं छण्णउइछेयणगदाइरासी उक्कोसपए असंखिज्जा। असंखिज्जाहिं उस्सप्पिणीओसप्पिणीहिं अवहीरंति कालओ। खेत्तओ उक्कोसपए रूवपक्खित्तेहिं मणुस्सेहिं सेढी अवहीरइ, कालओ-असंखिज्जाहिं उस्सप्पिणीओसप्पिणीहिं, खेत्तओ अंगुलपढमवग्गमूलं तइयवग्गमूलपडुप्पण्णं। मुक्केल्लया जहा ओहिया ओरालिया तहा भाणियव्वा।

ઉત્તર- ગૌતમ ! મનુષ્યોના ઔદારિકશરીરો બે પ્રકારના કહેવામા આવ્યાં છે તે આ પ્રમાણે- બદ્ધઔદારિકશરીર અને મુકતઔદારિ શરીર. તેમા જે બદ્ધ ઔદારિક શરીર છે તે કદાચિત્ સખ્યાત હોય - કદાચિત્ અસંખ્યાત હોય છે. જઘન્ય પદમાં તેઓ સખ્યાત હોય છે અર્થાત્ સમ્મૂર્ચ્છિમમનુષ્યોનો ઉત્કૃષ્ટ વિરહકાળ ૨૪ મુહૂર્તનો છે. તેથી જે કાળમાં સમ્મૂર્ચ્છિમમનુષ્યો ઉત્પન્ન થતા નથી અને ફકત ગર્ભજ મનુષ્યો જ રહે છે ત્યારે મનુષ્યોની જઘન્ય સખ્યા સખ્યાત આવી જાય છે. સૌથી ઓછા મનુષ્યોનું અસ્તિત્વ જ જઘન્યપદ છે. મનુષ્યો સખ્યાત હોવાથી બદ્ધઔદારિકશરીરો પણ સખ્યાતજ હોય છે. સખ્યાત કોટી-કોટિ ૨૯ અંકસ્થાનરૂપ હોય છે. * આ ૨૯ અકસ્થાન ત્રણ યમલ પદની ઉપર અને ચાર યમલપદની નીચે ( અદર ) ગ્રહણ કરવામા આવ્યા છે.

---

* જઘન્યપદે ગર્ભજ મનુષ્યોનુ પ્રમાણ સખ્યાત કોટિ-કોટિ ૨૯ અકસ્થાન રૂપ છે તેની ગણતરી વિવિધ પ્રકારે કરવામા આવે છે

૧) આ ૨૯ અકસ્થાનો ત્રણ યમલપદની ઉપર અને ચાર યમલપદની નીચે ગ્રહણ કરવામા આવ્યા છે 'યમલ' એ સિદ્ધાન્તમાન્ય એક સજ્ઞા છે તેના દ્વારા આઠ અક સ્થાનનુ જ્ઞાન થાય છે આ જે ૨૯ આક છે તેમા ત્રણ યમલ-એક યમલથી આઠ આકનો બોધ થતા ત્રણ યમલથી ૨૪ આકનો બોધ થાય છે, જઘન્યપદે ગર્ભજ મનુષ્ય ૨૯ આક પ્રમાણ હોવાથી ત્રણ યમલની ઉપર છે અને ૪

આ ૨૯ અંકોમાં ગર્ભજ મનુષ્યોની સંખ્યા કહેવામાં આવી છે. અથવા છટ્ઠાવર્ગની સાથે પાંચમા વર્ગને ગુણિત કરવાથી જે સંખ્યા આવે તે સંખ્યા બરાબર ગર્ભજ મનુષ્યો છે. અથવા ષણ્ણવતિચ્છેદનકદાયિ (૯૬ અર્ધચ્છેદોવાળી) રાશિ ૨૯ અંક-સ્થાન રૂપ હોય છે.

मणुस्साणं भंते ! केवइया वेउव्वियसरीरा पण्णत्ता ?

પ્રશ્ન— ભંતે ! મનુષ્યોના વૈક્રિયશરીરો કેટલા કહેવામાં આવ્યા છે ?

गोयमा ! वेउव्वियसरीरा दुविहा पण्णत्ता, तंजहा–बद्धेल्लया य मुक्केल्लया य । तत्थ णं जे ते बद्धेल्लया ते णं संखिज्जा समए समए अवहीरमाणा अवहीरमाणा संखेज्जेणं कालेणं अवहीरंति, नो चेव णं अवहिया सिया । मुक्केल्लया जहा ओहिया ओरालियाणं मुक्केल्लया तहा भाणियव्वा ।

ઉત્તર— ગૌતમ ! વૈક્રિયશરીરો બે પ્રકારનાં કહેવામાં આવ્યા છે. તે (૧) બદ્ધ અને (૨) મુક્ત તેમાં જે બદ્ધ વૈક્રિયશરીર છે તે સંખ્યાત છે. સમયે-સમયે તેનો પરિત્યાગ કરતાં સંખ્યાતકાળમા તેનો પરિત્યાગ થાય છે વસ્તુત આ રીતે પરિત્યાગ થઈ શકતો નથી આ ફકત સમજવા કલ્પના કરવામા આવે છે. મુકતવૈક્રિયશરીરોનું પ્રમાણ મુકતસામાન્યઔદારિકશરીરોની જેમ અનંત જાણવુ.

मणुस्साणं भंते ! केवइया आहारगसरीरा पण्णत्ता ?

પ્રશ્ન— ભંતે ! મનુષ્યોના આહારક શરીરો કેટલા પ્રરૂપ્યા છે ?

गोयमा ! आहारगसरीरा दुविहा पण्णत्ता, तं जहा–बद्धेल्लया य मुक्केल्लया

ઉત્તર— ગૌતમ ! આહારકશરીરો બે પ્રકારના કહેવામા આવ્યા છે તે આ પ્રમાણે–

---

યમલની અંદર [નીચે] છે તેમ કથન કરી શકાય

(૨) પાચમા વર્ગમૂળને છટ્ઠા વર્ગમૂળ સાથે ગુણિત કરતા જે ફળ સંખ્યા આવે તે ૨૯ આંક પ્રમાણુ હોય છે તે આ રીતે–૨ નો વર્ગ ૪ છે તે પ્રથમ વર્ગ, ૪ નો વર્ગ ૧૬ થાય તે દ્વિતીય વર્ગ છે ૧૬ નો વર્ગ ૨૫૬ છે તે તૃતીય વર્ગ, ૨૫૬ નો વર્ગ ૬૫૫૩૬ છે તે ચતુર્થ વર્ગ ૬૫૫૩૬ નો વર્ગ ૪૨૯૪૯૬૭૨૯૬ છે તે પચમ વર્ગ અને ૪૨૯૪૯૬૭૨૯૬ નો વર્ગ ૧૮૪૪૬૭૪૪૦૭૩૭૦૯૫૫૧-૬૧૬ તે છટ્ઠો વર્ગ છે આ છટ્ઠા વર્ગ સાથે પાચમા વર્ગને ગુણવાથી૭૯૨૨૮૧૬૨૫૧૪૨૬૪૩૩૭૫૯૩૫૪૩૯૫૦૩૩૬ આ ૨૯ અંકસ્થાન પ્રમાણ ગર્ભજ મનુષ્ય જઘન્ય પદે છે

(૩) ષણ્ણવતિચ્છેદનકદાયિ (જેના ૯૬ અર્ધચ્છેદ થઇ શકે) તેવી રાશિ ૨૯ અંકપ્રમાણ છે અર્ધચ્છેદ એટલે અર્ધભાગ કરવો દા ત ૪ નો પ્રથમ અર્ધચ્છેદ ૨ છે અને બીજો અર્ધચ્છેદ એક છે અર્થાત્ ૪ અંકના બે અર્ધચ્છેદ થઇ શકે તેવો છે તેવી રીતે જેના ૯૬ અર્ધચ્છેદ થઈ શકે તેવો આંક ૨૯ છે તે પાચમા વર્ગમૂળના ૩૨ અર્ધચ્છેદ છે અને છટ્ઠા વર્ગમૂળના ૬૪ અર્ધચ્છેદ છે બને મળી ૯૬ અર્ધચ્છેદ થાય છન્નુ અર્ધચ્છેદનકદાયિ રાશિ ૨૯ અંક છે તે પ્રમાણ જઘન્યપદે ગર્ભજ મનુષ્યો હોય છે

य । तत्थ णं जे ते बद्धेल्लया ते णं सिय अत्थि सिय नत्थि, जइ अत्थि जहन्नेणं एक्को वा दो वा तिण्णि वा, उक्कोसेणं सहस्सपुहुत्तं । मुक्केल्लया जहा ओहिया । तेयगकम्मयसरीरा जहा एएसिं चेव ओरालिया तहा भाणियव्वा ।

(૧) બદ્ધ અને (૨) મુકત. આમાં જે બદ્ધ આહારકશરીરો છે તે કદાચિત્ હોય કદાચિત્ ન હોય. જ્યારે હોય છે ત્યારે જઘન્ય એક બે, અથવા ત્રણ હોય, ઉત્કૃષ્ટ પૃથક્ સહસ્ર હોય છે. મનુષ્યોના મુકતઆહારક સામાન્ય મુકતઆહારક બરાબર છે. મનુષ્યોના તૈજસ-કાર્મણશરીરોનું પ્રમાણ એમના ઔદારિક-શરીરોના પ્રમાણની જેમ જાણવું.

૨૧૭. वाणमंतराणं ओरालियसरीरा जहा नेरइयाणं ।

૨૧૭. વ્યંતરદેવોના ઔદારિકશરીરોનું પ્રમાણ નારકોના ઔદારિક શરીરોના પ્રમાણની જેમ જાણવું.

वाणमंतराणं भंते ! केवइया वेउव्वियसरीरा पण्णत्ता ?

પ્રશ્ન– ભંતે ! વ્યંતરદેવોના વૈક્રિય-શરીરો કેટલા કહેવામા આવ્યાં છે ?

गोयमा ! वेउव्वियसरीरा दुविहा पण्णत्ता, तं जहा–बद्धेल्लया य मुक्केल्लया य । तत्थ णं जे ते बद्धेल्लया ते णं असंखेज्जा, असंखिज्जाहिं उस्सप्पिणी–ओसप्पिणीहिं अवहीरंति कालओ, खेत्तओ असंखिज्जाओ सेढीओ पयरस्स असंखिज्जइभागे, तासि णं सेढीणं विक्खंभसूई संखेज्जजोयणसयवग्गपलिभागो पयरस्स । मुक्केल्लया जहा ओहिया ओरालिया तहा भाणियव्वा ।

ઉત્તર– ગૌતમ ! વ્યંતરદેવોના વૈક્રિય-શરીરો બે પ્રકારના છે. (૧) બદ્ધ અને (૨) મુકત. તેમા જે બદ્ધવૈક્રિયશરીર છે તે અસંખ્યાત છે. કાળની અપેક્ષાએ અસંખ્યાત ઉત્સર્પિણી-અવસર્પિણીકાળના જેટલા સમયો છે તેટલા બદ્ધવૈક્રિયશરીરો છે. ક્ષેત્રની અપેક્ષાએ પ્રતરના અસંખ્યાતમાં ભાગમાં સંખ્યાત સો યોજનોના વર્ગમૂળરૂપ જે અંશ તે અંશરૂપ અસંખ્યાત વિષ્કંભસૂચિરૂપ શ્રેણિઓમાં જેટલા પ્રદેશો છે તે પ્રમાણે બદ્ધવૈક્રિયશરીર જાણવા. વ્યંતરદેવોના મુક્ત વૈક્રિયશરીરોનું પ્રમાણ અસુરકુમારોના બન્ને પ્રકારના આહારક શરીરોના પ્રમાણની જેમ જાણવું.

वाणमंतराणं भंते ! केवइया तेयगसरीरा पण्णत्ता ?

પ્રશ્ન– ભંતે ! વ્યંતરદેવોના તૈજસ-શરીરો કેટલા કહેવામાં આવ્યા છે ?

गोयमा ! जहा एएसिं चेव वेउव्वियसरीरा तहा तेयगसरीरा भाणियव्वा । एवं कम्मयसरीरा वि भाणियव्वा ।

ઉત્તર– ગૌતમ ! એઓનાં જેમ વૈક્રિય શરીરો છે. તેમ તૈજસ શરીરો તથા કાર્મણ શરીરો છે એમ કહેવું જોઇએ.

जोइसियाणं भंते ! केवइया ओरालियसरीरा पण्णत्ता ?

પ્રશ્ન- ભંતે ! જ્યોતિષ્ક દેવોના ઔદારિક શરીરો કેટલા હોય છે ?

गोयमा ! जहा नेरइयाणं तहा भाणियव्वा ।

ઉત્તર- ગૌતમ ! જ્યોતિષ્કદેવોના ઔદારિક શરીરો નારકોના ઔદારિકશરીરો પ્રમાણે જાણવા

जोइसियाणं भंते ! केवइया वेउव्वियसरीरा पण्णत्ता ?

પ્રશ્ન- ભંતે ! જ્યોતિષ્કદેવોના વૈક્રિયશરીરો કેટલા હોય છે ?

गोयमा ! वेउव्वियसरीरा दुविहा पण्णत्ता, तं जहा-बद्धेल्लया य मुक्केल्लया य । तत्थ णं जे ते बद्धल्लया जाव तासिणं सेढी णं विक्खंभसूई वेछप्पण्णंगुलसयवग्गपलिभागो पयरस्स । मुक्केल्लया जहा ओहिया ओरालियसरीरा तहा भाणियव्वा । आहारयसरीरा जहा नेरइयाणं तहा भाणियव्वा । तेयगकम्मयसरीरा जहा एएसिं चेव वेउव्वियसरीरा तहा भाणियव्वा ।

ઉત્તર- ગૌતમ ! વૈક્રિયશરીરો બે પ્રકારના કહેવામાં આવ્યા છે તે (૧) બદ્ધ અને (૨) મુકત. તેમાં બદ્ધ વૈક્રિય શરીરો કાળની અપેક્ષાએ અસંખ્યાત છે યાવત્ ક્ષેત્રની અપેક્ષાએ પ્રતરના અસંખ્યાતમાં ભાગમાં સોદ્વિષટ્પંચાદશ (૨૫૬) પ્રતરાંગુલના વર્ગમૂળરૂપ જે અંશ તે અંશરૂપ વિષ્કંભસૂચિના અસંખ્યાત પ્રદેશ પ્રમાણ જ્યોતિષ્કદેવોના બદ્ધવૈક્રિયશરીરો જાણવા. મુકતવૈક્રિય શરીરો ઔદારિક શરીરો છે તે પ્રમાણે જાણવા જ્યોતિષ્કદેવોના આહારકશરીરોનું પ્રમાણ નારકીઓના આહારકશરીરોના પ્રમાણ તુલ્ય જાણવું. તૈજસ અને કાર્મણ શરીરોનું પ્રમાણ બદ્ધ અને મુકતવૈક્રિય શરીરો પ્રમાણે જાણવુ

वेमाणियाणं भंते ! केवइया ओरालियसरीरा पण्णत्ता ?

પ્રશ્ન- ભંતે ! વૈમાનિકદેવોના ઔદારિક શરીરો કેટલા હોય છે ?

गोयमा ! जहा नेरइयाणं तहा भाणियव्वा ।

ઉત્તર- ગૌતમ ! વૈમાનિકદેવોના ઔદારિકશરીરો નારકોના ઔદારિક શરીર પ્રમાણ જાણવા.

वेमाणियाणं भंते ! केवइया वेउव्वियसरीरा पण्णत्ता ?

પ્રશ્ન- ભંતે ! વૈમાનિકદેવોના વૈક્રિયશરીરો કેટલા છે ?

गोयमा ! वेउव्वियसरीरा दुविहा पण्णत्ता, तं जहा-बद्धेल्लया य मुक्केल्लया य । तत्थ णं जे ते बद्धल्लया । ते ण असंखिज्जा । असंखेज्जाहिं उस्सप्पिणीओसप्पिणीहिं अवहीरंति कालओ, खेत्तओ असंखिज्जा सेढीओ पयरस्स असंखेज्जइभागे । तासि णं सेढीणं विक्खंभसूई अंगुलबीयवग्गमुलं तइयवग्गमूलपडुप्पणं, अहव णं अंगुलतइयवग्गमूलंघणप्पमाणमेत्ताओ सेढीओ। मुक्केल्लया जहा ओहिया ओरालिया तहा भाणियव्वा । आहारगसरीरा जहा नेरइयाणं । तेयगकम्मयसरीरा जहा एएसिं चेव वेउव्वियसरीरा तहा भाणियव्वा । से तं सुहुमे खेत्तपलिओवमे । से तं खेत्तपलिओवमे । से तं पलिओवमे । से तं विभागनिप्फण्णे । से तं कालप्पमाणे ।

ઉત્તર– ગૌતમ ! વૈક્રિયશરીર બે પ્રકારના હોય છે (૧) બદ્ધ અને (૨) મુકત. તેમા જે બદ્ધવૈક્રિયશરીર તે અસખ્યાત છે. તેમાથી સમયે સમયે જો એક–એક શરીરનો પરિત્યાગ કરીએ તો અસખ્યાત ઉત્સર્પિણી- અવસર્પિણી વ્યતીત થઈ જાય અર્થાત્ અસંખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણી કાળના સમય પ્રમાણ બદ્ધવૈક્રિયશરીરો જાણવા ક્ષેત્રની અપેક્ષાએ પ્રતરના અસંખ્યાતમા ભાગમા વર્તમાન અસખ્યાત શ્રેણિઓની જેટલી પ્રદેશરાશિ હોય છે તેટલા છે અત્રે શ્રેણિ–ઓની વિષ્કભસૂચિ ગ્રહણ કરવામા આવે છે તેનું પ્રમાણ તૃતીયવર્ગમૂળની સાથે ગુણિત અગુલના દ્વિતીય વર્ગમૂળ પ્રમાણ છે અથવા અગુલના તૃતીયવર્ગમૂળનો ઘન કરવાથી જે સખ્યા આવે તત્પ્રમાણ શ્રેણીઓ ગ્રહણ કરવામા આવી છે મુકતવૈક્રિયશરી–રોનું પ્રમાણ સામાન્ય મુકત ઔદારિકશરીર પ્રમાણું જાણવું. બદ્ધ અને મુકત આહારક શરીરોનુ પ્રમાણ નારકોના આહારક શરીર પ્રમાણ જાણવુ તૈજસ અને કાર્મણ શરીર એમના વૈક્રિયશરીરોની જેમજ જાણવા આ પ્રમાણે સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમનુ સ્વરૂપ છે વ્યાવહારિક અને સૂક્ષ્મ એવા બે ભેદવાળા ક્ષેત્રપલ્યોપમનું સ્વરૂપ પણ નિરૂપિત થઈ ગયુ આ પ્રમાણે પલ્યોપમ આપ્રમાણે [કાળના] વિભાગોપણ નિર્દિષ્ટ થયા અને કાળપ્રમાણનું સ્વરૂપ વર્ણન જાણવુ

२१८. से किं तं भावप्पमाणे ?

૨૧૮. પ્રશ્ન– ભંતે ! ભાવપ્રમાણ શુ છે ?

भावप्पमाणे-तिविहे पण्णत्ते, तं जहा-गुणप्पमाणे नयप्पमाणे संखप्पमाणे ।

ઉત્તર– ભાવપ્રમાણ ત્રણ પ્રકારે પ્રજ્ઞપ્ત થયેલ છે. તે આ પ્રમાણે– (૧) ગુણપ્રમાણ (૨) નયપ્રમાણ અને (૩) સંખ્યાપ્રમાણ.

२१९. से किं तं गुणप्पमाणे ?

૨૧૯. પ્રશ્ન– ભંતે ! ગુણપ્રમાણ શું છે ?

गुणप्पमाणे-दुविहेपण्णत्ते, तं जहा

ઉત્તર– જીવગુણપ્રમાણ અને અજીવ–

-जीवगुणप्पमाणे अजीवगुणप्पमाणे य ।

ગુણપ્રમાણ, આ બે રૂપે ગુણ પ્રમાણ છે.

से किं तं अजीवगुणप्पमाणे ?

પ્રશ્ન– ભતે ! અજીવગુણપ્રમાણ શુ છે?

अजीवगुणप्पमाणे–पंचविहे पण्णत्ते तं जहा–वण्णगुणप्पमाणे गंधगुणप्पमाणे रसगुणप्पमाणे फासगुणप्पमाणे संठाणगुणप्पमाणे ।

ઉત્તર– અજીવગુણપ્રમાણ પાંચ પ્રકારનું છે–(૧) વર્ણગુણપ્રમાણ (૨) ગંધગુણપ્રમાણ (૩) રસગુણપ્રમાણ (૪) સ્પર્શગુણપ્રમાણ અને (૫) સંસ્થાનગુણપ્રમાણ.

से किं तं वण्णगुणप्पमाणे ?

પ્રશ્ન– ભતે ! વર્ણગુણપ્રમાણ શું છે?

वण्णगुणप्पमाणे पंचविहे पण्णत्ते, तं जहा-कालवण्णगुणप्पमाणे जाव सुक्किल्लवण्णगुणप्पमाणे । से तं वण्णगुणप्पमाणे ।

ઉત્તર– વર્ણગુણપ્રમાણ પાંચ પ્રકારનું કહેવામા આવ્યુ છે તે આ પ્રમાણે– કૃષ્ણવર્ણગુણપ્રમાણ યાવત્ શુકલવર્ણગુણપ્રમાણ.

से किं तं गंधगुणप्पमाणे ?

પ્રશ્ન - ભતે ! ગધગુણપ્રમાણ શુ છે?

गंधगुणप्पमाणे–दुविहे पण्णत्ते, तं जहा–सुरभिगंधगुणप्पमाणे दुरभिगंधगुणप्पमाणे । से तं गंधगुणप्पमाणे ।

ઉત્તર– સુરભિગંધ અને દુરભિગંધ આ બે પ્રકારે ગંધગુણપ્રમાણ છે

से किं तं रसगुणप्पमाणे ?

પ્રશ્ન– ભતે ! રસગુણપ્રમાણ શુ છે?

रसगुणप्पमाणे–पंचविहे पण्णत्ते, तं जहा–तित्तरसगुणप्पमाणे जाव महुररसगुणप्पमाणे । से तं रसगुणप्पमाणे ।

ઉત્તર– રસગુણપ્રમાણના પાચ પ્રકાર છે તે આ પ્રમાણે— તિકતરસપ્રમાણ યાવત્ મધુરરસપ્રમાણ આ રસગુણ પ્રમાણ છે

से किं त फासगुणप्पमाणे ?

પ્રશ્ન– ભતે ! સ્પર્શગુણપ્રમાણ શુ છે?

फासगुणप्पमाणे-अट्ठविहे पण्णत्ते, त जहा–कक्खडफासगुणप्पमाणे जाव लुक्खफासगुणप्पमाणे । से तं फासगुणप्पमाणे । से त फासगुणप्पमाणे ।

ઉત્તર– સ્પર્શગુણપ્રમાણના આઠ પ્રકાર પ્રરૂપ્યા છે તે આ પ્રમાણે– કર્કશગુણપ્રમાણ યાવત્ રૂક્ષસ્પર્શગુણપ્રમાણ આ સ્પર્શગુણ પ્રમાણ છે

से कि तं संठाणगुणप्पमाणे ?

પ્રશ્ન– ભતે ! સંસ્થાનગુણપ્રમાણ શું છે?

संठाणगुणप्पमाणे-पंचविहे पण्णत्ते, तं जहा-परिमंडलसंठाणगुणप्पमाणे वट्टसंठाणगुणप्पमाणे तंससंठाणगुणप्पमाणे चउरंससंठाणगुणप्पमाणे आययसंठाणगुणप्पमाणे । से तं संठाणगुणप्पमाणे । से तं अजीवगुणप्पमाणे ॥

ઉત્તર- સંસ્થાનગુણપ્રમાણ પાંચ પ્રકારનું છે— પરિમંડળ સંસ્થાન ગુણ પ્રમાણ વૃત્તસંસ્થાનગુણપ્રમાણ, ત્ર્યસ્રસંસ્થાન-ગુણપ્રમાણ ચતુરસ્રસંસ્થાનગુણપ્રમાણ, આયતસંસ્થાનગુણપ્રમાણ, આ પ્રમાણે અજીવગુણપ્રમાણ જાણવું.

२२०. से किं तं जीवगुणप्पमाणे ?

२२०. પ્રશ્ન- ભંતે ! જીવગુણ પ્રમાણ શું છે ?

जीवगुणप्पमाणे-तिविहे पण्णत्ते, तं जहा-णाणगुणप्पमाणे, दंसणगुणप्पमाणे, चरित्तगुणप्पमाणे ।

ઉત્તર- જ્ઞાનગુણ, દર્શનગુણ, અને ચારિત્રગુણરૂપ જીવગુણપ્રમાણ છે.

से किं तं णाणगुणप्पमाणे ?

પ્રશ્ન- ભદંત ! જ્ઞાનગુણ પ્રમાણનું સ્વરૂપ કેવું છે ?

णाणगुणप्पमाणे-चउव्विहे पण्णत्ते, तं जहा-पच्चक्खे, अणुमाणे, ओवम्मे आगमे ।

ઉત્તર— પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આગમરૂપ જ્ઞાનગુણ પ્રમાણ જાણવું.

से किं तं पच्चक्खे ?

પ્રશ્ન- ભંતે ! પ્રત્યક્ષનું સ્વરૂપ કેવું છે ?

पच्चक्खे दुविहे पण्णत्ते, तं जहा-इंदियपच्चक्खे य णोइंदियपच्चक्खे य ।

ઉત્તર- ઇંદ્રિય પ્રત્યક્ષ અને નોઇંદ્રિય પ્રત્યક્ષ રૂપ પ્રત્યક્ષપ્રમાણ છે.

से किं तं इंदियपच्चक्खे ?

પ્રશ્ન- ઇંદ્રિયપ્રત્યક્ષ શું છે ?

इंदियपच्चक्खे पंचविहे पण्णत्ते, त जहा-सोइंदियपच्चक्खे चक्खुरिंदियपच्चक्खे, घाणिंदियपच्चक्खे जिब्भिंदियपच्चक्खे फासिंदियपच्चक्खे । से तं इंदियपच्चक्खे ।

ઉત્તર— ઇંદ્રિયપ્રત્યક્ષના પાંચ પ્રકાર કહેવામા આવ્યા છે. તે આ પ્રમાણે- (૧) શ્રોત્રેન્દ્રિયપ્રત્યક્ષ (૨) ચક્ષુઇન્દ્રિયપ્રત્યક્ષ (૩) ઘ્રાણેન્દ્રિયપ્રત્યક્ષ (૪) જિહ્વા-ઇન્દ્રિયપ્રત્યક્ષ (૫) સ્પર્શનઇન્દ્રિયપ્રત્યક્ષ. આ પ્રમાણે ઇન્દ્રિયપ્રત્યક્ષ છે.

से किं तं णोइंदियपच्चक्खे ?

પ્રશ્ન- ભંતે ! નોઇન્દ્રિયપ્રત્યક્ષ શું છે ?

णोइंदियपच्चक्खे तिविहे पण्णत्ते, तं जहा-ओहिणाणपच्चक्खे, मणपज्जवनाणपच्चक्खे, केवलणाणपच्चक्खे । से

ઉત્તર- અવધિજ્ઞાનપ્રત્યક્ષ, મનઃપર્યયજ્ઞાનપ્રત્યક્ષ અને કેવળજ્ઞાન પ્રત્યક્ષ સ્વરૂપ નોઇન્દ્રિયપ્રત્યક્ષ જાણવું. આપ્રમાણે પ્રત્યક્ષનું

तं णोइंदियपच्चक्खे । से तं पच्चक्खे ॥

સ્વરૂપવર્ણન પૂર્ણ થયુ.

२२१. से किं तं अणुमाणे ?

अणुमाणे–तिविहे पण्णत्ते, तं जहा–पुव्ववं सेसवं दिट्ठसाहम्मवं ।

२२१. પ્રશ્ન– ભંતે ! અનુમાનપ્રમાણ શું છે ?

ઉત્તર– અનુમાન ત્રણ પ્રકારના કહેવામાં આવ્યાં છે. તે આ પ્રમાણે— (૧) પૂર્વવત્ (૨) શેષવત (૩) દૃષ્ટસાધર્મ્યવત.

से किं तं पुव्ववं ?

પ્રશ્ન–ભંતે ! પૂર્વવત્ અનુમાન શું છે ?

पुव्ववं पंचविहं पण्णत्तं, तं जहा–खतेण वा १ वणेण २ वा लंछणेण वा ३ मसेण वा ४ तिलए ण वा ५ गाहा–

“ माया पुत्तं जहा नट्ठं, जुवाणं पुणरागयं ।

काई पच्चभिजाणेज्जा, पुव्वलिंगेण केणई ॥१॥

से तं पुव्ववं ।

ઉત્તર– પૂર્વવતઅનુમાન– ચિહ્નો વગેરેથી જે અનુમાન કરવામાં આવે તે આ પ્રકારનું છે— ક્ષત–શરીરમાં ઉત્પન્ન થનાર ઘા, વ્રણ– કૂતરાદિના કરડવાથી શરીરમા ઘા થાય તે, લાછન– ડામ દેવાથી શરીરમાં જે નિશાની થાય તે, મસા અને તલ, આ પાંચ ચિહ્નોવડે ઉત્પન્ન થયેલ અનુમાન પૂર્વવત કહેવામાં આવ્યું છે. કોઈ માતાનો પુત્ર બાલ્યવસ્થામાં જ પરદેશ જતો રહ્યો હતો. પરદેશમાં તે તરૂણ થઈ ગયો જ્યારે તે પાછો ફર્યો ત્યારે માતાએ કોઈ ચિહ્નના આધારે તેને ઓળખી લીધો. આ પ્રમાણે પૂર્વવત અનુમાન છે.

से किं तं सेसवं ?

પ્રશ્ન– ભંતે ! શેષવતઅનુમાન શું છે ?

सेसवं पंचविहं पण्णत्तं, तं जहा–कज्जेणं कारणेणं गुणेणं अवयवेणं आसएणं ।

ઉત્તર– કાર્ય, કારણ, ગુણ, અવયવ અને આશ્રય આ પાચદ્વારા જે અનુમાન કરવામા આવે તે શેષવત્ અનુમાન કહેવાય છે

से किं तं कज्जेणं ?

પ્રશ્ન– કાર્યથી ઉત્પન્ન થનાર શેષવત્ અનુમાન શું છે ?

कज्जेणं-संखं सद्देणं, भेरिं ताडिएणं, वसभं ढिक्किएणं, मोरं केकाइएणं हयं हेसिएणं, गयं गुलगुडएणं, रहं घणघणाइएणं । से तं कज्जेणं ।

ઉત્તર– કાર્ય ઉપરથી કારણનું અનુમાન કરવુ તે કાર્યથી ઉત્પન્ન થનાર શેષવત્ છે તે આ પ્રમાણે– શંખનો ધ્વની સાંભળી શંખનું, ભેરીના તાડનથી ભેરીનું, બળદોના અવાજ સાભળી બળદનુ, મોરનો કેકારવ

સાંભળી મયૂરનું, હણહણાટ સાંભળી ઘોડાનું હાથીની ચીખ સાંભળી હાથીનું, એવં ઘનઘનાયિત સાંભળી રથનું અનુમાન કરવું તે કાર્યલિંગથી ઉત્પન્ન થયેલ શેષવત્ અનુમાન છે.

से किं तं कारणेणं ?

પ્રશ્ન– ભંતે ! કારણરૂપ લિંગથી ઉત્પન્ન થનાર શેષવત્ અનુમાન શું છે ?

कारणेणं तंतवो पडस्स कारणं, ण पडो तंतुकारणं, वीरणा कडस्स कारणं, ण कडो वीरणाकारण, मिप्पिडो घडस्स कारणं, ण घडो मिप्पिड-कारणं । से तं कारणेणं ।

ઉત્તર– કારણરૂપ લિંગથી ઉત્પન્ન થનાર શેષવત્અનુમાન આ પ્રમાણે છે– પટ (વસ્ત્ર) નું કારણ તંતુઓ છે, પટ તંતુનું કારણ નથી. વીરણા– તૃણવિશેષ કટ–સાદડીનું કારણ છે, સાદડી વીરણાનુ કારણ નથી. માટીપિંડ ઘટનું કારણ છે, ઘટ માટીનું કારણ નથી. આ કારણલિંગજન્ય શેષવત્અનુમાન છે.

से किं तं गुणेणं ?

પ્રશ્ન– ભંતે ! ગુણલિંગજન્ય શેષવત્–અનુમાન શું છે ?

गुणेणं–सुवण्णं निकसेणं, पुप्फं गंधेणं, लवणं रसेणं, महुरं आसायएणं, वत्थं फासेणं । से तं गुणेणं ।

ઉત્તર– ગુણલિંગજન્ય શેષવત્અનુમાન આ પ્રમાણે છે સોનાની કસોટીપર ઘસવાથી કસોટીપરની રેખા જોઇ સુવર્ણનુ, ગંધથી, પુષ્પનુ, રસથી લવણનુ, આસ્વાદથી મદિરાનું એવં સ્પર્શથી વસ્ત્રનું અનુમાન કરવું તે ગુણનિષ્પન્નશેષવત્અનુમાન છે.

से किं तं अवयवेणं ?

પ્રશ્ન–ભંતે ! અવયવરૂપલિંગથી નિષ્પન્ન શેષવત્અનુમાન શુ છે ?

अवयवेणं-महिसं सिंगेणं, कुक्कुडं सिहाए, हत्थि विसाणेणं, वराहं दाढाए, मोरं पिच्छेणं, आसं खुरेणं, वग्घ नहेणं, चमरिं वालग्गेणं, वाणरं लंगूलेणं, दुपयं, मणुस्सादि, चउप्पयं गवयादि, बहुपयं गोमियादि, सीहं केसरेणं वसहं ककुएणं.

ઉત્તર– અવયવરૂપલિંગથી નિષ્પન્ન શેષવત્અનુમાન આ પ્રમાણે છે— શૃંગથી મહિષનું, શિખાથી કુર્કટનુ, વિષાણથી હાથીનું, દંષ્ટ્રાથી વરાહનું, પીંછાથી મયૂરનું, ખરીઓથી ઘોડાનું, નખથી વ્યાઘ્રનુ, બાલાગ્રથી ચમરીનું, લાંગૂલ–પૂછડાથી વાંદરાનું, દ્વિપદથી મનુષ્યાદિનું, ચતુષ્પદથી ગાયાદિનુ,

महिलं बलयबाहाए ।

ઘણાપગોથી ગોમિકાદિનું, કેશરાળથી સિંહનું, કકુદથી બળદનું, વલયયુક્ત બાહુથી, સ્રીનું અનુમાન કરવું તે અવયવલિંગજન્ય શેષવત્ અનુમાન છે. ગાથામાં કહ્યુ પણ છે.

गाहा-पडियरबन्धेणं भडं, जाणिज्जा महिलियं निवसणेणं । सित्थेणं दोणपागं, कविंच एक्काए गाहाए ॥१॥ से त अवयवेणं ।

પરિકરબંધન– યોદ્ધાના વિશેષપ્રકારના પોશાકથી યોદ્ધાનું જ્ઞાન થાય છે. વસ્ત્ર–વિશેષથી મહિલા જણાય જાય છે. સીઝી–ગયેલ ( પાકી ગયેલ ) એક દાણાથી દ્રોણ–પાક અને એક ગાથા ઉપરથી કવિનું જ્ઞાન થઇ જાય છે. તે અવયવલિંગજન્ય શેષવત્–અનુમાન છે.

से किं त आसएणं ?

પ્રશ્ન— આશ્રયજન્ય શેષવત્ અનુમાન શું છે ?

आसएणं–अग्गिं धूमेणं, सलिल बलागेणं, वुट्ठिं अब्भविकारेणं कुलपुत्तं सीलसमायारेणं । से तं आसएणं । से त सेसवं ॥

ઉત્તર— આશ્રયજન્ય શેષવત્ અનુમાન આ પ્રમાણે છે જેમકે— ધૂમથી અગ્નિનુ, બગલાઓની પંકિતથી પાણીનું, વાદળાના વિકારથી વૃષ્ટિનું, શીલના સદાચારથી કુલ–પુત્રનું, અનુમાન થાય છે. આ રીતે આશ્ર-યથી આશ્રયીનું શેષવત્ અનુમાન છે.

२२२. से किं तं दिट्ठसाहम्मवं ?

૨૨૨ પ્રશ્ન– ભંતે ! દૃષ્ટસાધર્મ્યવત અનુ–માન તે શુ છે ?

दिट्ठसाहम्मवं दुविहं पण्णत्तं, त जहा–सामन्नदिट्ठं च विसेसदिट्ठं च ।

ઉત્તર– ભંતે ! દષ્ટ સાધર્મ્યવત્–( દષ્ટ પદાર્થ સાથે અન્ય અદષ્ટનું સાધર્મ્ય ) અનુમાન બે પ્રકારનું કહેવામા આવ્યું છે તે આ પ્રમાણે— (૧) સામાન્યદષ્ટ અને (૨) વિશેષદષ્ટ.

से किं तं सामन्नदिट्ठं ?

પ્રશ્ન— ભંતે ! સામાન્યદષ્ટઅનુમાન શું છે ?

सामन्नदिट्ठं–जहा एगो पुरिसो तहा बहवे पुरिसा, जहा बहवे पुरिसा तहा एगो पुरिसो । जहा एगो करिसा-

ઉત્તર– કોઈ પદાર્થ સામાન્યરૂપથી દષ્ટ હોય તે સાથે અન્ય અદષ્ટના સાધર્મ્યનું અનુમાન કરવું તે સામાન્યદષ્ટ અનુમાન છે.

वणो तहा बहवे करिसावणा, जहा बहवे, करिसावणा तहा एगो करिसावणो। से तं सामन्नदिट्ठं।

જેમકે– એક પુરૂષનો આકાર જોઇ અન્ય ઘણા પુરુષોનો પણ આવો આકાર હોય છે. તેવું અનુમાન કરવુ અથવા સામાન્યરૂપે ઘણાપુરુષોને જોઇ જેવા આ ઘણા પુરુષો છે તેવો એક પુરુષ હશે. જેવો એક કાર્ષાપણ– સિક્કો તેવા અનેક કાર્ષાપણ, જેવા અનેક કાર્ષાપણ તેવો એક કાર્ષાપણ આને સામાન્યદૃષ્ટઅનુમાન કહેવામા આવે છે.

से किं तं विसेसदिट्ठं?

પ્રશ્ન– ભતે ! વિશેષદૃષ્ટસાધર્મ્યવત અનુમાન શુ છે?

विसेसदिट्ठं से जहाणामए–केइ–पुरिसे कंचि पुरिसं बहूणं पुरिसाणं मज्झे पुव्वदिट्ठं पच्चभिजाणेज्जा-अयं से पुरिसे। बहूणं करिसावणाणं मज्झे पुव्वदिट्ठं करिसावणे पच्चभिजाणिज्जा–अयं से करिसावणे। तस्स समासओ तिविहं गहणं भवइ, तं जहा–अईयकालग्गहणं, पडुप्पण्णकालग्गहणं, अणागयकालग्गहणं।

ઉત્તર– વિશેષરૂપથી દૃષ્ટપદાર્થના સાધર્મ્યથી અદૃષ્ટનું અનુમાન કરવું તે વિશેષ–દૃષ્ટસાધર્મ્યવત અનુમાન છે જેમકે– જેમ કોઇ પુરુષ અનેક પુરુષોની વચમાં રહેલ પૂર્વદૃષ્ટા પુરુષને ઓળખી લે છે કે 'આ તેજ માણુસ છે' આ અનુમાનપ્રયોગમા પુરુષવિશેષને વિશેષરુપથી મૂકવામાં આવ્યો છે તેથી આ અનુમાન વિશેષદૃષ્ટ છે તેજ રીતે ઘણા સિક્કાઓની વચ્ચમાંથી પૂર્વદૃષ્ટ સિક્કાને જાણી લેવો કે 'આ તેજ સિક્કો છે તે વિશેષદૃષ્ટઅનુમાનનો વિષય સંક્ષેપમા ત્રણ પ્રકારનો હોય છે તે આ પ્રમાણે— અતીતકાળનો વિષય, વર્તમાનકાળનો વિષય અને ભવિષ્યકાળનેઃ વિષય, અર્થાત્ અનુ–માનદ્વારા ભૂત, ભવિષ્ય, વર્તમાન ત્રણે કાળની વાત જાણી શકાય છે.

से किं तं अईयकालग्गहणं?

પ્રશ્ન– ભતે ! અતીતકાળગ્રહણ શુ છે?

अईयकालग्गहणं-उत्तणाणि वणाणि, निप्फण्णसस्सं वा मेइणिं, पुण्णाणि य कुंडसरणईदीहियातडागाइं पासित्ता तेणं साहिज्जइ जहा–सुवुट्ठी आसी। से तं अतीयकालग्गहणं।

ઉત્તર– વનોમા ઉગેલઘાસ તથા સસ્યાકુરોથી હરિતવર્ણી થયેલી પૃથ્વી તથા કુડ, સરોવર, નદી, દીર્ઘિકા-વાવ, પ્રસિદ્ધ જળાશય વગેરેને જળથી સંપૂરિત જોઈ અતીતમાં થયેલ સુવૃષ્ટિનુ અનુમાન કરવું.

से किं तं पडुप्पण्णकालग्गहणं ?

પ્રશ્ન— ભંતે ! પ્રત્યુત્પન્નકાળથી ગ્રહણ શું છે ?

पडुप्पण्णकालग्गहणंसाहुं गोयरग्गगयं विच्छड्डियपउरभत्तपाणं पासित्ता तेणं साहिज्जइ जहा सुभिक्खे वट्टई । से तं पडुप्पण्णकालग्गहणंहणं ।

ઉત્તર— પ્રત્યુત્પન્નકાળથી ગ્રહણ આ પ્રમાણે છે. ભિક્ષામાટે બહાર નિકળેલા સાધુને કે જેને ગૃહસ્થોએ પ્રચુર ભક્તપાન આપ્યું છે, તે જોઈને તેણે અનુમાન કર્યું કે 'અહીં સુભિક્ષ છે.'

से किं तं अणागयकालग्गहणं ?

પ્રશ્ન— ભંતે ! અનાગતકાલગ્રહણ શુ છે ?

अणागयकालग्गहणं—"अब्भस्स निम्मलत्तं, कसिणा य गिरी सविज्जुया मेहा । थणियं वाउब्भामो, संझा रत्ता पणिट्ठा य ॥१॥ वारुणं वा महिंदं वा अण्णयरं वा पसत्थं उप्पायं पसित्ता तेणं साहिज्जइ जहा—सुवुट्ठि भविस्सइ । से तं अणागयकालग्गहणं ।

ઉત્તર— અનાગતકાલથી ગ્રહણ આ પ્રમાણે છે— આકાશની નિર્મળતા, કૃષ્ણવર્ણવાળા પર્વતો, વિદ્યુત્સહિતમેઘ, મેઘની ગર્જના, વૃષ્ટિને નહિ રોકનાર પવનની ગતિ અર્થાત્ પૂર્વનો પવન, રકતવર્ણવાળી સંધ્યા, આર્દ્રા, મૂળ નક્ષત્રોથી ઉત્પન્ન થયેલ અથવા રોહિણી, જ્યેષ્ઠા, આદિ નક્ષત્રોવડે ઉત્પન્ન થયેલ ઉત્પાતને અથવા અન્ય ઉત્પાતોને, દિગ્દાહ, ઉલ્કાપાત વગેરે ઉપદ્રવો કે જે વૃષ્ટિના પ્રશસ્ત નિમિત્તો છે તે જોઈને અનુમાન કરવું 'સુવૃષ્ટિ થશે'. આ અનુમાન અનાગતકાળગ્રહણ અનુમાન છે.

एएसिं चेव विवज्जासे तिविहं गहणं भवइ, तं जहा—अतीयकालग्गहणं पडुप्पण्णकालग्गहणं अणागयकालग्गहणं ।

આ ઉદ્ગતતૃણ, વનાદિ પૂર્વોક્ત લિંગની વિપરીતતામા પણ ત્રણ પ્રકારનું ગ્રહણ થાય છે. તે આ પ્રમાણે— અતીતકાળ ગ્રહણ, પ્રત્યુત્પન્ન ( વર્તમાન ) કાળગ્રહણ, અનાગતકાળ ગ્રહણ.

से किं तं अतीयकालग्गहणं ?

પ્રશ્ન— ભંતે ! અતીતકાળ ગ્રહણ શુ છે ?

अइयकालग्गहणं नित्तणाइं वणाइं, अनिप्फण्णसस्सं वा मेइणि, सुक्काणि य कुंडसरणईदिहीयतडागाइं पासित्ता तेणं साहिज्जइ, जहा—कुवुट्ठी आसी, से त अतीयकालग्गहणं ।

ઉત્તર— અતીતકાળ ગ્રહણ આ પ્રમાણે છે— તૃણ રહિત વનો, અનિષ્પન્ન ધાન્ય યુકત ભૂમિ, શુષ્કકુંડ, સર, નદી, દીર્ધિકા, જળાશય વગેરે જોઈ અનુમાન કરવુ કે આ દેશમા વૃષ્ટિ થઈ નથી. તે અતીતકાળ ગ્રહણ છે.

से किं तं पडुप्पण्णकालग्गहणं ?

पडुप्पण्णकालग्गहणं–साहुं गोयरग्गगयं भिक्खं अलभमाणं पासित्ता तेणं साहिज्जइ–जहा दुभिक्खं वट्टइ, से तं पडुप्पण्णकालग्गहणं ।

से किं तं अणागयकालग्गहणं ?

अणागयकालग्गहणं–" धूमायंति दिसाओ सवियमेइणी अपडिबद्धा वाया। नेरइया खलु, कुवुट्टीमेवं निवेयंति ॥१॥ अग्गेयं वा वायव्वं वा अण्णयरं वा अप्पसत्थं उप्पायं पासित्ता तेणं साहिज्जइ, जहा–कुवुट्टी भविस्सई । से तं अणागयकालग्गहणं। से तं विसेसदिट्ठं । से त दिट्ठसाहम्मवं । से तं अणुमाणे ॥

प्रश्न— ભંતે! પ્રત્યુત્પન્નકાળગ્રહણ શું છે?

ઉત્તર–પ્રત્યુત્પન્નકાળગ્રહણ આ પ્રમાણે છે– ભિક્ષાર્જનમાટે આવેલ કોઈ સાધુને લાભથી વંચિત જોઈને અત્યારે અહીં 'દુર્ભિક્ષ છે' એવું અનુમાન કરવું તે પ્રત્યુત્પન્નકાળ ગ્રહણ છે.

પ્રશ્ન– અનાગતકાળગ્રહણ શું છે?

ઉત્તર– અનાગતકાળગ્રહણ આ પ્રમાણે છે– દિશાઓ સધૂમ હોય, પૃથ્વી ફાટી ગઈ હોય, છિદ્રો પડી ગયા હોય, પવન દક્ષિણ દિશાનો વહેતો હોય, આ વૃષ્ટિના અભાવના ચિહ્નો જોઈ તથા અગ્નિ કે વાયુ સંબંધી કે અન્ય અપ્રશસ્ત ઉત્પાતોને જોઈને 'અહીં વૃષ્ટિ થશે નહીં' આવું અનુમાન કરવું તે અનાગતકાળ ગ્રહણ છે. આ પ્રમાણે વિશેષદૃષ્ટસાધર્મ્યવત્ અનુમાનનું સ્વરૂપ જાણવું.

२२३. से किं तं ओवम्मे ?

ओवम्मे–दुविहे पण्णत्ते, तं जहा–साहम्मोवणीए य वेहम्मोवणीए य ।

से किं तं साहम्मोवणीए ?

साहम्मोवणीए–तिविहे पण्णत्ते, तं जहा–किंचिसाहम्मोवणीए, पायसाहम्मोवणीए, सव्वसाहम्मोवणीए ।

૨૨૩. પ્રશ્ન– ભંતે! ઉપમાનપ્રમાણનું સ્વરૂપ કેવું છે?

ઉત્તર– ઉપમાવડે વસ્તુસ્વરૂપને જાણવું તે ઉપમાનપ્રમાણ. તેના બે પ્રકાર કહેવામાં આવ્યાં છે તે આ પ્રમાણે– (૧) સાધર્મ્યોપનીત અને (૨) વૈધર્મ્યોપનીત

પ્રશ્ન– ભદંત! સાધર્મ્યોપનીત શું છે?

ઉત્તર— સમાનતાના આધારે ઉપમા આપવામાં આવે તેને સાધર્મ્યોપનીત કહેવામાં આવે છે તેના ત્રણ ભેદ છે. તે આ પ્રમાણે— (૧) કિંચિત્સાધર્મ્યોપનીત (૨) પ્રાયસાધર્મ્યોપનીત અને (૩) સર્વસાધર્મ્યોપનીત.

से किं तं किंचिसाहम्मोवणिए ?

પ્રશ્ન– ભંતે ! તે કિંચિત્‌સાધર્મ્યોપનીત શું છે ?

किंचिसाहम्मोवणीए–जहा मंदरो तहा सरिसवो, जहा सरिसवो तहा मंदरो, जहा समुद्दो तहा गोप्पयं, जहा गोप्पयं तहा समुद्दो, जहा आइच्चो तहा खज्जोओ, जहा खज्जोओ तहा आइच्चो, जहा चंदो तहा कुमुदो, जहा कुमुदो तहा चंदो । से तं किंचिसाहम्मोवणीए ।

ઉત્તર– કંઈક સમાનતાના આધારે ઉપમા આપવામાં આવે તે કિંચિત્‌સાધર્મ્યોપનીત છે. તે આ પ્રમાણે– જેવો મંદર છે તેવો સર્ષપ છે. જેવો સર્ષપ છે તેવો મેરુ છે. (બંનેની માત્ર ગોલાકૃતિ લક્ષ્યમાં રાખી ઉપમા આપવામાં આવી છે. જેવો સમુદ્ર તેવો ગોષ્પદ (જલથી પરિપૂર્ણ ગાયની ખરીથી થનાર નાનો ખાડો) જેવો ગોષ્પદ તેવો સમુદ્ર (જલવત્તાના આધારે ઉપમા) જેવો આદિત્ય તેવો ખદ્યોત આગિયો, જેવો ખદ્યોત તેવો આદિત્ય (આકાશગામિત્વ અને ઉદ્યોતકતાને આધારે ઉપમા) જેવો ચંદ્ર તેવુ કુમુદ, જેવુ કુમુદ તેવો ચંદ્ર (શુકલતાને આધારે ઉપમા) આ રીતે કિંચિત્‌સાધર્મ્યોપનીત છે

से किं तं पायसाहम्मोवणीए ?

પ્રશ્ન– ભંતે ! પ્રાય સાધર્મ્યોપનીતનું સ્વરૂપ કેવું છે ?

पायसाहम्मोवणीए-जहा गो तहा गवओ, जहा गवओ तहा गो । से तं पायसाहम्मोवणीए ।

ઉત્તર– અધિકાંશ–અનેક અવયવોમાં રહેલ સમાનતાના આધારે ઉપમા આપવામાં આવે તે પ્રાય સાધર્મ્યોપનીત છે, તે આ પ્રમાણે– જેવી ગાય તેવો ગવય (રોઝ) છે જેવો ગવય તેવી ગાય છે (કકુદ, ખુર, વિષાણ, પૂંછ આદિ ઘણા અવયવોનેલઈ બંનેમાં સમાનતા પ્રગટ કરવામા આવી છે) આ પ્રાય સાધર્મ્યોપનીત છે

से किं तं सव्वसाहम्मोवणीए ?

પ્રશ્ન– ભંતે ! સર્વસાધર્મ્યોપનીત શુ છે ?

सव्वसाहम्मोवणीए-सव्वसाहम्मे ओवम्मे नत्थि, तहावि तेणेव तस्स ओवम्मं कीरइ, जहा–अरिहंतेहिं अरिहंतसरिसं कयं, चक्कवट्टिणा चक्कवट्टिसरिसं कयं,

ઉત્તર– સર્વ પ્રકારોથી સમાનતા પ્રગટ કરવામા આવે તે સર્વસાધર્મ્યોપનીત છે અત્રે શંકા થાય કે સર્વપ્રકારથી સમાનતા તો કોઈ સાથે ઘટિત થઈ શકે નહીં કારણકે

बलदेवेणं बलदेवसरिसं कयं, वासुदेवेणं वासुदेवसरिसं कयं, साहुणा साहुसरिसं कयं। से तं सव्वसाहम्मोवणीए। से तं साहम्मोवणिए।

જો બંનેમાં સર્વપ્રકારે સમાનતા ઘટિત થાય તો બંનેમાં એકતા પ્રાપ્ત થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય. આ શંકાનો ઉત્તર આ છેકે એક વસ્તુની બીજી વસ્તુ સાથે સર્વપ્રકારે સમાનતા નથી હોતી પરંતુ અત્રે તે સમાનતા તેની સાથે જ પ્રગટ કરી છે. બીજા સાથે નહિ. તે આપ્રમાણે- અર્હંતોએ અર્હન્તો જેવું કર્યું. ચક્રવર્તીએ ચક્રવર્તીઓના જેવું કર્યું. બળદેવે બળદેવોના જેવું કર્યું, વાસુદેવે વાસુદેવોના જેવું કર્યું., સાધુએ સાધુઓના જેવું કર્યું. આ સર્વસાધર્મ્યોપનીત છે.

से किं तं वेहम्मोवणीए ?

પ્રશ્ન- ભંતે ! વૈધર્મ્યોપનીત શું છે ?

वेहम्मोवणीए तिविहे पण्णत्ते, तं जहा-किंचिवेहम्मोवणीए पायवेहम्मोवणीए सव्ववेहम्मोवणीए।

ઉત્તર- બે કે વધુ પદાર્થોમાં વિલક્ષણતા પ્રગટકરવામાં આવે તે વૈધર્મ્યોપનીત. તેના ત્રણ પ્રકાર છે. તે આપ્રમાણે-(૧) કિંચિત્‌વૈધર્મ્યોપનીત (૨) પ્રાયઃવૈધર્મ્યોપનીત અને (૩) સર્વવૈધર્મ્યોપનીત.

से किं तं किंचिवेहम्मोवणीए ?

પ્રશ્ન- ભંતે ! કિંચિત્‌વૈધર્મ્યોપનીત શુ છે ?

किंचिवेहम्मोवणीए जहा-सामलेरो न तहा बाहुलेरो, जहा बाहुलेरो न तहा सामलेरो, से तं किंचिवेहम्मोवणीए।

ઉત્તર- કોઇક ધર્મની વિલક્ષણતા પ્રગટ કરવી તે કિંચિત્‌વૈધર્મ્યોપનીત છે તે આ પ્રમાણે- જેવું શબલાગાયનું વાછરડું હોય તેવું બહુલા ગાયનું વાછરડું હોતુ નથી, જેવું બહુલાગાયનું વાછરડુ હોય તેવું શબલાગાયનું વાછરડુ હોતુ નથી. (અત્રે શેષધર્મોની સમાનતા હોવા છતાં શબલા, બહુલા આદિ રૂપની ભિન્નતાના આધારે કંઈક વૈલક્ષણ્ય પ્રગટ કરવામાં આવ્યું છે.) આરીતે કિંચિત વૈધર્મ્યોપનીતનું સ્વરૂપ જાણવું.

से किं तं पायवेहम्मोवणीए ?

પ્રશ્ન- ભંતે ! પ્રાયઃવૈધર્મ્યોપનીત શું છે ?

पायवेहम्मोवणीए जहा वायसो न तहा पायसो, जहा पायसो न तहा वायसो, से तं पायवेहम्मोवणीए ।

ઉત્તર– અધિકાશરૂપમાં અનેક અવયવગત વિસદશતા પ્રગટ કરવી તે પ્રાય.વૈધર્મ્યોપનીત છે. યથા– જેવો વાયસ (કાગડો) તેવું પાયસ (દૂધપાક) હોતું નથી, જેવુ પાયસ હોય છે તેવો વાયસ હોતો નથી પદગત બે વર્ણોની અપેક્ષાએ સામ્યતા હોવા છતા સચેનતા અચેતનતા વગેરે અનેક ધર્મોની વિધર્મતા હોવાથી તે પ્રાય વૈધર્મ્યોપનીત છે

से किं तं सव्ववेहम्मोवणीए ?

પ્રશ્ન– ભંતે! સર્વવૈધર્મ્યોપનીત શુ છે?

सव्ववेहम्मोवणीए सव्ववेहम्मे ओवम्मं नत्थि, तहावि तेणेव तस्स ओवम्मे कीरइ, जहा णीएणं णीयसरिसं कयं, दासेणं दाससरिसं कयं, काकेणं काकसरिसं कयं, साणेण साणसरिसं कयं, पाणेणं पाणसरिसं कयं, से तं सव्ववेहम्मोवणीए । से तं वेहम्मोवणीए । से तं ओवम्मे ॥

ઉત્તર– સર્વપ્રકારથી વિધર્મતા પ્રગટ કરવામાં આવે તો તે સર્વવૈધર્મ્યોપનીત છે. એવા કોઇ પદાર્થો નથી જેમા પરસ્પર સર્વ પ્રકારે વૈધર્મ્ય હોય. કારણ કે સત્ત્વ, પ્રમેયત્વ વગેરે ધર્મોની અપેક્ષાએ સર્વ પદાર્થોમા સમાનતા રહેલી હોય છે. આવી શંકાનો ઉત્તર આપતા સૂત્રકાર જણાવે છે કે એક–બીજા પદાર્થની સાથે સર્વવૈધર્મ્યોપનીત નથી પરંતુ તે વિધર્મતા તેની સાથેજ પ્રગટ કરવામા આવે છે, બીજા સાથે નહીં. જેમકે નીચ માણસે નીચ જેવું જ કર્યું, દાસે દાસ જેવુ જ કર્યું, કાગડાએ કાગડા જેવું જ કર્યું, કૂતરાએ કૂતરા જેવુ જ કર્યું, ચંડાલે ચંડાલ જેવુ જ કર્યું. આ પ્રમાણે સર્વવૈધર્મ્યોપનીત છે આરીતે ઉપમાપ્રમાણનું સ્વરૂપ વર્ણન પૂર્ણ થયું

२२४. से किं तं आगमे ?

૨૨૪ પ્રશ્ન– ભંતે! આગમપ્રમાણનુ સ્વરૂપ કેવુ છે?

आगमे–दुविहे पण्णत्ते, तं जहा– लोइए य लोउत्तरिए य ।

ઉત્તર— જીવાદિ પદાર્થો સમ્યક્ રીતે જેના વડે જાણવામા આવે તે આગમ છે. તેના બે ભેદ છે તે આપ્રમાણે– (૧) લૌકિક અને (૨) લોકોત્તરિક.

से किं तं लोइए ?

પ્રશ્ન– ભંતે! લૌકિક આગમ એટલે શું?

लोइए जण्णं इमं अण्णाणिएहिं मिच्छादिट्ठिएहिं सच्छंदबुद्धिमइविगप्पियं तं जहा–भारह रामायण जाव चत्तारि वेया संगोवंगा । से तं लोइए आगमे ।

ઉત્તર– જે આગમ અજ્ઞાની મિથ્યાદષ્ટિઓએ પોતાની સ્વચ્છંદ બુદ્ધિ અને મતિથી રચેલા હોય તે લૌકિક આગમ છે. જેમકે– ભારત, રામાયણ, યાવત્ સાંગોપાગ ચાર વેદ. આ સર્વ લૌકિક આગમ છે.

से किं तं लोउत्तरिए ?

પ્રશ્ન– ભંતે ! લોકોત્તરિકઆગમ શું છે ?

लोउत्तरिए-जण्णं इमं अरिहंतेहि भगवंतेहिं उप्पण्णणाणदंसणधरेहिं तीयपच्चुप्पण्णमणागयजाणएहिं तिलुक्कवहियमहियपूइएहिं सव्वण्णूहिं सव्वदरिसीहिं पणीयं दुवालसंगं गणिपिडगं, तं जहाआयारो जाव दिट्ठिवाओ । अहवा आगमे तिविहे पण्णत्ते, तं जहा–सुत्तागमे अत्थागमे तदुभयागमे । अहवा आगमेतिविहे पण्णत्ते, तं जहा–अत्तागमे अणंतरागमे परंपरागमे । तित्थगराणं अत्थस्स अत्तागमे । गणहराणं सुत्तस्स अत्तागमे, अत्थस्स अणंतरागमे । गणहरसीसाणं सुत्तस्स अणंतरागमे अत्थस्स परंपरागमे । तेण परं सुत्तस्स वि अत्थस्स वि णो अत्तागमे, णो अणंतरागमे, परंपरागमे । से तं लोगुत्तरिए । से तं आगमे, से तं णाणगुणप्पमाणे ॥

ઉત્તર— ઉત્પન્નજ્ઞાન–દર્શનને ધારણ કરનાર, અતીત, પ્રત્યુત્પન્ન ( વર્તમાન ) અને અનાગતના જ્ઞાતા, ત્રણે લોકથી વંદિત, પૂજિત, કીર્તિત, સર્વજ્ઞાની, સર્વદર્શી અરિહંતભગવન્તોદ્વારા પ્રણિત દ્વાદશાંગગણિપિટક ( આચારાગ યાવત્ દૃષ્ટિવાદ ) તે લોકોત્તરિક આગમ છે.

અથવા આગમ ત્રણ પ્રકારે પ્રરૂપ્યું છે, તે આ પ્રમાણે– (૧) સૂત્રાગમ (૨) અર્થાગમ અને (૩) તદુભયાગમ. અથવા આગમ ત્રણપ્રકારે કહ્યુ છે તે આ પ્રમાણે– (૧) આત્માગમ (૨) અનંતરાગમ અને (૩) પર પરાગમ. તીર્થ કરોએ અર્થબોધ આપ્યો છે તે અર્થ તેઓમાટે આત્માગમ છે તે અર્થ ગણધરોને સાક્ષાત્ પ્રાપ્ત થયો તેથી ગણધરોમાટે તે અનન્તરાગમ છે. ગણધરોના શિષ્યોમાટે પરંપરાગમ છે. ગણધરો એ ગૂથેલ સૂત્રો તેઓમાટે આત્માગમ છે તેમના સાક્ષાત્ શિષ્યોમાટે તે સૂત્રો અનંતરાગમ છે અને પ્રશિષ્યો આદિમાટે પરંપરાગમ છે. આ રીતે લોકોત્તરઆગમ જાણવુ આમ આગમનુ અને જ્ઞાનગુણપ્રમાણનુ સ્વરૂપ વર્ણન જાણવું.

२२५. से किं तं दंसणगुणप्पमाणे ?

૨૨૫. પ્રશ્ન— ભંતે ! દર્શનગુણપ્રમાણનું સ્વરૂપ કેવું છે ?

दंसणगुणप्पमाणे चउव्विहे पण्णत्ते,

ઉત્તર— સામાન્યરૂપે પદાર્થને જાણે

तं जहा—चक्खुदंसणगुणप्पमाणे, अचक्खुदंसणगुणप्पमाणे, ओहिदंसणगुणप्पमाणे, केवलदंसणगुणप्पमाणे । चक्खुदंसणं चक्खुदंसणिस्स घडपडकडरहाइएसु दव्वेसु । अचक्खुदंसणं अचक्खुदंसणिस्स आयभावे । ओहिदंसणं ओहिदंसणिस्स सव्वरूविदव्वेसु न पुण सव्वपज्जवेसु । केवलदंसणं केवलदंसणिस्स सव्वदव्वेसु य सव्वपज्जवेसु य । से तं दंसणगुणप्पमाणे ॥

તે દર્શન તે દર્શનગુણના ૪ પ્રકારો છે. તે આ પ્રમાણે— (૧) ચક્ષુદર્શનગુણપ્રમાણ (૨) અચક્ષુદર્શનગુણપ્રમાણ (૩) અવધિદર્શનગુણપ્રમાણ (૪) કેવળદર્શનગુણપ્રમાણ. ચક્ષુદર્શની— ભાવચક્ષુઇન્દ્રિયાવરણકર્મના ક્ષયોપશમથી અને દ્રવ્યેન્દ્રિયના અનુપઘાતથી ચક્ષુ-દર્શનલબ્ધિવાળા જીવો, ચક્ષુ-દર્શનથી ઘટ, પટ, કટ, રથાદિ દ્રવ્યોને જુએ છે અચક્ષુદર્શની— અચક્ષુદર્શનથી—ચક્ષુસિવાયની ૪ ઇન્દ્રિયો અને મનથી શબ્દ ગંધ, રસ, સ્પર્શને જાણે છે "આયભાવ" પદદ્વારા સૂત્રકાર સ્પષ્ટ કરે છે કે ચક્ષુ સિવાયની ૪ ઇન્દ્રિયો પ્રાપ્તકારી છે, પદાર્થમાથે સંશ્લિષ્ટ થઇને જ પોતાના વિષયનો અવબોધ કરે છે અવધિદર્શની અવધિદર્શનથી--સર્વરૂપી દ્રવ્યોને જુએછે સર્વ પર્યાયોને નહિ. કેવળદર્શની કેવળદર્શનથી સર્વ દ્રવ્ય અને સર્વપર્યાયોને જુએ છે આ રીતે દર્શનગુણ પ્રમાણ જાણવુ

२२६. से किं तं चरित्तगुणप्पमाणे ?

૨૨૬ પ્રશ્ન— ભંતે! ચારિત્રગુણપ્રમાણ શું છે?

चरित्तगुणप्पमाणे-पंचविहे पण्णत्ते, तं जहा सामाइयचरित्तगुणप्पमाणे छेओवट्ठावणचरित्तगुणप्पमाणे परिहारविसुद्धिय चरित्तगुणप्पमाणे सुहुमसंपरायचरित्तगुणप्पमाणे अहक्खायचरित्तगुणप्पमाणे । सामाइयचरित्तगुणप्पमाणे दुविहे पण्णत्ते, तं जहा—इत्तरिए य आवकहिए य । छेओवट्ठावणचरित्तगुणप्पमाणे दुविहे पण्णत्ते, तं जहा—साइयारेय निरइयारे य । परिहारविसुद्धियचरित्तगुणप्पमाणे दुविहे पण्णत्ते, तं जहा—णिव्विसमाणए य णिव्विट्ठकाइए य । सुहुमसंपरायचरित्तगुणप्पमाणे दुविहे पण्णत्ते,

ઉત્તર— જેને ધારણકરીને મનુષ્ય નિન્દિત કર્મોનુ આચરણ ન કરે તે ચારિત્રગુણપ્રમાણના પાચ ભેદ છે તે આ પ્રમાણે— (૧) સામાયિકચારિત્રગુણપ્રમાણ (૨) છેદોપસ્થાપનીયચારિત્રગુણપ્રમાણ (૩) પરિહારવિશુદ્ધચારિત્રગુણપ્રમાણ (૪) સૂક્ષ્મસંપરાયચારિત્રગુણપ્રમાણ અને (૫) યથાખ્યાતચારિત્રગુણપ્રમાણ તેમા સામાયિકચારિત્રના બે પ્રકાર કહ્યા છે (૧) ઇત્વરિક—સ્વલ્પકાલિક કે જે પ્રથમ અને અંતિમ તીર્થકરના સમયમા જ્યા સુધી મહાવ્રતોનુ આરોપણ ન કરાય ત્યા સુધી હોય તે, (૨) યાવત્કથિત-જીવનપર્યન્તનુ સામાયિકચારિત્ર તે ૨૨ તીર્થંકરો અને મહાવિદેહ ક્ષેત્રના સાધુઓમા

तं जहा–संकिलिस्समाणए य विसुज्झमाणाए य। अहक्खायचरित्तगुणप्पमाणे दुविहे पण्णत्ते, तं जहा-पडिवाई य अपडिवाई य। अहवा–छउमत्थिए यकेवलिए य। से त्तं चरित्तगुणप्पमाणे। से तं जीवगुणप्पमाणे। से तं गुणप्पमाणे॥

હોય છે છેદોપસ્થાનચારિત્ર– જેમાં પૂર્વ–પર્યાયનું છેદન કરી કરી મહાવ્રતોની ઉપ–સ્થાપના કરવામા આવે તેના બે ભેદ છે, તે આ પ્રમાણે– (૧) સાતિચાર–મૂલગુણના વિરાધકસાધુને પુન વ્રતપ્રદાન કરવુ (૨) નિરતિચાર– ઇત્વરિકસામાયિકચારિત્રનું પાલન કરનાર સાધુને સાત દિવસ, ૪ માસ કે ૭ માસ પછી જે ચારિત્ર અપાય તે. પરિહારવિશુદ્ધચારિત્ર–વિશિષ્ટતપથી ચારિત્રની વિશુદ્ધિ કરવારૂપ તેના બે પ્રકાર છે (૧) નિર્વિશ્યમાનક જે તપશ્ચર્યા કરનારનુ. (૨) નિર્વિષ્ટકાયિક– જે તપશ્ચર્યા કર્યા પછી વૈયાવચ્ચ કરે તે સૂક્ષ્મસપરાયચારિત્ર– જેમાં સૂક્ષ્મલોભમાત્ર અવશેષ હોય તેના બે ભેદ આ પ્રમાણે છે– (૧) સકિલશ્યમાનક ઉપશમશ્રેણિથી ચ્યુતથનાર જીવોનુ ચારિત્ર. (૨) વિશુદ્ધમાનક– શ્રેણિઆરોહણ કરનારનુ ચારિત્ર યથાખ્યાતચારિત્ર– જેમા કષાયોદયનો સદતર અભાવ રહે છે તેના બે ભેદ છે તે આ પ્રમાણે — (૧) પ્રતિપાતિ એટલે ૧૧ મા ગુણસ્થાનવાળાનુ અને (૨) અપ્રતિપાતિ એટલે ૧૨ આદિ ગુણસ્થાનવાળાઓનુ અથવા (૧) છાદ્મસ્થિક અને (૨) કેવલિક આ રીતે ચારિત્રગુણપ્રમાણનુ સ્વરૂપ કથન જાણવુ. જીવગુણપ્રમાણ અને સાથે ગુણપ્રમાણનુ કથન સમાપ્ત થયુ

२२७. से किं तं नयप्पमाणे ?

२२७ પ્રશ્ન— ભતે! નયપ્રમાણનુ સ્વરૂપ કેવુ છે?

नयप्पमाणे–तिविहे पण्णत्ते, त जहा-पत्थगदिट्ठंतेणं वसहिदिट्ठंतेणं पएसदिट्ठंतेणं।

ઉત્તર– ગૌતમ! અનત ધર્માત્મક વસ્તુના અન્ય ધર્મોને ગૌણ કરીને વિવક્ષિત ધર્મને મુખ્ય કરીને વસ્તુ પ્રતિપાદક વકતાનો જે અભિપ્રાય હોય છે તે નયપ્રમાણ છે તે નયપ્રમાણનુ સ્વરૂપ ત્રણ દૃષ્ટાનોવડે સ્પષ્ટ કરવામાં આવ્યુ છે જેમકે– પ્રસ્થકનાદૃષ્ટાં-

તથી (૨) વસતિના દૃષ્ટાંતથી અને (૩) પ્રદેશના દૃષ્ટાંતથી.

से किं तं पत्थगदिट्ठंतेणं ?

પ્રશ્ન— ભંતે ! પ્રસ્થકનું દૃષ્ટાંત કોને કહે છે ?

पत्थगदिट्ठंतेणं–से जहा नामए केई पुरिसे परसुं गहाय अडवीसमहुत्तो गच्छेज्जा, तं पासित्ता केई वएज्जाकहिं तुवं गच्छसि ? अविसुद्धो नेगमो–भणइ पत्थगस्स गच्छामि। तं च केई छिंदमाणं पासित्ता वएज्जा–किं तुवं छिंदसि ? विसुद्धो नेगमो भणइ–पत्थयं छिंदामि। तं च केई तच्छमाणं पासित्ता–वएज्जा–किं तुवं तच्छसि ? विसुद्धतराओ णेगमो भणइ–पत्थयं तच्छामि। तं च केइ उक्कीरमाणं पासित्ता वएज्जा–किं तुवं उक्कीरसि ? विसुद्धतराओ णेगमो भणइ–पत्थयं उक्कीरामि। तं च केई विलिहमाणं पासित्ता वएज्जा–किं तुवं विलिहसि ? विसुद्धतराओ णेगमो भणइ–पत्थयं विलिहामि। एवं विसुद्धतरस्स णेगमस्स नामा उडिओ पत्थओ। एवमेव ववहारस्सवि। संगहस्स चियमियमेज्जसमारूढो पत्थओ। उज्जुसुयस्स पत्थओ, वि पत्थओ मेज्जंपि पत्थओ। तिण्हं सद्दनयाणं पत्थयस्स अत्थाहिगारजाणओ जस्स वा वसेणं पत्थओ निप्फज्जइ। से तं पत्थयदिट्ठंतेणं॥

ઉત્તર– પ્રસ્થક એટલે ધાન્ય માપવાનું કાષ્ઠનું પાત્રવિશેષ. તેનું દૃષ્ટાંત આ પ્રમાણે છે. જેમકે– કોઇ પુરુષ કુહાડી ગ્રહણ કરી જંગલ તરફ જાય છે, તેને જોઇને કોઇએ પ્રશ્ન કર્યો ‘ તમે ક્યાં જઈ રહ્યાં છો ? ’ ત્યારે અવિશુદ્ધનૈગમનયના મુજબ તેને કહ્યું ‘ હું પ્રસ્થક લેવા જાઉં છુ ’ કોઇએ તેને વૃક્ષને છેદતા જોઇ પૂછયુ– ‘ તમે આ શું કાપી રહ્યા છો ? ’ ત્યારે તેને વિશુદ્ધનૈગમનય મુજબ જવાબ આપ્યો– ‘ હુ પ્રસ્થક કાપુ છું. ’ પછી કોઇએ લાકડા છોલતા જોઇ-પૂછયું– તમે શુ છોલો છો ? ત્યારે વિશુદ્ધતરનૈગમનયના અભિપ્રાયે તે બોલ્યો– ‘ હુ પ્રસ્થક છોલી રહ્યો છું ’. પ્રસ્થક નિમિત્તે કાષ્ઠના મધ્યભાગને કોરતો જોઈ કોઇએ પૂછયુ– ‘તમે આ શું કરો છો ? ’ ત્યારે વિશુદ્ધતર–નૈગમનય મુજબ તેને જવાબ આપ્યો– ‘ હુ પ્રસ્થક ઉત્કીર્ણ કરી રહ્યો છું ’ જ્યારે તે ઉત્કીર્ણ કાષ્ઠઉપર લેખનીવડે પ્રસ્થકમાટે ચિહ્ન કરવા લાગ્યો ( પ્રસ્થકના આકારની રેખા ઉત્કીર્ણ કરવા લાગ્યો ) તેને જોઇને કોઇએ પૂછયુ– ‘ આ તમે શું કરો છો ? ’ ત્યારે તેને વિશુદ્ધતરનૈગમનયથી કહ્યુ– ‘ હું પ્રસ્થકના આકારને અંકિત કરુ છુ. ’ પ્રસ્થક સંબંધી આ પ્રશ્નોત્તર સંપૂર્ણ પ્રસ્થક તૈયાર ન થઈ જાય ત્યા સુધી કરતા રહેવુ આ પ્રમાણે વ્યવહારનયને આશ્રિત કરીને પણ જાણવુ. સંગ્રહનયના મતમુજબ ધાન્યપૂરિત પ્રસ્થક તે જ પ્રસ્થક કહી શકાય છે ઋજુ–સૂત્રનયમુજબ ધાન્યાદિક પણ પ્રસ્થક છે. શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત આ ત્રણ–

નયના મતાનુસાર જે પ્રસ્થકના સ્વરૂપના પરિજ્ઞાનમા ઉપયુક્ત છે તેજ અર્થાત્ પ્રસ્થ-કના ઉપયોગથી ઉપયુકત આત્માજ પ્રસ્થક છે.

२२८. से किं तं वसहिदिट्ठंतेणं ?

२२८. પ્રશ્ન- ભતે ! જેનાવડે નયસ્વરૂપનું ગ્રહણ થાય છે તે વસતિનુ દૃષ્ટાંત કેવું છે?

वसहिदिट्ठंतेणं–से जहा नामए केइपुरिसे कंचिपुरिसं वएज्जा कहिं तुवं वससि ? तं अविसुद्धो णेगमो भणइ–लोगे वसामि । लोगे तिविहे पण्णत्ते, तं जहा–उड्ढलोए अहोलोए तिरियलोए, तेसु सव्वेसु तुव वससि ? । विसुद्धो णेगमो भणइ–तिरियलोए वसामि । तिरियलोए जंबूद्दीवाइया सयंभूरमण–पज्जवसाणा असंखिज्जा दीवसमुद्दा पण्णत्ता, तेसु सव्वेसु तुवं वससि ? । विसुद्धतराओ णेगमो भणइ–जंबुद्दीवे वसामि । जंबूद्दीवे दस खेत्ता पण्णत्ता, तं जहा–भरहे एरवए हेमवए एरण्णवए हरिवस्से रम्मगवस्से देवकुरू उत्तरकुरू पुव्वविदेहे अवरविदेहे, तेसु सव्वेसु तुवं वससि ? । विसुद्धतराओ णेगमो भणइ–भरहे वासे वसामि । भरहे वासे दुविहे पण्णत्ते, त जहा–दाहिणड्ढभरहे उत्तरड्ढभरहे य, तेसु दोसु तुवं वससि ? । विसुद्धतराओ णेगमो भणइ–दाहिणड्ढ-भरहे वसामि । दाहिणड्ढभरहे अणेगाइं गामागरणगरखेडकव्वडमडंबदोणमुहप–ट्टणासमसंवाहसन्निवेसाइं, तेसु सव्वेसु तुवं वससि ? । विसुद्धतराओ णेगमो भणइ–पाडलिपुत्ते वसामि । पाडलिपुत्ते अणेगाइं गिहाइं, तेसु सव्वेसु तुवं वस–सि ? । विसुद्धतराओ णेगमो भइण–

ઉત્તર- ગૌતમ ! વસતિના દૃષ્ટાંતથી નયસ્વરૂપનું પ્રતિપાદન આ પ્રમાણે છે— કોઇ પુરુષે બીજા કોઈ પુરુષને પ્રશ્ન કર્યો કે– ‘તમે ક્યાં રહો છો ?’ અવિશુદ્ધનૈગમનયના મતાનુસારે તેણે જવાબ આપ્યો- ‘હું લોકમાં રહુ છું.’ પ્રશ્નકર્તાએ કહ્યું– ‘લોક ત્રણ પ્રકારના છે જેમકે- ઉર્ધ્વલોક, અધોલોક અને તિર્યગ્લોક. શું તમે આ ત્રણે લોકોમાં વસો છો ?’ ત્યારે વિશુદ્ધનયમુજબ તેણે કહ્યુ– ‘તિર્યગ્લોકમા વસુ છુ.’ પ્રશ્નકર્તાએ પ્રશ્ન કર્યો– ‘તિર્યગ્લોક જબૂદ્વીપ વગેરે સ્વયંભૂરમણપર્યન્ત અસંખ્યાત દ્વીપ–સમુદ્ર રૂપ છે. તો શું તમે આ સર્વમાં નિવાસ કરો છો ?’ ત્યારે વિશુદ્ધતરનૈગમનયના અભિ–પ્રાય મુજબ તેણે કહ્યુ– ‘જંબૂદ્વીપમા રહું છું’. ત્યારે પ્રશ્નકર્તાએ પૂછ્યુ– ‘જંબૂદ્વીપમાં તો દશ ક્ષેત્ર આવ્યાં છે, જેમકે– (૧) ભરત (૨) ઐરવત (૩) હૈમવત (૪) ઐરણ્યવત (૫) હરિવર્ષ (૬) રમ્યક્વર્ષ (૭) દેવકુરુ (૮) ઉત્તરકુરુ (૯) પૂર્વવિદેહ અને (૧૦) અપરવિદેહ તો શુ તમે આ સર્વ ક્ષેત્રોમાં નિવાસ કરો છો ?’ ત્યારે વિશુદ્ધતરનૈગમ-નય મુજબ તેને જવાબ આપ્યો કે– ‘હું ભરતક્ષેત્રમાં રહું છુ’. ફરી પ્રશ્નકર્તાએ પ્રશ્ન કર્યો- ‘ભરતક્ષેત્ર બે વિભાગોમાં વિભકત છે (૧) દક્ષિણાર્ધભરત અને (૨) ઉત્તરાર્ધભરત તો શું તમે બને ભરતમાં રહો છો ?’ ત્યારે વિશુદ્ધતર નૈગમનય મુજબ તેણે જવાબ આપ્યો કે– ‘દક્ષિણાર્ધ ભરતમાં રહુ છું’. ત્યારે પ્રશ્નકર્તાએ પ્રશ્ન કર્યો– ‘દક્ષિણાર્ધ–

देवदत्तस्स घरे वसामि। घरे देवदत्तस्स अणेगा कोट्ठगा, तेसु सव्वेसु तुवं वससि? विसुद्धतराओ णेगमो भणइगब्भघरे वसामि। एवं विसुद्धस्स णेगमस्स वसमाणो। एवमेव ववहारस्सवि। संगहस्स संथारसमारूढो वसइ। उज्जुयस्स जेसु आगासपएसेसु ओगाढो तेसु वसइ। तिण्हं सद्दनयाणं आयभावे वसइ। से तं वसहिदिट्ठंतेणं ॥

ભરત ક્ષેત્રમાં ઘણા ગ્રામ, આકર, નગર, નિગમ, ખેટ, કર્બટ, મંડબ, દ્રોણમુખ, પટ્ટન, આશ્રમ, સન્નિવેશો છે તો શું તમે સર્વમાં નિવાસ કરો છો ?' વિશુદ્ધતરનૈગમનય મુજબ તેણે જવાબ આપ્યો કે– 'હું પાટલીપુત્રમાં વસુ છું'. પ્રશ્નકર્તાએ ફરી પ્રશ્નકર્યો કે 'પાટલીપુત્રમાં ઘણાં ઘરો આવેલા છે. તો શું તમે તે સર્વ ઘરોમાં નિવાસ કરો છો' ત્યારે વિશુદ્ધતરનૈગમનયમુજબ તેણે જવાબ આપ્યો કે– 'હું દેવદત્તના ઘરમાં રહું છું'. પ્રશ્નકારે પ્રશ્નકર્યો કે 'દેવદત્તના ઘરમાં ઘણા પ્રકોષ્ઠો (ઓરડાઓ) છે તો શુ તમે સર્વ પ્રકોષ્ઠોમાં નિવાસ કરો છો?' ત્યારે તેણે કહ્યું– 'હું મધ્યગૃહમા નિવાસ કરુ છું' વિશુદ્ધનૈગમનયના મતથી વસતિ આ રીતે છે. વ્યવહારનયનું મન્તવ્ય પણ નૈગમનય જેવું જ છે. સંગ્રહનયમુજબ તો હુ સંસ્તારકમાં જ્યા બેસુ છું, શયન કરુ છુ, ત્યા રહુ છું એમ કહેવાય (વસતિનો અર્થ નિવાસ છે અને આ નિવાસ સંસ્તારક ઉપર ઉપવિષ્ટ હોવાથી જ સંભવી શકે તેથી સંગ્રહનયમુજબ સર્વે એકરૂપથી વિવક્ષિત થઇ જાય છે, કારણ કે સંગ્રહનય સામાન્યને ગ્રહણ કર છે ) ઋજુસૂત્રનય કહે છે કે— 'જેટલા આકાશ પ્રદેશોમા મે અવગાહન કર્યુ છે તેમા રહું છુ' ( આ નિવાસકાર્ય વર્તમાનમા જ થઈ રહ્યુ છે. અતીત, અનાગત વિનષ્ટ અને અનુત્પન્ન હોવાથી અસત્ છે ) ત્રણે શબ્દનય કહે છે કે— હું આત્મસ્વરૂપમા રહું છુ' કારણ કે અન્યદ્રવ્યની અન્યદ્રવ્યમા વૃત્તિ હોય જ નહિ

२२९. से किं तं पएसदिट्ठतेणं ?

૨૨૯. પ્રશ્ન— ભંતે ! પ્રદેશદષ્ટાંતથી નયના સ્વરૂપનું પ્રતિપાદન કેવી રીતે થાય છે ?

पएसदिट्ठतेणं-णेगमो भणइ-छण्हं पएसो, तं जहा-धम्मपएसो अधम्मपएसो

ઉત્તર— પ્રદેશદષ્ટાંત આ પ્રમાણે છે– નૈગમનયના મતે છ દ્રવ્યોના પ્રદેશો હોય

आगासपएसो जीवपएसो खंधपएसो देसपएसो । एवं वयंत णेगमं संगहो भणइ-जं भणसि-छण्हं पएसो तं न भवइ, कम्हा ? जम्हा जो देसपएसो सो तस्सेव दव्वस्स जहा को दिट्ठतो ? दासेण मे खरो कीओ दासोऽवि मे, तं मा भणाहि-'छण्हं पएसो' भणाहि-'पंचण्हं पएसो', तं जहा-धम्मपएसो अधम्मपएसो आगासपएसो जीवपएसो खंधपएसो । एवं वयंतं संगहं ववहारो भणइ-जं भणसि-पंचण्हं पएसो, तं न भवइ, कम्हा ? जइ जहा पंचण्हं गोट्ठियाणं पुरिसाणं केइ दव्वजाए सामण्णे भवइ,तं जहा-हिरण्णे वा सुवण्णे वा धण्णे वा धणे वा, तं न ते जुत्तं वत्तुं जहा पंचण्हं पएसो,तं मा भणिहिपंचण्हं पएसो, भणाहि-पंचविहो पएसो, त जहा-धम्मपएसो अधम्मपयसो आगासपएसो जीवपएसो खंधपएसो । एवं वयंतं ववहारं उज्जुसुओ भणइ-जं भणसि-पंचविहो पएसो,ते न भवइ,कम्हा? जइ तेपंचविहो, पएसो, एवं ते एक्केको पएसो पंचविहो एवं ते पणवीसइविहो पएसो भवइं, तं मा भणहि-पचविहो पएसो, भणाहि-भईयव्वो पयसो-सिय धम्मपयसो सिय अधम्मपएसो सिय आगासपएसो सिय जीवपएसो सिय खंधपएसो । एवं वयंतं उज्जुसुयं संपइ सद्दनओ भणइ-जं भणसि-भइयव्वो पएसो, तं न भवइ, कम्हा ? जइ भइयव्वो पएसो, एवं ते धम्मपएसोऽवि सिय अधम्मपएसो सिय अधम्मोपएसो सिय आगासपएसो सिय जीवपएसो सिय खंधपएसो, अधम्म-

છે. જેમકે- (૧) ધર્માસ્તિકાયનો પ્રદેશ (૨) અધર્માસ્તિકાયનો પ્રદેશ (૩) આકાશાસ્તિકાયનો પ્રદેશ (૪) જીવાસ્તિકાયનો પ્રદેશ (૫) સ્કંધનો પ્રદેશ અને (૬) દેશનો પ્રદેશ [ નૈગમનય સામાન્ય અને વિશેષ બંનેને ગ્રહણુ કરે છે. તેથી જ્યારે તે સામાન્યને ગ્રહણુ કરે ત્યારે 'पण्णा प्रदेशः' એમ એક વચનાન્ત અને વિશેષને ગ્રહણુ કરે ત્યારે 'पण्णां प्रदेशा' આ રીતે બહુવચનાન્ત શબ્દનો પ્રયોગ કરે છે ] નૈગમનયના આવા કથનને સાભળી સંગ્રહનયે કહ્યું- 'पण्णा प्रदेश' એમ ન કહો, કારણુ કે દેશનો જે પ્રદેશ છે તે દ્રવ્યનો જ છે તાત્પર્ય એ છે કે છઠાસ્થાનમા 'દેશ પ્રદેશ' કહ્યો છે તેની કોઈ સ્વતંત્ર સત્તા નથી કારણુ કે તે ધર્માસ્તિકાય આદિના દેશોનો જે પ્રદેશ છે તે ખરેખર ધર્માસ્તિકાય આદિનો જ દેશ છે અને દ્રવ્યથી અભિન્ન દેશનો પ્રદેશ વસ્તુત તે દ્રવ્યરૂપ જ છે. તેના માટે કોઈ દૃષ્ટાત છે ? એવા શિષ્યના પ્રશ્નપર ગુરુ દૃષ્ટાંત આપે છે- જેમ દાસ મારી આધીનતામા હોવાથી તેને ખરીદેલ ગર્દભ પણુ મારૂ જ છે આવી વ્યવહાર પદ્ધતિ લોકમા છે તે પ્રમાણે જ ધર્માસ્તિકાયનો પ્રદેશ, દેશનો અને દેશદ્રવ્યનો હોવાથી પ્રદેશ પણુ દ્રવ્યનો જ છે તે સ્વતંત્ર નથી માટે તમે 'છ ના પ્રદેશ'ન કહો પણુ 'પાચના પ્રદેશ' કહો. તે આ પ્રમાણે- (૧) ધર્માસ્તિકાય પ્રદેશ (૨) અધર્માસ્તિકાય પ્રદેશ (૩) આકાશાસ્તિકાયપ્રદેશ (૪) જીવાસ્તિકાયપ્રદેશ અને (૫) સ્કધપ્રદેશ [ વિશુદ્ધ સંગ્રહનયની અપેક્ષાએ સર્વદ્રવ્યો સતા સામાન્યની અપેક્ષાએ સમાન છે પરંતુ અવિશુદ્ધ સંગ્રહનય પાચના પ્રદેશ સ્વીકારે છે ] આ પ્રમાણે કહેતા સંગ્રહનયને વ્યવહારનય કહે છે કે- તમે જે 'पंचाना प्रदेश.' ( પાચના પ્રદેશ ) કહો છો તે યોગ્ય નથી,

पएसोऽवि-सिय धम्मपएसो जाव सिय खंध पएसो, आगासपएसोवि-सिय धम्मपएसो जाव सिय खंधपएसो, जीव-पएसोऽवि-सिय धम्मपएसो जाव सिय खंधपएसो, खंधपएसोऽवि-सिय धम्म-पएसो जाव सिय खंधपएसो, एवं ते अणवत्था भविस्सइ, तं मा भणाहिभइ-यव्वो पएसो,भणाहि-धम्मे पएसे धम्मे, अहम्मे पएसे से पएसे अहम्मे,आगासे पएसे से पएसे आगासे,जीवे पएसे से पएसे से पएसे नो जीवे खंधे पएसे से पएसे नो खंधे । एवं वयंतं सद्दनयं समभिरूढो भणइ-जं भणसिधम्मे पएसे से पएसे धम्मे, जाव जीवे पएसे से पएसे नो जीवे, खंधे पएसे से पएसे नो खंधे, तं न भवइ, कम्हा ? इत्थं खलु दो समासा भवंति, जहा-तत्पुरिसे य, कम्मधारए य । तं ण णज्जइ कयरेणं समाणेणं भणसि ? किं तप्पुरिसेणं किं कम्मधारएणं ? जइ तत्पुरिसेणं भणसि तो मा एवं भणाहि । अह कम्मधारएण भणसि, तो विसेसओ भणाहि-धम्मे य से पएसे य से पएसे धम्मे, अहम्मे, य से पएसे य से पएसे अहम्मे, आगासे य से पएसे य से पएसे आगासे, जीवे य से पएसे य से पएसे नो जीवे, खंधे य से पएसे य से पएसे नो खंधे । एवं वयंतं समभिरुढं, संपइ एवंभूओ भणइ-जं जं भणसि तं तं सव्वं कसिणं पडिपुण्णं निरवसेसं एगगहणगहिय । देसेऽवि मे अवत्थू,पएसेऽवि मे अवत्थू । से तं पएसदिट्ठंतेणं । से तं नयप्प-माणे ॥

કારણકે પાંચગોષ્ઠિક પુરુષોનું સોનુ, ચાંદિ, ધનકે ધાન્યાદિદ્રવ્ય સામાન્ય ( સાધારણ ) હોય છે તેમ ધર્માસ્તિકાયાદિકોનો કોઈ સામાન્ય પ્રદેશ હોય તો 'પાંચનો પ્રદેશ' કહેવાય. પણ વાસ્તવમાં દરેક દ્રવ્યના પ્રદેશો ભિન્ન છે. માટે સામાન્ય પ્રદેશના અભાવમાં 'पचानां प्रदेशः' કહેવું યોગ્ય નથી પરંતુ 'પાંચ પ્રકારનો પ્રદેશ' એમ કહો. તે આ પ્રમાણે- (૧) ધર્મપ્રદેશ (૨) અધર્મપ્રદેશ (૩) આકાશપ્રદેશ (૪) જીવપ્રદેશ અને (૫) સ્કંધપ્રદેશ આ પ્રમાણે કહેતા વ્યવહારનયને ઋજુસૂત્રનયે કહ્યું- તમે જે 'પાચ પ્રકારનો પ્રદેશ' કહો છો તે યોગ્ય નથી, કારણકે પાચ પ્રકારના પ્રદેશ માનવામાં આવે તે એક-એક પ્રદેશ પાચ-પાચ પ્રકારનો થઇ જશે. અને પ્રદેશ પચ્ચીશ પ્રકારનો થઇ જશે. એટલે પાંચપ્રકારનો પ્રદેશ ન કહો, પણ પ્રદેશ ભજનીય છે તેમ કહો. (૧) ધર્માસ્તિ-કાયનો પ્રદેશ ભજનીય છે (૨) અધર્માસ્તિ-કાયનો પ્રદેશ ભજનીય છે (૩) આકાશનો પ્રદેશ ભજનીય છે (૪) જીવનો પ્રદેશ ભજનીય છે અને (૫) સ્કંધનો પ્રદેશ ભજનીય છે. ( भक्तव्य प्रदेश ) કહેવાથી પોતપો-તાના પ્રદેશનું જ ગ્રહણ થાય છે, પરસબંધી પ્રદેશનુ ગ્રહણ થતું નથી, કારણકે પરસંબધી પ્રદેશમા અર્થક્રિયાપ્રત્યે સાધકત્વનો અભાવ છે આ પ્રમાણે કહેતા ઋજુસૂત્રનયને શબ્દ-નયે કહ્યુ— '(भक्तव्य. प्रदेश)' એમ તમે ન કહો કારણ કે આમ માનવાથી ધર્માસ્તિ-કાયનો જે પ્રદેશ છે તે ધર્માસ્તિકાયનો પણ થઈ શકે છે અને અધર્માસ્તિકાયનો પણ થઈ શકે છે. આકાશાસ્તિકાયનો પ્રદેશ પણ થઇ શકે છે. જીવાસ્તિકાયનો પણ થઈ શકે છે અને સ્કંધનો પણ થઈ શકે છે. તેવી રીતે અધર્માસ્તિકાયનો પ્રદેશ પણ ધર્માસ્તિકાયનો થઇ શકે છે યાવત્ સ્કંધનો થઈ શકે છે.

આકાશાસ્તિકાયનો પ્રદેશ પણ ધર્માસ્તિકાયનો યાવત્ સ્કંધનો થઈ શકે છે. જીવાસ્તિકાયનો જે પ્રદેશ છે તે ધર્માસ્તિકાયનો યાવત સ્કંધનો થઈ શકે છે તેની જ રીતે સ્કંધ પ્રદેશ પણ સર્વનો થઈ શકે છે. આ રીતે અનવસ્થા થવાથી વાસ્તવિક પ્રદેશ સ્થિતિનો અભાવ થશે. (ભજનામા અનિયતતા હોય છે પ્રદેશ પોતપોતાના અસ્તિકાયનો થઈ બીજાનો પણ થઈ જવાથી અનવસ્થા ઉત્પન્ન થશે) માટે તમે પ્રદેશને ભજનીય ન કહો. પણ એમ કહો કે જે પ્રદેશ ધર્માત્મક છે તે પ્રદેશ ધર્મ છે એટલે કે આ ધર્માત્મક જે પ્રદેશ છે તે સમસ્ત ધર્માસ્તિકાયથી અભિન્ન થઈનેજ ધર્માત્મક કહેવાય છે જે પ્રદેશ અધર્માત્મક છે તે પ્રદેશ અધર્મ છે. જે પ્રદેશ આકાશાત્મક છે તે પ્રદેશ આકાશ છે એક જીવાત્મક જે પ્રદેશ છે તે પ્રદેશ નોજીવ છે એટલે કે સમસ્ત જીવાસ્તિકાયના એક દેશભૂત જે એકજીવ છે તે એક જીવાત્મક જે એક જ પ્રદેશ છે તે નોજીવ છે અહીં 'નો' શબ્દ એકદેશ વાચક છે. એક સ્કધાત્મક પ્રદેશ છે તે નો સ્કધ છે. આ પ્રમાણે કહેતા શબ્દ નયને સમભિરૂઢ નયે કહ્યુ— તમે જે કહો છો કે જે પ્રદેશ ધર્માત્મક છે તે ધર્માસ્તિકાયરૂપ છે યાવત્ જે પ્રદેશ એક જીવાત્મક છે તે પ્રદેશ 'નોજીવ' છે જે પ્રદેશ એક સ્કધાત્મક છે તે પ્રદેશનો સ્કંધ છે, તે તમારી વાત યોગ્ય નથી કારણ કે અહીં 'धम्मे पएसे' વગેરેમાં બે સમાસ થાય છે. તત્પુરુષ અને કર્મધારય તેથી અહીં સદેહ થાય કે તમે કયા સમાસના આધારે 'ધર્મ પ્રદેશ' એમ કહો છો જો તમે તત્પુરુષ સમાસ (ધર્મનો પ્રદેશ–ધર્મ પ્રદેશ) ના ના આધારે કહો તો તે યોગ્ય નથી કારણ કે એમ કહેવાથી ધર્મ અને પ્રદેશ ભિન્ન

થઈ જશે. જેમ 'કુંડામાં બોર' કહીએ તો કુંડુ અને બોર જેમ ભિન્ન છે તેમ અહીં પણ ભિન્નતા પ્રાપ્ત થશે. જો તમે કર્મધારય સમાસના આધારે કહો છો તો જે ધર્માત્મક પ્રદેશ છે તેનું સમસ્ત ધર્માસ્તિકાય સાથે સમાનાધિકરણ થઇ જવાથી પ્રદેશો ધર્માસ્તિકાયરૂપ થઇ જશે. આ રીતે અધર્માત્મક પ્રદેશો-અધર્મરૂપ, આકાશાત્મક પ્રદેશો આકાશરૂપ અનંત જીવાત્મક જે સમસ્ત જીવાસ્તિકાય છે તેનો એક દેશ એક છે. તેનો એક પ્રદેશ સમસ્ત જીવાસ્તિકાયથી ભિન્ન હોવાથી નોજીવ કહેલ છે. અનંત સ્કંધાત્મક જે સમસ્ત સ્કધ છે તેનો એક દેશ એક સ્કંધ હોય છે. આ એક દેશરૂપ સ્કંધનો પ્રદેશ નો સ્કંધ છે. આ પ્રમાણે કહેતા સમભિરૂઢનયને એવભૂતનયે કહ્યું— તમે જે કાઇ કહી રહ્યા છો તે એવી રીતે કહો કે આ બધા ધર્માસ્તિકાયાદિકો સમસ્ત દેશ-પ્રદેશની કલ્પનાથી રહિત છે, પ્રતિપૂર્ણ-આત્મસ્વરૂપથી અવિકલ છે, નિરવશેષ-એક હોવાથી અવયવ રહિત છે. એક ગ્રહણ-ગૃહીત-એક નામથી કહેલ છે. માટે એક, વસ્તુ રૂપ છે એવભૂતનયના મતે જે વસ્તુ દેશરૂપ છે ત અવસ્તુ છે જે પ્રદેશરૂપ છે તે અવસ્તુ છે, એવભૂતનય અખડ વસ્તુનેજ મતરૂપ માને છે આ રીતે પ્રદેશ દૃષ્ટાતથી નયનુ સ્વરૂપ જાણવુ

२३०. से किं त संखप्पमा गे ?

संखप्पमा–अट्ठविहे णेपण्णत्ते, तं जहा–नामसंखा, ठवणसंखा, दव्वसंखा, ओवम्मसखा, परिमाणसंखा जाणणा-संखा, गणणासं ग्रा, भावसंखा ।

૨૩૦ પ્રશ્ન— ભતે ! સખ્યાપ્રમાણ શુ છે ?

ઉત્તર— સંખ્યા પ્રમાણના આઠ ભેદો છે. તે આ પ્રમાણે- (૧) નામસખ્યા (૨) સ્થાપના સંખ્યા (૩) દ્રવ્યસખ્યા (૪) ઔપમ્ય સખ્યા (૫) પરિમાણ સંખ્યા (૬) જ્ઞાનસંખ્યા (૭) ગણનાસખ્યા અને (૮) ભાવસંખ્યા ['સંખ' પદ સંખ્યા અને શંખ આ બને અર્થને સ્પષ્ટ કરે છે તેથી જ્યા જે અર્થ ઘટિત થતો હોય તે અર્થ ત્યાં કરવો. ]

से किं तं नामसंखा ?

પ્રશ્ન– ભંતે ! નામસંખ્યા શું છે ?

नामसंखा–जस्स णं जीवस्स वा जाव से तं नामसंखा ।

ઉત્તર– જે જીવ અથવા અજીવનું 'સંખ્યા' એવું નામ રાખવું તે નામ સંખ્યા છે.

से किं तं ठवणसंखा ?

પ્રશ્ન– ભંતે ! સ્થાપનાસંખ્યા શું છે ?

ठवणसंखा–जण्णं कट्ठकम्मे वा पोत्थकम्मे वा जाव से तं ठवणसखा ।

ઉત્તર– જે કાષ્ઠકર્મમા, પુસ્તકકર્મમાં યાવત્ 'સંખ્યા' આ રૂપે જે આરોપ કરાય છે તે સ્થાપના સંખ્યા છે.

नामठवणाणं को पइविसेसो ?

પ્રશ્ન— નામ અને સ્થાપનામા શું વિશેષતા છે ?

नाम आवकहियं, ठवणा इत्तरिया वा होज्जा आवकहिया वा होज्जा ।

ઉત્તર–નામ યાવત્કથિત હોય છે જ્યારે સ્થાપના ઇત્વરિક પણ હોય છે અને યાવત્કથિત પણ હોય છે.

से किं तं दव्वसंखा ?

પ્રશ્ન– ભંતે ! દ્રવ્યશંખ શું છે ?

दव्वसंखा–दुविहा पण्णत्ता, तं जहा-आगमओ य नो आगमओ य जाव ।

ઉત્તર–દ્રવ્યશંખના બે પ્રકાર છે.જેમકે- (૧) આગમદ્રવ્યશંખ અને (૨) નોઆગમદ્રવ્યશંખ. આગમદ્રવ્યશંખ અને નોઆગમદ્રવ્યશંખના ભેદરૂપ જ્ઞાયકશરીર અને ભવ્યશરીરશંખનું સ્વરૂપ દ્રવ્યાવશ્યકના પ્રકરણમાં કથિત ભેદો મુજબ જાણી લેવુ.

से किं तं जाणयसरीर–भविय-सरीरवइरित्ता दव्वसंखा ?

પ્રશ્ન– જ્ઞાયકશરીર-ભવ્યશરીર વ્યતિરિકત નોઆગમદ્રવ્યશંખનું સ્વરૂપ કેવું છે ?

जाणयसरीरभवियसरीरवइरित्ता दव्वसंखा–तिविहा पणत्ता, तं जहा– एगभविए, बद्धाउए, अभिमुहणामगोत्ते य ।

ઉત્તર– તદ્વ્યતિરિકતદ્રવ્યશંખના ત્રણ પ્રકાર પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે– (૧) એક ભવિક– જે જીવ ઉત્પન્ન થઇને હજુ સુધી શંખપર્યાયની આયુનો બંધ કર્યો નથી પરંતુ મરણ પછી અવશ્ય શંખ પર્યાય પ્રાપ્ત કરવાનો છે તે (૨) બદ્ધાયુષ્ક– જે જીવે શંખપર્યાયમાં ઉત્પન્ન થવા યોગ્ય આયુષ્યનો બંધ

કરી લીધો છે તે. (૩) અભિમુખનામગોત્ર– જે જીવ નિકટ ભવિષ્યમાં શંખ યોનિમાં ઉત્પન્ન થનાર હોય તેમજ જે જીવના નામ અને ગોત્ર કર્મ જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તબાદ ઉદયાભિમુખ થનાર હોય તે

एगभविए णं भंते ! एगभवि-एत्ति कालओ केवच्चिरं होइ ?

પ્રશ્ન– ભંતે ! એક ભવિક જીવ 'એક ભવિક' એવા નામવાળો કાળની અપેક્ષાએ કેટલા કાળ સુધી રહે છે ?

जहण्णेणं अंतोमुहुत्तं उक्कोसेणं पुव्वकोडी ।

ઉત્તર– એક ભવિકજીવ જઘન્ય અંત-ર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ એક પૂર્વકોટી સુધી રહ છે

बद्धाउएणं भंते ! बद्धाउएत्ति कालओ केवच्चिरं होइ ?

પ્રશ્ન–ભંતે ! બદ્ધાયુષ્કજીવ 'બદ્ધાયુષ્ક' રૂપે કેટલા સમયસુધી રહે છે ?

जहण्णेणं अंतोमुहुत्तं उक्कोसेणं पुव्वकोडीतिभागं ।

ઉત્તર– બદ્ધાયુષ્કજીવ બદ્ધાયુષ્કરૂપે જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ એક પૂર્વ-કોટીના ત્રીજાભાગસુધી રહે છે.

अभिमुहनामगोएत्ति कालओ केवच्चिरं होइ ?

પ્રશ્ન–ભંતે ! અભિમુખનામગોત્રશંખનુ 'અભિમુખનામગોત્ર' એવું નામ કેટલા સમય સુધી રહે છે ?

जहण्णेणं एक्कं समयं उक्कोसेणं अंतोमुहुत्तं ।

ઉત્તર–અભિમુખનામગોત્રશંખ જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત સુધી રહે છે.

इयाणि को णओ कं संखं इच्छइ, तत्थ णेगमसंगहववहारा तिविहं संखं इच्छंति, तं जहा–एगभवियं बद्धाउयं अभिमुहनामगोत्तं च । उज्जुसुओ दुविहं संखं इच्छइ, तं जहा–बद्धाउयं च अभि-मुहनामगोत्तं च । तिण्णि सद्दनया अभि-मुहणामगोत्तं संखं इच्छंति । से तं जाणयसरीरभवियसरीरवइरित्ता दव्व–

સૂત્રકાર હવે સાતનયોમાથી કયા નયો કયા શંખને માને છે તે વિષે કથન કરે છે નૈગમનય, સંગ્રહનય અને વ્યવહારનય આ ત્રણે સ્થૂલદષ્ટિવાળા નયો એક ભવિક, બદ્ધાયુષ્ક અને અભિમુખનામગોત્ર આ ત્રણે શંખોને માને છે પૂર્વનયની અપેક્ષાએ વિશુદ્ધઋજુસૂત્રનય બદ્ધાયુષ્ક અને અભિ-મુખનામગોત્ર આ બે પ્રકારના શંખને સ્વીકારે છે. એકભવિકને અતિ વ્યવહિત

संखा। से तं नो आगमओ दव्वसंखा। से तं दव्वसंखा।

હોવાથી સ્વીકારતા નથી. ત્રણે શબ્દ નયો અભિમુખનામગોત્ર શંખને જ શંખ માને છે. આ રીતે તદ્વ્યતિરિક્તદ્રવશંખનું સ્વરૂપ જાણવું. આ પ્રમાણે દ્રવ્યશંખનું વર્ણન પૂર્ણ થયું.

२३१. से किं तं ओवमसंखा ?

ओवम्मसंखा-चउव्विहा पण्णत्ता, तं जहा-अत्थि संतयं संतएणं उवमिज्जइ, अत्थि संतयं असंतएणं उवमिज्जइ, अत्थि असंतयं संतएणं उवमिज्जइ, अत्थि असंतय असंतएणं उवमिज्जइ। तत्थसंतयं संतएणं उवमिज्जइ, जहा- संता अरिहंता संतएहि पुरवरेहि संतएहिं पुरकवाडेहि संतएहि वच्छेहिं उवमितिज्जं, तं जहा "पुरवरकवाडवच्छा फलिह भुया दुंदुहित्थणियघोसा। सिरिवच्छा-कय वच्छा सव्वेऽवि जिणा चउव्वीसं ॥१॥" संतयं असंतएणं उवमिज्जइ, जहा संताइं नेरइयतिरिक्खजोणियमणुस्स-देवाणं आउयाइं असंतएहि पलिओ-वमसागरोवमे हिं उवमिज्जंति। असं-तयंअसंतएणं उवमिज्जइ, तं जहा-

"परिजूरियपेरंतं, चलंतविंटं पडं-तनिच्छीरं।

पत्तंववसणपत्तं, कालप्पत्तं भणइ गाहं ॥१॥

जह तुब्भे तह अम्हे तुब्भेऽवि य होहि हा जहा अम्हे।

अप्पाहेइ पडंत, पंडुयपत्तं किस-लयाणं ॥२॥

૨૩૧. પ્રશ્ન- ભંતે! ઔપમ્યસંખ્યાનું તાત્પર્ય શું છે?

ઉત્તર- ઔપમ્યસંખ્યા-ઉપમા આપી વસ્તુનો નિર્ણય કરવો, તેના ચાર પ્રકારો છે. તે આ પ્રમાણે- (૧) સદ્વસ્તુની સદ્વસ્તુના સાથે ઉપમા આપવી (૨) સદ્વસ્તુની અસદ્વસ્તુ સાથે ઉપમા આપવી. (૩) અસદ્વસ્તુની સદ્વસ્તુસાથે ઉપમા આપવી (૪) અસદ્વસ્તુને અસદ્વસ્તુ સાથે ઉપમા આપવી તેમાં સદ્વસ્તુ સદવસ્તુસાથે ઊપમિત કરવી. તે આ પ્રમાણે છે- સત્ એવા અરિહંત ભગવંતોને સત્ એવા પ્રધાનનગરના કપાટ આદિસાથે ઉપમિત કરવા જેમકે -અરિહંત ભગવંતોના વક્ષસ્થળ નગરના કપાટ જેવા અને ભુજાઓ પરિઘ ॥ જેવી હોય છે. તેઓનો નિર્ઘોષ દુંદભિના સ્વર જેવો હોય છે, વક્ષસ્થળ શ્રીવત્સથી અંકિત હોય છે સદ્વસ્તુને અસદ્વસ્તુ સાથે ઉપમિત કરવું તે બીજો પ્રકાર આ પ્રમાણે છે-નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવોનુ આયુષ્ય પલ્યોપમ અને સાગરોપમ પ્રમાણ છે આ કથનમા નૈરયિક વગેરે જીવોનું આયુષ્ય સદ્રૂપ છે અને પલ્યોપમ, સાગરોપમ અસદ્રૂપ છે. કારણ કે તે પલ્ય વગેરેની કલ્પના માત્રથી કલ્પિત થયેલા છે. અસદ્વસ્તુને સદ્વસ્તુવડે ઉપમિત કરવી તે આ પ્રમાણે- વસંતસમયે જીર્ણ થયેલા, ડાળખીથી તૂટી ગયેલા અને વૃક્ષ-પરથી નીચે પડેલા, શુષ્ક સારભાગવાળા, અને દુઃખી થયેલા પાદડાએ નવા પાંદડાને ગાથા કહી- અત્યારે જે હાલતમાં તમે છો

णवि अत्थि णवि य होहि,
उल्लावो किसयलपण्डुपत्ताणं ।

उवमा खलु एस कया, भविय-
जण तिवोहणट्ठाए॥३॥"असंतयं असंत-
एहिं उवमिज्जइ, जहा खरविसाणं तहा
ससविसाणं । से तं ओवम्मसंखा ॥

તે હાલતમાં જ પહેલા અમે હતા, અને અમે આ સમયે જે સ્થિતિમાં છીએ તે સ્થિતિમાં તમે પણ એક દિવસ આવશો આ પ્રમાણે ખરતાં જીર્ણ પાંદડાએ નવોદ્ગત કિસલયોને કહ્યું. અત્રે જે પ્રકારે પાંદડાનો વાર્તાલાપ વર્ણવ્યો છે તે પ્રમાણે પાદડાઓનો વાર્તાલાપ સભવી ન શકે તે કોઇ દિવસ થયો નથી અને કોઇ દિવસ થશે નહીં. અહીં ભવ્યજનોને સમજાવવા ઉપમા આપવામાં આવી છે (અહીં 'जहा तुब्मे तहा अम्हे' મા ઉપમાનભૂત કિસલયપત્રોની અવસ્થા સદ્રૂપ છે અને ઉપમેયભૂત પાંડુ પત્રાવસ્થા અસદ્રૂપ છે. અને "तुब्मे वियहोहि हा जहा अम्हे' માં પાંડુપત્રાવસ્થા તત્કાલિક હોવાથી સદ્રૂપ છે અને કિસલયાવસ્થા અસદ્રૂપ છે. અસદ્વસ્તુને અસદ્વસ્તુથી ઉપમિત કરવી તે આ પ્રમાણે- શશવિષાણ, ખરવિષાણ જેવા જ હોય છે આ પ્રમાણે ઔપમ્યસંખ્યાનું નિરૂપણ જાણવું

२३२. से किं तं परिमाणसंखा ?

૨૩૨. પ્રશ્ન- ભતે ! પરિમાણ સખ્યા-પર્યાયરૂપ સંખ્યાનું સ્વરૂપ કેવું છે ?

परिमाणसंखा- दुविहा पण्णत्ता, तं जहा-कालियसुयपरिमाणसंखा दिट्ठिवायसुयपरिमाणसंखा य ।

ઉત્તર- પરિમાણ સખ્યાના બે પ્રકાર પ્રરૂપ્યા છે. જેમકે- (૧) કાલિક શ્રુતપરિમાણસખ્યા અને (૨) દૃષ્ટિવાદ શ્રુતપરિમાણસંખ્યા

से किं तं कालियसुयपरिमाण-संखा ?

પ્રશ્ન- ભતે ! કાલિકશ્રુતપરિમાણ સંખ્યા શું છે ?

कालियसुयपरिमाणसंखा-अणेगविहा पण्णत्ता, तं जहा-पज्जवसंखा, अक्खरसंखा, संघायसंखा पयसंखा, पायसंखा, गाहासंखा, सिलोगसंखा, वेढसंखा, निज्जुत्तिसंखा, अणुओगदारसंखा, उद्देसगसंखा, अज्झयणसंखा,

ઉત્તર-કાલિકશ્રુતપરિમાણસખ્યા અનેક પ્રકારની છે જેમકે-પર્યવસખ્યા-પર્યાયોની સખ્યા, અક્ષરસખ્યા- 'અકારાદિ' અક્ષરોની સખ્યા, સઘાતસખ્યા- દ્વયાદિઅક્ષરોના સયોગરૂપ સઘાતની સંખ્યા, પદસખ્યા- સુબન્ત, તિઙન્તરૂપ પદોની સખ્યા, પાદસખ્યા-ગાથાના ચતુર્થ અશ

सुयक्खंधसंखा, अंगसंखा । से तं कालियसुयपरिमाणसंखा ?

૩૫ પદોની સંખ્યા, ગાથાસંખ્યા- પ્રાકૃતમાં લખાયેલ છંદ વિશેષરૂપ ગાથાની સંખ્યા, શ્લોકસંખ્યા, વેઢસંખ્યા- છંદવિશેષની સંખ્યા, નિર્યુક્તિઓની સંખ્યા, અનુયોગદ્વારોની સંખ્યા, ઉદ્દેશકસંખ્યા, અધ્યયન સંખ્યા, શ્રુતસ્કન્ધસંખ્યા, અંગસંખ્યા વગેરે કાલિક શ્રુત પરિમાણ સંખ્યા છે. આ સર્વે સંખ્યાત છે.

से किं तं दिट्ठिवायसुयपरिमाणसंखा ?

પ્રશ્ન- ભંતે ! દૃષ્ટિવાદશ્રુતપરિમાણસંખ્યા શું છે ?

दिट्ठिवायसुयपरिमाणसंखा-अणेगविहा पण्णत्ता, तं जहा-पज्जवसंखा जाव अणुओगदारसंखा, पाहुडसंखा, पाहुडियासंखा, पाहुडपाहुडियासंखा, वत्थुसंखा । से तं दिट्ठिवायसुयपरिमाणसंखा । से तं परिमाणसंखा ।

ઉત્તર- દૃષ્ટિવાદશ્રુત પરિમાણસંખ્યાના અનેક પ્રકાર કહેવામાં આવ્યા છે, તે આ પ્રમાણે- પર્યવસંખ્યા યાવત્ અનુયોગદ્વાર સંખ્યા, પ્રાભૃતસંખ્યા, પ્રાભૃતિકાસંખ્યા, પ્રાભૃતપ્રાભૃતિકાસંખ્યા અને વસ્તુસંખ્યા. આ પ્રમાણે દૃષ્ટિવાદશ્રુતપરિમાણસંખ્યા અને પરિમાણસંખ્યાનું સ્વરૂપ જાણવું.

से किं तं जाणणासंखा ?

પ્રશ્ન- ભંતે ! જ્ઞાનસંખ્યા શું છે ?

जाणणासंखा-जो जं जाणइ, तं जहा-सद्द सद्दिओ, गणियं गणिओ, निमित्तं नेमित्तिओ, कालं कालणाणी, वेज्जयं वेज्जो । से तं जाणणासंखा ॥

ઉત્તર- જ્ઞાનરૂપસંખ્યા જ્ઞાનસંખ્યા છે. (જ્ઞાનસંખ્યા જે જેને જાણે તે રૂપ હોય છે) તે આ પ્રમાણે- શબ્દને જાણનાર શાબ્દિક, ગણિતને જાણનાર ગણિક, નિમિત્તને જાણનાર નૈમિત્તિક, કાળને જાણનાર કાળજ્ઞાની, વૈદ્યકને જાણનાર વૈદ્ય, આ જ્ઞાન સંખ્યાનું સ્વરૂપ છે.

२३३. से किं तं गणणासंखा ?

૨૩૩. પ્રશ્ન- ભંતે ! ગણનાસંખ્યા શું છે ?

गणणासंखा-एक्को गणणं न उवेइ, दुप्पभिइसंखा, तं जहा-संखेज्जए असंखेज्जए अणंतए ।

ઉત્તર- 'આ આટલા છે' આ રૂપમાં જે ગણત્રી છે તે ગણનારૂપ સંખ્યા તે ગણનાસંખ્યા કહી છે. એક- (૧) ગણના ન કહેવાય, બે આદિરૂપ ગણનાસંખ્યા જાણવી. સંખ્યાત, અસંખ્યાત અને અનંત આ ત્રણ પ્રકારની ગણના સંખ્યા જાણવી.

से किं तं संखेज्जए ?

प्रश्न- संख्यात शुं छे ?

संखेज्जए-तिविहे पण्णत्ते, तं जहा-जहण्णए उक्कोसए अजहण्णमणुक्कोसए ।

ઉત્તર- સંખ્યાત ત્રણ પ્રકારના પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે— (૧) જઘન્યસંખ્યાત (૨) ઉત્કૃષ્ટ સંખ્યાત અને (૩) મધ્યમ સંખ્યાત.

से किं तं असंखेज्जए ?,

પ્રશ્ન- ભંતે ! અસંખ્યાત શું છે ?

असंखेज्जए-तिविहे पण्णत्ते, तं जहा-परित्तासंखेज्जए जुत्तासंखेज्जए असंखेज्जासंखेज्जए ।

ઉત્તર- અસંખ્યાતના ત્રણ પ્રકાર પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે— (૧) પરીત્તાસંખ્યાત (૨) યુકતસંખ્યાત (૩) અસંખ્યાતાસંખ્યાત.

से किं तं परित्तासंखेज्जए ?

પ્રશ્ન- પરીતાસંખ્યાત શું છે ?

परित्तासंखेज्जए-तिविहे पण्णत्ते, तं जहा-जहण्णए उक्कोसए अजहण्णमणुक्कोसए ।

ઉત્તર- પરીતાસંખ્યાતના ત્રણ પ્રકાર છે. જઘન્ય, ઉત્કૃષ્ટ અને મધ્યમ.

से किं तं जुत्तासंखेज्जए ?

પ્રશ્ન- ભંતે ! યુકતાસંખ્યા શું છે ?

जुत्ता संखेज्जए तिविहे पण्णत्ते, तं जहा-जहण्णए उक्कोसए अजहण्णमणुक्कोसए ।

ઉત્તર- યુક્તાસંખ્યાતના ત્રણ પ્રકાર છે– જઘન્ય, ઉત્કૃષ્ટ અને મધ્યમ.

से किं तं असंखेज्जासंखेज्जए ?

પ્રશ્ન- અસંખ્યાતાસંખ્યાત શું છે ?

असंखेज्जासंखेज्जए तिविहे पण्णत्ते, तं जहा-जहण्णए उक्कोसए अजहण्णमणुक्कोसए ।

ઉત્તર- જઘન્ય, ઉત્કૃષ્ટ અને મધ્યમ આ ત્રણ પ્રકારે અસંખ્યાતાસંખ્યાત છે

से किं तं अणंतए ?

પ્રશ્ન- ભંતે ! અનંત શું છે ?

अणंतए-तिविहे पण्णत्ते, तं जहा-परित्ताणंतए जुत्ताणंतए अणंताणंतए ।

ઉત્તર- અનંતના ત્રણ પ્રકાર છે. તે આ પ્રમાણે- (૧) પરીતાનંત (૨) યુકતાનંત અને (૩) અનંતાનંત.

से किं तं परित्ताणंतए ?

प्रश्न— परीतानंत शुं छे ?

परित्ताणंतए–तिविहे पण्णत्ते, तं जहा–जहण्णए उक्कोसए अजहण्णमणुक्कोसए ।

ઉત્તર– જઘન્ય, ઉત્કૃષ્ટ અને મધ્યમ આ ત્રણ સ્વરૂપે પરીતાનંત જાણવું.

से किं तं जुत्ताणंतए ?

પ્રશ્ન– યુક્તાનંતના કેટલા ભેદ છે ?

जुत्ताणंतए–तिविहे पण्णत्ते, तं जहा–जहण्णए उक्कोसए अजहण्णमणुक्कोसए ।

ઉત્તર– યુક્તાનંતના ત્રણ પ્રકારે છે– જઘન્ય, ઉત્કૃષ્ટ અને મધ્યમ.

से किं तं अणंताणंतए ?

પ્રશ્ન– અનંતાનંત શું છે ?

अणंताणंतए–दुविहे पण्णत्ते, तं जहा–जहण्णए अजहण्णमणुक्कोसए ॥

ઉત્તર– અનંતાનંતના બે પ્રકાર પ્રરૂપ્યા છે. જેમકે– જઘન્ય અને મધ્યમ.

२३४. जहण्णयं संखेज्जयं केवइयं होइ ?

૨૩૪. પ્રશ્ન– ભંતે જઘન્ય સંખ્યાત કેટલા હોય છે અર્થાત્ કઈ સખ્યાથી કઈ સખ્યા પર્યંત જઘન્ય સંખ્યાત માનવામા આવે છે.

दोरूवय, तेणं परं अजहण्णमणुक्कोसयाइं ठाणाइं जाव उक्कोसयं संखेज्जयं न पावइ ।

ઉત્તર– બે જઘન્ય સંખ્યાત હોય છે. તેનાથી પર અર્થાત્ ત્રણ-ચાર યાવત્ ઉત્કૃષ્ટ સંખ્યાતનું સ્થાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી મધ્યમ સખ્યાત જાણવુ.

उक्कोसयं संखेज्जयं केवइयं होइ ?

પ્રશ્ન– ભંતે ! ઉત્કૃષ્ટ સંખ્યાત કેટલા હોય છે ?

उक्कोसयस्स संखेज्जयस्स परूवणं करिस्सामि । से जहानामए पल्ले सिया,–एगं जोयणसयसहस्सं आयाम–विक्खंभेणं, तिण्णि जोयणसयसहस्साइं, सोलससहस्साइं, दोण्णि य सत्तावीसे जोयणसए, तिण्णि य कोसे, अट्ठावीसं च धणुसयं, तेरस य अंगुलाइं, अद्धं अंगुलं किंचि विसेसाहियं परिक्खेवेणं

ઉત્તર–ઉત્કૃષ્ટ સંખ્યાતની પ્રરૂપણા આ પ્રમાણે છે– અસત્કલ્પના પ્રમાણે એક લાખ યોજન લાંબો, એક લાખ યોજન પહોળો ત્રણ લાખ, સોળહજાર, બસો સત્તાવીશ યોજન, ત્રણગાઉ, એકસો અઠ્ઠાવીશ ધનુષ અને ૧૩॥ અંગુલથી કાંઈક અધિક પરિધિ–વાળો કોઈ યથાનામક ( અનવસ્થિનામક ) પલ્ય હોય. તે તે સિદ્ધાર્થો–સર્ષપોથી પૂરિત કરવામાં આવે. તે સર્ષપોથી દ્વીપ-સમુદ્રોના

पण्णत्ते । से णं पल्ले सिद्धत्थयाणं भरिए। तओ णं तेहिं सिद्धत्थएहिं दीवसमुद्दाणं उद्धारो घेप्पइ । एगो दीवे एगो समुद्दे एवं पक्खिप्पमाणेणं पक्खिप्पमाणेणं जावइयादीवसमुद्दा तेहिं सिद्धत्थएहिं अप्फुण्णा एस णं एवइए खेत्ते पल्ले । पढमा सलागा । एवइयाणं सलागाणं असंलप्पालोगा भरिया तहावि उक्कोसयं संखेज्जयं न पावइ, जहा कोदिट्ठंतो ? से जहानामए मंचे सिया आमलगाणं भरिए, तत्थ एगे आमलए पक्खित्ते सेऽवि माए, अण्णेऽवि पक्खित्ते सेऽवि माए, अन्नेऽवि पक्खित्ते सेऽवि माए । एवं पक्खिप्पमाणेणं पक्खिप्पमाणेणं होही सेऽवि आमलए जंसि पक्खित्ते से मंचए भरिज्जिहिइ जे तत्थ आमलए न माहिइ ॥

ઉદ્ધાર ગૃહીત થાય અર્થાત્ પલ્યમાંથી એક-એક સર્ષપ કાઢી દરેક દ્વીપ-સમુદ્રોમાં એક-એક નાખતાં તે પલ્યને ખાલી કરવો જંબૂ-દ્વીપથી લઈ જે દ્વીપ કે સમુદ્રોમા અંતિમ સર્ષપ પડ્યો છે ત્યાં સુધીના ક્ષેત્રને બીજા અનવસ્થિત પલ્યરૂપ કલ્પિત કરવામાં આવે છે પહેલો અનવસ્થિત પલ્ય ખાલી થાય ત્યારે એક સર્ષપ શલાકાપલ્યમાં નાખવામા આવે ત્યાર પછી બીજો અનવસ્થિત પૂર્વરીતે ખાલી કરી રિક્તતાસૂચક બીજો સર્ષપ શલાકા પલ્યમાં નાખવામા આવે, આ ક્રમથી જંબૂદ્વીપ પ્રમાણવાળો શલાકાપલ્ય કંઠસુધી પૂરિત થઈ જાય અને એવા ઘણા શલાકાપલ્ય પૂરિત થઇ જાય ત્યારે પણ ઉત્કૃષ્ટ સંખ્યાનુ સ્થાન પ્રારંભ થતુ નથી તે સમજાવવા દૃષ્ટાંત કહે છે કે કોઈ એક મંચ હોય તે આમળા-ઓથી પૂરિત હોય તેમા જો એક આમળુ નાખવામા આવે તો તે સમાવિષ્ટ થઇ જાય, બીજુ નાખવામા આવે તો તે સમાવિષ્ટ થઇ જાય આ પ્રમાણે આમળાં નાખતા-નાખતા છેલ્લે એક એવું આમળુ હોય છે કે જે નાખવાથી મંચ પરિપૂર્ણ થઇ જાય છે પછી આમળું નાખવામા આવે તો સમાવિષ્ટ થાય નહી તેમ વારવાર નાખવામા આવેલા સર્ષપોથી જ્યારે 'અસલપ્યા'– ઘણા પલ્યો અંતમા આમૂલશીખ પૂરિત થઈ જાય, તેમા એક સર્ષપ જેટલી પણ જગ્યા રહે નહીં ત્યારે ઉત્કૃષ્ટ સંખ્યાનું સ્થાન પ્રારંભ થાય છે તાત્પર્ય એ છે કે આ સર્ષપોની સંખ્યા અને જેટલા દ્વીપ-સમુદ્રો સર્ષપોથી વ્યાપ્ત થયા છે તે બંનેની સંખ્યા ભેગી કરતા જે આવે તેથી એક સર્ષપ અધિક ઉત્કૃષ્ટ સંખ્યાત છે જઘન્યસંખ્યા બે અને આ ઉત્કૃષ્ટસંખ્યાની વચ્ચેના સ્થાનો મધ્યમ સંખ્યાત જાણવા.

२३५. एवामेव उक्कोसए संखेज्जए रूवे पक्खित्ते जहण्णयं परित्तासंखेज्जयं भवइ, तेण परं अजहण्णमणुक्कोसयाइं ठाणाइं जाव उक्कोसयं परित्तासंखेज्जयं न पावइ।

२३५. સૂત્રકાર અસંખ્યાતનું વર્ણન કરતાં કહે છે કે અસંખ્યાતની પ્રરૂપણા કરતાં પૂર્વકપિત અનવસ્થિતની પ્રરૂપણા કરી લેવી. ઉત્કૃષ્ટ સાખ્યાતમાં એક સર્ષપ પ્રક્ષેપ કરવું જોઇએ અને તેજ જઘન્ય પરીતાસંખ્યાતનું પ્રમાણ હોય છે. ત્યાર પછી મધ્યમ પરીતાસખ્યાતના સ્થાનો હોય છે, તે ઉત્કૃષ્ટ પરીતાસંખ્યાત આવે ત્યાં સુધી હોય છે.

उक्कोसयं परित्तासंखेज्जयं केवइयं होइ ?

પ્રશ્ન– ભંતે ! ઉત્કૃષ્ટપરીતાસંખ્યાતનું પ્રમાણ શું છે ?

जहण्णयं परित्तासंखेज्जयं जहण्णयपरित्तासंखेज्जमेत्ताणंरासीणं अण्णमण्णब्भासो रूवूणो उक्कोसं परित्तासंखेज्जय होइ, अहवा जहन्नयं जुत्तासंखेज्जयं रूवूणं उक्कोसयं परित्तासंखेज्जयं होइ।

ઉત્તર– જઘન્ય પરીતાંસખ્યાતનુ જેટલુ પ્રમાણ છે તે પ્રમાણ માત્ર રાશિને સ્થાપિત કરી પરસ્પર ગુણિત કરવી કલ્પનાથી માનો કે જઘન્ય પરીતાસંખ્યાતનું પ્રમાણ ૫ છે. આ પાચને પાંચવાર સ્થાપિત કરી પરસ્પર ગુણાકાર કરવાથી ૫×૫=૨૫, ૨૫×૫=૧૨૫ ૧૨૫×૫=૬૨૫, ૬૨૫×=૩૧૨૫ સંખ્યા આવે આ સંખ્યાને વાસ્તવિકરૂપમાં અસંખ્યાતના સ્થાને જાણવી જોઇએ. તેમાંથી એક ઓછો કરવાથી તે ઉત્કૃષ્ટ પરીતાસખ્યાત ગણ ા છે. અને એક ઓછો કરવામા ન આવે તો જઘન્ય યુક્તાસંખ્યાત રૂપ મનાય છે અથવા જઘન્ય યુક્તાસંખ્યાતમાથી એક ઓછો કરવાથી ઉત્કૃષ્ટ પરીતાસંખ્યાતનું પ્રમાણ થાય છે.

जहन्नयं जुत्तासंखेज्जय केवइयं होइ ?

પ્રશ્ન– જઘન્ય યુક્તાસંખ્યાતનું સ્વરૂપ કેવું છે ?

जहण्णयपरित्तासंखेज्जयमेत्ताणं रासीणं अण्णमण्णब्भासो पडिपुण्णो जहन्नयं जुत्तासंखेज्जयं होइ, अहवा उक्कोसए परित्तासंखेज्जए रूवं पक्खित्तं जहण्णयं जुत्तासंखेज्जयं होइ। आव–

ઉત્તર– જઘન્ય પરીતાસંખ્યાતની જેટલી રાશિઓ છે તેને પરસ્પર ગુણિત કરતાં જે સંખ્યા આવે તે પરિપૂર્ણ સંખ્યા જ જઘન્ય યુકતાસંખ્યાત છે અથવા ઉત્કૃષ્ટ પરીતાસંખ્યાતનું જે પ્રમાણ છે તેમા એક

लियाधि तत्तिया चेव, तेण परं अजहण्णमणुक्कोसयाइं ठाणाइं जाव उक्कोसयं जुत्तासंखिज्जयं न पावइ ।

ઉમેરવાથી જઘન્ય યુક્તાસંખ્યાતનું પ્રમાણ થાય છે. આવલિકા પણ જઘન્ય યુક્તાસંખ્યાત તુલ્ય સમય પ્રમાણવાળી જાણવી. મધ્યમ યુક્તાસંખ્યાતના સ્થાનો જઘન્ય યુક્તાસંખ્યાતથી ઉત્કૃષ્ટ યુક્તાસંખ્યાત ન આવે ત્યાં સુધી જાણવા.

उक्कोसयं जुत्तासंखेज्जयं केवइयं होइ ?

પ્રશ્ન– ભંતે ! ઉત્કૃષ્ટ યુક્તાસંખ્યાતનું સ્વરૂપ શું છે ?

जहण्णएणं जुत्तासंखेज्जएणं आवलिया गुणिया अण्णमण्णब्भासो रूवूणो उक्कोसयं जुत्तासंखेज्जयं होइ, अहवा जहण्णयं असंखेज्जासंखेज्जयं रूवूणं उक्कोसयं जुत्तासंखेज्जयं होइ ।

ઉત્તર– જઘન્ય યુક્તાસંખ્યાતને આવલિકાથી અર્થાત્ જઘન્ય યુક્તાસંખ્યાત સાથે ગુણિત કરવાથી જે રાશિ આવે તેમાંથી એક ન્યૂન તેજ ઉત્કૃષ્ટ યુક્તાસંખ્યાત છે અથવા જઘન્ય અસંખ્યાતાસંખ્યાત છે. તેમાંથી એક ઓછો કરવાથી ઉત્કૃષ્ટ યુક્તાસંખ્યાત થાય છે.

जहण्णयं असंखेज्जासंखेज्जयं केवइयं होइ ?

પ્રશ્ન– ભંતે ! જઘન્ય અસંખ્યાતાસંખ્યાતનું સ્વરૂપ કેવું છે ?

जहण्णएणं जुत्तासंखेज्जएणं आवलिया गुणिया अण्णमण्णब्भासो पडिपुण्णो जहण्णयं असंखेज्जासंखेज्जयं होइ, अहवा उक्कोसए जुत्तासंखेज्जए रूवं पक्खित्तं जहण्णयं असंखेज्जासंखेज्जयं होई, अहवा उक्कोसए जुत्तासंखेज्जए रूवं पक्खित्तं जहण्णयं असंखेज्जासंखेज्जयं होइ । तेण परं अजहण्णमणुक्कोसयाइं ठाणाइं जाव उक्कोसयं असंखेज्जासंखेज्जयं ण पावइ ।

ઉત્તર– જઘન્ય યુક્તાસંખ્યાત સાથે આવલિકાને ગુણિત કરવાથી જે સંખ્યા આવે તે પરિપૂર્ણ સંખ્યા જ જઘન્ય અસંખ્યાતાસંખ્યાત છે અથવા ઉત્કૃષ્ટ યુક્તાસંખ્યાતમાં એક ઉમેરવાથી જઘન્ય અસંખ્યાતાસંખ્યાત થઈ જાય છે. ત્યાર પછી મધ્યમસ્થાનો હોય છે તે સ્થાનો જ્યાં સુધી ઉત્કૃષ્ટ અસંખ્યાતાસંખ્યાત ન આવે ત્યાં સુધી હોય છે.

उक्कोसयं असंखेज्जासंखेज्जयं केवइयं होइ ?

પ્રશ્ન– ભંતે ! ઉત્કૃષ્ટ અસંખ્યાતાસંખ્યાતનું સ્વરૂપ કેવું છે ?

जहण्णयं असंखेज्जासंखेज्जयमेत्ताणं रासीणं अण्णमण्णब्भासो रूवूणो उक्कोसयं असंखेज्जासंखेज्जयं होइ,

ઉત્તર– [illegible]

अहवा जहण्णयं परित्ताणंतयंरूवूणं उक्कोसयं असंखज्जासंखज्जयं होइ ॥

કરવાથી જે સંખ્યા થાય તેજ ઉત્કૃષ્ટ અસંખ્યાતાસંખ્યાત છે અથવા જઘન્ય પરીતાનંતમાથી એક ઓછો કરવાથી ઉત્કૃષ્ટ અસખ્યાતાસખ્યાત થાય છે.

२३६. जहण्णगं परित्ताणंतयं केवइयं होइ ?

૨૩૬. પ્રશ્ન– ભંતે ! જઘન્ય પરીતાનંતનું સ્વરૂપ કેવું છે ?

जहण्णय असंखेज्जासंखेज्जयमेत्ताणं रासीणं अण्णमण्णब्भासो पडिपुण्णो जहण्णयंपरित्ताणंतयं होइ, अहवा उक्कोसए असंखेज्जासंखेज्जए रूवं पक्खित्तं जहण्णयं परित्ताणंतयं होइ । तेणं पर अजहण्णमणुक्कोसयाइं ठाणाइं जाव उक्कोसयं परित्ताणंतयं ण पावइ ।

ઉત્તર–જઘન્ય અસંખ્યાતાસખ્યાતની જે રાશિઓ છે તેને પરસ્પર અભ્યાસરૂપમાં ગુણિત કરવાથી જે સંખ્યા આવે તે પરિપૂર્ણ સખ્યા જ જઘન્ય પરીતાનંત છે અથવા ઉત્કૃષ્ટ અસખ્યાતાસંખ્યાતમાં એક ઉમેરવાથી જઘન્ય પરીતાનત થાય છે. ત્યારપછી મધ્યમપરીતાનંતના સ્થાનો હોય છે તે ઉત્કૃષ્ટ પરીતાનંતનું સ્થાન ન આવે ત્યા સુધી હોય છે

उक्कोसगं परित्ताणंतयं केवइयं होइ ?

પ્રશ્ન– ભ તે ! ઉત્કૃષ્ટ પરીતાન તનું સ્વરૂપ કેવુ છે ?

जहण्णयपरित्ताणंतयमेत्ताणं रासीणं अण्णमण्णब्भासो रूवूणो उक्कोसयं परित्ताणंतयं होइ, अहवा जहण्णयं जुत्ताणंतयं रूवूणं उक्कोसयं परित्ताणंतयं होइ ?

ઉત્તર— જઘન્યપરીતાનંતની જેટલી રાશિઓ છે તેને પરસ્પર અભ્યાસરૂપે ગુણિત કરી તેમાંથી એક અંક ન્યૂન કરવાથી ઉત્કૃષ્ટપરીતાનંત થાય છે. અથવા જઘન્યયુક્તાન તમાથી એક ન્યૂન કરવાથી ઉત્કૃષ્ટ પરીતાન ત બને છે

जहण्णयं जुत्ताणंतयं केवइयं होइ ?

પ્રશ્ન– જઘન્યયુકતાનતનું પ્રમાણ કેટલું હોય છે ?

जहण्णयपरित्ताणंतयमेत्ताणं रासीणं अण्णमण्णब्भासो पडिपुण्णो जहण्णयं जुत्ताणंतगं होइ, अहवा उक्कोसए परित्ताणंतए रूवं पक्खित्तं जहण्णयं जुत्ताणंतगं होइ । अभवसिद्धियावि नत्तियाहोति । तेण परं अजहण्ण मणु–

ઉત્તર– જઘન્યપરીતાનંત જેટલા સર્ષપોનો પરસ્પર અભ્યાસરૂપમાં ગુણિત કરવાથી જે સખ્યા આવે તે પરિપૂર્ણસંખ્યા-જ જઘન્ય યુકતાનંત છે. અથવા ઉત્કૃષ્ટ પરીતાનંતમા એક સર્ષપ પ્રક્ષિપ્ત કરવાથી જઘન્યયુકતાનંત થઈ જાય છે. અભવસિ–

क्कोसयाइं ठाणाइं जाव उक्कोसयं जुत्ताणंतयं ण पावइ

દ્ધકો પણ જઘન્યયુક્તાનંત જેટલા છે. ત્યારપછી મધ્યમયુકતાનંતાના સ્થાનો જ્યાં સુધી ઉત્કૃષ્ટયુકતાનંતનું પ્રમાણ ન આવે ત્યા સુધી છે.

उक्कोसयं जुत्ताणंतयं केवइयं होइ ?

પ્રશ્ન– ભંતે ! ઉત્કૃષ્ટયુકતાનંતનુ પ્રમાણ કેટલુ હોય છે ?

जहण्णएणं जुत्ताणंतएणं अभवसिद्धिया गुणिया अण्णमण्णब्भासो रूवूणो उक्कोसयं जुत्ताणंतयं होइ, अहवा जहण्णयं अणंताणंतयं रूवूणं उक्कोसयं जुत्ताणंतयं होइ ।

ઉત્તર– જઘન્યયુકતાનંતથી અભવસિદ્ધકો–જઘન્યયુકતાનંતને પરસ્પર ગુણિત કરવાથી જે રાશી આવે તેમાથી એક ન્યૂન કરવાથી જે સંખ્યા આવે તે ઉત્કૃષ્ટયુકતાનંત છે અથવા જઘન્ય અનંતાનંતમાંથી એક ન્યૂન કરવાથી ઉત્કૃષ્ટયુકતાનંત થાય છે

जहण्णयं अणंताणंतयं केवइयं होइ ?

પ્રશ્ન– ભંતે ! જઘન્યઅનંતાનંતનુ પ્રમાણ કેટલુ હોય છે ?

जहण्णएणं जुत्ताणंतएणं अभवसिद्धिया गुणिया अण्णमण्णब्भासो पडिपुण्णो जहण्णयं अणंताणंतयं होइ, अहवा उक्कोसए जुत्ताणंतए रूवं पक्खित्तं जहण्णयं अणंताणंतयं होइ, तेण परं अजहण्णमणुक्कोसयाइं ठाणाइं । से तं गणणासंखा ।

ઉત્તર– જઘન્યયુકતાનંત સાથે અભવસિદ્ધકને ગુણિત જે કરવાથી સંખ્યા આવે તે પરિપૂર્ણ સંખ્યાજ જઘન્યઅનંતાનંતનુ પ્રમાણુ છે. અથવા ઉત્કૃષ્ટયુકતાનંતમા એક ઉમેરવાથી જઘન્ય અનંતાનંત થાય છે. જઘન્યઅનંતાનંત પછી બધા–સ્થાનો મધ્યમઅનંતાનંતના હોય છે કારણ કે ઉત્કૃષ્ટઅનંતાનંત હોતુ નથી. આ પ્રમાણે ગણુનાસંખ્યાનુ નિરૂપણુ પૂર્ણ થયુ.

२३७. से किं तं भावसंखा ?

૨૩૭ પ્રશ્ન– ભંતે ! ભાવશંખ શુ છે ?

भावसंखा–जे इमे जीवा संखगइनामगोत्ताइं कम्माइं वेदेंति । से तं भावसंखा । से तं संखापमाणे से तं भावप्पमाणे । से तं पमाणे पमाणेत्ति पयं समत्तं ॥

ઉત્તર– આ જે જીવો શંખનામક બેઇન્દ્રિયનામકગતિનામ અને નીચગોત્ર કર્મને વેદી રહ્યા છે તે ભાવશંખ છે. આ રીતે સંખ્યાપ્રમાણુ સમાપ્ત થયુ આની સમાપ્તિ થવાથી ભાવપ્રમાણુ પણુ સમાપ્ત થયેલ જાણવું.

# ઉપક્રમનો ચતુર્થભેદ-વક્તવ્યતા

२६८. से किं तं वत्तव्वया ?

वत्तव्वया-तिविहा पण्णत्ता, तं जहा-ससमयवत्तव्वया परसमयवत्तव्वया ससमयपरसमयवत्तव्वया ।

से किं तं ससमयवत्तव्वया ?

ससमयवत्तव्वया-जत्थ णं ससमए आघविज्जइ पण्णविज्जइ परूविज्जइ दंसिज्जइ निदंसिज्जइ उवदंसिज्जइ । से तं ससमयवत्तव्वया ।

से किं तं परसमयवत्तव्वया ?

परसमयवत्तव्वया-जत्थ णं परसमए आघविज्जइ जाव उवदंसिज्जइ । से तं परसमयवत्तव्वया ।

से किं तं ससमयपरसमयवत्तव्वया ?

ससमयपरसमयवत्तव्वया जत्थ णं ससमए परसमए आघविज्जइ जाव उवदंसिज्जइ । से तं ससमयपरसमयवत्तव्वया ।

૨૩૮. પ્રશ્ન- પૂર્વપ્રકાન્ત ઉપક્રમના ચતુર્થભેદ વક્તવ્યતાનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર- વક્તાવ્યતા એટલે અધ્યયન આદિ સંબંધી એક એક અવયવના પ્રતિનિયત અર્થનું યથાસંભવ કથન કરવું. તેના ત્રણ પ્રકાર છે. તે આ પ્રમાણે- (૧) સ્વસમયવક્તવ્યતા, (૨) પરસમયવક્તવ્યતા અને (૩) સ્વસમય-પરસમયવક્તવ્યતા.

પ્રશ્ન-ભંતે! સ્વસમયવક્તવ્યતા શું છે?

ઉત્તર- સ્વસમયવક્તવ્યતા આ પ્રમાણે છે- સ્વસિદ્ધાતનું કથન, પ્રજ્ઞાપન, પ્રરૂપણ, દર્શન, નિદર્શન અને ઉપદર્શન કરવું તે સ્વસમયવક્તવ્યતા છે.

પ્રશ્ન- ભંતે! પરસમયવક્તવ્યતા શું છે?

ઉત્તર- પરસમયવક્તવ્યતા આ પ્રમાણે છે.- જ્યાં પરસિદ્ધાંતો-અન્યમતોના સિદ્ધાંતોનુ કથન યાવત્ ઉપદર્શન કરવામા આવે છે તે પરસમયવક્તવ્યતા છે

પ્રશ્ન- ભંતે! સ્વસમય-પરસમયવક્તવ્યતા શું છે?

ઉત્તર- સ્વસમય-પરસમયવક્તવ્યતા આ પ્રમાણે છે- જે વક્તવ્યતામાં સ્વસિદ્ધાંત અને પરસિદ્ધાંત બંનેનું કથન યાવત્ ઉપદર્શન કરવામાં આવતું હોય તે સ્વસમય-પરસમયવક્તવ્યતા છે. હવે આ ત્રણ વક્તવ્યતામાથી કંઇ વક્તવ્યતાને કયો નય સ્વીકારે છે તેનું પ્રરૂપણ કરવામાં આવે છે. અનેક ગમોમાં તત્પર એવો નૈગમનય,

इयाणीं को णओ कं वत्तव्वयं इच्छइ ?

तत्थ णेगमसंगहववहारा तिविहं वत्तव्वयं इच्छंति, तं जहा–ससमयवत्तव्वयं परसमयवत्तव्वयं ससमयपरसमयवत्तव्वय । उज्जुसुओ दुविहं वत्तव्वयं इच्छइ, तं जहा–ससमयवत्तव्वयं परसमयवत्तव्वयं । तत्थ णं जा सा ससमयवत्तव्वया सा ससमयं पविट्ठा, जा सा परसमयवत्तव्वया सा परसमयं पविट्ठा, तम्हा दुविहा वत्तव्वया । नत्थि तिविहा वत्तव्वया । तिण्णि सद्दणया एगं ससमयवत्तव्वयं इच्छंति नत्थि परसमयवत्तव्वया, कम्हा ? जम्हा परसमए अणट्ठे अहेऊ असब्भावे अकिरिए उम्मग्गे अणुवएसे मिच्छादंसणमितिकट्टु, तम्हा सव्वा ससमयवत्तव्वया, णत्थि परसमयवत्तव्वया, णत्थि ससमयपरसमयवत्तव्वया । से त्तं वत्तव्वया ।

સર્વાર્થસંગ્રાહક એવો સંગ્રહનય અને લોક વ્યવહાર મુજબ પ્રવૃત્તિ કરવામાં તત્પર એવો વ્યવહારનય ત્રણે વકતવ્યતા–એટલે કે સ્વસમયવકતવ્યતા, પરસમયવકતવ્યતા, અને સ્વસમય-પરસમયવકતવ્યતાને સ્વીકારે છે. ઋજુસૂત્રનય સ્વસમય અને પરસમય આ બે વકતવ્યતાઓને માન્ય રાખે છે કેમકે જે સ્વસમય-પરસમયવકતવ્યતા છે તેમાંથી સ્વસમયવકતવ્યતા પ્રથમ ભેદમા અને પરસમયવકતવ્યતા દ્વિતીયભેદમા અન્તર્ભૂત થઈ જાય છે. માટે વકતવ્યતાના બે ભેદ છે, ત્રણ નહીં ત્રણે શબ્દનયો એક સ્વસમયવકતવ્યતા ને જ માન્ય કરે છે. તેમના મતે પરસમયવકતવ્યતા નથી, કારણ કે પરસમય છે તે અનર્થ, અહેતુ, અસદ્ભાવ, અક્રિય (નિષ્ક્રિય), ઉન્માર્ગ, કુઉપદેશક, મિથ્યાદર્શનરૂપ છે માટે પરસમયવકતવ્યતા નથી. આ પ્રમાણે વકતવ્યતા વિષયક કથન છે

## ઉપક્રમનો પાંચમો ભેદ-અર્થાધિકાર

२३९. से किं तं अत्थाहिगारे ?

अत्थाहिगारे–जो जस्स अज्झयणस्स अत्थाहिगारो, तं जहा–"सावज्जजोगविरई, उक्कित्तण गुणवओ य पडिवत्ती । खलियस्स निंदणा वणतिगिच्छ गुणधारणा चेव ॥१॥ " से तं अत्थाहिगारे ।

૨૩૯. પ્રશ્ન– ઉપક્રમના પાચમા ભેદ અર્થાધિકારનું સ્વરૂપ કેવું છે ?

ઉત્તર– આવશ્યકસૂત્રના જે અધ્યયનનો જે અર્થ છે તે તેનો અર્થાધિકાર કહેવાય જેમ–(૧) પ્રથમ સામાયિકઅધ્યયનનો અર્થ સાવદ્યયોગ વિરતિ એટલે સાવદ્યવ્યાપારનો ત્યાગ છે (૨) ચતુર્વિંશતિસ્તવનામના બીજા અધ્યયનનો અર્થ સ્તુતિ કરવુ–ઉત્કીર્તનરૂપ છે. (૩) વદના નામના ત્રીજા અધ્યયનનો અર્થ ગુણવાન્ પુરૂષોનુ સન્માન કરવુ તે છે (૪) પ્રતિક્રમણ અધ્યયનમા આચારથી થયેલ સ્ખલનાની નિંદા કરવાનો અર્થાધિકાર છે

(૫) કાયોત્સર્ગ અધ્યયનમાં વ્રણચિકિત્સા નામનો અર્થાધિકાર છે. અર્થાત્ જેમ શરીરમાં ઘા થઇ જાયતો સ્વાસ્થ્યને માટે ચિકિત્સા કરાય છે તેમ આચારમાં દોષ થઈ જાય તો પ્રાયશ્ચિતદ્વારા તેના પ્રતિકારનો અધિકાર છે. (૬) પ્રત્યાખ્યાન અધ્યયનનો ગુણધારણ કરવારૂપ અર્થાધિકાર છે. આ પ્રમાણે અર્થાધિકાર વિષયક કથન છે.

२४०. से किं तं समोयारे ?

૨૪૦. પ્રશ્ન— ભંતે! ઉપક્રમના છટ્ઠા પ્રકાર સમવતારનું સ્વરૂપ કેવુ છે ?

समोयारे-छव्विहे पण्णत्ते, तं जहा-णामसमोयारे ठवणासमोयारे दव्वसमोयारे खेत्तसमोयारे कालसमोयारे भावसमोयारे । नामठवणाओ पुव्वं वण्णियाओ जाव-से तं भवियसरीरदव्वसमोयारे ।

ઉત્તર— વસ્તુઓનો સ્વમાં, પરમા તેમજ બંનેમાં અન્તર્ભાવ વિષયક વિચાર કરવો તે સમવતાર, તેના છ પ્રકારો છે તે આ પ્રમાણે— (૧ નામસમવતાર (૨) સ્થાપના સમવતાર (૩) દ્રવ્યસમવતાર (૪) ક્ષેત્રસમવતાર (૫) કાલસમવતાર અને (૬) ભાવસમવતાર આ છમાથી નામ અને સ્થાપનાનું વર્ણન તો જેવી રીતે આવશ્યકમા કહ્યું તેમજ જાણવું યાવત્ જ્ઞાયકશરીર--ભવ્યશરીર દ્રવ્યસમવતાર સુધી તેમજ.

से किं तं जाणयसरीरभवियसरीरवइरित्ते दव्वसमोयारे ?

પ્રશ્ન— ભંતે! જ્ઞાયકશરીર-ભવ્યશરીર વ્યતિરિક્ત દ્રવ્યસમવતાર શુ છે ?

जाणयसरीरभवियसरीरवइरित्ते दव्वसमोयारे-तिविहे पण्णत्ते, तं जहा-आयसमोयारे परसमोयारे तदुभयसमोयारे । सव्वद्दव्वावि णं आयसमोयारेणं आयभावे समोयरंति, परसमोयारेणं जहा कुंडे बदराणि, तदुभयसमोयारेणं जहा घरे खंभो, आयभावे य जहा घडे गीवा आयभावे य । अहवा जाणयसरीरभवियसरीरवइरित्ते दव्वसमोयारे दुविहे पण्णत्ते. तं जहा-आयसमोयारे य

ઉત્તર— તદ્વ્યતિરિક્ત સમવતારના ત્રણ પ્રકાર પ્રરૂપવામા આવેલ છે, તે આ પ્રમાણે— (૧) આત્મસમવતાર (૨) પરસમવતાર (૩) તદુભયસમવતાર નિશ્ચયનયની અપેક્ષાએ સર્વદ્રવ્યોનો વિચાર કરીએ તો સર્વદ્રવ્યો પોતાના સ્વરૂપમાંજ રહે છે. (કારણ કે નિજરૂપથી કોઈ દ્રવ્ય ભિન્ન નથી.) વ્યવહારનયની અપેક્ષાએ વિચાર કરવામાં આવે તો જેમ કુંડામા બોર રહે છે તેમ સર્વદ્રવ્યો પરમાં રહે છે તદુભયસમવતારનો વિચાર કરીએ તો સમસ્તદ્રવ્યો

तदुभयसमोयारे य। चउसट्ठिया आयसमोयारेणं आयभावे समोयरइ, तदुभय समोयारेणं बत्तीसियाए, समोयरइ आयभावे य। बत्तीसिया आयसमोयारेणं आयभावे समोयरइ, तदुभयसमोयारेणं सोलसियाए समोयरइ आयभावे य। सोलसिया आयसमोयारेणं आयभावे समोयरइ, तदुभयसमोयारेणं अट्ठमाइयाए समोयरइ आयभावे य। अट्ठमाइया आयसमोयारेणं आयभावे समोयरइ, तदुभयसमोयारेणं चउभाइयाए समोयरइ आयभावे य। चउभाइया आयसमोयारेणं आयभावे समोयरइ, तदुभयसमोयारेणं अद्धमाणीए समोयरइ आयभावे य। अद्धमाणी आयसमोयारेणं आयभावे समोयरइ, तदुभयसमोयारेणं माणीए समोयरइ आयभावे य। से तं जाणयसरीरभवियसरीरवइरित्ते दव्वसमोयारे। से तं नो आगमओ दव्वसमोयारे। से तं दव्वसमोयारे।

આત્મભાવ અને પરભાવમાં રહે છે જેમ ઘરમા સ્તમ્ભ રહે છે તે પરસમવતાર અને સ્તમ્ભ પોતાના સ્વરૂપમા રહે છે તે આત્મસમવતાર ગ્રીવા ઘટમાં અને પોતાનામાં રહે છે અથવા જ્ઞાયકશરીર-ભવ્યશરીર વ્યતિરિક્ત જે દ્રવ્યસમવતાર છે તેના બે પ્રકાર છે તે આ પ્રમાણે- (૧) આત્મસમવતાર અને (૨) તદુભયસમવતાર દૃષ્ટાંતથી વિષયને સ્પષ્ટ કરતા સૂત્રકાર કહે છે- જેમ ચાર પલ પ્રમાણવાળી ચતુષ્ષષ્ટિકા અર્ધમાણિકના ચોસઠમા ભાગરૂપ આત્મભાવમાં રહે છે અને તદુભયસમવતારની અપેક્ષાએ આઠપલ પ્રમાણવાળી દ્વાત્રિંશિકા પણ રહે છે અને પોતાના નિજરૂપમાં પણ રહે છે. અષ્ટપલ પ્રમાણયુક્ત દ્વાત્રિંશિકા આત્મસમવતારની અપેક્ષાએ આત્મભાવમાં રહે છે અને ઉભયસમવતારની અપેક્ષાએ ષોડશપ્રમાણવાળી ષોડશિકામા પણ રહે છે. અને પોતાના ભાવમા પણ રહે છે તેમજ જે અષ્ટભાગિકા છે, તે આત્મસમવતારની અપેક્ષાએ આત્મભાવમા રહે છે, અને તદુભયસમવતારની અપેક્ષાએ ચતુર્ભાગિકામા પણ રહે છે અને આત્મભાવમા પણ રહે છે. ચતુર્ભાગિકા આત્મસમવતારની અપેક્ષાએ આત્મભાવમાં રહે છે અને તદુભયસમવતારની અપેક્ષાએ અર્ધમાણીમાં પણ રહે છે, અને આત્મભાવમા પણ રહે છે. અર્ધમાણી આત્મસમવતારની અપેક્ષાએ આત્મભાવમા રહે છે તદુભયસમવતારની અપેક્ષાએ માનીમા પણ રહે છે અને આત્મભાવમાં પણ રહે છે. [ માની, અર્ધમાની, ચતુર્ભાજિકા વગેરે મગધદેશના માપવિશેષ છે. ] આ રીતે જ્ઞાયકશરીર-ભવ્યશરીર વ્યતિરિક્ત દ્રવ્યસમવતાર હોય છે. આ પ્રમાણે નોઆગમદ્રવ્ય સમવતારના ત્રણ ભેદોનું વર્ણન પૂર્ણ થતા દ્રવ્યસમવતારનું પ્રરૂપણ પૂર્ણ થયું

२४१. से किं तं खेत्तसमोयारे ?

खेत्तसमोयारे-दुविहे पण्णत्ते, तं जहा-आयसमोयारे य तदुभयसमोयारे य। भरहेवासे आयसमोयारेण आयभावे समोयरइ, तदुभयसमोयारेणं जंबुद्दीवे समोयरइ आयभावे य। जंबुद्दीवे आयसमोयारेणं आयभावे समोयरइ, तदुभयसमोयारेणं तिरियलोए समोयरइ आयभावे य। तिरियलोए आयसमोयारेणं आयभावे समोयरइ, तदुभयसमोयारेणं लोए समोयरइ आयभावे य। से तं खेत्तसमोयारे।

से किं तं कालसमोयारे ?

कालसमोयारे-दुविहे पण्णत्ते, तं जहा-आयसमोयारे य तदुभयसमोयारे य। समए आयसमोयारेणं आयभावे समोयरइ, तदुभयसमोयारेणं आवलियाए समोयरइ आयभावे य। एवमाणापाणू थोवे लवे मुहुत्ते अहोरत्ते पक्खे मासे ऊऊ अयणे सवच्छरे जुगे वाससए वाससहस्से वाससयसहस्से पुव्वंगे पुव्वे तुडिअंगे तुडिए अडडंगे अडडे अववंगे अववे हूहूअंगे हूहूए उप्पलंगे उप्पले पउमंगे पउमे णलिणंगे णलिणे अच्छनिउरंगे अच्छनिउरे अउअंगे अउए नउअंगे नउए पउअंगे पउए चूलिअंगे चूलिया सीसपहेलिअंगे सीसपहेलिया पलिओवमे सागरोवमे आयसमोयारेणं आयभावे समोयरइ तदुभयसमोयारेणं ओसप्पिणीउस्स-

२४१. પ્રશ્ન— ભંતે! ક્ષેત્રસમવતાર શું છે?

ઉત્તર— ધર્માદિકદ્રવ્યોની જ્યા વૃત્તિ હોય અર્થાત્ ધર્માદિકદ્રવ્યોનો જ્યા નિવાસ છે તે ક્ષેત્રસમવતાર. તેના બે પ્રકાર છે. તે આ પ્રમાણે- [૧] આત્મસમવતાર અને [૨] તદુભયસમવતાર આત્મસમવતારની અપેક્ષાએ ભરતક્ષેત્ર આત્મભાવમાં રહે છે. તદુભયસમવતારની અપેક્ષાએ જંબૂદ્વીપમાં પણ રહે છે, અને આત્મભાવમાં પણ રહે છે. જંબૂદ્દીપ આત્મસમવતારની અપેક્ષાએ આત્મભાવમા રહે છે અને તદુભયસમવતા- અપેક્ષાએ તિર્યકલોકમાં પણ રહે છે અને નિજસ્વરૂપમાં પણ રહે છે. તિર્યકલોક આત્મસમવતારની અપેક્ષાએ આત્મભાવમા રહે છે અને તદુભયસમવતારની અપેક્ષાએ લોકમા પણ રહે છે અને આત્મભાવમાં પણ રહે છે આ પ્રમાણે ક્ષેત્રસમવતાર છે

પ્રશ્ન— ભંતે! કાળસમવતાર શું છે?

ઉત્તર— સમયઆદિરૂપ કાળનોસમવ- તે કાળસમવતાર બે પ્રકારનો પ્રજ્ઞપ્ત થયેલ છે. તે આપ્રમાણે-(૧) આત્મસમવતાર અને (૨) તદુભયસમવતાર. આત્મસમવતારની અપેક્ષાએ સમય આત્મભાવમાં રહે છે અને તદુભયસમવતારની અપેક્ષાએ આવલિકામા પણ રહે છે અને આત્મભાવમાપણ રહે છે આ પ્રમાણે આનપ્રાણુ, સ્તોક, લવ, મુહૂર્ત, અહોરાત્ર,પક્ષ, માસ,ઋતુ, અયન, સંવત્સર, યુગ, વર્ષશત, વર્ષસહસ્ર, વર્ષશતસહસ્ર પૂર્વાંગ, પૂર્વ, ત્રુટિતાંગ, ત્રુટિત, અટટાંગ, અટટ, અવવાંગ, અવવ, હૂહૂકાંગ, હૂહૂક, ઉત્પલાંગ, ઉત્પલ, પદ્માંગ, પદ્મ, નલિનાંગ, નલિન, અક્ષિનીકુરાંગ, અક્ષનિકુર, અયુતાંગ, અયુત, નયુતાંગ, નયુત, પ્રયુતાંગ, પ્રયુત, ચૂલિકાંગ, ચૂલિકા, શીર્ષપ્રહેલિકાંગ, શીર્ષ- પ્રહેલિકા, પલ્યોપમ, સાગરોપમ, આ સર્વે આત્મસમવતારની અપેક્ષાએ આત્મભાવમાં

प्पिणीसु समोयरइ आयभावे य। ओसप्पिणी उस्सप्पिणीओ आयसमोयारेणं आयभावे समोयरंति, तदुभयसमोयारेण पोग्गलपरियट्टे समोयरंति आयभावे य। पोग्गलपरियट्टे आयसमोयारेणं आयभावे समोयरइ, तदुभयसमोयारेणं तीतद्धा अणागतद्धासु समोयरइ आयभावे य। तीतद्धा अणागतद्धाउ आयसमोयारेणं आयभावे समोयरंति, तदुभयसमोयारेणं सव्वद्धाए समोयरंति आयभावे य। से तं कालसमोयारे।

વર્તે છે તેમજ તદુભયસમવતારની અપેક્ષાએ ઉત્સર્પિણી-અવસર્પિણી કાળમાં પણ રહે છે અને નિજસ્વરૂપમાં પણ રહે છે. ઉત્સર્પિણી-અવસર્પિણીકાળ આત્મસમવતારની અપેક્ષાએ આત્મભાવમા રહે છે અને તદુભયસમવતારની અપેક્ષાએ પુદ્ગલપરાવર્તનમા પણ રહે છે અને આત્મભાવમા પણ રહે છે. પુદ્ગલપરાવર્તન આત્મસમવતારની અપેક્ષાએ નિજરૂપમા રહે છે અને તદુભયસમવતારની અપેક્ષાએ અતીતકાળ અનાગતકાળમા પણ રહે છે તેમજ આત્મભાવમા પણ રહે છે અતીત અનાગતકાળ આત્મસમવતારની અપેક્ષાએ આત્મભાવમા રહે છે તદુભયસમવતારની અપેક્ષાએ સર્વાદ્ધાકાળમા પણ રહે છે અને આત્મભાવમા પણ રહે છે આ પ્રમાણે કાળસમવતારનો વિચાર છે.

से किं तं भावसमोयारे ?

પ્રશ્ન— ભ તે ! ભાવસમવતાર શુ છે ?

भावसमोयारे दुविहे पण्णत्ते, तं जहा-आयसमोयारे य तदुभयसमोयारे य। कोहे आयसमोयारेणं आयभावे समोयरइ, तदुभयसमोयारेण माणे समोयरइ आयभावे य। एव माणे माया लोभे रागे मोहणिज्जे, अट्ठकम्मपयडीओ आयसमोयारेणं आयभावे समोयरंति तदुभयसमोयारेणं छव्विहे भावे समोयरंति आयभावे य। एवं छव्विहे भावे, जीवे जीवत्थिकाए आयसमोयारेणं आयभावे समोयरइ, तदुभयसमोयारेणं सव्वदव्वेसु समोयरइ आयभावे य। एत्थ संगहणीगाहा

ઉત્તર— ક્રોધાદિ કષાયોનો જે સમવતાર તે ભાવસમવતાર તેના બે ભેદ છે જેમકે– (૧) આત્મસમવતાર અને (૨) તદુભયસમવતાર આત્મસમવતારની અપેક્ષાએ ક્રોધ નિજસ્વરૂપમા રહે છે અને ઉભયસમવતારની અપેક્ષાએ માનમા રહે છે (કેમકે અહ કાર વિના ક્રોધ હોતો નથી, માટે ક્રોધનો માનમા સમવતાર કરાય છે) તેમજ નિજસ્વરૂપમા પણ રહે છે આ પ્રમાણે માન, માયા, લોભ, રાગ, મોહનીય અષ્ટકર્મપ્રકૃતિઓ આ સર્વે આત્મસમવતારની અપેક્ષાએ નિજમા રહે છે અને તદ્ભયસમવતારની અપેક્ષાએ છ ભાવોમા પણ રહે છે અને આત્મભાવમા પણ રહે છે આજ પ્રમાણે છ ભાવ, જીવ, જીવાસ્તિકાય આત્મસમવતારની અપેક્ષાએ નિજસ્વરૂપમા રહે છે અને તદુસમવતારની અપેક્ષાએ સર્વ

દ્રવ્યોમાં રહે છે અને આત્મભાવમાં પણ રહે છે. સંગ્રહણી ગાથામાં સૂત્રકાર આજ વાત સ્પષ્ટ કરે છે.

"कोहे माणे माया, लोहे रागे य मोहणिज्जे य। पगडी भावे जीवे जीव त्थिकाय दव्वा य ॥१॥" से तं भाव-समोयारे। से तं उवक्कमे। उवक्कम इइ पढमंदारं।

ક્રોધ, માન, માયા, લોભ, રાગ, મોહનીય, પ્રકૃતિ, ભાવ, જીવ અને દ્રવ્યના સમવતારનું કથન તે ભાવસમવતાર છે. આ રીતે ઉપક્રમ નામક પ્રથમદ્વારનુ વર્ણન સમાપ્ત થયું.

२४२. से किं तं निक्खेवे ?

निक्खेवे-तिविहे पण्णत्ते, तं जहा-ओहनिप्फण्णे नामनिप्फण्णे सुत्ता-लावगनिप्फणे ।

से किं तं ओहनिप्फण्णे ?

ओहनिप्फण्णे चउव्विहे पण्णत्ते, तं जहा-अज्झयणे अज्झीणे आए खवणा।

से किं तं अज्झयणे ?

अज्झयणे चउव्विहे पण्णत्ते, तं जहा-णामज्झयणे ठवणज्झयणे दव्व-ज्झयणे भावज्झयणे । णामट्ठवणाओ

૨૪૨. પ્રશ્ન— ભંતે! નિક્ષેપ શું છે?

ઉત્તર— નિક્ષેપના ત્રણ પ્રકારો છે તે આ પ્રમાણે- (૧) ઓઘનિષ્પન્ન-સામાન્ય સમુચ્ચય અધ્યયનોથી નિષ્પન્ન નિક્ષેપ (૨) નામનિષ્પન્ન-શ્રુતનાજ 'સામાયિક' આદિ વિશેષનામોથી નિષ્પન્ન નિક્ષેપ (૩) સૂત્રાલાપક નિષ્પન્ન 'करेमिभंते सामाइयं' ઈત્યાદિ સૂત્રાલાપકોથી નિષ્પન્ન નિક્ષેપ.

પ્રશ્ન— ભંતે! ઓઘનિષ્પન્ન નિક્ષેપ શું છે?

ઉત્તર— ઓઘનિષ્પન્ન નિક્ષેપના ૪ પ્રકારો છે. તે આ પ્રમાણે- (૧) અધ્યયન-અધ્યયન કરવા-ભણવાયોગ્ય, (૨) અક્ષીણ-શિષ્યાદિને ભણાવતા સૂત્રજ્ઞાન ક્ષીણ ન થાય તેથી અક્ષીણ (૩) આય-લાભના દાતા હોવાથી આય અને (૪) ક્ષપણ-કર્મનો ક્ષય કરે તેથી ક્ષપણ (આ બધા સામાયિક, ચતુર્વિંશતિસ્તવ આદિ અધ્યયનોના સામાન્ય નામ છે,)

પ્રશ્ન— ભંતે! અધ્યયન શું છે?

ઉત્તર— અધ્યયનના ૪ પ્રકાર કહેવામાં આવ્યા છે, તે આ પ્રમાણે- (૧) નામ અધ્યયન (૨) સ્થાપના અધ્યયન (૩) દ્રવ્ય-

पुव्वं वण्णियाओ ।

અધ્યયન અને (૪) ભાવઅધ્યયન. નામ અને સ્થાપના અધ્યયનનું સ્વરૂપ નામ અને સ્થાપના આવશ્યક જેવું જ જાણવું.

से किं तं दव्वज्झयणे ?

પ્રશ્ન– ભંતે ! દ્રવ્યાધ્યયનનું સ્વરૂપ કેવું છે ?

दव्वज्झयणे–दुविहे पण्णत्ते, तं जहा आगमओ य णोआगमओ य ।

ઉત્તર– દ્રવ્યઅધ્યયનના ૨ પ્રકાર કહેવામા આવ્યા છે (૧) આગમથી અને (૨) નોઆગમથી

से किं तं आगमओ दव्वज्झयणे ?

પ્રશ્ન– આગમથી દ્રવ્યાધ્યયનનું સ્વરૂપ કેવું છે ?

आगमओ दव्वज्झयणे-जस्स णं अज्झयणत्तिपयं सिक्खियं ठियं जियं मियं परिजियं जाव एवं जावइया अणुवउत्ता आगमओ तावइआइं दव्वज्झयणाइं । एवमेव ववहारस्सवि । संगहस्स णं एगो वा अणेगो वा अणुवउत्तो वा अणुवउत्ता वा आगमओ दव्वज्झयणं दव्वज्झयणाणि वा से एगे दव्वज्झयणे । उज्जुसुयस्य एगो अणुवउत्तो आगमओ एगं दव्वज्झयणं पुहुत्तं नेच्छइ, तिण्हं सद्दनयाणं जाणए अणुवउत्ते अवत्थु कम्हा ? जइ जाणए अणुवउत्ते न भवइ जइ अणुवउत्ते जाणएणं भवइ, तम्हा णत्थि आगमओ दव्वज्झयणं । से तं आगमओ दव्वज्झयणे ।

ઉત્તર– જેણે 'અધ્યયન' આ પદ શીખ્યુ છે, પોતાના આત્મમાં સ્થિત, જિત, પરિમિત કર્યું છે યાવત્ ઉપયોગ શૂન્ય છે. તે આગમથી દ્રવ્યાધ્યયન કહેવાય છે. નૈગમનયની અપેક્ષાએ જેટલા અનુપયુકત જીવો છે તેટલા આગમથી દ્રવ્યાધ્યયન છે વ્યવહારનયની માન્યતા નૈગમનયની જેમજ છે. સંગ્રહનય એક હોય કે અનેક, અનુપયુકત આત્માઓને 'એક આગમદ્રવ્યાધ્યયન જ કહે છે. ઋજુસૂત્રનયની અપેક્ષાએ એક અનુપયુકત આત્મા એક આગમ દ્રવ્યાધ્યયન છે.તે નયભેદોને સ્વીકારતો નથી. ત્રણશબ્દનય જ્ઞાયક જો અનુપયુકત હોય તો તેને અવસ્તુ-અસત્ માને છે કારણ કે જ્ઞાયક અનુપયુકત સંભવીજ ન શકે અને જો તે અનુપયુકત હોય તો જ્ઞાયક ન કહેવાય. માટે આગમ દ્રવ્યાધ્યયનનો સંભવ નથી. આવુ આગમ-દ્રવ્યાધ્યનનું સ્વરૂપ છે.

से किं तं णोआगमओ दव्वज्झयणे ?

પ્રશ્ન– ભંતે ! નોઆગમદ્રધ્યયન શું છે?

णोआगमओ दव्वज्झयणे–तिविहे पण्णत्ते, तं जहा–जाणयसरीर-दव्वज्झयणे भवियसरीरदव्वज्झयणे जाणयसरीरभवियसरीरवइरित्ते दव्व-ज्झयणे।

ઉત્તર– નોઆગમદ્રવ્યાધ્યયન ત્રણ પ્રકારનું છે જેમકે– (૧) જ્ઞાયકશરીરદ્રવ્યાધ્યયન (૨) ભવ્યશરીરદ્રવ્યાધ્યયન (૩) જ્ઞાયકશરીર–ભવ્યશરીરવ્યતિરિક્તદ્રવ્યાધ્યયન.

से किं त जाणयसरीरदव्व-ज्झयणे ?

પ્રશ્ન– ભંતે ! જ્ઞાયકશરીરદ્રવ્યાધ્યયન શું છે?

जाणयसरीरदव्वज्झयणे–अज्झयणपयत्थाहिगारजाणयस्स जं सरीरयं ववगय चुयचावियचत्तदेह जीवविप्पजढं सिज्जागय वा संथारगयं वा निसीहियागयं वा सिद्धसिलातलगयं वा पासित्ताणं कोई भणेज्जा अहो ! णं इमेणं सरीरसमुस्सएणं जिणदिट्ठेणं भावेण अज्झयणेत्तिपयं आघविय पण्णवियं परूवियं दंसियं निदंसियं उवदंसियं, जहा को दिट्ठंतो ? अयं घयकुंभे आसी, अयं महु कुंभे आसी। से तं जाणयसरीरदव्व-ज्झयणे।

ઉત્તર– અધ્યયનસૂત્રના પદાર્થને જાણનારનું શરીર કે જે ચૈતન્યથી રહિત, ચ્યુત-ચ્યાવિત–આયુકર્મના ક્ષયથી પ્રાણરહિત, ત્યક્તદેહ–આહાર વૃદ્ધિથી રહિત એવા દેહને શય્યાગત, સંસ્તારકગત, સ્વાધ્યાયભૂમિ કે સ્મશાનગત અથવા સિદ્ધશિલા–જે સ્થાનમા અનશન અંગીકાર કરવામા આવે છે, ત સ્થાનગત જોઇને કોઇ કહે– 'અહો ! આ શરીરરૂપ પુદ્ગલસંઘાતે જિનપ્રણીત ભાવનું અધ્યયન કર્યું હતુ, સામાન્યરૂપે પ્રજ્ઞાપિત, પ્રરૂપિત, દર્શિત, નિદર્શિત, ઉપદર્શિત કર્યું હતું,' તેવુ આ શરીર જ્ઞાયકશરીરદ્રવ્યાધ્યયન છે તેનાપર કોઇ દૃષ્ટાંત છે? એવા શિષ્યના પ્રશ્નના જવાબમાં કહે છે– જેમ ઘડામાથી મધ અને ઘી કાઢી નાખ્યા પછી કોઈ કહે કે આ મધનો કે ઘી નો ઘડો છે. આ પ્રમાણે જ્ઞાયકશરીરદ્રવ્યાધ્યયનનુ સ્વરૂપ છે.

से किं तं भवियसरीर दव्वज्झ-यणे ?

પ્રશ્ન– ભંતે ! ભવ્શરીરયદ્રવ્યાધ્યયન શુ છે?

भवियसरीरदव्वज्झयणे जे जीवे जोणिजम्मणनिक्खंते इमेणं चेव आदत्तएणं सरीरसमुस्सएणं जिणदिट्ठेणं भावेणं अज्झयणेत्तिपयं सेयकाले सिक्खिस्सइ न ताव सिक्खइ, जहा को दिट्ठंतो ? अयं महुकुंभे भविस्सइ अयं

ઉત્તર– સમય પૂર્ણ થવાપર યોનિ સ્થાનમાંથી જે જીવ બહાર નીકળ્યો છે તે જીવ તે પ્રાપ્ત શરીર દ્વારાજ જિનોપદિષ્ટ ભાવ અનુસાર અધ્યયનપદોને ભવિષ્યમા શીખશે, વર્તમાનમા શીખી રહ્યો નથી એવા તે ભવ્યજીવનું શરીર 'ભવ્યશરીર-

घयकुंभे भविस्सइ । से तं भवियसरीरदव्वज्झयणे ।

द्रव्याध्ययन' કહેવાય છે. જેમ મધ અને ઘી ભરવાના ઘડામાં હજુ મધ કે ઘી ભર્યું નથી છતાં પણ તે ઘડાને મધુકુંભ કે ઘૃતકુંભ કહેવો. આવુ ભવ્યશરીરદ્રવ્યાધ્યયનનું સ્વરૂપ છે

से किं तं जाणयसरीरभवियसरीरवइरित्ते दव्वज्झयणे ?

પ્રશ્ન– ભંતે ! જ્ઞાયકશરીર-ભવ્યશરીર વ્યતિરિક્ત દ્રવ્યાધ્યયનનુ સ્વરૂપ કેવું છે ?

जाणयसरीर भवियसरीरवइरित्ते दव्वज्झयणेपत्तयपोत्थयलिहियं । से तं जाणयसरीरभवियसरीरवइरित्ते दव्वज्झयणे । से तं णो आगमओ दव्वज्झयणे । से तं दव्वज्झयणे ।

ઉત્તર– પાના અને પુસ્તકમા લખેલા અધ્યયનને જ્ઞાયકશરીર–ભવ્યશરીર વ્યતિરિકત દ્રવ્યાધ્યયન જાણવું. આ પ્રમાણે નોઆગમ દ્રવ્યાધ્યયન અને દ્રવ્યાધ્યયનનુ વર્ણન પૂર્ણ થયુ.

से किं तं भावज्झयणे ?

પ્રશ્ન– ભંતે ! ભાવાધ્યયન શુ છે ?

भावज्झयणे-दुविहे पण्णत्ते, तं जहा आगमओ य, णोआगमओ य ।

ઉત્તર– ભાવાધ્યયનના બે પ્રકાર પ્રરૂપવામા આવેલ છે તે આ પ્રમાણે– (૧) આગમભાવાધ્યયન (૨) નોઆગમભાવાધ્યયન.

से किं तं आगमओ भावज्झयणे?

પ્રશ્ન– ભંતે ! આગમભાવાધ્યયનનું સ્વરૂપ કેવું છે ?

आगमओ भावज्झयणे–जाणए उववत्ते । से तं आगमओ भावज्झयणे ।

ઉત્તર– જે અધ્યયનનો જ્ઞાયક હોય અને તેમા ઉપયોગયુકત હોય છે તે આગમભાવાધ્યયન કહેવાય.

से किं तं नोआगमओ भावज्झयणे ?

પ્રશ્ન– ભંતે! નોઆગમભાવાધ્યયનનુ સ્વરૂપ કેવુ છે ?

नोआगमओ भावज्झयणे-अज्झप्पस्साणयणं कम्माणं अवचओ उवचियाणं, अणुवचओ य नवाणं तम्हा अज्झयणमिच्छंति ॥१॥ से तं णोआगमओ भावज्झयणे । से तं भावज्झयणे, से तं अज्झयणे

ઉત્તર– સામાયિકાદિ અધ્યયનનો નોઆગમભાવાધ્યયનો છે. अज्झप्पस्स आणयण–अज्झयण- નિરુકત વિધિએ અને પ્રાકૃતભાષા હોવાને કારણે 'प्पस्सआण' આ ચાર વર્ણોનો લોપ થઇ જવાથી 'अज्झयण' શબ્દ બની જાય છે. એનો

અર્થ છે- અધ્યાત્મ એટલે ચિત્તને સામાયિકાદિ અધ્યયનોમાં લગાડવું. તે અધ્યયનોમાં ચિત્ત સંયોજિત કરવાથી ચિત્તમા નિર્મળતા આવે તેથી કર્મબંધ ન થાય અને પૂર્વબદ્ધકર્મોની નિર્જરા થાય છે. તેથી તીર્થંકરો અને ગણધરોએ સામાયિકાદિને નોઆગમભાવાધ્યયન કહેલ છે આ પ્રમાણે નોઆગમભાવાધ્યયન અને સાથેસાથ અધ્યયનનુ નિરૂપણ પૂર્ણ થયુ

२४३. से किं तं अज्झीणे ?

૨૪૩. પ્રશ્ન- ભંતે ! ઓઘનિષ્પન્ન નિક્ષેપના દ્વિતીયભેદ 'અક્ષીણ' નું સ્વરૂપ કેવું છે ?

अज्झीणे-चउव्विहे पण्णत्ते, तं जहा णामज्झीणे ठवणज्झीणे दव्वज्झीणे भावज्झीणे । नामवठवणाओ पुव्वं वण्णियाओ ।

ઉત્તર- અક્ષીણના ચાર પ્રકાર કહેવામાં આવ્યા છે તે આ પ્રમાણે- (૧) નામઅક્ષીણ (૨) સ્થાપના અક્ષીણ (૩) દ્રવ્યઅક્ષીણ અને (૪) ભાવઅક્ષીણ. નામઅક્ષીણ અને સ્થાપના અક્ષીણનુ સ્વરૂપ નામ અને સ્થાપનાઆવશ્યકની જેમ જાણી લેવું

से किं तं दव्वंझीणे ?

પ્રશ્ન- દ્રવ્યઅક્ષીણનું સ્વરૂપ કેવું છે ?

दव्वझीणे-दुविहे पण्णत्ते, तं जहा-आगमओय नोआगमओ य ।

ઉત્તર- દ્રવ્યઅક્ષીણના બે પ્રકારો છે. તે આ પ્રમાણે- (૧) આગમથી અને (૨) નોઆગમથી

से किं तं आगमओ दव्वझीणे ?

પ્રશ્ન- આગમથી દ્રવ્યઅક્ષીણનુ સ્વરૂપ કેવું છે ?

आगमओ दव्वज्झीणे-जस्स णं अज्झीणेत्तिपयं सिक्खियं जियं मियं परिजियं जाव से तं आगमओ दव्वज्झीणे ।

ઉત્તર- જેણે અક્ષીણપદને શીખી લીધુ છે, જિત, મિત પરિમિત કરેલ છે પણ યાવત્ ઉપયોગથી શૂન્ય છે તે આગમથી દ્રવ્યઅક્ષીણ છે.

से किं तं नोआगमओ दव्वज्झीणे ?

પ્રશ્ન- ભંતે ! નોઆગમદ્રવ્યઅક્ષીણનુ સ્વરૂપ કેવું છે ?

नोआगमओ दव्वज्झीणे तिविहे पण्णत्ते, तं जहा–जाणयसरीरदव्वज्झीणे भवियसरीरदव्वज्झीणेजाणयसरीर-भवियसरीरवइरित्ते दव्वज्झीणे ।

ઉત્તર– નોઆગમદ્રવ્યઅક્ષીણુના ત્રણુ પ્રકાર પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે– (૧) જ્ઞાયકશરીરદ્રવ્યઅક્ષીણુ (૨) ભવ્યશરીર-દ્રવ્યઅક્ષીણુ અને (૩) જ્ઞાયકશરીર-ભવ્ય-શરીર વ્યતિરિક્ત દ્રવ્યઅક્ષીણુ

से किं तं जाणयसरीरदव्वज्झीणे ?

પ્રશ્ન– ભંતે! જ્ઞાયકશરીર દ્રવ્યઅક્ષીણુનુ સ્વરૂપ કેવું છે ?

जाणयसरीरदव्वज्झीणे-अज्झीणपत्थाहिगारजाणयस्स तं सरीरयं ववगयचुयचावियचत्तदेहं जहा दव्वज्झयणे तहा भाणियव्वं, जाव से तं जाणयसरीरदव्वज्झीणे ।

ઉત્તર– અક્ષીણુપદના અર્થાધિકારનો જે જ્ઞાતા છે તે જ્ઞાતાનું જે શરીર કે જે વ્યપગત, ચ્યુત,ચ્યાવિત અને ત્યકત અર્થાત્ નિર્જીવ થઈ ગયુ હોય તે જ્ઞાયકશરીરદ્રવ્ય-અક્ષીણુ છે. યાવત્ દ્રવ્યાધ્યયનની જેમ જાણવું

से किं तं भवियसरीरदव्वज्झीणे ?

પ્રશ્ન– ભંતે ! ભવ્યશરીર દ્રવ્યઅક્ષીણુનુ સ્વરૂપ કેવું છે ?

भवियसरीरदव्वज्झीणे–जे जीवे जेणिजम्मणनिक्खंते जहा दव्वज्झयणे, जाव से तं भवियसरीरदव्वज्झीणे ।

ઉત્તર– જે જીવ સમય પૂર્ણ થવાપર યોનિમાંથી બહાર નીકળેલ છે વગેરે ભવ્ય-શરીર દ્રવ્યઅક્ષીણુનુ વર્ણન પૂર્વોકત ભવ્ય-શરીર દ્રવ્યાધ્યયન પ્રમાણે જાણવું યાવત્ આ પ્રમાણે ભવ્યશરીરદ્રવ્યઅક્ષીણુનું સ્વરૂપ છે,

से किं तं जाणयसरीरभवियसरीरवइरित्ते दव्वज्झीणे ?

પ્રશ્ન– ભંતે ! જ્ઞાયકશરીર–ભવ્યશરીર વ્યતિરિકત દ્રવ્યઅક્ષીણુનું સ્વરૂપ કેવું છે ?

जाणयसरीरभवियसरीरवइरित्ते दव्वज्झीणे सव्वागाससेढी, से तं जाणयसरीरभवियसरीरवइरित्ते दव्वज्झीणे । से तं नोआगमओदव्वज्झीणे, से तं दव्वज्झीणे ।

ઉત્તર– સર્વાકાશ–લોક અલોકરૂપ આકાશની શ્રેણિ તે જ્ઞાયકશરીર–ભવ્યશરીર વ્યતિરિકત દ્રવ્યઅક્ષીણુ છે. કારણુ કે તેમાંથી સમયે સમયે એક-એક પ્રદેશનું અપહરણુ કરવામાં આવે તો પણુ ક્ષીણુ થાય તેમ નથી. આ રીતે આગમદ્રવ્યઅક્ષીણુ અને દ્રવ્યઅક્ષીણુનું વર્ણન પૂર્ણ થયુ.

से किं तं भावज्झीणे ?

પ્રશ્ન- ભંતે ! ભાવઅક્ષીણનું સ્વરૂપ કેવું છે ?

भावज्झीणे-दुविहे पण्णत्ते, त जहाआगमओ य नोआगमओ य ।

ઉત્તર- ભાવઅક્ષીણના બે પ્રકાર પ્રરૂપ્યા છે. આગમથી અને નોઆગમથી.

से किं तं आगमओ भावज्झीणे ?

પ્રશ્ન- ભંતે ! આગમથી ભાવઅક્ષીણ શું છે ?

आगमओ भावज्झीणे-जाणए उवउत्ते । से तं आगमओ भावज्झीणे ।

ઉત્તર- જ્ઞાયક જે ઉપયુક્ત ( ઉપયોગ યુક્ત ) હોય તે આગમની અપેક્ષાએ ભાવ-અક્ષીણ છે તાત્પર્ય એ છે કે ઉપયોગની પર્યાયો અનંત છે. તેઓમાંથી સમયે[२] એક-એકનું અપહરણ કરવામા આવે તો અનંત ઉત્સર્પિણી-અવસર્પિણી કાળમા પણ સમાપ્ત થાય નહી માટે તે ભાવઅક્ષીણ છે

से किं तं नोआगमओ भाव-ज्झीणे ?

પ્રશ્ન - ભંતે ! નોઆગમથી ભાવઅક્ષી-ણનુ સ્વરૂપ કેવું છે ?

नो आगमओ भावज्झीणे-"जह दीवा दीवसयं, पइप्पए दिप्पए य सो दीवो । दीवसमा आयरिया, दिप्पंति परं च दीवंति ॥१॥" से तं नो आग-मओ भावज्झीणे । से तं भावज्झीणे, से तं अज्झीणे ।

ઉત્તર- જેમ એક દીપકથી સેંકડો બીજા દીપકો પ્રજ્વલિત કરવામાં આવે છે અને પ્રજ્વલિત કરનાર તે મૂળ દીપક પણ પ્રજ્વલિત જ રહે છે ( ક્ષીણ નથી થતો ) તેમ આચાર્ય શિષ્યોને સામાયિક શ્રુત આપીને શ્રુતશાળી બનાવે છે અને પોતે પણ શ્રુતથી યુક્ત રહે છે. આ પ્રમાણે શ્રુત-દાયક આચાર્યનો જે ઉપયોગ છે, તે આગમરૂપ છે અને વાક્ અને કાયરૂપ જે યોગ તે અનાગમરૂપ છે તેથી અહીં નોઆ-ગમથી ભાવક્ષીણતા જાણવી. આ રીતે ભાવઅક્ષીણ અને અક્ષીણનું વર્ણન પૂર્ણ થયું

२४४. से किं त आए ?

૨૪૪. પ્રશ્ન- ભંતે ! આયનું સ્વરૂપ કેવું છે ?

आए–चउव्विहे पण्णत्ते, तं जहा-नामाए ठवणाए दव्वाए भावाए। नाम-ठवणाओ पुव्वं भणियाओ।

ઉત્તર– આય–લાભ અથવા પ્રાપ્તિના ૪ પ્રકારો છે. તે આ પ્રમાણે– (૧) નામ-આય (૨) સ્થાપનાઆય (૩) દ્રવ્યઆય અને (૪) ભાવઆય નામઆય અને સ્થાપના-આયનું સ્વરૂપ નામ અને સ્થાપના આવ-શ્યક પ્રમાણે જાણવું

से किं तं दव्वाए ?

પ્રશ્ન– ભંતે! દ્રવ્યઆય શું છે?

दव्वाए–दुविहे पण्णत्ते, तं जहा-आगमओ य नोआगमओ य।

ઉત્તર– દ્રવ્યઆયના બે પ્રકારો આ પ્રમાણે છે- (૧) આગમથી અને (૨) નોઆ ગમથી

से किं तं आगमओ दव्वाए ?

પ્રશ્ન– ભંતે! આગમથી દ્રવ્યઆય શું છે?

आगमओ दव्वाए–जस्स णं आयत्तिपयं सिक्खियं ठियं जियं मियं परिजियं जाव, कम्हा ? अणुवओगो दव्वमितिक, नेगमस्स णं जावइया अणुवउत्ता आगमओ तावइया ते दव्वाया, जाव से तं आगमओ दव्वाए।

ઉત્તર– જેણે 'આય' આ પદને શીખી લીધુ છે જિત, મિત, પરિમિત કરેલ છે પણ ઉપયોગશૂન્ય છે તે આગમથી દ્રવ્ય-આય કહેવાય. તેને દ્રવ્ય શા માટે કહ્યુ? કારણ કે ઉપયોગરહિત હોવાથી દ્રવ્ય છે. નૈગમનયની અપેક્ષાએ જેટલા ઉપયોગરહિત આત્મા છે તેટલા દ્રવ્યઆય જાણવા યાવત્ તે આગમદ્રવ્યઆયને દ્રવ્યાવશ્યક પ્રમાણે જાણવું

से किं तं नो आगमओ दव्वाए ?

પ્રશ્ન– ભંતે! નોઆગમદ્રવ્યઆય શું છે?

नो आगमओ दव्वाए–तिविहे पण्णत्ते, तं जहा–जाणयसरीरदव्वाए भवियसरीरदव्वाए जाणयसरीरभविय-सरीरवइरित्ते दव्वाए।

ઉત્તર– નોઆગમદ્રવ્યઆયના ત્રણ પ્રકાર પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે (૧) જ્ઞાયકશરીરદ્રવ્યઆય (૨) ભવ્યશરીરદ્રવ્ય-આય અને (૩) જ્ઞાયકશરીર–ભવ્યશરીર-દ્રવ્યઆય

से किं तं जाणयसरीरदव्वाए ?

પ્રશ્ન– ભંતે! જ્ઞાયકશરીરદ્રવ્યઆય શું છે?

जाणयसरीरदव्वाए-आययपत्था-हिगारजाणयस्स जं सरीरयं ववगयचु-यचावियचत्तदेहं जहा दव्वज्झयणे, जाव से तं जाणयसरीरदव्वाए ।

ઉત્તર– 'આય' પદનો જે જ્ઞાતા હતો તે જ્ઞાતાનું શરીર વ્યપગત, ચ્યુત, ચ્યવિત, ત્યક્ત હોય તે શરીર જ્ઞાયકશરીર નોઆગમ દ્રવ્યઆય છે વગેરે જે દ્રવ્યાધ્યયનમાં કહ્યું છે તેમ જાણવું યાવત્ આ પ્રમાણે જ્ઞાયક-શરીરદ્રવ્યઆય છે

से किं तं भवियसरीर दव्वाए ?

પ્રશ્ન– ભંતે ! ભવ્યશરીરદ્રવ્યઆય શું છે ?

भवियसरीरदव्वाए–जे जाव जोणिजम्मणणिक्खंते जहा दव्वज्झयणे जाव से तं भवियसरीरदव्वाए ।

ઉત્તર– સમયપૂર્ણ થવાપર જે જીવ યોનિમાથી બહાર નીકળ્યો છે વગેરે ભવ્ય-શરીરદ્રવ્યઆયનુ સ્વરૂપ ભવ્યશરીર દ્રવ્યા-ધ્યયન પ્રમાણે જાણવુ

से किं त जाणयसरीरभविय-सरीरवइरित्ते दव्वाए ?

પ્રશ્ન– ભંતે ! જ્ઞાયકશરીર-ભવ્યશરીર વ્યતિરિક્ત દ્રવ્યઆય શુ છે ?

जाणयसरीरभवियसरीरवइरित्ते दव्वाए–तिविहे पण्णत्ते, तं जहा लोइए कुप्पावयणिए लोगुत्तरिए य ।

ઉત્તર– તે જ્ઞાયકશરીર-ભવ્યશરીર વ્યતિરિક્તદ્રવ્યઆયના ત્રણ પ્રકારો પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે– (૧) લૌકિક (૨) કુપ્રા-વચનિક અને (૩) લોકોત્તર

से किं तं लोइए ?

પ્રશ્ન– ભંતે ! જ્ઞશરીર-ભવ્યશરીરવ્ય-તિરિક્ત લૌકિકદ્રવ્યઆય કોને કહે છે ?

लोइएतिविहे–पण्णत्ते, तं जहा–सचित्ते अचित्ते मीसए य

ઉત્તર– લૌકિકના ત્રણ પ્રકાર કહ્યા છે તે– (૧) સચિત્ત (૨) અચિત્ત અને (૩) મિશ્ર.

से किं तं सचित्ते ?

પ્રશ્ન– ભંતે ! સચિત્ત લૌકિકઆય કોને કહે છે ?

सचित्ते–तिविहे पण्णत्ते, तं जहा दुपयाणं चउप्पयाणं अपयाणं । दुपयाणं दासाण दासीणं, चउप्पयाणं आसाणं इत्थीणं, अपयाणं अंबाणं अंबाडगाणं–आए ।से तं सचित्ते ।

ઉત્તર– સચિત્તઆયના ત્રણ પ્રકાર છે. તે– (૧) દ્વિપદોનો આય (૨) ચતુષ્પદોનો આય અને (૩) અપદોનો આય. તેમા દ્વિપદ તે દાસ-દાસી વગેરે, ચતુષ્પદ તે અશ્વ, હસ્તી વગેરે અને અપદ તે આબા

વગેરે,વૃક્ષો છે. આ સર્વે સચિત્તપદાર્થોની પ્રાપ્તિ સચિત્તઆય કહેવાય છે.

से किं तं अचित्ते ?

પ્રશ્ન- ભંતે! અચિત્તનો આય શું છે ?

अचित्ते सुवण्णरययमणिमोत्तियसंखसिलप्पवालरत्तरयणसंतसावएज्जस्स आए। से तं अचित्ते।

ઉત્તર- અચિત્ત તે સુવર્ણ, રત્ન, મણિ, મોતી, શંખ, શિલા-રત્નવિશેષ પ્રવાળ, પરવાળુ વગેરે અચિત્તવસ્તુઓની પ્રાપ્તિ તે અચિત્તનો આય છે. માયા અને લોભનો આય આ નોઆગમભાવઆય છે. આ પ્રમાણે ભાવઆય અને આયનું વર્ણન પૂર્ણ થયુ.

से किं तं मीसए ?

પ્રશ્ન- ભંતે ! મિશ્ર આય શુ છે ?

मीसए-दासाणं दासीणं आसाणं हत्थीणं समाभरियाउज्जालंकियाणं आए, से तं मीसए, से तं लोइए।

ઉત્તર- વસ્ત્રાલંકારાદિ થી ભૂષિત દાસ, દાસી, અશ્વ, હસ્તી વગેરેનો લાભ મિશ્રનો આય છે. આ પ્રમાણે લૌકિક આય છે.

से किं तं कुप्पावयणिए ?

પ્રશ્ન-ભંતે ! કુપ્રાવચનિક આય શુ છે ?

कुप्पावणिए-तिविहे पण्णत्ते। तं जहा-सचित्ते अचित्ते मीसए य। तिण्णिवि जहा लोइए जीवे से तं मीसए। से तं कुप्पावयणिए।

ઉત્તર- કુપ્રાવચનિકઆયના ત્રણ પ્રકાર છે તે (૧) સચિત્ત (૨) અચિત્ત અને મિશ્ર. આ ત્રણેનું વર્ણન લૌકિકઆયની જેમજ જાણવુ.

से किं तं लोगुत्तरिए ?

પ્રશ્ન- ભંતે ! લોકોત્તર આય શું છે ?

लोगुत्तरिए-तिविहे पण्णत्ते, त जहा-सचित्ते अचित्ते मीसए य।

ઉત્તર લોકોત્તરઆયના ત્રણ પ્રકાર છે તે- (૧) સચિત્ત (૨) અચિત્ત અને (૩) મિશ્ર

से किं त सचिते ?

પ્રશ્ન- ભંતે ! સચિત્તઆય શું છે ?

सचित्तें-सीसाणं सिस्सणियाणं से चं सचित्ते।

ઉત્તર- શિષ્ય અથવા શિષ્યાનો લાભ થાય તે સચિત્ત આય છે.

से किं तं अचित्ते ?

પ્રશ્ન ભંતે ! અચિત્તઆય શું છે ?

अचित्ते-पडिग्गहाणं वत्थाणं कंबलाणं पायपुंछणाणं । से तं अचित्ते

ઉત્તર- અચિત્ત તે નિર્દોષ પાત્ર, કંબલ, રજોહરણ વગેરેની સાધુને પ્રાપ્તિ હોય તે અચિત્તઆય છે.

से किं तं मीसए ?

પ્રશ્ન- ભતે ! મિશ્રશુ છે ?

मीसए-सिस्साणं सिस्सणियाणं सभंडोवगरणाणं आए । से तं मीसए । से तं लोगुत्तरिए । से तं जाणयसरीर-भवियसरीरवइरित्ते दव्वाए । से तं नो आगमओ दव्वाए । से तं दव्वाए ।

ઉત્તર- ભંડોપકરણાદિસહિત શિષ્ય, શિષ્યાઓનો લાભ થાય તે મિશ્રઆય છે. આ પ્રમાણે મિશ્રઆય અને લોકોત્તર આયનું વર્ણન પૂર્ણ થયું.

से किं तं भावाए ?

પ્રશ્ન- ભંતે ! ભાવઆયનુ સ્વરૂપ કેવુ છે ?

भावाए दुविहे पण्णत्ते, तं जहा- आगमओ य नोआगमओ य ।

ઉત્તર- ભાવઆયના બે પ્રકાર પ્રરૂપ્યા છે તે આ પ્રમાણે- (૧) આગમથી અને (૨) નોઆગમથી.

से किं तं आगमओ भावाए ?

પ્રશ્ન- ભંતે ! આગમથી ભાવઆય શું છે ?

आगमओ भावाए-जाणए उव-उत्ते । से तं आगमओ भावाए ।

ઉત્તર- આગમભાવઆય તે આપ્રમાણે જે જીવ ‘આય’ આ પદનો જ્ઞાયક હોય અને ઉપયોગયુક્ત હોય તે આગમભાવ આય છે.

से किं तं नो आगमओ भावाए ?

પ્રશ્ન- ભંતે ! નોઆગમભાવઆયે શું છે ?

नो आगमओ भावाए-दुविहे पण्णत्ते, तं जहा-पसत्थे य अपसत्थे य ।

ઉત્તર— નોઆગમભાવઆયના બે પ્રકાર છે. તે આ પ્રમાણે- (૧) પ્રશસ્ત અને (૨) અપ્રશસ્ત.

से किं तं पसत्थे ?

પ્રશ્ન- ભંતે ! પ્રશસ્તનોઆગમભાવ આય શું છે ?

पसत्थे–तिविहे पण्णत्ते, तं जहा णाणाए दंसणाए चरित्ताए। से तं पसत्थे।

ઉત્તર– પ્રશસ્તભાવઆય ત્રણ પ્રકારના કહ્યા છે તે (૧) જ્ઞાનઆય (૨) દર્શનઆય અને (૩) ચારિત્રઆય.

से किं तं अपसत्थे ?

પ્રશ્ન– ભંતે! અપ્રશસ્તભાવઆય શુ છે?

अपसत्थे–चउव्विहे पण्णत्ते तं जहा–कोहाए माणाए मायाए लोहाए। से तं अपसत्थे। से तं णो आगमओ भावाए। से तं भावाए। से तं आए।

ઉત્તર- અપ્રશસ્તભાવઆય ૪ પ્રકાર છે તે આ પ્રમાણે-ક્રોધ, માન, માયા અને લોભનો આય આ અપ્રશસ્ત ભાવ આય છે આ નોઆગમ ભાવ આય છે. આ પ્રમાણે ભાવ આય અને આયનું વર્ણન પૂર્ણ થયુ

२४५. से किं तं ज्झवणा ?

૨૪૫ પ્રશ્ન– ભંતે! ક્ષપણા (હાનિ, નિર્જરા, ક્ષય) નુ સ્વરૂપ કેવુ છે?

ज्झवणा चउव्विहा–पण्णत्ता, तं जहा नामज्झवणा ठवणज्झवणा दव्व–ज्झवणा भावज्झवणा। नामठवणाओ पुव्वं भणियाओ।

ઉત્તર– ક્ષપણાના ૪ ભેદ છે (૧) નામ ક્ષપણા (૨) સ્થાપનાક્ષપણા (૩) દ્રવ્યક્ષપણા અને (૪) ભાવક્ષપણા નામક્ષપણા અને સ્થાપનાક્ષપણાનુ સ્વરૂપ પૂર્વવત્ જાણવું

से किं तं दव्वज्झवणा ?

પ્રશ્ન– ભંતે! દ્રવ્યક્ષપણા શુ છે?

दव्वज्झवणा दुविहा पण्णत्ता, तं जहा–आगमओ य नो आगमओ य।

ઉત્તર– દ્રવ્યક્ષપણાના બે ભેદ પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે– (૧) આગમથી અને (૨) નોઆગમથી.

से किं तं आगमओ दव्वज्झवणा ?

પ્રશ્ન– ભંતે! આગમથી દ્રવ્યક્ષપણા શું છે?

आगमओ दव्वज्झवणा–जस्स णं झवणे–ति पयं सिक्खियं ठियं जियं मियं परिजियं जाव से तं आगमओ दव्वज्झवणा।

ઉત્તર- 'ક્ષપણા' પદને જેણે શીખી લીધુ છે, જિત, મિત, પરિમિત કરી લીધું છે યાવત્ તેમાં ઉપયોગ શૂન્ય છે તે આગમથી દ્રવ્યક્ષપણા કહેવાય.

से किं तं नो आगमओ दव्वज्झवणा ?

પ્રશ્ન– ભંતે! નોઆગમદ્રવ્યક્ષપણા શું છે?

नो आगमओ दव्वज्झवणा-तिविहा पण्णत्ता, तं जहा-जाणयसरीरदव्वज्झवणा भवियसरीरदव्वज्झवणा जाणयसरीरभवियसरीरवइरित्ता दव्वज्झवणा।

ઉત્તર- નોઆગમદ્રવ્યક્ષપણાના ત્રણ ભેદો છે. તે આ પ્રમાણે- (૧) જ્ઞાયકશરીર-દ્રવ્યક્ષપણા (૨) ભવ્યશરીરદ્રવ્યક્ષપણા એને (૩) જ્ઞાયકશરીર--ભવ્યશરીર વ્યતિરિકત-દ્રવ્યક્ષપણા.

से किं तं जाणयसरीरदव्वज्झवणा ?

પ્રશ્ન- ભંતે ! જ્ઞાયકશરીર દ્રવ્યક્ષપણા શું છે ?

जाणयसरीरदव्वज्झवणाज्झवणा-पत्थयाहिगार जाणयस्स जं सरीरयं ववगयचुयचावियचत्तदेहं सेसं जहा दव्वज्झयणे, जाव से त जाणयसरीर दव्वज्झवणा ।

ઉત્તર- 'ક્ષપણા' પદના જ્ઞાતાનું જે શરીર વ્યપગત, ચ્યુત, ચ્યવિત વ્યક્ત હોય ઈત્યાદિ સર્વે દ્રવ્યાધ્યયન પ્રમાણે જાણવું યાવત્ આપ્રમાણે જ્ઞાયકશરીર દ્રવ્યક્ષપણા છે.

से किं तं भवियसरीरदव्वज्झवणा ?

પ્રશ્ન ભંતે ! ભવ્યશરીર દ્રવ્યક્ષપણા શુ છે ?

भवियसरीरदव्वज्झवणा जे जीवे जोणिजम्मणणिक्खते सेसं जहा दव्वज्झयणे, जाव से तं भवियसरीरदव्वज्झवणा ।

ઉત્તર- સમય પૂર્ણ થવાપર જે જીવ યોનિમાથી બહાર નીકળ્યો છે વગેરે સર્વ કથન દ્રવ્યાધ્યયન પ્રમાણે જાણવું. યાવત્ આ પ્રમાણે ભવ્યશરીરક્ષપણાનું સ્વરૂપ જાણવુ

से किं तं जाणयसरीरभविगसरीरवइ-रित्ता दव्वज्झवणा ?

પ્રશ્ન ભંતે ! જ્ઞશરીર-ભવ્યશરીર વ્યતિરિકત દ્રવ્યક્ષપણાનું સ્વરૂપ કેવું છે ?

जाणयसरीरभवियसरीरवइरित्ता-दव्वज्झवणा जहा जाणयसरीरभविय-सरीरवइरित्ते दव्वाए तहा भाणियव्वा । जाव से तं मीसिया । से तं लोगुत्त-रिया । से तं जाणयसरीरभवियसरीर-वइरित्ता दव्वज्झवणा । से तं नो आगमओ दव्वज्झवणा । से तं दव्वज्झवणा ।

ઉત્તર- જ્ઞશરીર ભવ્યશરીર વ્યતિરિકત દ્રવ્યક્ષપણાનુ સ્વરૂપ દ્રવ્યઆય પ્રમાણે જાણવું યાવત્ આ પ્રમાણે મિશ્રક્ષપણા છે. આ પ્રમાણે લોકોત્તરિક ક્ષપણા, સાથોસાથ જ્ઞશરીર-ભવ્યશરીર વ્યતિરિકત દ્રવ્યક્ષપણાનું સ્વરૂપ જાણવું. આ પ્રમાણે નોઆગમદ્રવ્યક્ષપણા અને દ્રવ્યક્ષપણાનુ વર્ણન પૂર્ણ થયુ.

से किं तं भावज्झवणा ?

પ્રશ્ન-- ભંતે ! ભાવક્ષપણા શું છે ?

भावज्झवणा-दुविहा पण्णत्ता, तं जहा—आगमओ य णोआगमओ य ।

ઉત્તર–ભાવક્ષપણાના બે પ્રકાર પ્રરૂપ્યા છે. તે આ પ્રમાણે— (૧) આગમથી અને (૨) નોઆગમથી.

से किं तं आगमओ भावज्झवणा ?

પ્રશ્ન– આગમથી ભાવક્ષપણાનું સ્વરૂપ કેવુ છે ?

आगमओ भावज्झवणा—जाणए उवउत्ते । से तं आगमओ भावज्झवणा।

ઉત્તર– જે 'ક્ષપણા' પદના અર્થને જ્ઞાતા હોય અને ઉપયુક્ત ( ઉપયોગયુકત ) હોય તે ભાવક્ષપણા છે.

से किं तं णोआगमओ भावज्झवणा ?

પ્રશ્ન– ભંતે ! નોઆગમભાવક્ષપણાનું સ્વરૂપ કેવું છે ?

णोआगमओ भावज्झवणा दुविहा पण्णत्ता, तं जहा—पसत्था य अपसत्था य ।

ઉત્તર– નોઆગમભાવક્ષપણાના બે પ્રકારો છે (૧) પ્રશસ્ત અને (૨) અપ્રશસ્ત.

से किं तं पसत्था ?

પ્રશ્ન–ભંતે ! પ્રશસ્ત ભાવક્ષપણા શુ છે ?

पसत्था—तिविहा पण्णत्ता, तं जहा—नाणज्झवणा दंसणज्झवणा चरित्तज्झवणा । से तं पसत्था ।

ઉત્તર— પ્રશસ્ત ભાવક્ષપણાના ત્રણ પ્રકાર છે તે આ પ્રમાણે– (૧) જ્ઞાનક્ષપણા (૨) દર્શનક્ષપણા અને (૩) ચારિત્રક્ષપણા. આ ત્રણે પ્રશસ્તભાવક્ષપણા છે.

से किं तं अपसत्था ?

પ્રશ્ન– ભંતે ! અપ્રશસ્ત ભાવક્ષપણાના કેટલા પ્રકારો છે ?

अपसत्था—चउव्विहा पण्णत्ता, तं जहा—कोहज्झवणा माणज्झवणा, मायज्झवणा लोहज्झवणा । से तं अपसत्था । से तं नोआगमओ भावज्झवणा। से तं भावज्झवणा । से तं झवणा । से तं ओहनिप्फण्णे ।

ઉત્તર– અપ્રશસ્ત ભાવક્ષપણાના ૪ પ્રકારો છે. તે આ પ્રમાણે– ક્રોધક્ષપણા, માનક્ષપણા, માયાક્ષપણા અને લોભક્ષપણા. આ અપ્રશસ્તભાવક્ષપણા છે. આ પ્રમાણે નોઆગમભાવક્ષપણા, ભાવક્ષપણા અને ક્ષપણાનું વર્ણન પૂર્ણ થયું. આ રીતે ઓઘનિષ્પન્નનિક્ષેપનું વર્ણન થયુ.

२४६. से किं तं नामनिप्फण्णे ?

૨૪૬. પ્રશ્ન– ભંતે ! નિક્ષેપના દ્વિતીયભેદ 'નામનિષ્પન્નનિક્ષેપ' નુ સ્વરૂપ કેવું છે ?

नामनिप्फण्णे–सामाइए । से समासओ चउव्विहे पण्णत्ते, तं जहा–णामसामाइए ठवणासामाइए दव्वसामाइए भावसामाइए । णामठवणाओ पुव्वं भणियाओ। दव्वसामाइएवि तहेव, जाव से तं भवियसरीरदव्वसामाइए ।

ઉત્તર–સામાયિક તથા ચતુર્વિંશતિસ્તવ આદિ વિશેષનામો નામનિષ્પન્નનિક્ષેપ કહેવાય છે. તે સામાયિકના ૪ પ્રકારો કહેવામા આવ્યા છે. તે આ પ્રમાણે– (૧) નામસામાયિક (૨) સ્થાપનાસામાયિક (૩) દ્રવ્યસામાયિક અને (૪) ભાવસામાયિક. નામસામાયિક અને સ્થાપનાસામાયિકનુ સ્વરૂપ પૂર્વવત્ જાણવું. દ્રવ્યસામાયિકના વર્ણનમાં ભવ્યશરીરદ્રવ્યસામાયિક સુધીનું વર્ણન દ્રવ્યઆવશ્યકની જેમ જાણવું.

से किं तं जाणयसरीरभवियसरीरवइरित्ते दव्वसामाइए ?

પ્રશ્ન– ભંતે ! જ્ઞશરીરભવ્યશરીરવ્યતિરિકત દ્રવ્યસામાયિક શું છે ?

जाणयसरीरभवियसरीरवइरित्ते दव्वसामाइए–पत्तयपोत्थयलिहिए । से तं जाणयसरीरभवियसरीरवइरित्ते दव्वसामाइए । से तं णोआगमओ दव्वसामाइए । से तं दव्वसामाइए ।

ઉત્તર– પત્ર અથવા પુસ્તકમા લિખિત 'सामाइयं' આ પદ જ્ઞશરીરભવ્યશરીરવ્યતિરિકતદ્રવ્યસામાયિક છે. આ પ્રમાણે નોઆગમથી દ્રવ્યસામાયિકના સ્વરૂપનું કથન જાણવું

से किं त भावसामाइए ?

પ્રશ્ન– ભંતે ! ભાવસામાયિક શું છે ?

भावसामाइए दुविहे पण्णत्ते, तं जहा-आगमओ य नोआगमओ य ।

ઉત્તર– ભાવસામાયિકના બે પ્રકાર છે તે આ પ્રમાણે– (૧) આગમથી ભાવસામાયિક અને (૨) નોઆગમથી ભાવસામાયિક

से किं तं आगमओ भावसामाइए

પ્રશ્ન– ભંતે ! આગમભાવસામાયિક શુ છે ?

आगमओ भावसामाइए-जाणए उवउत्ते । से तं आगमओ भावसामाइए ।

ઉત્તર– સામાયિકાદિ પદનો જ્ઞાતા તેમાં ઉપયોગયુકત હોય તેવો જ્ઞાયક આત્મા આગમાપેક્ષાએ ભાવસામાયિક છે

से किं तं नोआगमओ भावसामाइए ?

પ્રશ્ન– ભંતે ! નોઆગમભાવસામાયિક શુ છે ?

नोआगमओ भावसामाइए- "जस्स सामाणिओ अप्पा, संजमे णियमे तवे। तस्स सामाइयं होइ, इइ केवलिभासियं ॥१॥ जो समो सव्वभूएसु, तसेसु थावरेसु य। तस्स सामाइयं होइ, इइ केवलिभासियं ॥२॥ जह मम ण पियं दुक्खं, जाणिय एमेव सव्व जीवाणं । न हणइ न हणावेइ य, सममणइ तेण सो समणो ॥३॥ णत्थि य से कोइ वि देसो, पियो य सव्वेसु चेव जीवेसु। एएण होइ समणो एसो अन्नोऽवि पज्जाओ ॥४॥ उरगगिरिजलणसागर- नहतलतरुगणसमो य जो होइ । भमरमियधरणिजलरुह-रविपवण समो य सो सुमणो ॥५॥ तो समणो जइ सुमणो भावेण य जइ ण होइ पावमणो। सयणे य जणे य समो समो य माणावमाणेसु ॥६॥" से तं नो आगमओ भावसामाइए । से तं भावसामाइए । से तं सामाइए । से तं नामनिप्फण्णे ।

ઉત્તર- જે મનુષ્યનો આત્મા મૂળગુણરૂપ સંયમ, ઉત્તરગુણરૂપ નિયમ, અનશન વગેરે તપમાં સર્વકાળ સંલગ્ન રહે છે તેને સામાયિક હોય છે એવુ કેવળીભગવાનનુ કથન છે જે સર્વભૂતે-ત્રસ અને સ્થાવર જીવો પ્રત્યે સમભાવ ધારણ કરે છે તેને સામાયિક હોય છે, તેમ કેવળી ભગવંતોનુ કથન છે જેવી રીતે મને દુઃખ થાય છે તેવી રીતે સર્વજીવોને દુઃખ થાય છે એવુ જાણીને સ્વયં કોઈપણ પ્રાણીની ઘાત કરે નહીં, બીજાપાસે કરાવે નહી કે ઘાત કરનારને અનુમોદન આપે નહીં, સમસ્ત જીવોને પોતાની સમાન માને તેજ શ્રમણ કહેવાય છે જેને કોઈ જીવ પ્રત્યે દ્વેષ નથી, કોઈ પર પ્રેમ નથી, આ પ્રમાણે શ્રમણ શબ્દની નિરુકિતથી સમમનવાળો જીવ 'શ્રમણ' કહેવાય છે. શ્રમણનુ પ્રકારાન્તરથી કથન કરે છે અહીં સાધુની ૧૨ ઉપમા આપી છે. તે ઉપમાઓથી યુકત હોય તે શ્રમણ કહેવાય છે. શ્રમણ (૧) ઉરગસમ- પરકૃતગૃહમાં નિવાસ કરવાથી ઉરગ- સર્પ જેવા (૨) ગિરિસમ- પરિષહ અને ઉપસર્ગ આવવાપર નિષ્કંપ હોવાથી પર્વતજેવા (૩) જ્વલનસમ- તપોજન્ય તેજથી સમન્વિત હોવાથી અગ્નિ તુલ્ય (૪) સાગરસમગંભીર, જ્ઞાનાદિરત્નોથી યુકત હોવાથી સમુદ્ર જેવા. (૫) નભસ્તલસમ- સર્વત્ર આલંબન રહિત હોવાથી આકાશજેવા (૬) તરુગણસમ- વૃક્ષ જેમ સિંચનાર અને કાપનાર બંને પ્રત્યે સમભાવ રાખે છે તેમ નિંદા કરનાર અને પ્રશંસા કરનાર બંને પ્રત્યે સમભાવ રાખવાથી વૃક્ષ જેવા (૭) ભ્રમરસમ- ભ્રમર જેમ ઘણા પુષ્પોમાંથી થોડો થોડો રસ ગ્રહણ કરે છે તેમ અનેક ગૃહોમાંથી સ્વલ્પ આહારાદિ ગ્રહણ કરનાર હોવાથી ભ્રમર જેવા (૮)

મૃગસમ– સંસારના ભયથી સદા ભયભીત રહેવાથી મૃગજેવા (૯) ધરણિસમ–સર્વસહ-બધુ સહન કરનાર હોવાથી પૃથ્વી જેવા (૧૦) જલરુહસમ– કાદવથી ઉત્પન્ન અને જળથી સંવર્ધિત છતાં તેનાથી અલિપ્ત કમળની જેમ સંસારથી ઉત્પન્ન અને સંવર્દ્ધિત હોવા છતાં તેનાથી અલિપ્ત રહે છે માટે કમળજેવા (૧૧) સૂર્યસમ– ધર્માસ્તિ-કાયાદિ સમસ્ત વસ્તુના પ્રકાશક હોવાથી સૂર્યજેવા (૧૨) પવનસમ– પવનની જેમ અપ્રતિહતવિહારી હોવાથી પવન જેવા શ્રમણુ હોય છે. શ્રમણુ ત્યારે જ સંભવિત છે કે તે દ્રવ્યની અપેક્ષાએ સુમનવાળો હોય ભાવમનની અપેક્ષાએ પાપરહિત હોય. જે માતા-પિતાદિ સ્વજનો અને સર્વ સામાન્ય જનોમાં નિર્વિશેષ ( સમભાવી ) હોય તેમજ માન-અપમાનમાં સમભાવ ધારક હોય તેજ શ્રમણુ છે. આ પ્રમાણે નોઆગમથી ભાવ-સામાયિકનું સ્વરૂપવર્ણન છે. આ પ્રમાણે સામાયિક અને નામનિષ્પન્ન નિક્ષેગનું વર્ણન પૂર્ણ થયું.

२४७. से किं तं सुत्तालावगनिप्फण्णे ?

૨૪૭. પ્રશ્ન– ભંતે ! સૂત્રાલાપકનિષ્પન્નનિક્ષેપ શુ છે ?

सुत्तालावगनिप्फण्णे इयाणिं सुत्तालावयनिप्फण्ण निक्खेवं इच्छावेइ, सेयं पत्तलक्खणेऽवि ण णिक्खिप्पइ, कम्हा ? लाघवत्थं । अत्थि इओ तइए अणुओगदारे अणुगमेत्ति । तत्थ णिक्खित्ते इहं णिक्खित्ते भवइ, इह वा णिक्खित्ते तत्थ णिक्खित्ते भवइ, तम्हा इहं ण णिक्खिप्पइ तहिं चेव निक्खिप्पइ । से तं निक्खेवे ॥

ઉત્તર– અત્રે શિષ્ય સૂત્રાલાપકનિષ્પન્ન-નિક્ષેપનું કથન કરવા સૂત્રકારને પ્રેરિત કરી રહ્યો છે, કારણુ કે નામનિષ્પન્નનિક્ષેપના કથન પછી આની પ્રરૂપણાનો અવસર પ્રાપ્ત છે. છતાં અહીં લાઘવની દૃષ્ટિએ તેની પ્રરૂ-પણા કરતા નથી. તે લાઘવ આ પ્રમાણે છે, કે હવે પછી અનુગમનામના ત્રીજા અનુ-યોગદ્વારનું વર્ણન આવે છે. તેમા સૂત્રના આલાપકોનો નિક્ષેપ બતાવેલ છે. તેજ અહીં પણુ સમજી લેવો જોઇએ. માટે અહીં અલગ કહેવાની આવશ્યકતા નથી. એટલે ત્યા નિક્ષિપ્ત થયેલાને અહીં નિક્ષિપ્ત થયેલ જેવું જ માની લેવું જોઇએ.

२४८. से किं तं अणुगमे ?

अणुगमे दुविहे पण्णत्ते, तं जहा- सुत्ताणुगमे य निज्जुत्ति अणुगमे य ।

से किं तं निज्जुत्ति अणुगमे ?

निज्जुत्ति अणुगमे-तिविहे पण्णत्ते, तं जहा-निक्खेवनिज्जुत्ति अणुगमे, उवग्घायनिज्जुत्ति अणुगमे, सुत्तप्फासियनिज्जुत्ति अणुगमे ।

से किं तं निक्खेवनिज्जुत्तिअणुगमे ?

निक्खेवनिज्जुत्ति अणुगमे अणुगए । से तं निक्खेवनिज्जुत्तिअणुगमे ।

से किं तं उवग्घायनिज्जुत्ति अणुगमे ?

उवग्घायनिज्जुत्ति अणुगमे इमाहिं दोहिं मूलगाहाहिं अणुगंतव्वे,तं जहा-उद्देसे१ निद्देसे२ निग्गम३ खित्ते य४ काल५पुरिसे य ६ कारण७ पच्चय८ लक्खण९ नए१० समोयारणा ११ऽणुमए १२॥१॥ किं१३ कइविहं१४

૨૪૮. પ્રશ્ન- ભંતે! અનુગમનામક તૃતીય અનુયોગદ્વાર શું છે?

ઉત્તર- અનુગમ- સૂત્રાનુકૂળ અર્થનું કથન. તેના બે ભેદો છે, તે આ પ્રમાણે— (૧) સૂત્રાનુગમ અને (૨) નિર્યુક્તિઅનુગમ.

પ્રશ્ન- નિર્યુક્તિઅનુગમ શું છે?

ઉત્તર- સૂત્રની સાથે સંબદ્ધ અર્થોની યુક્તિ-સ્ફુટતા કરવી અર્થાત્ નામ, સ્થાપના વગેરે પ્રકારોથી સૂત્રનો વિભાગ કરવો તે નિર્યુક્તિઅનુગમ કહેવાય. તેના ત્રણ પ્રકારો કહેવામાં આવેલા છે. તે આ પ્રમાણે- (૧) નિક્ષેપનિર્યુક્તિ અનુગમ (૨) ઉપોદ્ઘાતનિર્યુક્તિઅનુગમ અને (૩) સૂત્રસ્પર્શિકનિર્યુક્તિઅનુગમ.

પ્રશ્ન- ભંતે! નિક્ષેપનિર્યુક્તિઅનુગમ શું છે?

ઉત્તર-નામ, સ્થાપનાદિકરૂપ નિક્ષેપોની નિર્યુક્તિ તે નિક્ષેપનિર્યુક્તિઅનુગમ છે. તાત્પર્ય એ છે કે આવશ્યક, સામાયિકાદિનું નામ-સ્થાપના વગેરે નિક્ષેપોવડે જે વ્યાખ્યાન કરવામા આવેલ છે તે દ્વારા નિક્ષેપનિર્યુક્તિઅનુગમનું વ્યાખ્યાન થઈ ગયેલ છે.

પ્રશ્ન- ભંતે! ઉપોદ્ઘાતનિર્યુક્તિઅનુગમ શું છે?

ઉત્તર— વ્યાખ્યા કરવાયોગ્ય સૂત્રની વ્યાખ્યાવિધિ સમીપ કરવી અર્થાત્ ઉદ્દેશાદિની વ્યાખ્યા કરી સૂત્રની વ્યાખ્યા કરવી તે ઉપોદ્ઘાતનિર્યુક્તિ અનુગમ છે. ગાથાઓવડે તે કહે છે. (૧) ઉદ્દેશ–સામાન્ય નામરૂપ જેમકે–અધ્યયન (૨) નિર્દેશ–નામનું કથન કરવું જેમકે– સામાયિકાદિ

कस्स१५ कहि१६ केसु१७ कहं१८
केच्चिरं हवइ कालो ? १९ । कइ२०
संतर २१ मविरहियं २२, भवा २३
गरिस२४फासण२५ निरुत्ती २६ ॥२॥
से तं उवग्घायनिज्जुत्ति अणुगमे

(૩) નિર્ગમ– સામાયિક ક્યાથી નિકળી ? ભ. મહાવીરથી નિકળી (૪) કયા ક્ષેત્રમા નિકળી ? મહાસેનનામક વનમા. (૫) કયા કાળમા ? વૈશાખ સુદ ૧૧ ના પ્રથમ પૌરૂષીકાળમા (૬) કયાપુરૂષથી ? અર્થની અપેક્ષાએ ભ મહાવીરથી પ્રગટ થઈ. (૭) કયા કારણથી સાભળી ? ગૌતમસ્વામી આદિએ ભગવ ત પાસેથી સાભળી (૮) પ્રત્યય– કયા પ્રત્યયથી ભગવન્તે કહી ? કયા પ્રત્યયથી ગૌતમાદિએ સાભળી ? કેવળજ્ઞાની– સર્વજ્ઞ હોવાના પ્રત્યયથી કહી અને સાંભળી. (૯) લક્ષણ કયુ ? સમ્યક્ત્વ સામાયિકનું લક્ષણ તત્ત્વશ્રદ્ધાન, શ્રુતસામાયિકનું લક્ષણ જીવાદિતત્ત્વોનું પરિજ્ઞાન, સર્વવિરતિ સામાયિકનુ લક્ષણ સાવદ્યવિરતિ અને દેશવિરતિસામાયિકનું લક્ષણ દેશતઃ વિરતિ અને દેશત અવિરતિ (૧૦) નય– નૈગમાદિ (૧૧) સમવતાર– સામાયિકપર સાત નય ઉતારવા (૧૨) અનુમત–કયો નય સામાયિકને સ્વીકારે છે ? નૈગમ, સંગ્રહ, વ્યવહાર, આ ત્રણ નય, તપ, સ યમરૂપ ચારિત્રસામાયિકને, નિર્ગ્રંથપ્રવચનરૂપ શ્રુતસામાયિકને અને સમ્યક્ત્વસામાયિકને સ્વીકારે છે ઋજુસૂત્રાદિ ચારે નયો સમતારૂપ ચારિત્રસામાયિકને જ સ્વીકારે છે (૧૩) કિમ્–ગુણયુક્તજીવને સામાયિક છે ઈત્યાદિ (૧૪) સામાયિક કેટલા પ્રકારની છે ? સામાયિક ત્રણ પ્રકારની છે (૧) સમ્યક્ત્વસામાયિક (૨) શ્રુતસામાયિક અને (૩) ચારિત્રસામાયિક (૧૫) કયા પુરૂષની સામાયિક ? જેનો આત્મા સમાધિમા હોય તેની સામાયિક. (૧૬) કયા સ્થાનમા સામાયિક ? આર્યક્ષેત્રમા, ૩, ૪, ૫ મા આરા, મનુષ્યગતિ આદિ ઘણા બોલના સંયોગમાં સામાયિક. (૧૭) સામાયિક કોના મા ? સર્વદ્રવ્યમાં સમતાભાવરૂપસામાયિક હોય(૧૮)કેવી રીતે

સામાચિક? અવ્યાક્ષિપ્તમનુષ્યચિત્ત, જાતિ, કુળ, બળ, આરોગ્ય સૂત્રશ્રવણુ વિનયોપચારના સ્થાને સામાયિક. (૧૯) સામાચિકનું કાળમાન કેટલું? સમ્યક્ત્વ અને શ્રુત સામાચિકની સ્થિતિ ૬૬ સાગરથી કંઈક અધિક, ચારિત્રસામાચિકની સ્થિતિ દેશઉણુ ક્રોડપૂર્વની છે (૨૦) સામાયિક કેટલી? સમ્યક્ત્વને શ્રુતસામાચિકની અપેક્ષાએ અસંખ્યાત, સર્વ વિરતિ આશ્રી પૃથક્ત્વસહસ્ર, દેશવિરતિઆશ્રી અસંખ્યાત. (૨૧) અન્તર કેટલું પડે? એક જીવ આશ્રી જઘન્યે અંતર્મુહૂર્ત ઉત્કૃષ્ટ અર્ધપુદ્ગલપરાવર્તન (૨૨) વિરહ–સર્વજીવઆશ્રી વિરહ નથી. (૨૩) સામાચિકના કેટલા ભવ? આરાધકઆશ્રી જઘન્ય ૨ ભવ, ઉત્કૃષ્ટ આઠ ભવ. (૨૪) આકર્ષ–સમ્યક્ત્વ અસંખ્યાતવાર આવે એક ભવઆશ્રી સામાચિકચારિત્ર પૃથક્ત્વ સોવાર આવે. ઘણાભવ આશ્રી પૃથકત્વ હજાર વાર આવે. (૨૫) સામાચિક કેટલા ક્ષેત્રને સ્પર્શે? એક જીવ આશ્રી અસખ્યાતમા ભાગને અને કેવળસમુદ્ઘાતઆશ્રી સપૂર્ણ લોકને સ્પર્શે. (૨૬) નિરુક્તિ–સમ્યક્ પ્રકાર યુક્તિ પદરૂપ લાભની પ્રાપ્તિ થાચ તે સામાયિકની નિરુક્તિ આ ઉપોદ્ઘાત નિર્યુક્તિ અનુગમનુ કથન થયુ

२४९. से किं तं सुत्तप्फासियनिज्जुत्ति अणुगमे ?

सुत्तप्फासियनिज्जुत्ति अणुगमे सुत्तं उच्चारेयव्वं अक्खलियं अमिलियं अवच्चामेलियं पडिपुण्णं पडिपुण्णघोसं कंठोट्ठविप्पमुक्कं गुरुवायणोवगयं । तओ तत्थ णज्जिहिति ससमयपयं वा परसमयपयं वा बंधपयं वा मोक्खपयं वा सामाइयपयं वा णो

૨૪૯ પ્રશ્ન– ભંતે! સૂત્રસ્પર્શિક નિર્યુક્તિ શું છે?

ઉત્તર– સૂત્રને સ્પર્શ કરનાર નિર્યુક્તિ તે સૂત્રસ્પર્શિક નિર્યુક્તિ છે. સૂત્રના ઉચ્ચારણ કરવાની વિધિ આ પ્રમાણે જાણવી— સૂત્રનુ ઉચ્ચારણ અસ્ખલિત, અમીલિત, અવ્યત્યાગ્રેડિત, પ્રતિપૂર્ણ, પ્રતિપૂર્ણઘોષ યુકત, કંઠોષ્ઠ વિપ્રમુકત, તથા ગુરુવાચનોપગત હોય. ∗ આ પ્રકારે સર્વ દોષોથી

∗ આ પદોની વ્યાખ્યા માટે જુઓ દ્રવ્યાવશ્યકવ્યાખ્યા

सामाइयपयं वा । तओ तम्मि उच्चारिए समाणे केसिं च णं भगवंताणं केइ अत्थाहिगारा अहिगया भवंति, केइ अत्थाहिगारा अणहिगया भवंति । तओ तेसिं अणहिगयाणं अहिगमणट्ठाए पयं पएणं वन्नइस्सामि–'संहिया य पयं चेव,पयत्थो पयविग्गहो । चालणा य पसिद्धी य, छव्विहं विद्धि लक्खणं ।" से त्तं सुत्तप्फासियनिज्जुत्ति अणुगमे । से त्तं निज्जुत्तिअणुगमे । से त्तं अणुगमे ।

રહિત સૂત્રોનો ઉચ્ચાર કરવાથી જણાશે કે આ સ્વસમયનુ પદ છે, આ પરસમયપદ છે કે બંધપદ છે કે મોક્ષપદ છે આ સામાયિકપદ છે અથવા નોસામાયિક પદ છે આ ઉપરાંત સૂત્રના વિધિપૂર્વક નિર્દોષ ઉચ્ચારણથી જ કેટલાક સાધુ ભગવંતોને અર્થનો બોધ થઇ જાય છે અને ક્ષયોપશમની વિચિત્રતાથી કેટલાક અર્થાધિકારો અનધિગત રહે છે– જણાતા નથી આ અનધિગત અર્થાધિકારોનો અધિગમ થાય (જ્ઞાન થઇ જાય તેમાટે) એક-એક પદની પ્રરૂપણા કરીશ (૧) સંહિતા– અસ્ખલિતરૂપથી મૂળ પાઠનું ઉચ્ચારણ કરવુ (૨) પદ– મૂળ પાઠમા આવેલા પદોને અલગ કરવા. (૩) પદાર્થ–પદોનો અર્થ કહેવો. (૪) પદવિગ્રહ-પ્રકૃતિ-પ્રત્યય આદિ દેખાડી વિસ્તાર કરવો. (૫) ચાલના- સૂત્રની અથવા અર્થની અનુપપત્તિનુ ઉદ્ભાવન કરવું– શંકા ઉપસ્થિત કરવી (૬) પ્રસિદ્ધિ- સમાધાન- સૂત્ર અને તેના અર્થની યુક્તિઓ વડે સ્થાપના કરવી. આ છ પ્રકારોથી સૂત્રની વ્યાખ્યા થાય છે. આ પ્રમાણે સૂત્રસ્પર્શિકનિર્યુક્તિ અનુગમ છે આ પ્રમાણે નિર્યુક્તિ અને અનુગમનુ વર્ણન પૂર્ણ થયુ.

२५०. से किं तं णए ?

૨૫૦ પ્રશ્ન– ભતે ! નય શુ છે ?

सत्त मूलणया पण्णत्ता, त जहा- णेगमे संगहे ववहारे उज्जुसुए सद्दे समभिरूढे एवंभूए । तत्थ णेगेहिं माणेहिं मिणइत्ति णेगमस्स य निरुत्ती । सेसाणंपि नयाणं, लक्खणमिणमो सुणह वोच्छं ॥१॥

संगहियपिंडियत्थं, संगहवयणं समासओ बिंति । वच्चइ विणिच्छियत्थं, ववहारो सव्वदव्वेसु ॥२॥

ઉત્તર–મૂળનયો સાત છે, તે આ પ્રમાણે- (૧) નૈગમનય (૨) સંગ્રહનય (૩) વ્યવહારનય (૪) ઋજુસૂત્રનય (૫) શબ્દનય (૬) સમભિરૂઢનય અને (૭) એવભૂતનય નૈગમનય– મહાસત્તા, સામાન્ય તેમજ વિશેષ આદિ અનેક પ્રકારોથી વસ્તુનો પરિચ્છેદ કરનાર નૈગમનય છે હવે બાકીના છ નયોના લક્ષણ કહું છુ સમ્યક્ ગૃહીત અતએવ એક જાતિને પ્રાપ્ત એવો અર્થ જેનો વિષય છે એવુ સગ્રહનયનું વચન છે તાત્પર્ય આ છે કે સગ્રહનયનો વિષય સામાન્ય જ છે વિશેષ નહિ, જેમકે

पच्चुप्पन्नग्गाही, उज्जुसुओ णयविही मुणेयव्वो इच्छइ विसेसियतरं, पच्चुप्पण्णे णओ सद्दो ॥३॥

वत्थूओ संकमणं, होइ अवत्थू नए समभिरूढे । वंजण अत्थ, तदुभयं एवंभूओ विसेसेइ ॥४॥

णायंमि गिण्हियव्वं, अगिण्हियव्वंमि चेव अत्थंमि । जइयव्वमेव इइ जो उवएसो सो नओ नाम ॥५॥

सव्वेसिंपि नयाणं, वहुविहवत्तव्वयं निसामित्ता । तं सव्वनयविसुद्धं, जं चरणगुणट्ठिओ साहू ॥६॥

से तं नए । अणुओगद्दारा समत्ता ।

'एगे आया' ( આત્મા એક છે ). વ્યવહાર સર્વ દ્રવ્યોના વિષયમાં વિનિશ્ચય ( વિશેષ રૂપમાં નિશ્ચય કરવો ) નિમિત્તે પ્રવૃત્ત થાય છે, જેમકે પાંચ વર્ણના વસ્ત્રમાં રકતવર્ણ અધિક હોય તો લોકવ્યવહારમાં રકતવસ્ત્ર કહે. ઋજુસૂત્રનયવિધિ પ્રત્યુત્પન્નગ્રાહી ( વર્તમાનકાળભાવી પર્યાયને ગ્રહણ કરનાર ) હોય છે. તે સરળ–વર્તમાનકાળને જ માને છે. અતીત અનાગતને સ્વીકારતો નથી. ઋજુસૂત્રનયની અપેક્ષાએ શબ્દનય પદાર્થને વિશેષતર માને છે કારણ કે શબ્દનય ઋજુસૂત્રનયની અપેક્ષાએ સૂક્ષ્મ–વિષયવાળો છે. શબ્દનો વિષય જો કે વર્તમાનકાળવર્તી પદાર્થજ છે પરંતુ તે લિંગ, કારક, વચન આદિના ભેદથી વાચ્યાર્થમા પણ ભેદ માને છે. સમભિરૂઢનય ઇન્દ્રાદિ વસ્તુનુ અન્યત્ર શક્રાદિમાં સંક્રમણને અવસ્તુ- અવાસ્તવિક માને છે. અર્થાત્ વ્યુત્પત્તિના ભેદથી શબ્દના અર્થમાં ભેદ માને છે એવંભૂતનય વ્યંજન–શબ્દ અને તદુભયને વિશેષરૂપે સ્થાપિત કરે છે. તાત્પર્ય એ છે કે જ્યારે જળધારણની ક્રિયા થતી હોય ત્યારે જ ઘટ ઘટ ને કહેવાય.

આ નયો દ્વારા ગ્રહણ કરવા યોગ્ય જ્ઞાન. દર્શન, ચારિત્ર અને અનાદરણીય મિથ્યાત્વ વગેરેનું જ્ઞાન પ્રાપ્ત કરીનેજ પ્રયત્ન કરે. અર્થાત્ મિથ્યાત્વાદિ છોડવાનો ઉપાય કરે, શુદ્ધ ઉપદેશમા પ્રવર્તે. આ પ્રકારનો જ્ઞાનપૂર્વક પ્રવૃત્તિ નિવૃત્તિ કરવાનો જે ઉપદેશ તે નય એટલે જ્ઞાનનય કહેવાય છે આ નયોની પરસ્પર વિરુદ્ધ વકતવ્યતાને સાંભળી સમસ્ત નયોને સમ્મત ચારિત્ર અને જ્ઞાનમાં સ્થિત થનાર સાધુ મોક્ષનો સાધક હોય છે. આપ્રમાણે અનુયોગદ્વાર સમાપ્ત થાય છે.

**અનુયોગદ્વાર સમાપ્ત**